*Registered No. B. 810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મુ VOL. VIII. JAN. 1916. No. 7 જાનેવારી ૧૯૧૬. અંક ૭ મો

અનુક્રમણિકા.

| વિષય. | પાનું. |
|---|---|
| ૧. આભાર સ્વીકાર ... ... ... | ૨૯૦ |
| ૨. ૧૧ મી હિંદી ઉદ્યોગી કોન્ફરન્સનો એહવાલ. ... ... ... ... | ૧ |
| ૩. પહેલી હિંદી વેપારી કોંગ્રેસનો એહવાલ. | ૪૯ |
| ૪. મુંબઇ ઇલાકાનું ખેતીવાડી ખાતું ... | ૨૯૧ |
| ૫. લડાઈ અને વેપાર સંબંધિ વધુ સરકારી જાહેરનામાં. ... ... | ૨૯૩ |
| ૬. ચેમ્બરનો વિભાગ ... ... ... | ૨૯૫ |
| ૭. બીજી ચેમ્બરો ... ... ... | ૨૯૭ |
| ૮. વેપારી બાતમી અને આંકડા... ... | ૨૯૯ |

INDEX.

| Subjects. | Page. |
|---|---|
| 1 Review ... ... ... ... | 290 |
| 2 Report of the XI Session of the Indian Industrial Conference. ... | 1 |
| 3 Report of the 1st Session of the Indian Commercial Congress, ... | 49 |
| 4 Department of Agriculture, Bombay. ... ... ... ... | 291 |
| 5 War Notes and Notifications.... | 293 |
| 6 Chamber's Section ... ... | 295 |
| 7 Other Chambers... ... ... | 297 |
| 8 Commercial Intelligence and Statistics... .... ... .... | 299 |

## સાભાર સ્વીકાર.

ઓઘડશંકર અને તેનો ભાઈ ડાહ્યાભાઈ, લખનાર:—મી. જે. એલ. ડી. બારશાયા એ. એમ. એ. ઇ. (nat) પ્રસિદ્ધ કરનાર:—ધી ફ્રોર્ટ પ્રીનટીંગ પ્રેસ, કોટ, મુંબઇ.

કિંમત ૦-૮-૦

ગુજરાતી ભાષામાં હાસ્યરસથી ભરપુર પુસ્તકોનો જે દુકાળ છે, અને તેમાં જે ગણ્યાં ગાંઠયાં પુસ્તકો છે તેમાં આ પુસ્તકથી વધારો થયોછે. 'ગુજરાતી' તરફથી પ્રકટ થયેલાં 'મુરખા'નાં રમુજી પુસ્તક ઉપરથી મુરખાના પૌત્ર રૂપે ઓઘડશંકર અને ડાહ્યાભાઇના ચિતારો આપ્યા છે, જેમાં ઓઘડશંકરની મુર્ખતા વાંચી પેક પકડીને હસવું આવ્યા વિના રહેતું નથી. જ્યારે ડાહ્યાભાઇની હુશિયારી માટે તેનો અહવાલ વાંચ્યા કેડે સંતોષ ઉપજ્યા વગર પણ રહેનો નથી. આ પુસ્તકનું મુઠું ગુજરાતી સાહિત્યમાં એક નવિન દ્રષ્ટિ મર્યાદા ઉત્પન્ન કરેછે. મી. બારશાયાએ ઓઘડશંકરનું ચિત્ર આપી તેમાં તેની સ્ત્રી, ભાઈ અને છોકરાનુ ધમલાં આપ્યું છે જે ખરેખર વખાણવા લાયક છે. આઠ આનાની કિમતમાં આવી રમુજથી ભરેલું પુસ્તક મફતજ છે.

---

## REMINISCENCES OF MR GOKHALE.

## મા. ગોખલે સાથનો સ્વપરિચય.

લખનાર:—મી. દિનશાહ એદલજી વાચ્છા.

પ્રસિદ્ધ કરનાર—ધી ફ્રોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ, કોટ. મુંબઇ.

કિંમત ૬ આના.

આ અંગ્રેજીમાં લખાયલું એક નાનું પુસ્તક છે. અને સ્વર્ગસ્થ ઓન. મી ગોખલે સી. આઈ. ઇ. સાથના પોતાના અંગત પરિચયનો અનુભવ આ પુસ્તકમાં મી. વાચ્છાએ આપેલો છે. ઉપરાત તેમા મી. સરોજીની નેડુ તરફથી લખાયલી કવિતા મીસીસ નેડુની સહી સાથે આપવામા આવી છે ઉપરાત ઓન. મી. ગોખલેની બે છબીઓ તેમની સહિ સાથે છાપવામાં આવી છે. મી. વાચ્છા જેવા લેખક, મોસીસ નેડુ જેવી કવિતાણી અને ફ્રોર્ટ પ્રીન્ટીંગ પ્રેસની ખંતિલી છપાઇ આ ત્રણેનું સમાગમ જ્યાં સંક્રાંતિ પામે ત્યાં પછી પુસ્તકમાં કંઇ જાતનો દોષ હોઇ શકે? અંદર આપવામાં આવેલી વિગત જોતાં આ ચોપડીની કિંમત છ આના કોઇ પણ જાતની વિસાતમાં નથી વળી આ પુસ્તકની વસુલાતમાંથી એક આનો ગોખલે ફંડમા જનાર હોવાથી 'એક પંથ ઓર દો કાજ' જેવું છે.

---

## અમો પોતે.

આ અંકમાં સમસ્ત હિંદની ઔદ્યોગિક કોનફરંસ તથા હિંદી વેપારી કોંગ્રેસના અહેવાલો આપવામાં આવ્યા છે, આને લીધે પાનાં ઘણાં વધી ગયાં છે તે છતાં રાબેતા મુજબના આંકડા, બાતમીઓ અને ખબરો આપવામા આવી છે, એ તરફ ગ્રાહકોનું લક્ષ ખેંચીએ છીએ.

---

# ૧૧ મી હિંદી હુન્નર ઉદ્યોગની કોન્ફરન્સ.

—————:+:————— —

૧૧ મી હુન્નર ઉદ્યોગની કોનફરંસની પહેલી બેઠક શુક્રવાર તા૦ ૨૪ મી ડીસેમબરને દીવસે કોનગ્રેસ માટે ખાસ ઉભા કરેલા મંડપમાં ભેગી મળી હતી. તે વેળાએ જુદા જુદા વેપારી હીત ધરાવતા પ્રતીનીધીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી.

ઇંદોરના મહારાજા હોલ્કરે કોનફરનસમાં પધારી દેશી રાજ્યો પણ હુનર ઉદ્યોગ સંબંધી કેવા જાગરૂત બનતા જાય છે તે દેખાડી આપયું હતું. વડોદરાના નામદાર મહારાજા ગાયકવાડે પણ આ કોનફરસમાં ભાગ લેવા માટે પોતાના રાજ્યના વેપાર ઉદ્યોગ ખાતાંના અમલદારોને મોકલ્યા હતા. દરભંગાના મહારાજા પોતે આ કોનફરનસમાં પધાર્યાં હતા.

કોનફરનસમાં હીંદી વેપારીઓ ઉપરાંત જાપાની વેપારીઓ પણ નજરે પડતા હતા. મીસીસ એની બીસેંટ, પુણાની ખેતીવાડી કોલેજના પ્રીનસીપલ ડોકટર હેરલ્ડ મેન અને બીજા વેપાર ઉદ્યોગ સાથે સીધો સંબંધ ન ધરાવનારાઓની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

કોનફરનસમાં હીંદના જુદા જુદા પ્રાંતના ડેલીગેટો ઉપરાંત મુંબઇના મોટા વેપારીઓ અને ડેલીગેટોએ મોટાં પ્રમાણમાં હાજરી આપી હતી. વેપારીઓ ઉપરાંત સાક્ષરો, સોલીસીટરો અને કોરપોરેશનના સભાસદોની હાજરી પણ માલુમ પડતી હતી. પુરૂષો ઉપરાંત સ્ત્રીઓની હાજરી પણ માલુમ પડતી હતી. પારસી બાનુઓ ઉપરાંત હીન્દુ-ગુજરાતી અને દક્ષીણી-સન્નારીઓએ પણ પધારી કોનફરન્સની શોભામાં વધારો કર્યો હતો.

## આવકાર દેનારી કમીટીના પ્રમુખ સર દીનશાહ માણેકજી પીટીટનું ભાષણ.

શુરૂઆતમાં હીંદી હુનર ઉદ્યોગની કોન્ફરન્સની આવકાર દેનારી કમીટીના પ્રમુખ સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટે ડેલીગેટોને આવકાર આપતાં નીચલું ભાષણ કર્યું હતું:-

હુનર ઉદ્યોગની કોન્ફરન્સની ૧૧ મી બેઠકની આવકાર આપનારી કમીટીના પ્રમુખ તરીકે આ શેહર કે જ્યાં આ કોનફરન્સ પહેલીવાર મળે છે, તયાં તમને બધાને આવકાર આપતાં મને ઘણો આનંદ થાય છે. કોનફરનસને હસ્તીમાં આવયાને ૧૦ ઉપર વરસ થયાં છે અને અતયાર પહેલાં તે અત્રે ભરાઈ ન હતી તેનું સાદું કારણ એજ છે કે તેની બેઠક હીંદી પ્રજાકીય કોન્ગ્રેસ દર વર્ષે જ્યાં અને જયારે મળી છે તયાં અને તયારે તે મળી છે; નહી તો આ દેશના બીજા કોઇ પણ શેહરને કોનફરનસની બેઠક ભરવાનો વધુ મોટો હક નથી. કારણકે મુંબઇ, તમે બધા જાણો છો તેમ, વેપાર ઉદ્યોગનાં શેહર અને બીજી ઘણી બાબતોમાં હીંદના બીજા કોઇ પણ શેહરથી ઉતરતું નથી. હીંદના એક સઉથી મહાન ઉદ્યોગનું તે મથક અને જન્મભુમી છે અને તેની હાલની આબાદીભરી સ્થીતી તેને આભારી છે.

### કાપડનો વધતો જતો ઉદ્યોગ.

કાપડ બનાવવાનો ઉદ્યોગ આ દેશમાં સને ૧૮૫૪ માં પ્રથમ મુંબઇ ખાતે સ્થાપવામાં આવયો હતો. અને તે પછી તે દરરૂપણે વધતો ગયો છે અને તેમ આ શેહરમાં દરેક રીતે અને દરેક દીશામાં વધતો ગયો છે. એ ઉદ્યોગની અગતય તાનો ટુંક ખયાલ આપવા માટે છેલ્લાં ૨૫ વર્ષ દરમીયાન તેની કેવી ખીલવણી થઇ છે તે બતાવવા માટે હું થોડા આંકડા આપીશ. સને ૧૮૯૦ માં રોકેલી થાપણ રૂ. ૫,૩૧,૭૫,૪૮૭ ની હતી, સને ૧૯૦૦ માં તે ૬,૨૦,૫૫,૬૩૧ ની હતી અને આજે તે રૂ. ૭,૭૬,૮૬,૪૬૦ ની છે. દર વર્ષે કાપડ અને સુતર નીચે પમાણે નીકળે છે:-

| | | કાપડ. | | | સુતર. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૧ | રતલ | ૮,૦૬,૮૯,૪૪૫ | ૧૯૦૧ | રતલ | ૩૩,૨૮,૬૨,૨૬૩ |
| ૧૯૧૪ | ,, | ૧૩,૩૩,૦૨,૮૯૭ | ૧૯૧૪ | ,, | ૩૨,૨૧,૫૩,૨૮૨ |

દરરોજ કામે લાગતા નોકરોની સરાસરી.

| | |
|---|---|
| ૧૮૯૦ માં | ૫૯,૧૩૯ |
| ૧૯૦૦ માં | ૮૨,૬૬૨ |
| ૧૯૧૪ માં | ૧,૦૯,૮૬૦ |

એજ મુદત દરમીયાન શેહરના વધારાને લગતા કેટલાક આંકડાઓ સાથે સાથે અગતયના થઇ પડશે. મયુનીસીપલ મહેસુલ સને ૧૮૯૦ માં રૂ. ૬૧,૬૫,૯૦૧ ની હતી, સને ૧૯૦૦ માં તે રૂ. ૮૪,૦૨,૮૪૮ ની હતી અને સને ૧૯૧૫ માં તે રૂ. ૧,૨૯,૩૭,૦૦૦ ની છે. પોર્ટ ટ્રસ્ટની મહેસુલ સને ૧૯૧૦ માં રૂ. ૪૧,૪૩,૦૦૦ ની હતી, સને ૧૯૦૦ માં રૂ. ૫૩,૩૩,૦૦૦ ની હતી અને સને ૧૯૧૫ માં રૂ. ૧૦૨,૭૩૦૦૦ ની છે.

## વહાણ બાંધવાનો મુંબઇનો જુનો ઉદયોગ.

આ ઉદયોગ વીષે આટલું બધું કહયા પછી આ શહેરમાં બીજું કંઇ જણાવવાં જેવું છે કે કેમ તે વીષે હું આજુબાજુ નકામી નજર કરૂં છું. આમ છતાં થોડાં વરસપર અત્રે એક એવો ઉદયોગ હતો કે તે જો જીવીને અત્યાર સુધી ચાલુ રહયો હોત તો દુનીયાના સુધારાવધારા અને આબાદીની વરૂધી સામે રૂના ઉદયોગ કરતાં પણ કદાચીત વધુ વધયો હોત અને આ શેહરની મોટાઇમાં હજુ પણ વધુ ફાળો આપયો હોત. હું જે ધંધા વીશે ઇશારો કરૂં છું તે વહાણ બાંધવાનો ઉદયોગ છે, જે ઉદયોગ એક વેળા એટલો બધો વધયો હતો કે દુનીયાના દુરના ભાગોમાં તેની નામના પહોંચી હતી. દીલગીરીની વાત છે કે આ ઉદયોગને આગળ વધારવામાં આવયો નહી, તેની સંભાળ લેવાઇ નહી, પણ તેનો અંત આવવા દીધો નહીં તો તે આજે માત્ર આ શેહરનીજ નહી પણ ઘણું ખરૂં આખા દેશની એક મોટામાં મોટી પુંજી સમાન થઇ પડત.

## બે બહોળા અને અગત્યના ઉદ્યોગની જન્મભુમી.

આ શેહર શોભુંક થયાં બે એવા ક્ષેત્ર અને અગતયતાવાળા ઉદયોગની જનમ ભુમી થઇ પડી છે કે આખા હીંદમાં કોઇ પણ ઠેકાણે તેનાથી વધી જાય એવું કંઇ હજુ સુધી થયું નથી. હું તાતા હાઇડરો-ઇલેકત્રીક વર્કસ અને આર્યન એનડ સ્ટીલ કંપની વીશે બોલું છું. હીંદના ઇતીહાસમાં પહેલીજવાર આવાં મહાન કારખાનાં હીંદી ગ્રહસ્થોએ હીંદી થાપણથી સ્થાપયાં છે અને આજે તેઓ ભવીષયની પ્રજાને બીજા ઉદયોગો સ્થાપવા માટે દાખલારૂપ છે. નવા ઉદયોગો સ્થાપવા અને તે ચલાવવા માટે પ્રથમ જે વસ્તુની જરૂર છે તે થાપણુની છે અને દેશના નાણાં સંબંધી સાધનો વીશે તપાસ કરી તેમને ખરી રીતે ખરી દીશામાં વાપરવાની જરૂર છે કે તેથી તે તેના કાયદાપુર્વકનો નફો મેળવે, વેપાર ઉદયોગના સુધારા વધારાને મદદ કરે, અને આ માટે બેંક સીવાય વધુ યોગય ખાતાંઓ કોઇ નથી.

## મુંબઇનો બેંકનો વેપાર.

મને જણાવતાં ખુશી ઉતપન થાય છે કે બેંકની બાબતમાં આ શેહર આગળ પડતું છે અને હાલમાં આ દેશના લોકોએ લોકોના પઇસાથી સ્થાપેલાં એક

કરતાં વધુ ખાતાંઓ હસ્તીમાં છે. પણ મારે કહેવું જોઇએ કે આ શેહરની બેંકોના ટુંકા ઇતીહાસમાં એક કાળું પાનું પણ છે. કેટલીક બેંકોની સ્થાપના પછી થોડેક વર્ષે એવો ધડાકો થયો કે જેનાં પરીણામમાં તેમાંની કેટલીક બેંકો નીષ્ફળ નીવડી અને તેથી ભાગીદારો અને ડીપોઝીટરોનાં નાણાં ગયાં. જેઓ આ શેહરના બેંકના ઉદયોગની વધુ ખીલવણી કરવા માટે ઇંતેજાર હતા અને જેઓ એવું અભીમાન લેતા હતા કે મોટામાં મોટી બેંકોમાંની કેટલીકનો કારોબાર હીંદી ગ્રહસ્થો ચલાવે છે તેમને આથી મોટો આચકો લાગયો હતો. એ બેંકોની ફતેહ કે બીજાનો આધાર બીજા બધા કરતાં તેમના મેનેજરોની શાહવટ, પ્રમાણીકતા અને શકતીપર હતો અને જો નાણાં રોકનારાઓએ પોતાનાં નાણાં તેમની સંભાળમાં સોંપવા પહેલાં એ માણસોના જાતી સ્વભાવ અને તેમની આબરૂ વીશે તપાસ કરી હોત તો તેઓ પોતાને થયલા નુકસાનમાંથી બચત. બેંકોના આ દીવાળાં પછી એવાં દીવાળાં જે કારણોથી નીકળ્યાં તે ભવીષયમાં ઉતપંન ન થાય તે માટે કંપનીઓ પરના અંકુશને લગતા કાયદામાં ફેરફાર કરવા માટે જુદે જુદે ઠેકાણેથી સરકારને માંગણી કરવામાં આવી હતી. જાહેર કંપનીઓના કારોબાર અને રીતથી જેઓ જાણીતા છે તેઓ સારી રીતે સમજી ગયા હતા કે પ્રમાણીકપણે અને યોગય રીતે ચાલતાં વેપારી ખાતાંઓના કામમાં ખલેલ કર્યાં વગર કે મુશકેલી ઉભી કર્યાં વગર તે દીશામાં એવો અસરકારક ધારો ઘડવાનું કામ લગભગ અશકય હતું. આમ છતાં સરકારે હીંદી કંપનીઓને લગતા કાયદામાં કેટલાક ફેરફાર કર્યાં છે પણ જે લોકો તે માટે બુમો પાડતા હતા તેમની ઇચ્છા પ્રમાણે તેમની અસર થશે કે કેમ તે વીશે મને મોટો શક છે.

## વેપાર ઉદયોગ માટે સરકારની મદદની માંગણી.

થોડુંક થયાં બીજી પરદેશી સરકારો, અને મુખય કરીને જાપાન, વેપાર ઉદયોગને જેવું ઉતેજન આપે છે તેવી મદદ અને રક્ષણ આ દેશના ઉદયોગોને સરકારે વચ્ચે પડીને આપવું જોઇએ. તે વીશે ઘણું કહેવાયું છે. આવી મદદ અને આવી રીતે વચ્ચે પડવાથી નવા ઉદયોગની સ્થાપના અને વધારા માટે ઘણા કીમતી થઇ પડશે, તેનાથી તેઓ પરદેશી હરીફાઇ સામે અને વધુ જુના તેથી વધુ બળવાન ખાતાંઓ સામે લડત ચલાવવાને શકતીવાન થશે તે વીશે કંઇ પણ શક નથી અને કોઇ પણ ઉદયોગ તેની બચગીમાં સરકારની મદદ અને સરકારના ટેકા વગર આવી હરીફાઇ સામે લડવાની ભાગયે આશા રાખી શકે. પણ જયારે દેશ નવા ઉદયોગોના તરફથી સરકારને વચચે પડવાની માંગણી કરે છે, તયારે જે ઉદયોગ સામાનય રીતે બોલતાં બચગીમાં નહી પણ જવાનીમાં છે તેમાં ઉલટ ધરાવનારાઓ સરકારનું મધયસ્થપણું કહાડી નાંખવાની માંગણી કરે છે. આ વીપરીત વીચાર દર્શાવનારૂં જણાશે પણ આ બાબતમાંનું સરકારનું વચચે પડવાનું કામ દેશના નેમ૮ લાગતા, વળગતા ઉદયોગના ઉતમ રીત માટે અલબત સારૂં નથી.

## એકસાઇઝ જકાત સામે ફરીયાદ.

સરકારનું વચ્ચે પડવાનું તે કામ એકસાઇઝ જકાત સીવાય બીજું નથી. એ જકાત આપણી જમીનપર ઉગાડેલા અને આપણા પોતાના બજારમાં વેચેલા રૂમાંથી આપણા પોતાના દેશમાં બનાવેલા કાપડપર નાંખવામાં આવી છે. કોઇ પણ માણસ નયાયની દ્રષ્ટીએ લાંબા ખયાલથી પણ આ જકાતને વાજબી અને ઇનસાફી ગણી નહી શકશે. એ જકાત કેમ, કોની માંગણીથી અને કોના હીતને ખાતર નાંખવામાં આવી હતી તે આપણે જાણીએ છીએ. સરકારને હાથે સંભાળ અને મદદ મળવાને બદલે આ જાતની જકાત ભોગવવી પડે છે તયારે નાસીપાસ થવું પડે છે. માત્ર થોડાં વર્ષોથીજ આ દેશમાં નવા અને જુના ઉદયોગો સ્થાપવાની અને તેને વધારવાની બાબતપર વધુ લક્ષ અને અગતયતા આપવામાં આવે છે, પણ ઘાતકી લડાઈ જે હાલમાં ચાલી રહી છે તેની અગાઉ આજ કરતાં વધુ સારી રીતે દેશ અને તેના લોકોનાં કલ્યાણનો આધાર તેના વેપાર ઉદયોગ અને બનાવટ પર છે તેવું સચોટ લક્ષમાં આવયું ન હતું. હીંદ જેવો વીશાળ અને ઘાડી વસ્તી વાળો દેશ, જેના ખનીજ પદાર્થોના અને બીજાં સાધનો પુષ્કળ છે, તેને દરરોજના ઉપયોગ અને વપરાસની સાધારણ ચીજો માટે પણ પરદેશપર આધાર રાખવો પડે છે તે અજાયબ જેવું દેખાય છે.

## દરરોજનાં વપરાસની ચીજો માટે પણ હીંદનો પરદેશપર આધાર.

લડાઇ શરૂ થઇ તેની આગમજ આપણે સને ૧૯૧૩-૧૪ માં દરરોજના ઉપયોગની નીચલી વસ્તુઓ આયાત કરી હતીઃ—

| | રૂ. | |
|---|---|---|
| મીઠાઇ | ૨૬,૩૩,૦૦૦ | ની કીમતની |
| ડાબડા અને શીશીમાં ભરેલી ખોરાકીની વસ્તુઓ | ૫૬,૬૯,૦૦૦ | ,, |
| કન્ડેન્સડ અને જાળવેલું દુધ | ૪૧,૫૨,૦૦૦ | ,, |
| બીસ્કીટ અને કેક | ૪૪,૮૧,૦૦૦ | ,, |
| કાગળ અને પુઠાંના કાગળ | ૧,૫૮,૭૭,૦૦૦ | ,, |
| બંગડીઓ | ૮૦,૪૫,૦૦૦ | ,, |
| શીશીઓ | ૨૧,૯૩,૦૦૦ | ,, |
| પતરાં | ૨૨,૩૫,૦૦૦ | ,, |
| ગરણીઓ અને ગોળા | ૧૭,૯૩,૦૦૦ | ,, |
| સાબુ | ૭૫,૦૬,૦૦૦ | ,, |
| બુટ અને જોડા | ૭૬,૨૬,૦૦૦ | ,, |
| સ્ટેશનરી | ૬૯,૯૮,૦૦૦ | ,, |
| છત્રીઓ અને તેનો સામન | ૫૩,૧૦,૦૦૦ | ,, |

| | | |
|---|---|---|
| રમકડાં અને રમત માટે ચીજો | ૪૪,૧૭,૦૦૦ | ,, |
| કટલરી | ૨૮,૩૩૦.૦ | ,, |
| પકવેલાં ચામડાં | ૬૫,૩૭,૦૦૦ | ,, |

આ આંકડાપરથી આપણે આપણા વેપાર ઉદ્યોગ સંબંધી કેટલા પછાત છીયે અને આપણે ખર્ચે બીજા દેશોને કેવો લાભ થાય છે તે માલુમ પડે છે. લડાઇ જાગયા પછી જે જર્મન માલ આપણા બજારોમાં ઉભરાઇ જતો હતો અને લોકોને જીવનની જરૂરીયાતો પુરી પાડતો હતો તે અત્રે આવતો બંધ પડયો છે, પણ આપણા કરતાં ઘણાં આગળ વધેલા દેશો છે જેઓ જુદા જુદા વેપાર ઉદ્યોગ વીશે સારા પ્રવીણ છે અને જેઓ પોતાના તયાં થતા માલનો ઉપાડ થવા માટે નવા બજાર અને નવા ક્ષેત્રની તપાસ કરતા હતા અને પરીણામમાં આપણે જોઇયે છીયે કે જર્મન અને ઓસ્ટ્રીયાના માલની જગા બીજા દેશના માલોએ લીધી છે. આપણા પઇસા આપણા દુશમનોને મળતા નથી એટલું આપણને આશ્વાસન છે, છતાં એટલું તો આપણને કબુલ કરવું પડશે કે જરૂરીયાતો પુરી પાડવામાં અને પરદેશી મુલકથી આપણે પોતે અમુક અંશે મુકત થવાને બદલે આપણા દુશમનોની જગા બીજા પરદેશોએ લીધી છે, પણ આપણે નવા ઉદ્યોગ સ્થાપવામાં આટલા બધા પછાત છીયે એ દલગીરીભર્યું છે. એ વાત ખરી છે કે લોકો પોતાની દોલતનો ઉપયોગ વેપાર ઉદ્યોગમાં કરવાને બદલે તેને સંગરી રાખે છે પણ તે ટેવ દીવસે દીવસે ઓછી ને ઓછી થતી જાય છે.

## દેશના વેપાર ઉદ્યોગની ખીલવણી માટે જોઇતું મહેસુલી છુટાપણું.

આમ છતાં જે નવો ઉદ્યોગ સ્થાપવા ઇચ્છે છે તેની મુખય મુશકેલી પર દેશી હરીફ સાથે હરીફાઇ કરવાની છે. આ હરીફ ઘણો જુનો, સારી રીતે જામેલો મજબુત અને તેથી સહેલાઇથી કચડી નાખે એવો છે. તેથી ઉપાય શું છે? મને માત્ર એકજ ઉપાય માલુમ પડે છે જેનાથી પરદેશી હરીફો સામે આ દેશના નવા ઉદ્યોગની ફતેહની ખાતરી મળી શકે; અને આ ઉપાય તે મહેસુલી સ્વરાજય છે. જયાં સુધી આ દેશને પોતાના વેપાર અને માલને ટેકો અને ઉતેજન મળી શકે તેવી રીતે પરદેશથી આયાત થતા માલપર જકાત નાખવાની સતા નહી મળે તયાં સુધી નવા ઉદ્યોગોને વધવા અને આબાદ થતાં ઘણી મુશકેલી નડશે. હાલના કરતાં મોટાં પ્રમાણમાં કેળવણીનો ફેલાવો, દેશના સઘળા મોટાં શેહરોમાં વેપાર ઉદ્યોગની કેળવણી આપવી, અને લોકોને સલાહ મદદ અને ખબર મળી શકે એવાં વેપાર ઉદ્યોગના ખાતાં ઉઘાડવાનાં પગલાં, હીંદના ઉદ્યોગ હુનરના વધારા અને ખીલવણી માટે જરૂરનાં છે. જો આ પગલાં ભરવામાં આવે અને મહેસુલી સ્વરાજય એવા હાથમાં સોંપવામાં આવે કે જેનો ઉપયોગ વાજબી અને યોગય રીતે થઇ શકે અને તે બધા ઉપરાંત સરકાર અને પ્રજા વચેની અરસપરસની મદદ હમેશા

માટે કાયમ થાય તો હીંદના ઉદ્યોગોનું એવું ભવીષ્ય દેખાય છે કે જેથી આ દેશ દુનીયાનો એક ઘણોજ આબાદ, ધનાઢ્ય અને ચઢીયાતો દેશ બને. અંતમાં ઘણીજ અગતયની બાબત છે જેના વગર કોઇ પણ દેશનો વેપાર ઉદ્યોગ આબાદ થઇ શકે નહી તે સુલેહ શાંતી છે અને આ દેશના લોકો આગળ જેમ સમજતા હતા તેમ તે સમજે છે, પણ આગળ કરતાં હમણાં તેઓ તે વધુ સમજે છે કે, દુનીયાની મહાન શાહનશાહતના એક સભાસદ તરીકેની પોતાની મગરૂરી ભરી સ્થીતી પોતાની શકતી પ્રમાણેના બનતા ઉપાયો જાળવી રાખવા અને તેને મદદ કર્યાં વગર બાહેરના કે અંદરના ખલલથી મુક્ત એવી સુલેહ તેઓ ભોગવી શકવાના નથી.

અને હવે હું મારી બેઠક લઉં તે પહેલાં હું તમને બધાને એક વાર ફરીથી આવકાર આપી તમને તમારો પોતાનો પ્રમુખ ચુંટવાની અને કોનફરનસની આ બેઠકનું કામ ચલાવવાની વીનંતી કરૂં છું.

## પ્રમુખપદ માટેની દરખાસ્ત.

ઓનરેબલ રાવ બહાદુર આર. એન. મધોલકર, સી. આઇ. ઇ. એ તે પછી સર દોરાબ જમશેદજી તાતાને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મુકતાં જણાવ્યું હતું કે આ દરખાસ્ત કેટલાકોને માત્ર નામનીજ ગણાશે કારણકે આવકાર આપનારી કમીટીએ બે મહીના અગાઉની તેમની નેમણુંક કરી મુકી છે, છતાં આ એક અગતયનું કામ છે અને તે કામ કરવાનું મારે હાથ આવવા માટે હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું અને તેને હું એક મોટો હક સમાન ગણું છું. સર દોરાબજી, જમશેદજી નશરવાનજી તાતાના પુત્ર છે. જમશેદજી નશરવાનજી તાતા—હું એકલા જમશેદજી નશરવાનજી તાતા કહું છું, કારણકે મોટા માણસોના નામ આગળ માનસુચક શબ્દો મુકવાની જરૂર નથી—જેમણે આ દેશમાં અને બીજે ઠેકાણે આટલું બધું કરયું છે તેમનું નામ કોણે સાંભળયું નથી? રૂના ઉદ્યોગ અને આ દેશનું ભવીષ્ય સુધરે તેવા બીજા નવા ઉદ્યોગોની ખીલવણી માટે અથાગ મહેનત કરી છે. જમશેદજી નશરવાનજી તાતાનું કામ તેમના પુત્રો યોગય રીતે આગળ વધારે છે. સર દોરાબ તાતાને પ્રમુખ ચુંટી કહાડી આપણે તેમને માન આપતા નથી પણ આપણે પોતાને માન આપીએ છીએ. સર દોરાબને આ કોનફરનસનું પ્રમુખપદ આપવા માટે મેં ત્રણ વર્ષ પર માંગણી કરી હતી પણ તેમણે તે ન સ્વીકાર કરતાં જણાવયું હતું કે હું કોનફરનસ વેળા હીંદમાં હોઇશ નહી. સને ૧૯૧૩ માં માથેરાન જઇ મેં સર દોરાબને પ્રમુખપદ સ્વીકારવા માટે વીનંતી કરી હતી. સર દોરાબ ચપલતાથી કામ કરનારા અને હીમતવાન છે પણ મહાન પુરૂષોના સંબંધમાં સામાનય રીતે બને છે તેમ તેઓ ઘણાજ વીવેકી છે. તેમણે પ્રમુખપદ સ્વીકારવાની ના પાડી જણાવયું કે મને વાતો કરવાનું પસંદ નથી. કોનફરનસને જે કાંઇ મદદ જોઇતી હશે તે આપવા હું તઇયાર છું.

મનં જેમાં નીષ્ફળતા મળી હતી તેમાં મુંબઇની કમીટીને ફતેહ મળેલી જોઇ હું ખુશી થયો છું. હવે સર દોરાબ જમશેદજી તાતાને આ કોનફરનસનું પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત રજુ કરૂં છું.

દીવાન બહાદુર ગોવીંદ રાઘવ આયરે દરખાસ્તને ટેકો આપતાં જણાવયું કે તાતાનું નામ આખા દેશમાં ઘરગતુ થઇ પડયું છે. સાહસ અને શકતી સાથે તાતાનું નામ જોડાયલું છે. હાલના ઉદ્યોગોની ખીલવણી કરવા અને નવા ઉદ્યોગો સ્થાપવા માટે તેમણે ઘણું કર્યું છે. સર દોરાબ પોતાનાં કાર્યથી આ ઓહ્દા માટે લાયક થઇ ચુકયા છે. ધીરજ, સાવ ચેતી અને પાકટ વીચાર તેમણે પોતાના હસ્તકના ઉદ્યોગમાં દર્શાવ્યા છે. નવા ઉદ્યોગો વીશેના તેમના વીચારોથી તેઓ આં કોન્ફરન્સના પ્રમુખ થવા માટે સંપુર્ણ રીતે યોગ્ય છે.

રાયબાહાદુર હીરાનંદ ખેમસિંગે દરખાસ્તને વધુ ટેકો આપતાં જણાવ્યું કે તાતાનું નામ આખા હિંદ ઉપરાંત ખુણામાં પડેલા સિંધમાં પણ જાણીતું છે કે જયાંથી ડેલિગેટ તરીકે હું અત્રે આવ્યો છું. મી૦ જમશેદજી તાતાને પ્રથમથીજ માલુમ પડયું હતું કે હીંદમાં ઇજીપશીયન રૂ ઉગાડવા માટે સિંધ યોગ્ય પ્રદેશ છે. સારૂં કાપડ કહાડવા માટે આ જાતની જરૂર હતી અને મુંબઇ સરકારે એ સંબંધી જે કાંઇ કર્યું છે તે પહેલાં મી૦ તાતાએ તે સંબંધી ઘણું કર્યું હતું. મી૦ જમશેદજી તાતા હુનર ઉદ્યોગના કેપટન અને મોટા શાહ સોદાગર હતા. પ્રમુખપ માટે આવા મહાન પુરૂષના સપુત યોગ્ય થઇ પડશે.

તે પછી ઉપલી દરખાસ્ત તાલીઓના ગડગડાટ વચ્ચે પસાર થઇ હતી.

## હીંદી હુનર ઉદ્યોગની પરીષદના પ્રમુખ સર દોરાબ જ. તાતાનું ભાષણ.

પ્રમુખ સર દોરાબ જ. તાતાએ તે પછી તાલીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લઇ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:–

હુનર ઉદ્યોગની કોનફરનસની આ બેઠકનું પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ કરી મને મોટું માન આપવા માટે હું તમારો ઉપકાર માનું છું. આ માન જેટલું હું જે પેઢીના વડો છું તેને તથા મારા પીતાની યાદગારીને મળેલું સમજું છું તેટલું મને પોતાને અંગત મળેલું ગણુતો નથી. મારા પીતાની વીશાળ દ્રષ્ટી અને વયવસ્થા માટેની બુધીને લીધે તેમની યાદગારી હાલમાં હીંદની ઉદ્યોગીક દુનીયામાં સ્થાન ભોગવે છે. આ કોનફરનસના સતાવાળાઓએ પ્રમુખપદ લેવાનું પુછાવવાનું મને આ કંઇ પહેલીવાર માન આપયું નથી. આગળ બેવાર તેમણે મને પ્રમુખપદ લેવા માટે માયાળુપણે પુછાવયું હતું, પણ આગલા પ્રમુખો જેમાંના કેટલાકને હું આજે અત્રે મારી સમક્ષ જોઉં છું અને જેમને હું અંતઃકરણ પુરવક આવકાર આપું છું તેમણે જે સુભાષીતપણે દરશાવયું હતું તે સીવાય

મારે કંઇ વધુ કહેવાનું ન હતું એવું મને ત્યારે લાગયું હતું. એમ છતાં હાલ ને પ્રસંગે સ્થીતી ઘણી બાબતમાં અસાધારણ છે. લડાઇ કે જે ત્રણ ખંડમાં આ ગલી કોઇ પણ લડાઇમાં માલુમ ન પડેલા બળ અને જુસ્સાથી ચાલી રહી છે તેની વેપાર ધંધાપર ઘણી અસર થઇ છે. યુરોપનાં જે મહાન ઉદયોગીક દેશો દુનીયાના બજારોમાં પહેલું સ્થાન ભોગવતા હતાં તેમને થોડા વખત માટે શર્તથી દુર કરવામાં આવયા છે અને અલગ દેશો તેમજ જર્મન ભયની જેનાપર તાતકા ળીક અસર થઇ નથી એવા દેશો આવી રીતે ખાલી પડેલા સ્થાનો માટે તીક્ષણ તાથી હરીફાઇ કરી રહયા છે. આથી પરદેશ ખાનેથી આવતા માલ સંબંધી હીંદી વાનો વધુ સ્વતંત્ર બને એવો લડાઇથી ઉતપન થયલી સ્થીતીનો લાભ લેવા માટે કોઇ પણ પ્રયતન બાકી રાખવો નહી એવી હીંદીવાનોમાં સામાનય લાગણી હોય તેઃ તે અજાયબ જેવું નથી. વેપાર ઉદયોગના પછાતપણા વીશે અને દુનીયાની આગળ વધેલી પ્રજાની હરોળમાં આપણને લાવવા માટેના પ્રયતનોની જરૂર અને અગતયતા વીશે છેલ્લાં થોડાંક વર્ષથી લાગણી જાગરૂત થતી જાય છે. આ લાગણી ઘણી ફાયદાપુર્વકની અને વખાણવા જેવી છે એવું કહેવાની મારે ભાગયેજ જરૂર હોય. ખાસ કરીને મારી પેઢીના વેપાર ઉદયોગની ખીલવણીમાંથી મને મળેલા અનુભવપરથી આપણા દેશના ઉદયોગીક સુધારા વધારા તરફથી આપણી ફાયદા પુર્વકની ઉમેદ વહેવારૂ પરીણામ આપે એવી કાર્યસાધક બનાવવાની મને ઉદારતા થી આપવામાં આવેલી તક લેવાની હું ના પાડું તો આવે વખતે મારા દેશી બંધુઓ તરફની મારી ફરજ છોડીદીધેલી કહેવાય એવું મને લાગ્યું, જોકે આ વીશાળ દેશની જુદી જુદી ચળવળ સંબંધી હું માહીતગાર નથી.

## જાતી મદદપર મોટો આધાર.

આ પ્રસંગે મારે શું કહેવું જોઇયે તેનો હું વીચાર કરતો હતો તેવામાં મેં મારી પાસે પડેલી ચોપડી ઉઘાડી. એ ચોપડી ઇસપનીતીની વાર્તાઓ હતી અને જે પાનું ઉઘડયું તેમાં હર્કયુલસ અને ગાડીવાન કે જેનાં ગાડાંનાં પઇડાં કાદવમાં પેસી ગયાં હતાં તેની વાત હતી. ગાડીવાળાએ પોતાનું ગાડું કાદવમાંથી ન નીકળવાથી હર્ક યુલસને આવીને મદદ કરવાની પ્રાર્થના કરી. હર્કયુલસે કહયું કે, "પઇડાંને તમારૂં ખભું લગાડો અને તે પછી તમને મારી મદદ જોઇતી હશે તો તે તમને મળશે." ઠીક, આપણાં વેપાર ઉદયોગનું ગાડું સદીઓ થયાં કાદવમાં ચીટકી રહયું છે અને આપણો તેને અગાડી ચલાવવાનો ગંભીર વીચાર હોય, તો આપણે પઇડાંને આપ ણાં ખભાં લગાડવાં જોઇયે. પણ એક દીવસ ટીકા કરવામાં આવી હતી તેમ આ ખટારાનો નહી પણ મોટર ગાડીનો જમાનો છે અને મોટરગાડીઓને ખભાં લગા ડવામાં કંઇ ફાયદો નથી. આ એક હુશીયારીભર્યો તાણો હોય પણ માણસના સરી રના ખભાને નામે ઓળખાતા ભાગને ગાડીનાં પઇડાંને લગાડવાનો વાતનો ભાવા ર્થ છે એવું કોઇ ધારે તો ઇસપની વાતનો મુદ્દો ઉંધો સમજાયલો ગણાશે. મોટર ગાડીને તમારૂં ખભું લગાડો તો તે શકતી નકામી વાપરેલી ગણાય; પણ તેમ કર વાને બદલે તમે જો ભાર ઉંચકવાનો જેક સાંચો ગોઠવો તો ભારે મોટરગાડી પણ

ઉંચકી શકાય છે. હાલમાં આપણાં ખભાંના સ્નાયુને બદલે આપણે માણસના મ ગજે શોધી કહાડેલી યાંત્રીક કળાનો ઉપયોગ કર્યે છીએ. આથી બંને વચેનો મુકાબ લો હજુ રહે છે. વેપાર ઉદયોગના સુધારાની પહેલી શર્ત બીજા બધા સુધારાની માફક જાતી મદદ છે. આપણાથી થઇ શકે તેટલું બધું આપણે કરીએ તો આપણે ખાતરી રાખી શકીએ કે આપણા પ્રયતનોને ફતેહ મળશે અને જે આજ નું સ્વપનું માલુમ પડે છે તે નજદીકના ભવીષયમાં ચોકસ વાત માલુમ પડશે, કારણકે જેમ આગળ હતું તેમ આજે પણ ખરૂં છે કે 'જેઓ પોતાને મદદ કરે છે તેમને ઇશ્વર મદદ કરે છે.'

## હુનર ઉદયોગ માટેનો જરૂરીયાતની વસ્તુઓ.

આ સામાનય બાબતો છે એમ કહી શકાંશે. હું મારા પોતાના અને બીજા ના અનુભવપરથી જણાવીશ કે ઉદયોગ માહેની જરૂરીયાતો ચાર મથાળાં નીચે આવી શકે છે. કાચો માલ, મજુરી, થાપણ, ઉદયોગીક બુધ્ધી અથવા સાયનસ. આ ચાર એવી બાબતો છે કે જેના વગર ચાલી શકે તેમ નથી પણ એ ચારમાંની કઇ સઉથી વધુ અગતયની છે તેની પસંદગી કરવાની હોય તો હું પોતે ઉદયોગીક બુધ્ધી કે સાયનસને પસંદ કરૂં. કલ્પના કરવાની શકતી વગરના માણસની સ્થીતી કવીના શબદોમાં કહું તો

> A primrose by a river's brim
> A yellow primrose was to him,
> And it was nothing more,

જેવી છે.

બુધ્ધી વગરના જેનારની દ્રષ્ટીએ કાચો માલ, મજુરી અને થાપણ તે માત્ર કાચો માલ, મજુરો અને વસ્તુઓજ છે. વયવસ્થા કર નારૂં ભેજુંજ આ બધી વસ્તુઓને યોગય સમયે યોગય ઠેકાણે અને યોગ્ય પ્રમાણમાં જાણે અંતરજ્ઞાન હોય તેમ ભેગાં કરવામાં ઉદયોગની ભાવના શોધી ક હાડે છે. મરહુમ મી૦ જમશેદજી તાતા વીશે એવી નોંધ થઇ છે કે તેઓ મુંબઇ ની આજુબાજુ આમતેમ ફરતા તયારે પણ તેમની તીક્ષણ અવલોકન કરનારી આં ખ જે સભવીત વસ્તુઓ બીનકેળવાએલી દ્રષ્ટીને છુપાયલી માલુમ પડતી હતી તે પારખી કહાડતી હતી તેમની બાબતમાં તે કુદરતી બક્ષેશ હતી અને તે ખાસ ની શાળ કે કેળવણીથી તેમણે મેળવી ન હતી. વયવસ્થા કરનારૂં ભેજું તેના સઉથી ઉં ચા રૂપમાં સરકારી, લડાઇ, કે ઉદયોગનાં ખાતાંમાં હમેશાં ઘણુંખરૂં કુદરતી બક્ષી શ છે. મોટા રાજદ્વારી, સરદાર કે વેપાર ઉદયોગના આગેવાન જનમે છે. તેમને કંઇ દુનીયાની કેળવણી તેવા બનાવતી નથી. સાધારણ માણસોની આ શકતી ખીલ વવા માટે યોગય કેળવણીથી ઘણું થઇ શકે તેમ છે, જેકે તે શકતી ખીલીને વીલ ક્ષણ બુધ્ધી જેટલી તો થતી નથીજ. વીલક્ષણ બુધ્ધી પણ અમુક કૃપાવાળાઓનેજ

મળવાનો સંભવ છે. ઉંચામાં ઉંચી સાયનસની અને વેપાર ઉદયોગની કેળવણી લોકોને આપવાથી વેપાર ઉદયોગનો મોટો સરદાર નીકળવાનો સંભવ રહે છે. વા રંવાર એવું કહેવાતું સંભળાય છે કે મોટા હુનર ઉદયોગનાં અને સાયનસના ખા તાંઓની સ્થાપના પછી મોટા ઉદયોગો સ્થપાય છે અને મોટા ઉદયોગની પછી કં ઇ હુનર ઉદયોગ અને સાયનસના ખાતાં સ્થપાતાં નથી. આ વીચાર અનુભવના કે વા ખોટા ખયાલપર રચાયો છે તે હીંદી સરકારના કેળવણી ખાતાંના આગળા સ ભાસદ અને બરમાના હાલના લફટનંટ ગવરનર સર હારકોર્ટ જેવા સતાધીશે જ ણાવયું છે. આફ વૂર્યપર જોડીયા પ્રાંતની સરકાર માટે તેમણે તઇયાર કરેલી ઉદયોગ હુનરની કેળવણી માટેની યાદીમાં નીચલો ફકરો છેઃ–

"દરેક સુધરેલા દેશમાં હુનર ઉદયોગની કેળવણી આપનારી અનેક સંસ્થાઓ છે; અને ઇંગલંડ સીવાયના લગભગ દરેક દેશમાં એ ખાતાંઓનો પાયો હુનર ઉ દયોગની કેળવણીના શરૂઆતના જમાનામાં નખાયો હતો. અમેરીકામાં રૈનસેલાર પોલીટિકનીક ઇનસ્ટીટયુટ સને ૧૮૨૪ માં સ્થપાઇ હતી મેસેચસેટસ ઇનસ્ટીટયુટ સને ૧૮૬૫ માં સ્થપાયું હતું. સ્ટીવનસ ઇનસ્ટીટયુટ સને ૧૮૭૧ માં સ્થપાયું હતું પેરીસ ઇકોલે પોલીટેકનીક સને ૧૭૯૫ માં સ્થપાયું હતું, અને એવી સંસ્થા વીયે ના ખાતે સને ૧૮૧૫ માં સ્થપાઇ હતી. જરમન ટેકનોલોજીકલ ઇનસ્ટીટયુટો ૧૮ મી સદીની આખરે અને ૧૯ મી સદીની શરૂઆતમાં સ્થપાયાં હતાં. બ્રન્સવીકમાં ૧૭૪૫ માં સ્થપાયું હતું, બરલીનમાં ૧૭૯૯ માં સ્થપાયું હતું, કારલસ્રચયુમાં સને ૧૮૨૫ માં સ્થપાયું હતું. મયુનીચમાં સને ૧૮૨૭ મા સ્થપાયું હતું. ડરેસડનમાં ૧૮૨૮ માં સ્થપાયું હતું, અને સ્ટટગારટમાં ૧૮૨૯ માં સ્થાપયું હતું, જાપાને ઉંચી હુનર ઉદયોગની શાળાઓથી શરૂઆત કરી હતી. આ બધી સંસ્થાઓની શરૂઆત કંઇપણ શક વગર નાની હતી; પણ એ વાત પણ ખરી છે કે જે દેશો હુનર ઉદયોગ માટે ઘણા આતુર હતા તયાં હુનર ઉદયો ગની કેળવણી ઘણા ઉંચા પ્રકારની આપવામાં આવી હતી. સામાનય કેળવણીના ફેલાવા પછી હુનર ઉદયોગની કેળવણીની માંગણી થઇ છે."

## મરહુમ મી૦ તાતાનો સાયનસ ઇનસ્ટીટયુટ સ્થાપવાનો ઉદદેશ.

હું જણાવીશ કે મરહુમ મી૦ તાતા બેંગલોર ખાતેનું ઇનસ્ટીટયુટ જે ઇનડી યન ઇનસ્ટીટયુટ ઓફ સાયનસને નામે ઓળખાય છે તે સ્થાપી પોતાના વીચારો ને પોતાની શકતી પ્રમાણે વહેવારૂ રૂપ આપવા માંગતા હતા. મુખય કરીને પોતાનું ગુજરાન ચલાવવાના ઇરાદાવાળા થોડાક બેપરવાહ કેમીસ્ટો કે વીજલીક કામદારો ઉતપન કરે એવું કારીગીરીવાળું ખાતું એ સંસ્થા બને એવો તેમનો ઇરાદો ન હતો; પણ દેશની ખીલવણી અને આબાદીમાં સાંધનરૂપ થઇ પડે એવા સાય નસ અને હુનર ઉદયોગની જુદી જુદી શાળાઓમાં મુળ અને ખાસ શોધખોળ કરે એવો જુસ્સો ખીલવવા માટેનું સ્થાન તેને બનાવવાનો તેમનો ઇરાદો હતો કા રનેગી ઇનસ્ટીટયુટ જે યુનાઇટેડ સ્ટેટસમાં આબાદ છે તેના આરટીકલોમાંથી થોડુંક

ટાંકવાની હું અત્રે આનાકાની કરતો નથી. આરટીકલોમાં જણાવવામાં આવયું છે કે સ્થાપકનો હેતુ "શોધખોળને ઘણીજ ઉદાર અને બહોળી રીતે ઉતેજન આપી તે જ્ઞાનને માણસ જાતના સુધારા માટે ઉપયોગમાં લેવાનો છે." આ ઇન્સટીટયુટની સ્થાપનાના કામને આગળ વધારવામાં મારા પીતાજીનો આ હેતુ હતો. હાલમાં એ ઇનસ્ટીટયુટ કેટલે દરજજે એ હેતુ પાર પાડે છે તે વીશે અત્રે હું ચર્ચા ચલાવવા માંગતો નથી પણ તેના સ્થાપકનો તે વીચાર હતો; અને આપણે આશા રાખીશું કે તે હાલમાં જેવું જોઇએ તેવું ન હોય તો ભવીષયમાં તેના હેતુ પાર પાડે એવું નીવડશે.

## હુનર ઉદ્યોગની કેળવણીની જરૂર.

તમે જોયું હશે કે સર હારકોર્ટ બટલર જણાવે છે કે જે દેશો ઉદયોગ વાળા દેશો થવાને આતુર હતા ત્યાં ઉંચા પ્રકારની હુનર ઉદયોગની કેળવણી અપાતી હતી તે નીયમમાંથી ઇંગલંડ અપવાદ રૂપ છે. આવી ઉંચી હુનર ઉદયોગની કેળવણી ન હોવાના ગેરલાભ હાલમાં ત્યાં અગાઉ કરતાં ઘણા સમજાવા માંડયા છે. ઇંગલંડના ઘણાજ વીચારવંત માણસો હાલમાં હુનર ઉદયોગમાં સાયનસ દાખલ કરવાની જરૂર છે એવું માને છે એવું દેખાડવાને ફકરાઓ ટાંકી હું તમને કંટાળો આપવા ઇચછતો નથી. પણ પ્રોફેસર જે. એ. ફલેનીગે લડાઇમાં અને લડાઇ પછી સાયનસ વીશે આપેલાં ભાષણ પર તમારૂં લક્ષ ખેંચયા વગર મારાથી રહેવાતું નથી. એ ભાષણમાં દેશના સુધારા વધારા માટે વયવસ્થાપુર્વકની શોધખોળના સાચા ખયાલ વીશે ઇંગલંડ જાગ્રત છે તે બતાવવામાં આવયું છે. હું જોઇને ખુશી છું કે યુનાઇટેડ કીંગડમમાં તયાંની કેળવણીની બોર્ડે થોડુંક થયા અનુભવની દેખરેખ અને અંકુશ નીચે સાયનસ અને હુનર ઉદયોગની શોધખોળની વયવસ્થા અને ખીલવણી માટેની એક મોટી યોજના બહાલ રાખી છે અને એ યોજના હીંદ તરફ લંબાય તો તે જોવાને હું ખુશી છું. હીંદી સરકાર પણ આવકારદાયક રીતે આગળ વધી છે અને એક ખાસ ઓધો કહાડી તેપર આપણા જાણીતા દેશબંધુ મી૦ જગદીશચંદ્ર બોઝની નેમણુંક કીધી છે. મી૦ બોઝ પોતાની શોધખોળ આ ઓધા પર રહી આગળ ચલાવશે. એ શોધખોળોએ દુનીયાના વીદવાનોની પ્રશંશા મેળવી છે અને તેણે એવી માનયતા ઉતપન કરવાને કારણ આપયું છે કે આ શોધખોળોએ જે ફળદરૂપ પ્રદેશ ઉઘાડયો છે તયાં સુચના લેવા માટે યુરોપને હીંદ આવવું પડશે. આપણે આશા રાખીશું કે સાયનસ અને હુનર ઉદયોગની કેળવણીની આ શરૂઆત છે.

## સરકારે કેવી મદદ કરવી જોઇએ.

આ કામ સરકારનું છે. હુનર ઉદયોગની ખીલવણીમાં સરકારે કેવું કામ કરવાનું છે તે હું હવે પછી જણાવીશ; પણ સાયનસને માટે એવી મોટી મદદની જરૂર છે કે જે એકલી સરકારજ આપી શકે. જયારે આપણે સાયનસની કેળવણીની વાત કરીએ છીએ તયારે આપણે શું કહેવા માંગીએ છીએ તે સપષ્ટ કરીએ. સા

યનસનાં જ્ઞાન અને શોધખોળનું વાતાવરણ ઉતપન કરવા માટે, સાયનસના ઉંચા અભયાસ માટે, એવા સાધનો મેળવવા જે આપણા ઉદયોગોમાં દાખલ થઇ શકે. સર નોરમલ લોકીઅરે જણાવયું છે કે જરમનીની સઉથી મોટી આર્થીક મીલકત તથાં થોડાક મોટા વીજ્ઞાન શાસ્ત્રીઓ છે તે નથી. બીજા દેશોમાં પણ સારા વીજ્ઞાન શાસ્ત્રીઓ અને સારાં ભેજાં છે; પણ તેની પાસે સાયનસનાં જ્ઞાનનો ફેલાવો છે. આપણે હીંદમાં તે જાતના સાયનસનું જ્ઞાન ફેલાવવા માંગીએ છીએ. તે પછી આપણને આપણા કારીગરોની સુધી વધારવા માટે હુનર ઉદયોગની શાળાઓ જોઇએ છે; વળી અજ્ઞાન લોકોમાં વહેવારીક અને સમજણ પડે તેવી રીતે એટલે પ્રત્યક્ષ પ્રયોગો કરીને ફેલાવવા માટે સંગ્રહસ્થાનો અને પ્રદ રશનો જોઇએ છે; અને ઉંચા પ્રકારના મજુરો મેળવવા માટે સર્વત્ર કેળવણી જોઇએ છે. તે પછી વેપાર ઉદયોગની ફતેહ માલ ઉતપન કરવામાં નથી પણ લોકોની માંગણીનો અભયાસ કરવામાં છે. અત્રે આપણે અર્થશાસ્ત્રનાં આખા ક્ષેત્રમાં દાખલ થઇએ છીયે જયાં વીજ્ઞાન શાસ્ત્રની શોધખોળ જેટલીજ અભયાસ અગતયનો છે. મુંબઇની વેપારી કોલેજની સ્થાપનાથી અને થોડા વખતપ સ્થપાયલાં ઇકોનોમીક બ્યુરોથી અર્થશાસ્ત્રના અભયાસને જે ઉતેજન મળયું છે તે થી આપણે ખુશી થયા છીએ. ટુંકમાં આપણે સાયનસને આપણા ઉદયોગ હુનર અને વેપારની દાસી બનાવવાની છે અને બંનેની દરેક શાળામાંથી ઉંટ વઇદાંને દેશવટો દેવાનો છે. આ કામ સરકારનું છે એવું હું બોલ્યો છું; અને તે તેમજ છે, પણ દરેક આર્થીક ચળવળના દરેક બીજા ક્ષેત્રમાં આપણા હુનર ઉદયોગવાળાઓ અને વેપારીઓની અરસપરસની મદદની માંગણીની જરૂર છે. કેટલીક એવી દીશાઓ છે કે જયાં આ સવાલોનો લક્ષપુર્વક અભયાસ કરવામાં આવે તો તેથી ખાનગી આસામીઓને પણ લાભ થાય. દેશમાં સ્થાપન થઇ ચુકેલા હુનર ઉદયોગો સાથે જેમને સંબંધ છે અને જેઓ પોતાના પુત્રોને સાયનસની દરેક શાળામાં કેળવી આપણા હુનર ઉદયોગના વધારાને મદદ કરી શકે તેમ છે તેમને આ ખાસ લાગુ પડે છે.

## પરદેશથી અભયાસ કરી પાછા ફરતા જવાનોને શીખામણના બે શબ્દ.

હુનર ઉદયોગ અને સાયનસની કેળવણીનો વીષય પડતો મુકતાં પહેલાં આ પણાં જવાન માણસો પરદેશમાં ખાસ કેળવણીનો અભયાસક્રમ પુરો કર્યાં પછી ઉદ યોગ હુનરના જીવનમાં પડવા માટે આતુર હોય છે તેમને થોડાક શબ્દો કહેવાની હું હીંમત કરૂં ?

સાહીતયની કેળવણી પડતી મુકી પોતાના ગુજરાન માટે કમાવા ઉપરાંત દેશ ની દોલત વધારવાના હેતુથી આ સાહસ ઉઠાવે છે તે માટે તેમને ધનયવાદ ઘટે છે. હીંદી શેઠોની એવી ફરજ છે, મારી ખાતરી છે કે ખુશકારક ફરજ છે, કે તેમ ની સેવાનો પુરેપુરો ઉપયોગ કરશો અને તેમને દરેક પ્રકારનું ઉતેજન આપવું.

તાતા આર્યન એનડ સ્ટીલ વર્કસ અને તાતા હાઇડરો ઇલેકટ્રીક વર્કસના મોટા પગારના નોકરોમાંના ઘણાની શરૂઆતની કારકીર્દીના મારા અનુભવપરથી હું કહી શકું છું કે દરેક યુરોપીઅન કે અમેરીકન જે વીશ્વાસ અને જોખમભર્યાં ઓધાપર છે તેણે ભારે જેહમત ઉઠાવી અથાગ મેહેનત કરી હતી અને પોતાની કારકીરદી ની શરૂઆત નીસરણીને તળીએથી કરી હતી. ઘણાઓની કેળવણીની શરૂઆત યુની વરસીટીમાં થઇ હતી, કારખાનાની નીશાળમાં તે ચાલુ રહી હતી, અને કાર ખાનામાં તે પુરી થઇ હતી. આપરથી તમે જોઇ શકશો કે જે માણુસ હુનર ઉ દયોગના બાબમાં સઉથી ઉંચે ચઢવાની .ઉમેદ રાખતો હોય, તેણે જે વ્યવસ્થાપર અંકુશ ચલાવવાની તે ઉમેદ રાખતો હોય, તેના દરેક ભાગનું વહેવારીક જ્ઞાન મેળ વવા માટે કામની શરૂઆત છેક નીચેથી કરવી પડે છે. હું જણાવવાને દીલગીર છું કે આપણા જવાન માણુસો જેમણે પરદેશમાં હુનર ઉદયોગની કેળવણી લીધી છે તેમાંના કેટલાકમાં નીચેથી શરૂઆત કરવા માટે ધીરજ હોતી નથી. તેઓ એકદમ એવા નીર્ણયપર આવે છે કે હીંદી શેઠો પોતાની ઉંચી ઉમેદવાળા દેશ બંધુઓ તરફની પોતાની ફરજ વીશે બેદરકાર છે. મેં આજે જે કહયું છે તે પર થી તમારી ખાતરી થશે કે શેઠોમાંના ઘણા વીશે આ વાત ખરી નથી. બીજા દે શોમાંના જવાન માણુસોની માફક આપણા દેશના જવાન માણુસોએ પુરવાર કરી આપવું જોઇએ કે તેમનામાં હુનર ઉદયોગનું જ્ઞાન છે એટલુંજ નહી પણ દ્રઢતા, ખંત અને સાધનો છે કે જે ગુણો અમેરીકામાં શેઠો તેમને રોકી જોખમદારીભરી ફરજો સોંપે તે પહેલાં મેળવેલા હોય છે. મને આશા છે કે મારા આ શબ્દો જે જુસ્સાથી હું બોલું છું તેજ જુસ્સાથી સ્વીકારવામાં આવશે. મને લાગે છે કે બી જાઓ કરતાં હું મારા દેશ બંધુઓને આ સલાહ વધારે છુટથી આપી શકું, કાર ણકે હું જવાન હીંદીઓને હીંદમાં અને હીંદની બાહેર હુનર ઉદયોગ અને સાયનસ ની કેળવણી આપવાનો મારા પીતાની યોજના પાર પાડવાનો પ્રયત્ન કરૂં છું, અને તેમના તરફ મારી ભલી ઇચછા અને દીલસોજી છે.

## જાપાન સંબંધી ચાલતી કેટલીક ગેરસમજુતી.

હુનર ઉદયોગની કેળવણી આપવાની પ્રાથમીક ફરજ સરકારની છે પણ ઘણા લોકો એવું ઇચછે છે કે સરકારે તેથી આગળ વધી વેપાર ઉદયોગના સાહસનાં ખ રાં ક્ષેત્રમાં દાખલ થવું. આ બાબતમાં તેઓ જાપાનની અરસપરસની મદદનો દાખલો આપે છે. હાલમાં આ વીષય સંબંધી ઘણી ગેરસમજુતી ચાલતી હોવાથી મેં પોતે ચલાવેલી તપાસનું પરીણામ હું તમારી સનમુખ રજુ કરવા ઇચછું છું. પુરેપુરી તપાસ બીજા રૂપમાં પ્રગટ કરવામાં આવશે. જાપાનથી હીંદમાં આયાત થતી સઉથી અગતયની વસ્તુઓ કાચનો સામાન, દીવાસળી, સીમેંટ અને કાપ ડ છે. લોકો પુછે છે કે જાપાન કાપડમાં આપણને કેમ હરાવે છે, અને તેનો ઘણો સામાનય ખુલાસો એ આપવામાં આવે છે કે જાપાનીસ સરકાર કાપડ બનાવનારાઓને એવી ઉદાર મદદ આપે છે કે તેથી તેઓ આપણને આપણાં

ઘરમાં ઠરાવે છે. પણ આ ખરો ખુલાસો છે કે ? મારી તપાસનું પરીણામ એ છે કે હીંદમાં જે કાપડ આવે છે તે કાપડ માટે સરકાર કોઇપણ જાતની મદદ આપતી નથી, એટલુંજ નહી, પણ તયાં કોઇપણ જાતની મદદ આપવામાં આવતી નથી. અમુક જાતના માલની ખીલવણી માટે મદદ આપવામાં આવે છે પણ તે સરકાર તરફથી નહી. તે મદદ જાપાનના મીલ માલેકોની મંડળી તરફથી આપવામાં આવે છે. આ મંડળે જાપાનને

૧ એ ઉદયોગના હીતને ખાતર જયારે થોડા કલાક કામ કરવાની જરૂર હોય તયારે તેમ કરવાને,

૨ હીંદ અને અમેરીકા ખાસ કરીને હીંદમાંથી રૂ લઇ જવા માટે ઓછા ભાવ રાખવાને,

૩ નવા બજારો ઉઘાડવા માટે મદદ રૂપે સામાનય રીતે ભોગ આપવાને શક્તીવાન બનાવયું છે.

પણ હું જાણું છું તયાં સુધી જાપાનીઝ મીલ માલેકોની મંડળી સુતર અને હીંદ આવતાં કાપડ અને હોઝીયરી માટે મદદ આપતી નથી. બીજી જે બાજુએ મદદની બુમ સંભળાય છે તે ચીન સાથેના આપણા સુતરના વેપારની બાજુ છે. એ તો સામાનય રીતે જાણીતી બાબત છે કે ચીનમાંથી આપણે ધીમે ધીમે પાછળ હઠતા જઇએ છીયે અને અત્રે પણ આપણે પોપટની માફક મદદની બુમો પાડી બેસી રહેવામાં સંતોશ માનીએ છીયે, જેથી આપણે ખરી ખામીઓ શોધી તે સુધારી શકતા નથી. આપણે જે કરવું જોઇયે તે એ છે કે જાપાનીઓ ૧૦૦૦ માઇલો દુરથી પોતાનો કાચો માલ લઇ જવાની મુશકેલીની સામે થવા માટે શું કરે છે તેનો અને તેઓ ચીનાઇ ખરીદનારાઓના શોખ અને જરૂરયાતોને પુગી વળવા માટે પોતાના માલમાં કેવો સુધારો કરે છે તેનો સંભાળપુરવક અભયાસ કરવો ઘટે છે.

## યુરોપને બદલે જાપાનને પગલે ચાલવાની જરૂર.

કાપડ પછી જાપાનથી આયાત થતી બીજી જે વસ્તુ ઘણુંજ લક્ષ ખેંચે છે તે કાચનો સામાન અને દીવાસળી છે અને આપણી દરરોજની લગભગ જરૂરીયાતની વસ્તુઓ પુરી પાડવાના પ્રયતન કરવામાં આવે છે. કાચની વસ્તુઓ સંબંધી કેવી રીતે કામ લઇ શકાય તે તલેગામ ખાતેનાં કારખાનાંએ બતાવી આપયું છે અને દરેક ઠેકાણે નવાં કારખાનાં સંબંધી તેનું અનુકરણ સારી રીતે કરી શકાય. આપણે એ ખાસ નીયમો લક્ષમાં રાખવાના છે કે,

૧ જે માલ વાપરનારની આપણે ગ્રાહકી શોધવાની છે તે પછાત વરગ છે.

૨ આ વરગની આવક ઘણી ઓછી છે.

૩ તેથી સારી સફાઇ નહી, પણ હલકી કીમતની બાબત ખાસ લક્ષમાં લેવાની છે.

દીવાસળીની બાબતને પણ એજ લાગુ પડે છે. મેં જોયું છે કે કોનફરનસ સનમુખ નીબધો વંચાય છે તેમા સાચાકામ વગેરેના મહા મહેનતે તઇયાર કરેલા અડસટા આપનામા આવયા છે. આ અડસટા ઘણા ખરચાળ અને ઘણા અસરકારક યુરોપીઅન મજુરીપરથી તઇયાર કરેલા હોય છે. આપણી થાપણ, મજુરો અને બીજી સ્થીતી મોટે ભાગે યુરોપ કરતાં જાપાનને વધુ મલતી આવે છે અને એ ઉદયોગને આગળ વધારવા ઇચછનારાઓએ નમુના માટે યુરોપ તરફ નહી પણ જાપાન તરફ લક્ષ આપવું ઘટે છે. અને પ્રવીણ કારીગરો બનાવવા માટે આપણા પોતાના મજુરોને આ દીશામાં કેળવણી આપવી.

## હુનર ઉદયોગ સ્થાપતાં પહેલાં શુરૂઆતમાં સંભાળપુરવક તપાસની જરૂર.

ઉપર જણાવેલી મુખય બાબતો સીવાય બીજી એક બાબત છે કે દીવાસળી અને કાચના ઉદયોગની ખીલવણીમાં આપણને જલદીથી ફતેહ અપાવે. હું અત્રે જેને કુદરતી રક્ષણ એટલે 'નેચરલ પ્રોટેકશન' કહે છે તે કહેવા માગું છું. આ અને બીજા પલેટફોર્મો ઉપર આપણને વેપારનાં રક્ષણની રાજયનીતીની કેટલી જરૂર છે અને એ રાજયનીતીએ જાપાનને માટે શું કરયું છે તે વીશે ઘણું બોલાયું છે. આથી તમારામાંના ઘણા જાણીને અજાયબ થશો કે જાપાનમાં સને ૧૮૯૮ માં મહેસુલી સ્વરાજ ન હતું, પણ માત્ર ૫ ટકાની "કનવેનશનલ ટેરીફ" નાખવામાં આવી હતી. નવા રાજયનાં આશ્રય નીચે સને ૧૮૬૮ થી સને ૧૮૯૮ માં તેને મહેસુલી સ્વરાજય મળયું તેની વચે જાપાનના શુરૂઆતના પ્રયત્નો સઘળા રક્ષણની રાજય નીતી નીચે નહી, પણ ૫ ટકાની ટેરીફ નીચે થયા હતા. આપણે ત્યાં હીંદમાં પણ ખાસ કરીને દીવાસળી અને કાચની વસ્તુઓ કે જેની જાપાને આપણા બજારમાં સને ૧૮૯૮ પહેલાં રેલછેલ કરી મુકી છે તેનાપર ૫ ટકાની જકાત છે અને આજે ૨૦ વર્ષ પછી પણ આપણે કાચ અને દીવાસળીના ઉદયોગ વગરના છીયે. આપણે ગમે તે શેહરમાં કારખાનું કહાડવાનું નથી પણ આજુબાજુની સ્થીતીનો પુરેપુરો અભયાસ કરી કુદરતી રક્ષણનો લાભ લેવો ઘટે છે. વળી દરીયા અને જમીન મારગના ખરચનો પણ વીચાર કરવાનો છે. મુંબઇમાં કાચના કારખાનાં માટે યોગય જગાની જાહેર ખબર કોઇને આપતાં હું જોઉ છું. તે પરદેશી હરીફાઇ સામેનુ પોતાનું ઉતમ રક્ષણ ઇરાદાપુરવક ફેકી દે છે કારણ કે મુબઇ કંઇ એવું બજાર નથી કે જયાં માલનો ખપ થતો હોય, પણ મુંબઇનું તો એવું મોટું બજાર છે કે જયાં માલની વહેંચણી થાય છે અને તે મુબઇમાં જે માલ બનાવે છે અને વેચે છે તેને સેંકડો માઇલની મુસાફરી કરી દેશના અંદરના ભાગમાં જવું પડે છે. તે માણસ હુનર ઉદયોગનું મથક દેશના અંદરના ભાગમાં રાખવાથી જાપાનીઝ અને બીજા પરદેશી માલને દેશની અદર આવવા માટે જે ખર્ચ કરવો પડે છે તેમાંથી તે મુકત રહેશે અને તે તેને પહેલો ફાયદો થશે. મથકનો વધુ અભ્યાસ કરતી વેળા એવી જગા ગોધવી કે જયાં ખરો કાચો માલ તરત મળી શકે અને બાહેરથી તે

માલ લાવવાનો ખર્ચ ઉગરે. લેંપ અને દીવાસળી જેવી ઘણી મોટી અને સોંઘી વ સ્તુઓ લઇ જવાનો ખર્ચ ૨૦ અને ૪૦ ટકાના વચ્ચે આવે છે, અને આવા હુનર વાળાઓ કુદરતી રક્ષણ મળે એવે ઠેકાણે પોતાના ઉદ્યોગનું મથક રાખવાનો હેતુ રાખવો જોઇએ છે. આ મુદ્દાની અગત્યતાનો વધુ દાખલો આપવા માટે હું જ ણાવીશ કે તાતા આયર્ન અને સ્ટીલ કંપનીની સ્થાપના અગાઉ તે કારખાનું કયાં સ્થાપવું કે જેથી કુદરતી રક્ષણની દરપટીએ સંખ્યાબંધ લાભ મળે તે અભ્યાસ કરી નક્કી કરવા પાછળ એક વર્ષ ગયું હતું.

## સરકારની ફરજ ઉદ્યોગ સ્થાપવાની નહી પણ કેળવણી આપ વાની અને શોધખોળ કરવાની છે.

મોટા પ્રમાણમાં ફેલાઇ રહેલી ગેરસમજુતી દુર કરવા માટે આ પ્રયત્ન કર્યો છે. સરકારે ઉદ્યોગો સ્થાપવા જોઇએ એવું માનનારાઓમાંનો હું એક નથી, તે મજ નવા ઉદ્યોગો માટે સરકારે બધાંને થોડાં નાણાં આપવાં જોઇએ એવું હું મા નતો નથી. સરકારની મુખ્ય ફરજો કેળવણી કે જેને રીતે આપણે વીચાર કર્યો છે તે સીવાય દેશનાં સાધનો સંબંધી સાયનટીફીક શોધખોળ કરવાની છે. ઘણીજ સહેલાઇથી સમજી શકાય તેવી રીતે પુરેપુરી ખબર દેશ સ નમુખ મુકવાની છે, માલ લાવલઇજા કરવા માટે વાજબી સગવડો પુરી પાડવાની છે; અને દેશી ઉદ્યોગથી થતો માલ બને તેટલો પોતે અને જાહેર મંડળો પાસે ખરીદાવી માલની માગણી માટે ખાત્રી આપવાની છે. તે પછીની શુરૂઆત લોકો તરફથી થવી જોઇયે. ઉદ્યોગ હુનરના અખતરા કરવાનું, કાચો માલ પુરા પાડવાની શોધખોળનું કારખાનું ઉઘાડવાનું ઘણુંજ અનુકુળ મથક શોધી, બજારમાં ખપે એવી જાતનો માલ બનાવવાનું કામ તેમનું પોતાનું છે. આ પણા બધા અનુભવપરથી દેખાય છે કે હીંદી થાપણદારને જ્યારે જરૂર પડે છે ત્યારે સરકારની અરસપરસ સહાય કરવાની મદદ છુટથી મળે છે, એકવાર જો ખરી જાતનો માલ ઉત્પન્ન થયો—અને તે પરદેશથી આયાત થતા માલની જાતનો અને તેટલી કીમતનો હોય તો સરકાર તરફની ખરીદી તર્તજ મળે છે. આયર્ન એંડ સ્ટીલ કંપનીને સરકાર તરફથી આવી મદદ મળી છે અને અમે લડાઇ આગળ ચલાવવા માટે ગોળા બનાવવા માટે પોલાદ, પાટા અને બીજી ચીજો પુરી પાડી વયાજ સાથે બદલો વાળી આપવાને શકતીવાન થયા તે માટે ખુશી થયા છીયે.

## વેપારના છુટાપણાની હીમાયત.

સરકાર અને ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતી બીજી જે બાબત લક્ષ ખેંચે છે તે વેપારનું છુટાપણું વીરૂદ્ધ રક્ષણની બાબત છે. આ બાબત સંબંધી હું ઘણું થોડું જાણું છું. કેળવણીથી તેમજ વહેવારમાં હું વેપારના છુટાપણાનો હીમાયતી છું. પણ આ કોન્ફરન્સની આગલી બેઠકો વેળાએ તેમજ બીજે ઠેકાણે દર્શાવી આપવામાં

આવયું છે તે કબુલ કરૂં છું કે ગ્રેટબ્રીટન સીવાય કોઇ પણ દેશે વેપારનાં છુટાપણાંની રાજ્યનીતી એખતીયાર કરી નથી અને ગ્રેટબ્રીટને પણ પોતાના વેપાર ઉદયોગને કોઇની સાથે હરીફાઇ કરવાની ન રહી અને પોતાના ઉદયોગ હુનરને નુકસાન પહોંચવાનો ઓછો ભય રહયો તયારે તેમ કરયું હતું. આથી જો કોઇ રક્ષણ માટે મધયમ જકાત નાખવાની સુચના કરે તો હું તે સુચનાની સામે થઇશ નહી. રૂની એકસાઇઝ જકાતનો સવાલ અલબત વેપારનાં છુટાંપણા વીરૂધ રક્ષણની રાજનીતીની ચર્ચાની બાહેર છે. મારા પોતાના અને મારી પેઢીના એ સંબંધીના વીચારો જાણીતા છે; આ જકાત કેટલી ગેરવાજબી છે તે બતાવનારા અમે પહેલા હતા. એમ છતાં એ જકાત સામે વાંધો દર્શાવવાનો ઠરાવ અત્રે રજુ થવાનો હોવાથી એ જકાત કહાડી નાખવાની માંગણી તરફ સંતોષ દરશાવવામાંજ હું સંતોષ માનીશ. પણ દેશી ઉદયોગના વધારા માટે રક્ષણ માટેની જકાત પોતે ઘણી થોડી ઉપયોગી થઇ પડશે. લોરડ કરઝનના વખતમાં ખાંડની નીકાશપર નખાયલી જકાતના અનુભવપરથી માલુમ પડે છે કે બીજી સ્થીતીઓ ન હોય તો એકલા રક્ષણથી ઉદયોગ ઉતપન થતો નથી. આથી હીંદની ઉદયોગીક ઉન્નતીના આપણા કારયક્રમમાં બીજી સ્થીતીઓ ઉતપન કરવાનું દાખલ કરવાની જરૂર છે. વેપારનાં રક્ષણની રાજ્યનીતી સીવાય બીજા અસંખય મારગ છે કે જયાં સરકાર ઉદયોગના વધારા માટે મોટી મદદ કરી શકે, અને તેથી હું તે વીશે વીવેચન કરીશ.

## હુનર ઉદયોગ માટે મુખય જરૂર થાપણની છે.

હુનર ઉદયોગના વધારા માટેની બે ત્રણ જરૂરીયાતોમાં ઘણીજ અગત્યની અને જેની હીંદમાં ઘણીજ જરૂર છે તે થાપણ છે. દેશમાં કુલે દોલત તે થાપણ નથી પણ તેનો જે ભાગ હુનર ઉદયોગના ક્ષેત્રમાં રોકાતો હોય તે થાપણ છે. હીંદની કુલે દોલત ગમે તેટલી હોય છતાં બીજા દેશોની સાથે સરખામણી કરતાં થાપણ તરીકે જે રકમ મળી શકે એવી છે તે ઘણી ઓછી છે. બ્રીટીશ રાજય પહેલાં હીંદમાં નાણા સંગ્રહી રાખવાની જે રીત હતી તે હજુ ચાલુ હોય એવું હું માનતો નથી; પણ હીંદના લોકો પોતાનાં ગામથી જે ખાતાઓ દુર હોય તેને નાણાં સોંપતાં હજુ ઘણા ચમકે છે. વધુ વીશ્વાસ રાખવાનું વલણ જે ઘણું વધયું જતું હતું તે સ્વદેશી બેંકોનાં દીવાળાં પછી પાછું હઠી ગયું છે. તેમ છતાં હીંદના લોકો પોતાની ફાજલ દોલત જે ઉદયોગ હુનરના સાહસો અનુભવીઓની પુરેપુરી અને સંભાળપુર્વકની તપાસ પછી સ્થપાયાં હોય—અને ઉદયોગ હુનર સ્થાપવાની એજ સંગીન રીત હું ધારૂં છું—તેમાં રોકવામાં પોતાના દેશને લાભ છે તે વીશે જાગરૂત થતા હોવાના ચીનહો માલુમ પડે છે. અનુભવીઓની દેખરેખ નીચે પહેલાં કામ કર્યા વગર કંઇ પણ થવું જોઇતું નથી. આયર્ન એન્ડ સ્ટીલ કંપની તથા હાઇડરો ઇલેક્ટ્રીક કંપની પોતાની પુરેપુરી થાપણ જે ૭ કરોડની છે તે હીંદમાંથી મેળવી શકવામાં ફતેહમંદ નીવડી તે આપણા લોકો પોતાના હુનર ઉદયોગની તક જાળવવા માટે કેવા જાગરૂત બનયા છે.

તેનો પુરાવો છે. વડોદરા, માઇસોર, ગવાલીયર, ભાવનગર જેવા આગળ પડતાં દેશી રાજ્યો તેમજ દરભંગાના મહારાજાએ આ સંબંધી તાતકાળીક મદદ આપી જે દાખલો પુરો પાડયો છે તેની પ્રસંશા કરવાનું મારે છોડવું જોઇતું નથી. હીંદનાં દેશી રાજ્યો બ્રીટીશ હીંદપર દેશના રક્ષણ માટે જે બોજો પડયો છે તેમાંથી મુકત છે. ઘણા આગળ પડતા રાજ્યોએ અગતયના ઉદયોગ હુનરના સાહસો જે તેમની હદમાં કે હદની બાહેર છે તેની થાપણ માટે પોતાનો ફાળો આપયો છે તે બ્રીટીશ હીંદ સામાનય શાહનશાહતની સલામતી માટે જે ભોગ આપે છે તેનો કંઇક બદલો છે. આ અગતયની બાબત સંબંધી મામલો આશાવંત છે. જેમ જેમ ગામડામાં કેળવણી ફેલાતી જાય છે તેમ તેમ લોકોની દોલત જે હાલમાં નકામા તહેવારો ઉજવવામાં અને મરણ પાછળની ક્રીયામાં ખરચાય છે, અથવા તો કઢોડા આકારનાં ઘરેણાંઓમાં રોકાય છે તે વધુ ને વધુ પ્રમાણમાં હુનર ઉદયોગ તરફ ખેંચાશે એવી મને આશા છે. અત્રે મારે જણાવવું જોઇએ કે અરસપરસ સહાય કરવાની હીલચાલ જેનાથી વખત જતાં આખા દેશમાં વયાજનો દર ઘટવાની ખાત્રી રહે છે તે ઉદયોગ હુનરની હીલચાલનો કીમતી મદદનીશ છે. જયાં સુધી ખેડુતોને ૧૮ થી ૨૦ ટકાની તેરીખે તેમની જમીનની જામીનગીરીપર નાણાં ધીરવાનું બની શકે છે ત્યાંસુધી હાલના હુનર ઉદયોગ જે પોતાની ઉપર દેશ અને પરદેશી હરીફાઇની અસર રહેવાથી મધયમ વહેંચણી આપે છે તેના તરફ ઘણા થોડા લોકો ખેંચાશે. પરદેશી થાપણ દેશમાં દાખલ કરવાના લાભ અને ગેરલાભ વીશે મારી આગળના પ્રમુખોએ વધુ સારી શકતીથી અને શુભાખીતપણે ચર્ચા ચલાવી છે પણ તે સવાલ આજે હમેશ કરતાં ઓછો અગતયનો છે. લડાઇને લીધે દોલતનો મોટો ભાગ નાશ પામે છે તેથી પરદેશી થાપણના સાધનો ઓછાં થતાં જાય છે અને હવે ભવીશયમાં હીંદને પોતાનાં સાધનોપરજ આધાર રાખવો પડશે. આથી હુનર ઉદયાગવાળાઓએ લોકો પોતાને તયાં થાપણ રોકે એવી રીતે શોધખોળ કરી પોતાનું ભવીશય નકી કરી કુશળપણે કારોબાર ચલાવવો ઘટે છે. આ બાબતમાં ફરજથી અલગ થવાનું કામ પ્રજા અને દેશ તરફ ગુનાહ કરવા જેવું છે.

## હીંદના કાચા પદાર્થો.

કાચા પદાર્થો સંબંધીની હીંદની શકતી વીશે મારે વધુ કહેવાની જરૂર નથી. ઘણીવાર કહેવામાં આવે છે તેમ કુદરતે દરેક જાતના ઉદયોગો માટે કાચા પદાર્થો પુરતા પ્રમાણમાં પુરા પાડયા નથી પણ જે માલ આપણે આયાત કરીએ છીએ તેમાંનો ઘણો માલ આ દેશમાંથી આપણે સહેલાઇથી મેળવી શકીએ તેમ છે કે કેમ તે માટે આયાત અને નીકાશની આપણી યાદીપર લક્ષ આપવાની જરૂર છે.

## ઇંગલીશ મજુરો કરતાં હીંદી મજુરો ઓછું કામ કરે છે ?

મજુરીની બાબતમાં પણ દોલતની માફક, જેમ બધી દોલત થાપણ નથી, તેમ મજુરોની સંખ્યા તે કંઇ મજુરોનું બળ નથી. વસ્તીનો કેટલો ભાગ હુનર ઉદયો

ગના કામમાં પડવાને શકતીવાન અને રાજી છે અને તેમને કેટલું કામ સોંપી શકાય તેમ છે તેની ખાતરી કરવાથી દેશમાંથી કેટલા મજુરો મલી શકશે તેનો ખરો વીચાર આવે છે. હીંદના લોકોપર સામટી રીતે આળસ કે ગફલતનો સામાન્ય આરોપ મુકવામાં હું સઉથી છેલ્લો રહીશ. કંઇપણ શક વગર તેઓ ઉદયોગી અને પોતાની રીત પ્રમાણે કરકસર કરનારા છે. પણ ઘણી બાબતોમાં એ રીત હાલની ઉદયોગી કામ બનાવવા માટે યોગ્ય થઇ પડે તેમ નથી. ખેતીવાડી કે જે આ દેશનો સઉથી જુનો અને મોટો ઉદયોગ છે તેમાં ઘણુંકરીને હીંદી પ્રજા સુસ્ત નથી. પોતાનું જ્ઞાન—જે ઘણીવાર ધારવામાં આવે છે તેમ ઝાઝું નથી તેને નામદાર ગવરનર લોર્ડ વીલીંગડન કે જેમણે થોડા વખતપર કબુલ કર્યું હતું કે હીંદી ખેડુતને પોતાના ધંધાનુ જ્ઞાન અસાધારણ છે, તેઓ ટેકો આપે છે, તે પ્રમાણે લોકો કઠણ ધીરજવાળા અને ખંતથી કામ કરનારા છે. પણ તે કામદાર ગામડયો હોવાથી, અને ગામડાંની રીત પ્રમાણે ચાલતો હોવાથી, હાલના કારખાનાની જીંદગીને એકદમ અનુકુળ થઇ પડતો નથી. તે ઉપરાંત તેની મોટામાં મોટી આશા તેની ન્યાત કે ટોળામાંજ સમાઇ જાય છે. કેળવણીના ફેલાવાથી અને સમાજ તથા પ્રજાકીય જીવનના વીશાળ વીચારથી આ સ્થીતી કંઇ પણ શક વીના સુધરશે. અત્યાર અગાઉનો કેટલોક સુધારો માલુમ પડવા માંડયો છે તેમ છતાં હીંદમાં કારખાનામાં કામ કરતો માણસ યુરોપીયન દેશોમાં કામ કરતા કામદાર કરતાં સરાસરી ઓછો માલ કહાડી શકે છે. બાહોશ ટીકાકારોએ જણાવયું છે કે લેંકશાયરનો એક કામદાર ૪ થી ૫ હીંદી મીલ મજુરો જેટલું કામ કરે છે. હીંદની ખાણોના વડા ઇન્સ્પેકટરે પોતાના છેલ્લા વાર્ષીક રીપોર્ટમાં જુદા જુદા દેશના કામદારો સરેરાશ કેટલું કામ કરે છે તેમાં નીચલા આંકડા આપ્યા છેઃ—

• હીંદમાં (અ) જમીનની નીચે ૧૭૯ ટન (બ) જમીનની ઉપર અને નીચે ૧૧૪ ટન. ઇંગલંડમાં (અ) જમીનની નીચે ૩૩૨ ટન (બ) જમીનની ઉપર અને નીચે ૨૬૪ ટન. એતો દેખીતું છે કે હાલના હુનર ઉદયોગ માટે ઉપરટપકેના માણસો કહે છે તેમ હીંદમાં મજુરો પુષ્કળ નથી તેમજ સોંઘા નથી. અમુક હદ ઉપરાંત મજુરીનો બચાવ કરનારા યંત્ર હીંદમાં કરકસર કરનારા નથી એવી માન્યતા મારા ધારવા મુજબ ભુલભરેલી છે. મારી ખાત્રી થઇ છે કે દેશની હુનર ઉદયોગની ખીલવણીનો આધાર જ્યાં બની શકે ત્યાં પોતાની મેળે ચાલે એવા સાંચાકામ મોટાં પ્રમાણમાં પુરા પાડવાપર છે. આ નીયમ પ્રમાણે અમે અમારા ઉદયોગો સંબંધી કામ લઇએ છીએ અને ભાગયેજ અમને તેમાં નીષ્ફળતા મળી હોય.

## સાકચી ખાતેનાં લોખંડના કારખાનામાં થનારો વધારો.

આ સામાન્ય બાબતો પડતી મુકી હું આપણી હાલની સ્થીતી તરફ વળું તો કોલસાની ઉત્પન્ન અને ખપને લગતા આંકડાપરથી હીંદના હુનર ઉદયોગનો ખ્યાલ આવશે. સને ૧૯૧૩ માં પુરા થયલા ૧૦ વર્ષ દરમીયાન કોલસાની ઉત્પન્ન બેવડી થઇ છે. છેલ્લા સન્તાવાર રીપોર્ટ

પ્રમાણે કુલ ઉત્પન્નનો ૩૩ ટકા જેટલો ભાગ રેલવેઓ વાપરે છે જ્યારે વેપાર ઉદ્યોગ માટે જે વપરાય છે તેમાંનો ૧૨ ટકા રૂ અને શણની મીલો વાપરે છે, અને તેટલોજ કોલસો લોખંડ અને પીત્તળનાં કારખાનાં અને ઇંટ અને નળીયાંના કારખાનામાં જાય છે. પરદેશી કોલસાની આયાત અને હીંદી કોલસાની નીકાશ બંને એક સરખી છે. સાકચી આયર્ન અને સ્ટીલ વર્કસ ઉઘડવાથી ચ્યસબત આ વધારો થયો છે અને એ કારખાનામાં દર વર્ષે સરેરાશ ૪,૦૦,૦૦૦ ટન કોલસો ખપે છે. ઉદ્યોગ હુનર માટે વીજળીક બળનો ખપ વધયો છે તે તાતા હાઇડ્રો ઇલેકટ્રીકની યોજના, કાવેરી વર્કસના વધારા અને બીજા ઠેકાણાની નાની યોજનાઓપરથી માલુમ પડશે. વીજળીનું હીન્દમાં મોટું ભવીષ્ય છે અને કારખાનાં ચલાવવા માટે તે બળની માંગણી વધુ થાય છે. તે આ જમાનાનું એક ઘણું આશાવંતુ ચીન્હ છે. કોલસાના સંબંધમાં તેમ જ લોખંડની ઉત્પન્ન અને ખપ એ દેશની ઉદ્યોગીક શકતીની ખાત્રી ભરી કસોટી છે. ડોકટર હેલી-શોએ બ્રીટીશ એસોસીએશનના એન્જીનીઅરીંગ વીભાગમાં એક માનપત્રમાં ખરેખર જણાવયું છે કે છેલ્લા થોડાં વર્ષ દરમીયાન જર્મનીની લોખંડ અને પોલાદની ઉત્પન્ન તે તેના હુનર ઉદ્યોગના વધારાનું સુચીપત્રક જેવું છે. આ દ્રષ્ટીએ સાકચી ખાતે આયર્ન અને સ્ટીલ વર્કસ સ્થાપવામાં આવયા છે તે પ્રજાકીય અગત્યતા ધરાવનારા છે. લોખંડ અને પોલાદની આયાત પરથી એમ છતાં દેખાય છે કે બીજા એવા કારખાનાઓનો માલ ઉપાડવા માટે હીંદી માગણી પુરતી છે અને કોનફરનસ જાણીને ખુશી થશે કે સાકચી ખાતેના કારખાનામાં વધારો કરવાના સવાલપર હાલમાં વીચાર ચલાવવામાં આવે છે.

## હીંદના ખનીજ પદાર્થો.

મેં કોલસા અને લોખંડના ઉદ્યોગના વધારા વીશે વીવેચન કર્યું છે. હીંદમાં એવી જાતના ખનીજ પદારથો કહાડવામાં આવે છે કે જેનો સીધો વપરાસ હોય કે જેની નીકાશ થતી હોય તે ઠપકો થોડે અંશે ઓછો થયો છે, પણ ધાતુ પેદા કરતા ખનીજ પદારથો બાબતની બેદરકારીનો ઠપકો તો હજું હુનર ઉદ્યોગની ચળવળને માથે છેજ. આ બેદરકારીનું કારણ ઘણીવાર જણાવવામાં આવયુ છે તેમ હાલની ધાતુ અને રસાયનીક ખીલવણીમાં નફાની બાબતમાં ભેળાં ઉતપન્નો સવાલ ગંભીર થઇ પડે છે અને, ભળની ઉતપન્નો ઉપયોગ કરવામાં નીષ્ફળતા મળવાથી ખનીજ પદારથો તરફ બેદરકારી બતાવવામાં આવે છે કે જે એકલી ધાતુનેજ માટે કામ કરવા જેટલો નફો આપી શકતી નથી. ધાતુ અને રસાયનીક ઉદ્યોગના ક્ષેત્રમાં જર્મનીએ પોતાના ઉદ્યોગનો પાયો નાખયો અને હવે તે ક્ષેત્રમાંથી બાહેર નીકલી પડયું છે અને ઘણાં વર્ષ સુધી બાહેર રહેશે અને આ તક હીંદી હુનર ઉદ્યોગના આગેવાનો અને હીંદી સરકાર માટે ધાતુના ઉદ્યોગની ખીલવણી કરવા માટેનો દરદ પ્રયતન કરવા માટે લાભકારક છે. જે ઉદ્યોગોમાં આર્થીક કુંડાળું પુરૂં કરવાનું છે તેમાં

સરકારની મદદ ઘણી ઉપયોગી થઇ પડશે એવુ મારૂં માનવુ છે સર થોમસ હોલંડે આવા અગતયના કુડાળાનું જે વર્ણન આપ્યું છે તેમા તેમણે હીંદના ખનીજ પદાર્થો વીશે ટીકા કરતા જણાવ્યુ છે કે સલફરીક એસીડ ઘણા રસાયનીક અને ધાતુના ઉદયોગોમા ચાવી રૂપ છે, સુપરફોસ્ફેટસ બનાવવા માટે, ખનીજ તેલા ચોખ્ખા કરવા માટે અને એમોનીયમ સલ્ફેટ જુદા જુદા એસીડો અને ખનીજ પદાર્થોની ઉતપન માટે તેની ઘણી જરૂર છે. સાબુ, કાચ, કાગળ, તેલ, રંગ, અને રંગવાની બીજી ચીજો બનાવવા માટેના કામની સાકળમા તે અગતયની કડી છે કચી ધાતુ ગાળવા માટે પણ તે ઉપયોગી છે તે જણાવે છે કે સલફરીક એસીડ અને ખાર બીજા ઘણા ઉદયોગો માટે અનશયના છે, છતા તેના લાભકારક બનાવટની સ્થીતી દેશમા સાથેની બીજી ઉતપન્નો ખપ હોય છે તયારેજ લાવવા લઇ જવાના ખર્ચની રક્ષણ આપનારી અસર બરાબર થઇ રહે છે કારણ કે રસાયનીક ઉદયોગમા સાથે ઉતપન થતી વસ્તુઓ અગતયનો ભાગ છે આ સ્થીતી ઝડપથી પાકી બનતી જાય છે પણ સાહસીક થાપણવાળાએ એ વાત પણ યાદ રાખવી જોઇયે કે હીંદની હાલની જરૂરીયાત એવી છે કે તેનો ઘણો થોડો ખપ થશે કે જેથી સ્થાનીક બનાવટથી કીમતમા મોટો ઘટાડો થાય

## ઉદયોગીક બાબત પર વધુ લક્ષ આપવાની જરૂર.

હીંદી જાહેર પ્રજાને ઉદયોગીક બાબતપર આગળ કરતાં વધુ લક્ષ આપવાની વીનતી કરવાની આ તક હુ લઉ છું મે અતયાર અગાઉનુ કબુલ કર્યું છે કે આ બાબત સબધી કઇક સુધારો થયો છે પણ હુનર ઉદયોગની અગતયતાના વખાણના લાગણી ભરયા ઉદગારો ઓછી જરૂરના છે, જોકે તે કેટલાક ઉપયોગના તો છે પ્રતયક્ષપણે કરી દેખાડવાની વધુ જરૂર છે ખેતીવાડી ખાતાનો એવો અનુભવ છે કે નવો સાંચો જે ખરીદવાનુ સગસરી ખેડુતની શકતીની બાહેરનુ નથી તે હીંદી પ્રજાના ખેતીના અસલી ઓજારો કરતા વધુ સતોષકારક પરીણામ ઉતપન કરતુ માલમ પડ્યુ છે તેવીજ રીતે માલ ઉતપન કરનારાઓના પ્રદેશમા પ્રતયક્ષ રીતે બતાવી આવવાથી અજાયબ જેવા પરીણામ આવશે આપણા કરતા ઓછી અનુકુળતાવાળા દેશમા હુનર ઉદયોગમા સાયનસનો ઉપયોગ કરવાથી જાણવાજોગ પરીણામ આવયા છે તે આપણે લોકોને હમેશા સમજાવતા રહેવુ જોઇએ હુનર ઉદયોગમા સાયનસ દાખલ કરવાથી એક અને બીજી પ્રજા વચેનો સ્નાયુની બીનવણીનો ફરક અને હવા પાણીના ગેરલાભ ઓછા થશે ખરી રીતે સાયન્સ બધાને એકસરખી પકતી ઉપલબ્ધ થાય છે આપણી વીનતી લોકોના કાનને કરવા કરતા તેમની આંખને કરવાની જરૂર છે કારણ કે આંખે મેળવેલો અનુભવ બીજા સાધનો વડે મેળવેલા અનુભવ કરતા વધારે શકતીવાન છે હુ આ કોનફરનસ અને હુનર ઉદયોગના મવડી મીત્રોનુ લક્ષ સાયનસ અને હુનર ઉદયોગના ભેગા મળવાથી કેવુ પરીણામ આવે છે તે જાહેર પ્રજાને બતાવવા માટે અને બને તેટલા ઘણા રોદરોમાં પ્રદર્શન ભરવાની અને હુનર ઉદયોગના સગ્રહસ્થાનો ભરવાની અગતયતા તરફ

ખેંચું છું. અલબત ભાષણો અને સંગ્રહસ્થાનો તથા પ્રદર્શનો કરતાં વધારે જરૂર સંગીન પાયાપર મોટા હુનર ઉદ્યોગો સ્થાપી તેનો સંગીનપણે કારોબાર ચલાવવાના પ્રત્યેક્ષ દાખલાની છે આજે મેં અનેકવાર મારાં ભાષણ દરમીયાન જે કોઇ હુનર ઉદ્યોગ સ્થાપવાનો હોય તેના ભવીષ્ય વીશે સઉથી સારામાં સારા પ્રવીણ માણસ પાસે સંભાળભરી રીતે પ્રાથમીક તપાસ કરાવવાની બાબતપર ભાર મુકયો છે. જો આવી શોધખોળનું કંઇ પરીણામ ન આવે તોપણ તેનાથી તેની સાથે સંબંધ ધરાવનારાઓ ઉપરાંત તપાસ કરનારા અને વીધાર્થીઓના વધુ મોટાં મંડળને કીમતી જ્ઞાન મળશે.

## પ્રજાકીયપણું જાળવવા માટે શાની જરૂર છે?

અને હવે હું વિશ્વાસની કબુલાત સહીત પુરું કરું ? દરેકે ગીકાંવાળા હીંદીએ પોતાને પુછવું જોઇએ કે "હું મારા દેશની સઉથી સારી સેવા કેવી રીતે બજાવી શકું?" હુનર ઉદ્યોગની ખીલવણીનો માર્ગ મેં લીધો છે, કારણ કે મારી પાકી ખાતરી થઇ છે કે હીંદની ભવીષ્યની ઉનતી માટે આપણે હુનર ઉદ્યોગના વધારા તરફ લક્ષ આપવાનું છે. એડીનબરો રિવ્યુના ગયા જાન્યુઆરિ મહિના અંકમાં અગ્રસ્થાને પ્રગટ થયલા એક આરટિકલમાં જીંદગી પર્યંતની મારી આ માન્યતાને મજબુત ટેકો મળેલો જોઇ હું ખુશી થયો છું. તે લેખમાં મી૦ એલીસ ધીસીપસ પ્રજાકીયપણાના મુખ્ય ભાગનું પૃથકકરણ લડાઇ પછી જે ગોઠવણનો આધાર પ્રજાકીયપણાપર નહી હોય તે ટકી શકવાનો નથી તે વીશે કર્યું છે તે જાણવાજોગ છે. પ્રજાકીયપણું બતાવનારી જુદી જુદી વસ્તુઓ તપાસી તેમણે જણાવ્યું છે કે આર્થીક લાભથી જોડાયલી કોમનું પ્રજાકીયપણું સઉથી વધુ ટકાઉ છે. તેમણે લખ્યું છે કે "ખરી રીતે કહી શકાય કે આ લાગણી (અગત્યના લાભવાલી કોમની લાગણી) સઉથી વધુ મજબુત અને સઉથી અગત્યનો ભાગ છે કે જેની ગેરહાજરીમાં સામાન્ય લાગણી જાળવી રાખવા માટે બીજી કોઇ પણ ચીજ ઉપયોગી થઇ પડે તેમ નથી. કોઇ પ્રજાના ભાગોના અગતયના હીત વચે અથડાઅથડી થાય છે તયારે સામાનય ભાષા અને સામાનય સુધારાવધારાનો સામાન્ય ઇતીહાસ પ્રજાકીય સંપ જાળવી રાખવા માટે ઉપયોગી થઇ પડશે નહી." રાજ્યદવારી હકો કરતાં પણ હીંદી સ્વદેશાભીમાની જે માટે વધુ અગત છે તે માતરૂભુમી તરફના પ્રેમ અને માનને માટે દરઢતાથી એકત્રપણે થયલા પ્રજાકીયપણાનો વધારો છે. પ્રજાકીયપણા તરફ જવાનો રસ્તો આર્થીક સુધારાવધારો છે.

## હીંદની પ્રગતીના રથમાં બીજો ઘોડો જોડવાની જરૂર.

દેશના દરજ્જાનો આધાર મુખ્યકરીને તેની હુનરઉદ્યોગની ખીલવણીપર છે. દાખલા તરીકે જર્મની હાલમાં જે સ્થીતી ભોગવે છે તે તેણે લોખંડ, રસાયણ અને બીજા હુનરઉદ્યોગમાં કરેલા મોટા વધારાને આભારી છે, અને હીંદ ભવીષ્યમાં

આ દીશામાં વધવાનો પ્રયત્ન કરશે એવો મને વીસવાસ છે. આ દેશના લોકોને પોતાનો કારોબાર ચલાવવામા પુરતો હીસ્સો મળે તે સબંધી આ મંડળીની અંદર કે બાહેર કોઇ આતુર હીમાયત કરનારો હોય તેટલો હું તેનો હીમાયતી છું. આ સ્થીતી લાવવા માટે જે મદદ કરે છે તે સઘળા પોતાની માતરૂભુમી હીદનીજ નહી પણ બ્રોટીશ શાહનશાહતની મોટી સેવા બજાવે છે કે જે જેનું હીત તેના બીજા છોકરાંઓની માફક હીદને એકસરખા રાજદ્વારી અને શેહરી હક આપવામા સમાયલું છે. હીદને હવે ઇંગલંડના તાજમાં એક સઉથી ઝળકતા જવાહીર તરીકે સ્વીકારવામાં આવયું છે અને મને કંઇપણ શક નથી કે લાંબા વખતથી વીચારમાં ફેરફાર થવાની જે વાતો ચાલે છે તેનાથી અતલગ કુટુંબના આવકારવાળા સભાસદ તરીકેના તેના હકને વધુ સ્વીકારવામાં આવશે અને તે ને ત્યાં અગત્યનું સ્થાન આપવામાંઆવશે. સીન્ડરેલા આખરે દરબારમાં આવવાની જ, પણ તેને તેની ગાડી ખેંચવા માટે જોઇયે તેવા ઘોડા મળવા જોઇયે કે જે તેને ટેકરીપરના બાદશાહી કુટુબી મકાનમા તેના યોગ્ય સ્થાને લઇ જાય. મને લાગે છે કે અત્યાર સુધી જાદુઇ ધાડીને રાજદ્વારી ઉમેદના સામાનવાળો ઘોડો જોડેલો હતો અને જો કે તે સાઉ અને પાણીવાળું પ્રાણી છે, તોપણ મને ભય છે કે તે આપણી આ શાઓ અને ઉમેદોના ભારે બોજાને ટોંચપર ઝડપથી લઇ જાય એવો શકતીવાળો નથી; પણ આપણે જો તેની સાથે બીજો ઘોડો જોડીએ કે જે પાણીવાળો અને દેખાવવાળો નહી તોપણ મારા વીચાર પ્રમાણે તે વધુ દ્રઢ અને શાંતીવાળો છે. હું હુન્નર ઉદ્યોગ અને વેપારની વરધીવિષે કહેવા માંગું છું—તો ગાડી મધરાત પડતાં પહેલાં ટેકરીની ટોંચપરના મહેલ આગળ પહોંચવામાં ફતેહમંદ નીવડશે તે વીશે મને કંઇ પણ શક નથી. બંને સારી હરીફાઇ કરે એવા દુધ ભાઇઓ છે અને જુદા જુદા માર્ગના તેઓ કેળવાઇ ભોમીયા બનેલા છે અને એવડા જીનમાં સારી રીતે ચાલવાને તેમને વીશે ખાતરી છે હું પોતે એવું ધારૂં છે કે એક ઘોડો પો તાના દેખી શકાય એવા કામથી પ્રજાની દષ્ટી પોતાના તરફ ખેંચશે જયારે બી જો ઘોડો ગાડી ખેંચવા માટે પોતાતાથી બનતું કરશે.

## દેશબંધુઓને સંદેશો—"કેળવાઓ, વ્યવસ્થા કરો અને અરસપરસ મદદ કરો."

આગળના જાણીતા દાખલા પ્રમાણે ચાલું તો હું આ કોનગ્રેસને અને તેની મા રફતે મારા દેશબંધુઓને "કેળવાઓ, વ્યવસ્થા કરો અને એક બીજાને મદદ કરો"નો સંદેશો આપવાની હીંમત કરૂં. વીજ્ઞાન શાસ્ત્રની, હુનર ઉદ્યોગની અને અર્થશાસ્ત્રની કેળવણી આપવાનું કામ સરકારનું છે, પણ એ બોજાનો આપણો ભાગ આપણે ઉપાડવો જોઇયે. જો આપણને ખરેખર ઉચી માપનસની કેળવણી જોઇ તી હશે અને તેનાથી લાભ મેળવવાને આપણે દ્રઢ હોઇશું તો આપણને તે મળ શે. આપણે ઇચ્છાનું એવું વાતાવરણ સ્થાપીશું કે રથના પૈડાંને કંઇ પણ

આંચકા વગર આગળ ચલાવશે. વ્યવસ્થા સંબંધીનો આપણો નબળો મુદ્દો છે. મે તમને બતાવી આપયું છે કે જાપાનની હુનર ઉદયોગ અને વેપારની ફતેહના મોટા ભાગનું મુલ વવવસ્થા છે અને જર્મનીની હુનરઉદયોગની મોટાઇનો પાયો પણ તેજ છે. વયવસ્થા, કાર્ય સીધ્ધ અને સંપુર્ણતા એ આપણો મુદ્રાલેખ હોવો જોઇયે. હું તમને અમારી પોતાની પેઢીના અનુભવ પરથી ખાતરી આપું છું કે એક હીંદી થાપણવાળા ખાતરી આપે કે તમને મદદ ની જરૂર છે તો સરકાર તરફથી અરસપરસની મદદ જરૂર મળે છે. આપણે હુનર ઉદયોગના માર્ગે ચાલીએ છીયે. સરકારી અમલદાર વર્ગની સાથે હાથમાં હાથ મેળવીને આપણે ચાલીએ છીયે અને જયારે સામાનય હેતુ માટે પ્રયત્ન કરીએ છીયે તયારે મતફેરનો સંભવ નથી કે જેથી સુધારા વધારાનું કામ પાછળ હઠે.

## લડાઇની અસર.

લડાઇથી હુનર ઉદયોગનો માર્ગ સરળ થશે એવા ખીયાલ કોઇએ આ મંડપ છોડીને જતી વેળા રાખવો નહી. લડાઇને લીધે એટલી મોટી થાપણ નાશ પામી છે કે તેથી પશચીમની માલ ઉતપન કરનારી પ્રજાઓ સામાનય સ્થીતી સ્થપાતાં વધારે જાગૃતીથી કામ કરશે પણ લડાઇથી આપણને તક મળી છે. તેણે હીંદને શેહાનશાહતમાં અને દુનયામાં નવું સ્થાન આપયું છે. તેનાથી ઇંગ્રેજો અને હીંદીવાનો વચચે વાડી એકદીલી થઇ છે કે જેનાથી વખતના વહેવા સાથે દીલસોજીના બંધ મજબુત થશે કે જે માટે નામદાર શાહનશાહે વીનંતી કરી છે અને તેનાથી અરસપરસની મદદનો જુસ્સો મજબુત થશે જે બંને પ્રજાને લાભકારક છે. જો આપણને તકનો લાભ આપવામાં આવે અને આપણા પોતાના ભવીષયનાં વીશ્વાસની લગામ સોંપવામાં આવે અને આપણે હીંમત, શકતી, સંપુર્ણતા અને પ્રમાણીકપણે એ સ્થીતીનો લાભ લઇએ તો રાતની પછી દીવસ આવે છે તેટલી ખાતરીથી દુનીયાના લોકોમાં આપણું સ્થાન ફતેહમંદીથી મેળવી શકીશું.

———:o:———

## વફાદારીનો ઠરાવ.

પ્રમુખે પોતાનું ભાષણ ખતમ કરવા બાદ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કરયો હતો કે દેશના હુનર ઉદયોગોમાં લાભ ધરાવનારાઓના પ્રતીનીધીઓનું બનેલું આ કોનફરનસ નામદાર શહેનશાહ તરફ ઉંડી અને કાયમની વફાદારી માનપુર્વક જાહેર કરે છે અને બ્રીટીશ સરકારને ખાત્રી આપે છે કે આ મોટી લડાઇ વેળા બધા હુનર ઉદયોગોના વર્ગો પોતાનો વહેવાર ટેકો અને મદદ આપતા રહેશે, કારણ કે તેઓ બરાબર પીછાને છે કે દેશના શાંત વધારા અને ઉદયોગોનો આધાર આ દેશ સાથનો બ્રીટીશ સંબંધ ચાલુ રહેવા ઉપર રહેલો છે.

## હીંદ છોડતી વેળાની નામદાર શહેનશાહની લાગણી.

ઠરાવના ટેકામાં વીવેચન કરતાં પ્રમુખે જણાવયું હતું કે વફાદાર મુંબઇમાં આ ઠરાવના ટેકામાં વધુ શબ્દો બોલવાની જરૂર નથી. નામદાર શહેનશાહ હીંદથી ઇંગલંડ ખાતે વીદાય થયા તયારે તેમણે જે ભાષણ કરયું હતું તે ઘણુ દીલસોઝી ભર્યું હતુ. તે નામદાર હીંદને ચાહતા હતા. હું ઇંગલંડ ગયો તયારે નામદાર શહેનશાહના સ્ટાફના એક માણસે મને કહયું કે નામદાર શહેનશાહ અને શહેનશાહ બાનુ સ્ટીમરમાં બેઠા પછી ડેકપર મુંબઇના લોકોને જોવા ગયા હતા અને તે વેળા તે નામદારોએ જણાવયું હતું કે ' અરે આ ભુમીને આપણે કદાચીત છેલીવાર જોઇએ છીએ." આ વેળા તેમની આંખમાં આંસુ ભરાઇ આવયાં હતાં. આપરથી દેખાશે કે તે નામદારો હીંદને કેવા ચાહે છે તે માલુમ પડે છે. આ બાબત મેં લોર્ડ ક્રુને પુછતાં તેમણે આ વાતને શબ્દેશબ્દ ટેકો આપી નામદાર શહેનશાહ હીંદને ઘણું ચાહે છે અને તેમની હીંદ તરફ ઘણી દીલસોઝી છે તે જણાવયું હતું. આ જોતાં આપણે આ ઠરાવ પસાર કરવો ઘટે છે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## બપોર પછીનું કામકાજ.

બપોર પછી કોનફરંસનું કામ ચાલતાં મીસીસ સરોજની નાયડુ આવી પહોંચતાં તેમને હાજર રહેલાઓએ તાળીઓના ગડગડાટ કરી મુકી આવકાર આપયો હતો. મી૦ મહમદઅલી જીના, સર ભાલચંદર ક્રશણ, ઓનરેબલ મી૦ મદનમોહન માલવીયા અને બીજા યુરોપીઅન ગ્રહસ્થોએ પણ બપોર પછીની બેઠકમાં હાજરી આપી હતી.

## રજુ થયલો વારસીક રીપોર્ટ.

ઓનરેબલ રાવ બહાદુર આર. એન. મધોલકરે તે પછી વારસીક રીપોર્ટ અને હીસાબ રજુ કર્યો હતો તેમાં કોનફરંસે આખાં વરસમાં શું કામ બજાવયું છે તે જણાવયું હતું. તેમણે રીપોર્ટ રજુ કરતાં જણાવયું કે રીપોર્ટમાં એક બે વાતો ખાસ ધયાન ખેંચનારી છે. લડાઇને લીધે જર્મની અને ઓસ્ત્રીયાથી માલ આવતો બંધ થયો છે અને દીલગીરીની વાત એ છે કે લડાઇનો લાભ લઇને હીંદમાં સ્વદેશી ઉદયોગો સ્થાપવાની તક લેવામાં આવી નથી. તે પછી તેમણે રીપોર્ટમાંના કેટલાક ફકરા વાંચી સંભળાવયા હતા.

ઓનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસે તે પછી વારસીક રીપોર્ટ અને હીસાબ બહાલ રાખવાની દરખાસ્ત મુકી જણાવયું કે કોનફરંસની ઓફીસે હુનર ઉદયોગનાં ખાતાંઓની ડીરેકટરી ફરી તઇયાર કરી છે. વળી એ ઓફીસે વીદયારથીઓને જોઇતી ખબર પુરી પાડી હતી. આ બંને કામો ઘણા અગતયનાં છે. ઓનરેબલ મી૦ મધોલકર છેલ્લાં ૧૧ વરસ થયા આપણા સેક્રેટરી છે અને તેઓ ઘણી

ખબરોથી માહીતગાર છે. તેઓ જો સેક્રેટરી ન હોત તો આવું સારું કામ થાત નહી. આથી આપણે જેનરલ સેક્રેટરી મી૦ મધોલકરનો ઉપકાર માનવાનો છે. વળી આપણે હીસાબ તપાસવા માટે મી૦ એસ. બી. બીલીમોરીયાનો ઉપકાર માનવાનો છે.

ઓનરેબલ મી૦ ઉપાસણીએ ટેકો આપતાં જણાવયું કે આપણા સેક્રેટરી મી૦ મધોલકરે છેલ્લાં ૧૧ વરસથી દેશની હુનર ઉદયોગ સંબંધી અગતયની સેવા બજાવી છે. સર દોરાબ તાતા જેવા આપણને પ્રમુખ મળવાથી પણ આપણને લાભ થયો છે. વેપાર ઉદયોગમાં હમણા આપણને જોઇતી ફતેહ મળતી નથી કારણકે આપણે અતયાર સુધી હાથ જોડીને બેસી રહયા હતા. આથી આપણે વધુ ઉતસાહથી કામ કરવું ઘટે છે. આપણે વળી આ કોનફરંસને નાણાં સંબંધી મદદ કરવી ઘટે છે. હવે વહેવારીક કામ કરવાનો વખત આવી પહોંચયો છે અને આપણે બધાએ સેક્રેટરીને મદદ કરવાની છે.

મત લીતાં ઠરાવ પસાર થયો હતો.

## મી૦ ગોખલે અને સર ફીરોઝશાહનાં મરણ માટે ખેદ.

પ્રમુખ સર દોરાબ તાતાએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે ઓનરેબલ મી૦ ગોખલે અને ઓનરેબલ સર ફીરોઝશાહ એમ. મહેતાનાં મરણથી દેશને ઉદયોગ હુનરની દીશામાં જે જે ખોટ ગઇ છે તેની આ સભા નોંધ લે છે. એ બંનેએ દેશી ઉદયોગના હક માટે લડત ચલાવી હતી.

સર દોરાબે ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે આ મહાન પુરૂષોનાં મરણથી હિંદને કેવી ખોટ ગઇ છે તે થોડા વખતથી આપણે સાંભળયું છે એટલે આ હોલમાં હવે તે વીશે ઝાઝુ બોલવાની અગતયતા નથી. આથી હું તમને ઉભા થઇ શાંતીથી ઠરાવ પસાર કરવાની વીનંતી કરૂં છું.

તે પછી સઘળાઓએ ઉભા થઇ ઠરાવ પસાર કર્યો હતો.

## યુનીવર્સીટીઓમાં હુન્નર ઉદયોગની ફેકલટી સ્થાપવાની ભલામણ.

ડોકટર હેરલ્ડ મેને એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કેઃ—

(એ) દરેક દેશની પ્રગતી અને આબાદીનો આધાર હુન્નર ઉદયોગની કેળવણીપર છે તે જોતાં આ કોનફરંસ હીંદની મુખ્ય યુનીવર્સીટીઓમાં હુનર ઉદયોગની ફેકલટી સ્થાપવાની અને જે હુનર ઉદયોગનાં ખાતાંઓ હસ્તીમાં હોય તેમને ખીલવવાની અને નવાં ખાતાં ઉઘાડવાની તેમજ ધીમે ધીમે પ્રાથમીક અને મધયમ કેળવણી આપતી શાળાઓમાં હુનર ઉદયોગની કેળવણી દાખલ કરવાની ભલામણ કરે છે.

## કેળવાયલા જવાનોને વહેવારીક કામ આપવાની વીનંતી.

(બી) હુનર ઉદયોગની કેળવણી ગમે તેવી ખીલેલી હોય પણ તેવી કેળવણી પામેલાઓને જ્યાંસુધી પુરતું ઉત્તેજન નહી મળે ત્યાંસુધી તે કેળવણી ફતેહમંદ નીવડી શકતી નથી તે જોતાં, આ કૉનફરંસ હુનર ઉદયોગમાં કેળવાયલા જવાન દીકરીઓને વહેવારીક કામ અને નોકરી શોધી આપવા માટે થાપણવાળાઓ અને હુનર ઉદયોગવાળાઓને વીનંતી કરે છે.

ડૉકટર હેરલ્ડ મેને ઠરાવના ટેકામાં બોલતાં જણાવ્યું કે હું ઠરાવના પહેલા ભાગપર બોલીશ, કારણ કે તે સંબંધીજ બોલવાની મારામાં લાયકાત છે. મારા મીત્ર મી૰ લલ્લુભાઇ ઠરાવના બીજા ભાગપર બોલશે. જો હુનર ઉદયોગની કેળવણીની ખીલવણી નહી થઇ હોય તો તેની ખીલવણી કરવાની યુનીવર્સીટીની ફરજ છે. કેટલાક આર્ટસની લાઇનને ઉતમ ગણે છે. હુનર ઉદયોગની લાઇનને તેઓ હલકી ગણે છે. મારી પોતાની કૉલેજના છોકરાઓમાં પણ આ લાગણી હું જોઉં છું. હું પોતે સાયનસની કેળવણીને ઉતમ ગણું છું. જે સાયનસ માણસો અને વેપાર ઉદયોગને અગત્યનું થઇ પડતું હોય તેના અભ્યાસની જરૂર છે. આપણી યુનીવર્સીટીએ એ સવાલ ઉપાડી લેવો જોઇએ. આપણી અને બીજી યુનીવર્સીટીએ એપ્લાઇડ સાયન્સનો સવાલ ઉપાડી લેવો જોઇએ. આપણી યુનીવર્સીટીઓએ તેના અભ્યાસ માટે વધુ સગવડો પુરી પાડવી ઘટે છે. તમારે પોતે યુનીવરસીટીઓને હલાવવી જોઇએ અને તમે તેમ કરશો તો અમે જરૂર હાલ એ સવાલ ઉપાડી લઇશું. મેં આ ઇલાકામાં હુનર ઉદયોગની કેટલીક શાળાઓ જોઇ છે. જેનાપર લોકો લક્ષ આપતા નથી. લોકો તેને સામાનય હાઇસ્કુલ જેટલી અગતયની ગણતા નથી. લોકોએ તેમ કરવું જોઇતું નથી. હુનર ઉદયોગ માટે નાણાં જોઇતાં હશે તે મળી આવશે. મેં પોતે પુણા ખાતે મળેલી કૉનફરનસમાં મધ્યમ કેળવણીની શાળાઓમાં ખેતીવાડીની કેળવણીનો અભ્યાસક્રમ દાખલ કરવાની યોજના રજુ કરી હતી અને તેને ફતેહ મળી હતી. હુનર ઉદયોગની કેળવણીનો સવાલ નીકળતાં સરકાર કહે છે કે અમને એ માટે યોગય શીક્ષકો મળતા નથી. પણ આ આપણા હાથમાં છે. આપણે સઘળાને સાહીતના અભયાસી બનાવી દીધા છે. સાધારણ શીક્ષકો માટે જેમ ટ્રેનીંગ કૉલેજ છે તેમજ હુનર ઉદયોગની કેળવણી આપનારાઓ માટે એવી કૉલેજ હોય તો આ મુસ્કેલીનો અંત આવે.

ઓનરેબલ મી૰ લલ્લુભાઇ શામળદાસે દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે ડૉકટર હેરલ્ડ મેને પહેલા ભાગપર વીવેચન કર્યું છે અને હુ હવે બીજો ભાગ લઇશ. આપણે યુનીવરસીટી પાસે આ ફેકલ્ટી સ્વીકારાવવી જોઇએ.

આ માટે સરકારે હુનર ઉદયોગની સંસ્થાઓ ઉઘાડવી જોઇએ. આપણા પ્રમુખ જેવા થાપણવાળાએ હુનર ઉદયોગવાળા જવાનોને પોતાને ત્યાં નોકર રાખ્યા છે, એટલુંજ નહી પણ એવી કેળવણી લેવા માટે ઘણાને પરદેશ મોકલ્યા છે. આપણે આપણા જવાનોને થાપણવાળાઓ સાથે શાંતીથી મળીને કામ કરવાની વીનં

તી કરવી જોઇએ છે, અને પ્રમુખે પોતાનાં ભાષણમાં તેમ કહેલું હોવાથી હું હવે તે વીશે વધુ વીવેચન કરતો નથી.

મી૦ એન. બી. વીભાકરે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવયું હતું કે હુનર ઉદ્યોગોની કેળવણી આપણી પ્રાથમીક અને મધયમ કેળવણી આપતી શાળાઓમાં દાખલ ન થાય ત્યાંસુધી દેશની ઉનંતી આશા રાખવામાં આવે છે તેમ થશે નહી આપણે હુનર ઉદ્યોગની જરૂરીઆત વીશે જાગૃત થયા છીએ. ઇંગલંડ, ફ્રાનસ અને જર્મનીમાં આવી કેળવણીની માગણી થઇ છે તે પછી આપણે ત્યાં તેવી માંગણી થાય તો તેમાં અજાયબ જેવું નથી. આપણી યુનીવરસીટીમાં આ માગણી પછી આવી એક ફેકલટી દાખલ થાય એ અજાયબ જેવું નથી.

હુનર ઉદ્યોગની કેળવણી દેશના એક ખુણાથી બીજા ખુણા સુધી પ્રસરવી જોઇએ. આપણે ત્યાં મજુરો અને વેપારીઓને મુશ્કેલી પડે છે કારણકે વેપારમાં સાયનસને આમેજ કરવામાં આવયું નથી. હુનર ઉદ્યોગની કેળવણી ઉંચા કામ માટેજ નહી પણ નાના કામ માટે પણ જરૂર છે. આવી કેળવણી મળશે નહી ત્યાંસુધી આપણા દેશની ઉનંતી થવાની આશા નથી.

મી૦ જી. એ. નેટેસને વધુ ટેકો આપતાં જણાવયું કે મદરાસ યુનીવરસીટીમાં હુનર ઉદ્યોગની ફેકલ્ટી સ્થાપવા માટે વીચાર ચલાવવા માટે એક કમીટી નેમવાની માગણી કરવામાં આવી હતી પણ તે સ્વીકારવામાં આવી ન હતી. કેળવણી ખાતાંના વડાની મારા તરફ દીલસોજી હતી છતાં મને ફતેહ મળી નથી. હું ધારતો નથી કે મારી આ હાર હંમેશ માટે થઇ હોય. આપણે આ સવાલ ઉપાડી લેવો જોઇએ છે. હાલમાં વધુ અભયાસ કરવા ઇચછનારાઓને સરકાર કે ખાનગી આસામીઓ સ્કોલરશીપો આપી પરદેશ મોકલે છે પણ આપણા દેશમાં એક એવી મધયમ સંસ્થા સ્થાપવી જોઇએ કે જ્યાં આપણા જવાનોને ઉંચી કેળવણી માટે ડાકટર હેરલ્ડે કહયું છે તેમ ફેકલટી સ્થપાય તો આપણને ઘણો લાભ થાય. આપણા જવાનોને ઇંગલંડના કારખાનાંઓમાં દાખલ કરવામાં આવતા નથી અને ત્યાં તેમને ગુપત રહસ્ય સમજાવતા નથી. આ જવાનો તરફ આપણા હીંદી થાપણવાળાઓએ દીલસોજી બતાવી તેમને પુરતી સગવડ પુરી પાડવી ઘટે છે.

પ્રોફેસર કાંગાએ વધુ ટેકો આપતાં જણાવયું કે સાયનસ અને હુનર-ઉદ્યોગ વીશે પ્રમુખે પોતાના ભાષણમાં જે ઇશારો કરયો છે તેપર મારૂં ખાસ ધયાન ખેંચાયું છે. સાયનસ અને હુનર ઉદ્યોગનો મેળાપ થાય અને તે બંને સાથે મળીને કામ કરે તોજ આપણને લાભ થાય તેમ છે. હીંદી પ્રધાને નેમેલી કમીટીએ પોતાના રીપોર્ટમાં જણાવયું હતું કે હીંદી વીદ્યાર્થીઓએ ત્યાં ઘણું સારૂં કામ કરી ઉંચો અભયાસ કરયો હતો. જો આમ હોય તો પછી એ વીદ્યાર્થીઓની હીંદમાં કેમ કદર થતી નથી તે સમજી શકાતું નથી. આપણા થાપણવાળા તો હુનર ઉદ્યોગમાં કેળવાયલાઓની પુરતી કદર કરતા નથી.

તે પછી મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## ઉદયોગીક ખીલવણી માટે મહેસુલી સ્વરાજ્યની જરૂર.

ગંજામવાળા મી૦ એ. એન. પેત્રાએ એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો
આ કોનફરનસ એવાં મતની નોધ લે છે કે હીન્દનાં કલ્યાણ માટે હસ્તી ધ
ાવતા ઉદયોગને મજબુત બનાવવા અને નવા ઉદયોગોને પોષણ આપવાની સરકા
ર તેમજ પ્રજાની ફરજ છે અને એમને ઉતેજન આપવાની ફરજ સરકાર તેમજ
પ્રજા બને ઉપર રહેલી છે અને એ મારગે હીંદી તેમજ પ્રાંતીક સરકારોએ જે કાં
ઇ કરયું છે તેની કદર કરતાં નીચે મુજબની ભલામણો કરે છેઃ–

(અ) આયાત અને નીકાશ થતા માલ ઉપર જકાત નાખવા માટે હીંદને
નાણાં સંબંધી કારોબારી સતા મળવી જોઇએ.

(બ) જે ઇલાકાઓ અને પ્રાંતોમાં ઉદયોગોને લગતાં ખાતાં નહીં હોય ત્યાં
અને જ્યાં પણ બની શકે તેમ હોય ત્યાં સ્થાપન કરવાં જોઇએ અને હોય ત્યાં તે
મને એવી રીતે રચવાં જોઇએ કે જેથી ઉદયોગોની સ્થાપના અને ખીલવણીને
મદદ મળે અને ઉદયોગ હુનરની બોર્ડો સ્થાપવી કે જેથી વેપાર ઉદયોગના આ
ગેવાનોને તેમની સલાહનો લાભ મળે.

(ક) દેશમાં જે ઉદયોગોની ખીલવણી કરી શકાય તેમ છે તેમને લગતી ત
પાસ કરવામાં આવવી જોઇએ.

મી૦ એ. એન. પેત્રાએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણા
વ્યું કે આવકાર આપનારી કમીટીના પ્રમુખે જણાવ્યું છે કે હીન્દને હુનર ઉદયોગ
ની ઉન્નતી કરવા માટે લડાઇથી જે તક મળી છે તેનો હીન્દે પુરતો લાભ લીધો
નથી. પ્રજામતના આગેવાનોનું આવું માનવું છે. આપણને જીંદગીના સામાન્ય સા
ધનો માટે પણ પરદેશપર આધાર રાખવો પડે છે. આપણા ઉદયોગો ખીલતા નથી
તેનું એક કારણ એ છે કે હીન્દને મહેસુલી સ્વરાજ્ય નથી. આવું સ્વરાજ્ય મળશે નહીં
ત્યાંસુધી આપણા ઉદયોગોની ખીલવણી થવાની નથી અને નવા ઉદયોગો સ્થપાવાના નથી.
દેશનાહીતને ખાતર આપણા ઉદયોગ અને વેપારને રક્ષણ મલવું ઘટે છે અને તેથી આપ
ણને પ્રોટેકટીવ ટેરીફની જરૂર નથી. આથી આ દેશને ફ્રી ટ્રેડ ઉપયોગી થઇ પડશે નહી.
આપણને એવી રીત જોઇએ છે કે જેથી આપણા દેશના વેપાર ઉદયોગનું રક્ષણ
થાય. જાપાનની આટલી બધી ટુંકી મુદતમાં ઉનંતી થવાનુ કારણ એવું જણાવવા
માં આવે છે કે તેણે આર્થીક ઉનંતી તરફ લક્ષ આપયું, વહાણો બાંધવાના ધંધા
ને ઉતેજન આપયું, નાના ઉદયોગોને મદદ આપી ઉતેજન આપયું. આપણે ત્યાં
પણ આ દીશામાં કામ લેવું ઘટે છે. લડાઇનો લાભ લેવા માટે બીજા દેશો કેવો
પ્રયત્ન કરે છે? અમેરીકાએ લડાઇનો કેવી રીતે લાભ લેવાય તે માટે એક કમી
શન નેમયું છે જે દુનીઆના દરેક ભાગમાં ફરે છે. ખાંડના ઉદયોગમાં જાવા ચડી
જાય છે. દક્ષીણ હીંદમાં ચામળઘોટ અને બીજે ઠેકાણે શેરડીનો ઉદયોગ સારી

રીતે ચાલી શકે તેમ છે, પણ અત્રે સાયનસની પધ્ધતીએ કામ લેવાતું નથી. આ થી કઇ રીત લાભકારક છે તે રઇયતને સમજાવવા માટે સરકારે પગલાં ભરવાં જોઇએ છે.

ભાષણકર્તાએ તે પછી સરકારે આ સંબંધી કેવાં પગલાં ભર્યાં છે અને તે કેવાં બીનઉપયોગી થઇ પડયાં હતાં તે જણાવયું હતું.

## પહેલાં રાજદવારી ઉનંતીની જરૂર છે.

મી૦ જેહાંગીર પીટીટે દરખાસ્તને ટેકો આપતાં જણાવયું કે આ સવાલ ઘણાં વર્ષો થયાં દેશની જુદી જુદી કોનફરનસો અને કોંગ્રેસમાં ચર્ચાયો છે અને હાલના ઠરાવમાં દેશને શું જોઇએ છે તે ચોકસ આકારમાં જણાવવામાં આવયું છે. દેશ ની રાજદવારી ઉનંતી પહેલી થવી જોઇએ. દેશની હુનર ઉદયોગની ઉનંતી પ્રથમ થવી જોઇએ છે એવું માનનારાઓમાંનો હું એક નથી. વેપાર ઉદયોગ સંબંધી આપ ણે નાચાર થયા છીએ તેનું કારણ શું છે ? આ દેશ જે મજુરી, થાપણ અને કાચા પદાર્થથી ભરપુર છે તે આવી સ્થીતીમાં છે તેનું શું કારણ છે ? આપણે ત્યાં હુનર ઉદયોગની કેળવણી નથી. થાપણ વેપાર ઉદયોગ માટે કામમાં આવતી નથી. મજુરો કેળવાયલા નથી એ વાત ખરી છે, પણ આપણે આટલા બધા લાચાર થયા છીયે તેનુ કારણ આ છે કે આપણે ઇંગલંડની ઇચછા પ્રમાણે ચાલવું પડે છે. આપણા દેશના હીતનો ભોગ ઇંગલંડના હીતને ખાતર આપવો પડયો છે. આ માટે એકસાઇઝ જકાત તરફ જુઓ. લડાઇ જાગયા પછી ઇંગલંડમાં એક એવો હુકમ બાહેર પડયો હતો કે રંગ બ્રીટીશ ટાપુઓમાંથી બાહેર નીકાશ કરવો નહી. ઘણા વાંધાઓ પછી શાહનશાહતના બીજા ભાગમાં તે નીકાશ કરવાની પર વાનગી મળી હતી. આપણુને પરદેશી માલપર જકાત નાંખવાની સત્તા મળશે નહી ત્યાં સુધી આપણી ઉનંતી થવાની નથી. ઇંગ્રેજી માલ પર પણ જકાત નાખવાની પરવાનગી મળવી જોઇએ છે. થોડા વખતપર દક્ષીણ આફ્રીકાના એક પત્રમાં એક જાહેર ખબર હતી. તેમાં જણાવવામાં આવયું હતુ કે ઇંગ્રેજોએ અરજ કરવી નહીં. આપણાથી તેમ થઇ શકે તેમ નથી. જાપાનની ઉન્નતીનું કારણ મહેરબાની સ્વરાજય છે. હુનર ઉદયોગની કેળવણીની જરૂર છે પણ તેમાં પણ સરકારી મદદની જરૂર છે. પ્રમુખે જાતી મહેનતની હીમાયત કરી પઇડાંને ખર્ચા લગાડવવાની ભલામણ કરી છે પણ પહેલાં પઇડું હોવાની જરૂર છે.

મી૦ એસ. સતયમુર્તીએ વધુ ટેકો આપતાં જણાવયું કે આપણા હુનર ઉદયોગના રક્ષણને ખાતર પરદેશી માલપર જકાત નાખવી ઘટે છે. ઇંગલંડ વેપારનાં છુટાપણાંની હીમામત કરે છે પણ ઇંગલંડે પોતે શરૂઆતમાં શું કર્યું છે ? રક્ષણની રાજ્ય નીતીના બધા લાભ મેળવયા પછી તે ફ્રી ટ્રેડની હીમાયતમાં બાહેર પડયું છે. બીજા દેશોએ પણ રક્ષણની રાજયનીતીઓ અખતયાર કરી છે. હીંદમાં રક્ષણની રાજ્ય નીતી હશે તો હીંદ આગળ વધશે નહી એવી બીક ખોટી છે. સરકારના વેપાર ઉદયોગખાતાં જો દેશના હુનર ઉદયોગના વધારા માટે કંઇ કરે નહીં તો એ ખાતાંની આપણને જરૂર નથી. બધી વાતમાં આપણે કંઇ ઇંગલંડનું અનુકરણ કરવાનું નથી

વરાડવાળા રાવસાહેબ સહસ્ત્રબુધે ઉદયોગીક બોર્ડની અગતયતા વીશે વી વેચન કર્યાં બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## એકસાઈઝ જકાત કહાડી નાંખવાની માંગણી.

સર વીઠલદાસ દામોદર ઠાકરસીએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે કાપડ સુતર ઉપર લેવામાં આવતી જકાત દેશના ઉદયોગ ઉપર એક અણુ ઘટતો કર હોવાથી તે રદ કરવાનો આગ્રહ આ કોનફરનસ કરે છે અને ધારે છે કે પરદેશો ખાતેથી જે માલ તયાંની સરકારી મદદ મેળવીને અથવા રક્ષણ મેળવીને આ વતો હોય તેમના ઉપર, હીંદના ઉદયોગોનાં હીતને ખાતર, સામી જકાત નાખવી જોઇએ.

## લેંકેશાયરના હીત માટે હીંદપર બોજો.

સર વીઠલદાસ ઠાકરસીએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે આ ગેરવાજબી કર સામે આપણે ઘણો વાંધો ઉઠાવયો. કોનગ્રેસ અને કોનફરનસોએ અનેક ઠરાવ પસાર કર્યાં હતા છતાં એ કર ચાલુ રહયો છે. આમાં કંઇ અજાયબ થવા જેવું નથી. લેંકેશાયરવાળાઓના લાભ માટે આ કર નાખવામાં આવયો છે અને લેંકેશાયરવાળાઓના હાથમાં અમુક પક્ષને સતામાં લાવવાની અને તેની પા સેથી સતા છીનવી લેવાની સતા છે. આ કર લોર્ડ એલગીનના વખતમાં નખાયો હતો. એ વાઇસરોય એ કરની વીરૂધમાં હતો. તેણે જણાવયું હતું કે મારાથી કંઇ થઇ શકે તેમ નથી. બહુ તો હું રાજીનામું આપું પણ કંઇ હીંદના મીલવાળાઓ, કે લો કોને લાભ થવાનો નથી. ઇંગલંડ ફ્રી ટ્રેડનું હીમાયતી છે. તેણે પોતાના વેપાર પર કર ના ખયો નથી તોઆપણા વેપારપર ઇંગલંડના લાભ ખાતર શા માટે કર નખાવો જોઇયે.

## જુલમી જકાત.

મી૦ રામસ્વામી આયરે દરખાસ્તને ટેકો આપતાં જણાવયું કે સને ૧૮૯૯ ના એકસાઇઝ જકાતના કાયદાથી આપણો મીલ ઉદયોગજ આગલા વર્ષોમાં ઘણો વધતો જતો હતો તે ધીમો પડી ગયો હતો. મી૦ ગોખલેએ વડી ધારાસભામાં જ ણાવયું હતું કે કોઇ પણ દેશમાં આવો કર નથી. મી૦ વાચ્છાએ કોનગ્રેસના પ્રમુ ખ તરીકેના પોતાનાં ભાષણમાં જણાવયું હતું કે મુંબઇના મીલવાળાઓની કમા ણી ૫ ટકા જેટલી છે અને તેમના નફાનો મોટો ભાગ હીંદી સરકારની નાણાં સંબંધી રાજયનીતીથી ઘસડાઇ જાય છે. આ કર હીંદની મહેસુલ માટે નાખવા માં આવયો ન હતો. આ કર હીંદના વેપાર ઉદયોગના વધારાના માર્ગમાં હરકત ઉભી કરવા માટે નાખવામાં આવયો છે. લેંકેશાયરે હીંદથી ગભરાઇને આ કર ન ખાવયો છે પણ લેંકેશાયરે આપણાથી ગભરાવું જોઇતું નથી. આપણે તેમની સાથે હરીફાઇ કરીએ તેમ નથી. આ નબળાપર જબરાના જુલમ જેવું છે. આ જકાત થી જાપાન અને ચીન સાથના આપણા વેપારપર અસર થઇ છે. આ પગલું ગેર વાજબી અને જુલમી છે. હીંદને નવા રાજદવારી હકો મળવાની વાતો સંભળાય છે તયારે આપણે આશા રાખીશું કે એ કર કહાડી નાખવામાં આવશે.

મી૦ રહીમતુલ્લા કરીમભાઇ ઇબ્રાહીમે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ કર લેંકેશાયરના લાભ માટે નખાય છે. હીંદની મીલો લેંકેશાયરની મીલો કરતાં જુદું કાપડ કહાડે છે. આથી તયાં અને અત્રે બનતા માલ વચ્ચે હરીફાઇ જેવું નથી. ખેતીવાડીવાળા દેશને જ્યાંસુધી સરકારની મદદ ન મળે તયાંસુધી તે માલ બનાવનારો દેશ બની શકે નહી. આ મદદ તે રક્ષણની છે. મી૦ ગોખલેએ જણાવ્યું હતું તેમ આ કર માલ બનાવનારાઓ આપતા નથી પણ ગરીબ માણસો આપે છે. વેપારી બાબતોમાં હીંદનો કારોબાર હીંદના લાભ માટે ચલાવવામાં આવતો નથી.

## દેશપરદેશ સાથના કોલકરારોમાં હીંદના હકની જાલવણી.

બાદ મી૦ પરશોતમદાસ ઠાકોરદાસે નીચે પ્રમાણે ઠરાવ રજુ કર્યો હતોઃ-

આ કોનફરંસ આશા રાખે છે કે હવે પછી જુદાં જુદાં દેશપરદેશના રાજ્યો સાથે જે કોલકરારો થાય તેમાં શહેનશાહની સરકાર હીંદી મહેસુલી લાભો તેનાજ પોતાના પ્રતીનીધીઓ મારફતે તેને રજુ કરવા દેવાની ગોઠવણ કરશે અને હીંદ સાથે પણ બીજી આગળ વધેલી પ્રજાઓની માફક સારી રીતે કામ લેવામાં આવશે.

મી૦ પુરશોતમદાસે ઠરાવના ટેકામાં જણાવ્યું કે હાલ યુરોપમાં ચાલતી લડાઇને લીધે આ સવાલપર વીચાર ચલાવવાની જરૂર છે. આ લડાઇ કેટલો વખત ચાલશે તે હજી કહી શકાય તેમ નથી, અને લડાઇ ખતમ થયા બાદ બીજા રાજ્યો સાથે કરારો થાય એ બનવાજોગ છે. હીંદને મહેસુલી સ્વરાજ્યની જરૂર છે, અને જ્યારે પરદેશી રાજ્યો સાથે કોલકરારો થાય તયારેજ તે આપણને મળે અને આપણા લાભો સચવાય એમ થવાની જરૂર છે. હીંદના વેપાર ઉદ્યોગની ખીલવણીના પ્રોગ્રામમાં આ ઘણીજ અગતની બાબત છે. જે દેશ કાચી વસ્તુઓ પેદા કરતો હોય, અને જે મોટા પ્રમાણમાં તઇયાર થયલી વસ્તુઓ ખરીદતો હોય તેને કરારો વખતે પોતાના લાભો અને હકો જાહેર કરવાનો વધારે હક છે. હીંદની આ સ્થીતી તરફ બ્રીટીશ સરકાર બેદરકાર રહે તે માનવામાં આવતું નથી, અને જો બરાબર અનુકુળ પ્રસંગે હીંદની માંગણી બાબે અવાજ રજુ કરવામાં આવશે તો ઘણો લાભ થશે.

ઠરાવનો છેલ્લો ભાગ આપણે માટે બીજી આગળ વધેલી પ્રજાઓ જેવી વળણની માંગણી કરે છે. જાપાન સાથે જ્યારે ૧૮૯૮ માં કરારો થયા તયારે તાતા કંપનીએ ઇંગલાંડે કરેલા કરારોમાં હીંદને આગલ વધેલી પ્રજાઓમાં નહોતા ગણવામાં આવયા હતા તે બતાવયું હતું, તે બાબતનો તરતજ સુધારો કરવામાં આવયો હતો. ૧૯૧૧ માં પણ તેજ કંપનીએ એ બાબતપર ધયાન ખેંચયું હતું. એ જરૂરનું છે કે બ્રીટીશ સરકારે હીંદની વેપારી રાજનીતીનો બચાવ કરવો અને હીંદને પ્રતીનીધીત્વ આપવું.

ઠરાવ ઘણો અગતયનો છે, અને હીંદના હુનર ઉદયોગને તેની સાંથે ઘણો સંબંધ છે, અને મને આશા છે કે તમે તેને ટેકો આપશો.

મી૦ શ્રીનીવાસ આયંગરે ઠરાવના ટેકામાં જણાવયું કે આ લડાઇએ હીંદ કેવી લશકરી મદદ પુરી પાડી શકે તેમ છે તે જણાવયું છે. વળી આ લડાઇથી હીંદની આર્થીક અને વેપારી સ્થીતી કેવી નબળી છે તે પણ માલુમ પડયુ છે. ઇંગલંડના, અમેરીકન અને બીજા પરદેશી માલને ૫ ટકા જેટલી જકાત આપવી પડે અને હીંદી માલને ૨૦ ટકા જેટલી જકાત આપવી પડે તો પછી હીંદ કેવી રીતે હરીફાઇ કરી શકે. બ્રીટીશ સરકારે સંસ્થાનોનાં જેવું વેપારી છુટાપણું આપણુને આપવું જોઇયે છે. મી૦ એસ્કવીથે લડાઇ સંબંધી ભાષણ કરતાં જણાવયું હતું કે હીંદ શાહનશાહતનો એક સરખો ભાગીદાર છે તો પછી તેને આ હક મળવો જોઇએ છે. આપણા સ્વમાનને ખાતર પણ આપણુને એ હકની જરૂર છે. તે પછી મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## મજુરોને લખતથી બાંધીને લઇ જવામાં આવે છે તે રૂઢી કહાડી નાખવાની માંગણી.

મી૦ મોહનલાલ કરમચંદ ગાંધીએ એવી મતલબનો ઠરાવ રજુ કરયો હતો કે લખતથી બંધાઇને જતા મજુરોની રૂઢી ઘણી નુકસાનકારક છે અને તેની અસર અનીતીમાન થાય છે, અને તેથી તે કહાડી નાખવા માટે હીંદી પ્રધાનને તે ભલામણ કરે છે. તે માટે આ કોનફરનસ નામદાર વાઇસરોય લોર્ડ હારડીંજ અને હીંદી સરકારનો માનપુરવક ઉપકાર માને છે અને એવો આગ્રહ કરેછે એ રૂઢી બનતી તાકીદે કહાડી નાખવી.

મી૦ ગાંધી ઠરાવ રજુ કરવા ઉભા થતાં તેમને તાલીઓથી વધાવી લેવામાં આવયા હતા.

મી૦ ગાધીએ ઠરાવના ટેકામા વીવેચન કરતાં જણાવયું હતું કે તમારા દેશનો ઉદ્યોગ કરનારો વર્ગ દેશમાંથી બાહેર જાય તો તમે તમારા ઉદ્યોગની વરૂધી કરી શકશો નહી. આ ઠરાવમાં નામદાર વાઇસરોયનો ઉપકાર માનવામાં આવયો છે. નામદાર વાઇસરોયે આપણો પક્ષ લીધો છે એવું માની લઇને આપણે તેમનો ઉપકાર માનીએ છીયે. આપણે આશા રાખીએ છીયે કે નામદાર વાઇસરોયે તેમ કરયું છે, અને નહી કરયું હોય તો તેમ કરે. આપણા મરહુમ મીત્ર મી૦ ગોખલેએ આ સંબંધી વડી ધારાસભામાં જે ભાષણ કરયું હતું તે પર હું તમારૂં લક્ષ ખેંચું છું. હીંદી સરકાર તરફથી મી૦ મેકનીલ અને મી૦ ચીમનલાલે લખતથી બંધાઇને જતા મજુરો સંબંધી જે રીપોર્ટ પ્રગટ કરયો છે તે ઉંધે રસ્તે દોરવનારો છે. જે રૂઢીથી આપણી ખરાબી થતી હોય તેમાં સુધારો થવો જોઇતો નથી પણ એ રૂઢીનોજ નાશ કરવો જોઇયે છે. આ ઠરાવ પસાર કરીને આપણે બેસી રહેવું જોઇતું નથી પણ વહેવાર કામ કરવું જોઇએ છે કે જેથી પરદેશમાંના આપણા બંધુઓ જાણે કે હીંદ પોતાની ફરજ બજાવે છે.

મી૦ કે. એન આયરે વધુ ટેકો આપતા જણાવયું કે આપણા લોકપ્રીય સ્વદેશાભીમાની નર મી૦ ગાંધીની દરખાસ્તને ટેકો આપતાં ઘણો આનંદ થાય છે. આ રીતથી મદરાસને ઘણું સહન કરવું પડયું છે. મી૦ એનડરૂસ જેઓ

ફીજીમાં હીંદી મજુરો વીશે તપાસ કરવા ગયા છે તેમણે હીંદી મજુરોની સ્થીતી ત્ય કેવી દયાજનક છે તે મોડર્ન રીવયુમાં એક કવીતા લખી જણાવયું છે. આ માઠી રૂઢીથી પરદેશ જતા મદરાસી મજુરોમાં આપઘાતનું પ્રમાણ મદરાસ ઇલાકા કરતાં ૨૦ ટકા જેટલું વધારે થયું છે. જો સરકારે સંસ્થાનોની શુધ ઠેકાણે લાવી શકતી ન હોય તો એ રૂઢી કહાડી નાખવી ઘટે છે.

## મી૦ મઝુમદારનું ભાષણ.

મી૦ નંદલાલ એમ. મઝુમદારે તે પછી ઠરાવને વધુ ટેકો આપતાં જણાવયું કે આ બાબતનું મારૂં જ્ઞાન વાંચનપરનું છે. મારાં આ જ્ઞાનપરથી હું કહીશ કે આ રૂઢી ઘણી ઘાતકી છે. એવું કહેવામાં આવે છે કે લોકોને સંસ્થાનોમાં અડચણ પડે છે તો તેઓ તયાં શું કામ જાય છે, પણ તેઓ તયાં જતા નથી પણ તેમને અત્રેથી ઉંચકી જવામાં આવે છે. માણસોને અત્રેથી લઇ જવામાં આવે છે તે માટે દલા લોને કમીશન આપવામાં આવે છે. વળી એવું કહેવામાં આવયું છે કે કેટલાકો નાતના કલહથી કંટાળીને તમાં જાય છે. આ વાતમાં કેટલી સતયતા છે તે હું જણાવવા માંગતો નથી. અત્રેથી મજુરોને ખોટું સમજાવીને લઇ જવામાં આવે છે અને આવા ઘણા દાખલા પડયા છે. આ રૂઢી સામે ઘણા યુરોપીઅનો અને સંસ્થાનવાસીઓએ પણ વાંધો ઉઠાવયો છે. હીંદીવાનોની ફરીયાદને તયાં દાદ મળતી નથી. તેઓ તયાં શેઠોની કડવી શરતો સામે વાંધો ઉઠાવે છે તો તેમને સખત મજુરી સાથની કેદની સજા કરવામાં આવે છે. મુંબઇ કરતાં સંસ્થાનોમાં આપઘાતનું પ્રમાણ વધારે છે. મુંબઇમાં ૧૦ લાખ માણસે ૨૯ છે તયારે ફીજી ટા પુઓમાં તે ૧૦ લાખ માણસે ૯૨૭ જેટલું છે. ફીજી ટાપુમાં રહેતા હીંદીવાનો નીતીમાં પણ નબળા છે અને તેનું કારણ આ રૂઢી છે. તયાં મજુરોને ૧૨ થી ૧૪ કલાક સુધી કામ કરવું પડે છે. ત્રીનીદાદમાં ગર્ભવંતી સ્ત્રીઓને સખત કામ કરવું પડતું હોવાથી તેમને મરણ પામેલાં બાળકો અવતરે છે. આ રૂઢીની શરુ આત ૧૮૩૪ માં થઇ. જયારે ગુલામગીરીનો નાશ થયો, તયારે સંસ્થાનો પાસેથી ગુલામો લઇ લેવામાં આવયા અને તેમને બદલે તેમને લખતથી બંધાયલા હીંદીઓ મળયા. હીંદીવાનો સામે આ ગુલામગીરીની વર્તણુક ચલાવવામાં આવે છે જેનો હવે અંત આવવો જોઇયે. તે પછી મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## હીંદી વીદ્યાર્થીઓની પરદેશમાં મુશકેલી.

મી૦ જમનાદાસ એમ. મહેતાએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો કે ઉદયોગીક કેળવણી લેવા ઇંગલંડ અને યુરોપ જતા હીંદી વીદયારથીઓને વધારે સારી સગવડો મેળવી આપવા માટે હીંદી પ્રધાન તરફથી કરવામાં આવતી કોશેશોની કદર કરતી વેળાએ આ કોનફરનસ મજબુતીથી ભલામણ કરે છે કે જે કારખાનાંઓને હીંદી સરકારને જોઇતો માલ બનાવવાની વરદી આપવામાં આવી

હોય તેમાં બીજી પેઢીઓના જેવીજ શર્ત ઉપરાંત કામ શીખવવા માટે હીંદી વીદ્યારથીઓને દાખલ કરવામાં આવે એવી ગોઠવણ કરવામાં આવવી જોઇએ.

મી૰ જમનાદાસ એમ. મહેતાએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે હીન્દી વીદ્યાથીઓ વધુ અભયાસ માટે ઇંગ્લંડ જાય છે પણ તેમને ત્યાં તેમના અભ્યાસ માટે સગવડો આપવામાં આવતી નથી. હીંદી સરકાર તરફથી લાખો રૂપ યાનો માલ ઇંગ્લંડમાં ખરીદાય છે આથી હીન્દી વીદ્યાર્થીઓના શુભેચ્છકોની એવી સુચના છે કે જે પેઢીઓ હીન્દી વીદ્યાર્થીઓને સગવડ કરી આપે તેમની પા સેથી હીન્દી સરકારે માલ ખરીદવો. ચીન અને જાપાન સંબધી આવી સગવડ આ પવામાં આવે છે. આપણે બ્રીટીશ રાજ્યની રઇયત છીયે, આપણી સરકાર ત્યાંથી લાખો રૂપીયાનો માલ ખરીદે છે છતાં આપણને તે સગવડ મલતી નથી. આપણા વીદ્યાર્થીઓ વહેવાર કેળવણી માટે હજારો રૂપીયા ખર્ચે છે છતાં તેમને તે મળતું નથી. અને હીન્દી સરકાર અને હીન્દી પ્રધાન એ સવાલ ઉપાડી લેશે નહી ત્યાં સુ ધી હીન્દી વીદ્યાર્થીઓની અગવડ દુર થવાની નથી.

ડોકટર પી એન. દારૂવાળાએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે જયાં સુધી ઉછરતી પ્રજાના અભ્યાસ માટે પુરતી સગવડો પુરી પાડવામાં આવશે નહી ત્યાંસુધી તેમની છુપાયલી શકતીઓ બાહેર નીકળી ખીલવાની નથી. હીન્દી વીદ્યાર્થીઓ કુદરતી રીતે પોતાને મલતી સગવડનો લાભ લેવાને ઘણા આતુર હોય છે પણ તેમને તે માટે તક આપવામા આવતી નથી. જયાં સુધી તેમને આવી ત ક ન મળે ત્યાંસુધી તમે તેને કેવી રીતે પછાત કહી શકો? બીજા દેશના વીદયા ર્થીઓ જેટલી સગવડ હીન્દી વીદ્યાર્થીઓને પુરી પાડવામાં આવતી હોય તો તે ઓ બીજા વીદ્યાર્થીઓના જેવાજ ઝળકતા નીવડે.

## મીસીસ નાયડુનું ભાષણ.

મીસીસ સરોજીની નાયડુએ તે પછી જણાવયું કે હુનર ઉદયોગની કોનફરનસ માં હું બોલું તે અસ્થાને છે તે હું જાણું છું, પણ જ્યારે મેં હીંદી પ્રધાનનો હીંદી વીદ્યાર્થીઓ વીશેનો રીપોર્ટ વાંચયો અને આજનો ઠરાવ જોયો ત્યારે મારા થી બોલ્યા વગર રહેવાતું નથી. આપણી કેળવણી મોટે ભાગે સાહીતયની છે. ત બીબી અને ધારાના હીમાયતીનો ધંધો ઘણો ઉભરાઇ જાય છે. આપણા દેશમાં ઉંચી કેળવણીનાં સાધનો પુરા પાડવામાં આવયાં નથી કે જેમ કરવાની સરકારની ફરજ છે. સરકાર જો આ ફરજ બજાવી શકતી ન હોય તો વધુ કેળવણી માટે ઇંગલંડ જતા વીદ્યાર્થીઓને વહેવાર કેળવણી માટે ઇંગલંડે પુરતાં સાધનો અને તકો પુરી પાડવી ઘટે છે. આપણા વીદ્યાર્થીઓ જાપાન, અમેરીકા અને જરમની જાય છે તો તમાં તેમને હુનર ઉદયોગનું છુપું રહસ્ય બતાવવામાં આવે છે. કાચ બનાવવા નો અને સેત્રંજી વણવાનો અને બીજા ધંધાની તેમને વહેવારીક કેળવણી આપવા માં આવે છે કારણકે એ દેશોના હીત સાથે આપણાં હીતની અથડામણ થતી ન થી. ઇંગ્રેજો આપણને શીખવતા નથી કારણકે આપણા અને તેમના હીતની એક

બીજા સાથે અપડામણ થાય છે, પણ આ રીત પસંદ કરવાજોગ નથી. આપણે બ્રીટીશ શાહનશાહતના શહેરીઓ છીએ, અને આપણને એ સગવડો ઇંગલંડમાં મળવી જોઇએ. આપણે શાહનશાહતની જોખમદારીમાં ભાગ લેવા આતુર છીએ અને ઇંગલંડ આપણા ભાઇઓ અને પુત્રો સાથે એકસરખી વર્તણુંક ચલાવશે.

ડોક્ટર છવરાજ મહેતાએ તે પછી જણાવ્યું કે ઇંગલંડમાં હીંદી વીદ્યાર્થીઓની ઘણી મુશકેલી છે, જેમાંની કેટલીક તેમણે પોતે ઉતપન કરી છે, જ્યારે બીજી એવી છે કે જે માટે તેમનો વાંક નથી. આપણા વીદયાર્થીઓને કોમ અને રાજદ્વારી અદેખાઇ તેમજ વેપારી હરીફાઇને લીધે વહેવારૂ કેળવણી મળી શકતી નથી. જ્યાંસુધી ઇંગલંડ હીંદના સારા કારોબાર માટે જોખમદાર છે તયાંસુધી હીંદી વીદયાર્થીઓને ઇંગલંડમાં પુરતી સગવડો પુરી પાડવાની તેણે ગોઠવણ કરવી ઘટે છે. જાપાન, ચીન, બ્રાઝીલ અને બીજા દેશના વીદયાર્થીઓને તેમની સરકારના એલચીની મારફતે ઇંગલંડમાં સગવડો પુરી પાડવામાં આવે છે, તો હીંદી પ્રધાનની ઓફીસે પણ હીંદી વીદયાર્થીઓને આવી સગવડ માટે તે માટે પ્રયતન કરવા જોઇયે છે. હીંદી સરકારે માલ ખરીદતી વેળા માલ બનાવનાર સાથે તે પોતાના કારખાનાંમાં એક બે હીંદી વીદયાર્થીઓ માટે વહેવારૂ કેળવણી માટે સગવડ કરી આપે એવી સુચના હીંદી વીદયાર્થીઓ સંબંધી તપાસ ચલાવવા નેમાયલી કમીટીએ કરી છે પણ તેને બે વર્ષ થવા છતાં હજુ તેનો અમલ થયો નથી, પણ આટલુંપુરતું નથી. આપણા વીદયાર્થીઓને જયાં સગવડ મળે તે માટે તયાં એક કમીટી નેમાવવી જોઇયે છે.

તે પછી મત લેતાં દરખાસ્ત પસાર થઇ હતી.

કોનફરનસની પહેલા દિવસની બેઠક આટલાં કામકાજ પછી વીસરજન થઇ હતી.

# બીજા દીવસની બેઠક.

હુનર ઉદ્યોગની કોનફ્રન્સની બીજા દીવસની બેઠક શનીવાર, તા૦ ૨૫ મી ડીસેમ્બરે સહવારના કોનગ્રેસના મંડપમાં ભેગી મળી હતી, જે વેળાએ ડેલીગેટોએ તથા મોટા વેપારીઓએ મોટાં પ્રમાણમાં હાજરી આપી હતી.

કામકાજની શરૂઆત થતાં મુંબઇના હીંદી વેપારીઓની મંડળીના સેક્રેટરી મી૦ જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાએ કોનફ્રંસને મળેલો નીબંધોની ટીપ રજુ કરી હતી.

## બ્રીટીશ એલચી સાથે હીંદી વેપારી મદદનીશો રાખવાની માગણી.

પ્રમુખ સર દોરાબ તાતાએ તે પછી એવી મતલબની દરખાસ્ત મુકી હતી કે આ કોનફ્રંસ એવું મત ધરાવે છે કે મુખય બ્રીટીશ કોનસલોની સાથે હીંદી વેપારી મદદનીશો નેમવા જોઇએ કે જેઓ હીંદના વેપારી હીત ઉપર ધયાન આપી શકે. એ બધા કોનસલોના મથકો ઉપર, અને લંડન ખાતે, હીંદી પેદાયશોના જાથુકના સંગ્રહસ્થાનો પણ રાખવાં જોઇએ. લંડન ખાતે હીંદ માટેના વેપારી કમીશનરના કહાડવામાં આવેલા ઓધાને આ કોનફ્રંસ આવકારદાયક લેખે છે અને આશા રાખે છે કે તે ઓધાને કાયમનો બનાવી તે ઉપર હીંદની વેપારી અને ઉદ્યોગીક સ્થીતીની પુરણ માહીતી ધરાવનારા આસામીઓ, અને બની શકે તો હીંદીઓને, નેમવામાં આવશે.

પ્રમુખે ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું હતું કે આ માંગણીના ફાયદાઓ ઘણા સ્પષ્ટ અને જાણીતા છે એટલે હું વધુ વીવેચન કરવા માંગતો નથી.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## સ્વદેશી માલને ઉત્તેજન આપવાની સરકારને અર્જ.

મી૦ સોહરાબજી એદલજી વોર્ડને એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે આ કોનફ્રંસ સરકારને અરજ કરે છે કે તેની બધી જરૂરીયાતની ચીજો તેણે બની શકે ત્યાંસુધી આ દેશમાંથીજ ખરીદ કરવી અને સને ૧૯૦૯ નો એ બાબતનો સરકારી ઠરાવ વધારે સારી રીતે અમલમાં મેલવો.

મી૦ સોહરાબજી એદલજી વોર્ડને ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે આ વીષયપર એટલું બધું બોલાયું છે કે હવે તે વીષે મારા તરફથી કંઇ કહેવાનું હોય શકે નહી. આપણે સારી રીતે જાણીએ છીએ કે હીંદી પ્રધાનના સ્ટોર્સ ડીપાર્ટમેંટ મોટે ખર્ચે ચલાવવામાં આવે છે. આ ખાતાં મારફતે હીંદી સરકાર રૂ. ૩॥ કરોડનો માલ ખરીદે છે. આ માલ હીંદમાંથી ખરીદાય તો કેટલો બધો ફાયદો થાય. હીંદ રેલ્વેનો સામાન અને એનજીનીયરીંગનો સામાન હાલમાં પુરો પાડી શકે તેવી સ્થિતીમાં ન હોય તોપણ બીજી વસ્તુઓ તો અત્રેથી

ખરીદી શકાય તેમ છે. હીંદી સરકારે હીંદી માલ ખરીદવાનો હુકમ પ્રગટ કર્યો છે પણ આ ઠરાવ તે જે કાગળપર છપાયો છે તેપરજ પડી રહયો છે. નાના મોટા અમલદારોને રૂ. ૫૦૦ સુધીનો માલ સ્વતંત્ર રીતે ખરીદવાની સત્તા છે તેથી વધુ રકમના માલની ખરીદી માટે હીંદી સરકાર પાસે જવું પડે છે. આ ખરે ખર ગેરઇન્સાફ છે. આપણે મહેરબાની નહી પણ ઇન્સાફ માંગીએ છીએ. જો આપણા માલને પુરતું ઉત્તેજન મળે તો લોકો સરકારની માંગણી પ્રમાણેનો માલ પુરો પાડી શકે તેમ છે.

મી૰ ભાસ્કરરાવ વીઠલદાસ મહેતાએ ઠરાવને ટેકો આપતાં વીવેચન કરતાં જણાવયું હતું કે આ સવાલ દરેક કોનફરંસમાં લાવવામાં આવે છે. આ અગતયનો સવાલ છે અને આપણે સરકારને હીંદી માલ ખરીદવાને આગ્રહ કરવો જોઇએ છે. સને ૧૯૦૬ ના ફેબરવારી મહીનામાં સરકારે સરકારના ઉપયોગ માટે માલ ખરીદવાના સવાલ વીશે તપાસ ચલાવવા એક કમીટી નેમી હતી. આ કમીટીનો રીપોર્ટ હજુ પ્રગટ થયો નથી પણ તે પછી સને ૧૯૦૯ ના જુન મહીનામાં એક ઠરાવ પ્રગટ થયો હતો. તેમાં હીંદી માલ ખરીદવાનું જણાવવામાં આવયું હતું પણ આ ઠરાવ સ્પષ્ટ ન હતો. આપણને એવો ઠરાવ જોઇએ છે કે હીંદી માલને પ્રથમ પસંદગી મળે. સરકારની ઇંડેટની રાજયનીતીથી હીંદી અને યુરોપીયન માલની કીમત વચ્ચે સરખામણી થાય છે. સરકાર તરફથી વારંવાર માલ ખરીદવાના હુકમો પ્રગટ કરવામાં આવયા છે પણ તેમાં અનેકવાર ફેરફાર થવાથી મુળ હેતુ પાર પડતો નથી પાંચમા નંબરનો નીયમ એવો છે કે જો ઘણીજ જરૂર હોય અને કરકસર થતી હોય તોજ હીંદી માલ લેવો અને જો તે ખરીદી રૂ. ૫૦ ની ઉપરની હોય તો તે માલ ખરીદવાનાં કારણો જણાવવાં. સરકારની ફરજ આપણા ઉદયોગોને ઉત્તેજન આપી તેને ખીલવવાની છે આમ છતાં સરકાર ઇંગ્લંડ અને યુરોપમાં અત્રે જે માલ મળતો હોય તે ખરીદવા જાય તે ગેરવાજબી છે.

મી૰ મથુરાદાસ ગોકળદાસ ઠાકરે વધુ ટેકો આપતાં જણાવયું કે આપણને ઘણી મુશકેલી વચ્ચે કામ લેવાનું છે તે જોતાં સરકારે આપણા તરફ દીલસોજીથી વરતી નાના છોકરાને જેમ ચાલતાં શીખવવામાં આવે છે તેમ આપણને આગળ વધતાં શીખવવું જોઇએ.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## ઘરમાં થઈ શકે તેવા ઉદયોગો.

ડોકટર છોટાલાલ શોભારામ ઠાકોરે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે આ કોનફરનસ એવું મત ધરાવે છે કે દેશનાં ભલાં અને ઉનતીને ખાતર સરકાર તેમજ પ્રજાએ નાના અને ઘરમાં બેઠાં ચલાવી શકાય તેવા ઉદયોગો સ્થાપન કરવા અને સજીવન કરવાની દરેક કોશીશ કરવી જોઇએ, કે જેમ કરવાથી અન્ય દેશોમાં ઉદયોગો ઘણા આગળ વધી શકયા છે.

ડાકટર છોટાલાલ એસ. ઠાકોરે ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવ્યું કે આ ઠરાવ આપણા સંબંધમાં કંઇ નવો નથી. આ ઠરાવ અનેક કોનફરન્સોએ પસાર કર્યો છે. કોટેજના ઉદ્યોગો એવા છે કે જે દરેક ઘરોમાં ખીલવી શકાય તેવા છે. આ ઉદ્યોગ પાછળ મોટો ખર્ચ થતો નથી, તેમાં નાણાંની ભીડ પડતી નથી. આ ઉદ્યોગની ખીલવણીથી તમે ઝુંપડાઓમાં રહેનારાઓને તેમને ત્યાં કામ કરતા શીખવી તેમની ફુરસદનો વખત તેમનાં ઘરોમાંજ ગાળતા શીખવો. સ્ત્રીઓ આ ઉદ્યોગ સારી રીતે કરી શકે તેમ છે. હોઝયરી, મોજા બનાવવા અને બીજા ઉદ્યોગો શેહેરની સ્ત્રીઓ સારી રીતે કરી શકે તેમ છે. આપણને હુનર ઉદ્યોગની જરૂર છે અને તે મતલબનો ઠરાવ ગઇ કાલે પસાર થયો છે. જો સરકાર પ્રાથમીક અને મધયમ કેળવણી આપતી શાળાઓમાં એ કેળવણી દાખલ કરશે તો કોટેજ ઇંડસ્ત્રીનો ઉદ્યોગ સારી રીતે ખીલી શકશે. જો એ ઉદ્યોગને ખરેખર ફતેહમંદ બનાવવો હોય તો પુરેપુરી વયવસ્થા કરવાની જરૂર છે. મારા કેટલાક મીત્રોએ થોડા વર્ષપર હોઝયરી માટે સાંચા ખરીદ્યા હતા તે માટે તેમણે ભારે કીમત આપી હતી. પણ થોડા મહીના પછી એ સંચા તેમને નકામા પડયા હતા કારણ કે તેમણે તેમનો ઉપયોગ કરવો બંધ કર્યો હતો. આથી આ ઉદ્યોગ માટે એક મધયસ્થ સંસ્થાની જરૂર છે. વળી પેત્રોનેજની પણ જરૂર છે. જર્મનીએ આ ઉદ્યોગોને ઘણું ઉત્તેજન આપયું છે. જાપાની લોકોએ આ ઉદ્યોગને ખીલવી તેને એક કળા બનાવી છે. જાપાનના એક ગરીબ ખેડુતે રેશમના કીડાના ઉદ્યોગની શુરૂઆત કરી અને તેને નફો થતો જોઇ બીજાઓએ તેનું અનુકરણ કર્યું અને થોડા વખતમાં આ રેશમના ઉદ્યોગની મોટી મોટી પેઢીઓ સ્થપાઇ અને આજે જાપાન એ ઉદ્યોગમાં આગળ પડતી પ્રજા છે. આપણે આનું અનુકરણ કરવું ઘટે છે. હીંદમાં અનેક ઉદ્યોગ નીષ્ફળ નીવડયા છે તેનું કારણ તેઓ સાયનટીફીક સલાહ લેતા નથી. બીજું કારણ એ છે કે નાના ઉદ્યોગો માટે મુંબઇ જેવા શહેરમાં કારખાનાં સ્થાપવામાં આવે તો ભાડા વગેરેનો ભારે ખરચ કરવો પડે અને તેથી હરીફાઇમાં આ ઉદ્યોગ ટકી શકે નહી.

આ ઉદ્યોગને માટે સરકારે તેમજ પ્રજાએ પણ પ્રયતન કરવાની જરૂર છે. એક ઉતસાહી ગ્રહસ્થે એક કેળવાયલા દેશી રાજયમાં આ કોટેજ ઇંડસ્ત્રીની સ્થાપના કરી હતી પણ તેને તે દેશી રાજયના કેળવાયલા રાજયકર્તા તરફથી ટેકો મળયો નહી અને પરીણામમાં તે ગ્રહસ્થને એ ધંધો છોડી દેવો પડયો. આ ઉદ્યોગને મુકતી ફોજે ઉપાડી લીધો અને તેણે પોતાની રીતથી તેમાં ફતેહ મેળવી હુનર ઉદ્યોગની કેળવણી પામેલા આપણા યુવકો આવા નજીવા ધંધામાં પડતા શરમાય છે પણ કોઇ પણ પ્રમાણીક ધંધામાં કંઇ પણ શરમ જેવું નથી.

મી૦ એસ. એસ. મહેતાએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે જો આપણે નાના ઉદ્યોગોની સ્થાપના કરીએ તો આપણા દેશ અને પ્રજાને લાભ થાય. આપણે ખેતીવાડી કરનારી પ્રજા છીએ. આપણા દેશી ઉદ્યોગોની જાળવણી માટે આપણે

કાચા પદાર્થ અત્રેથી નીકાશ થતા અટકાવવા. માટે કાચા પદાર્થપર કર નાખવો જોઇયે છે. આપણે જો કોટેજ ઇંડસ્ત્રી પાછો જાગ્રત કરીએ તો ઘણા લોકોને ફાયદો થાય અને આપણા લાખો ગરીબ બંધુઓને લાભ થાય. આપણા લુહારો, અને બીજા કારીગરો જેઓ શાંતપણે પોતાનો અસલી ધંધો ચલાવી રહ્યા છે તેમના તરફ દીલસોજી બતાવવાની જરૂર નથી પણ તેમને ખરો ટેકો આપવો જોઇએ છે. મુકર્તીફ્રોજ કોટેજ ઇંડસ્ત્રીને સારી મદદ કરે છે તે ટાઉન હોલમાં થોડા દીવસપર ભરાયલા પ્રદર્શનપરથી દેખાય છે. હીંદની મુકતી માટે અંદરથી પ્રયત્ન થવો જોઇએ છે.

મી૦ રંગલ નામના લખનો તરફના એક ડેલીગેટે તે પછી જણાવયું કે જ્યાં સુધી આપણી હુનર ઉદયોગ સંબંધી ઉનતી થશે નહી ત્યાં સુધી આપણા દેશનો ઉદ્ધાર થવાનો નથી. પુર્વ કાળમાં હીંદનો માલ પરદેશ જતો હતો અને તે વેળા હીંદ અગ્રસ્થાન ભોગવતું હતું. આનું કારણ તયારના કોટેજ ઇંડસ્ત્રી હતા. આ ઉદયોગોની ખીલવણી થશે અને તેને ટેકો મળશે તયારેજ આપણા હુનર ઉદ યોગની ખીલવણી થશે. આપણા ઉદયોગને ઇસ્ટ ઇંડીયા કંપનીએ સુધરેલી પ્રજાને ન છાજે તેવી રીતે ફટકો લગાવયો છે. આજે આપણો દેશ દીનપરદીન ગરીબ બનતો જાય છે તે હીંદના દાદા અને વરસોવાના રૂપી મી૦ દાદાભાઇ નવરોજીએ સારી રીતે દર્શાવી આપયું છે. સને ૧૯૦૭ માં વડોદરાના મહારાજા ગાયકવાડે કલકતા ખાતે ભાષણ કરતાં જણાવયું કે ઝુપડામાં રહેતા લોકોને મદદ કરો, તેમના ઉદયોગોને ઉતેજન આપો અને તે પછી મોટા ઉદયોગો હાથ ધરો. મી૦ મધોલકરે મદ્રાસની ઉદયોગ હુનરની પરીષદનાં પ્રમુખસ્થાનેથી જણાવયું હતું કે હાથ વણાટની શાળાોના ઉદયોગની ખીલવણી થવી ઘટે છે. વેપારના છુટાંપણાં ની રાજયનીતી સારી હશે પણ હીંદમાં તે નુકસાનકર્તા છે. જાપાનીઓ હીંદી બજા રોમાં ઘુસ્યા છે અને જ્યાંસુધી તમે ઉંઘશો તયાંસુધી તમારા ઉદયોગની ઉનંતી થવાની નથી. આપણા ઉદયોગોને સરકાર તેમજ પ્રજાએ ટેકો આપવાની જરૂર છે. પ્રજાએ ઠરાવ પસારો કરીને ઉંઘવું જોઇતું નથી, પણ વહેવારીક કામ કરવાનું છે. સરકારની આપણા તરફની વૃતી ફેરવાઇ છે એવું કહેવામાં આવે છે પણ તે માત્ર ભાષામાંજ છે. જો સરકારે આપણું હીત કરવું હોય તો તેણે બીજા દેશોની સરકારની માફક આપણા વેપાર ઉદયોગનું રક્ષણ કરવું જોઇએ છે. તમારો ઇલાકો વેપાર ઉદયોગમાં આગળ પડતો છે. તમારે ત્યાંથી તાતા જેવા વેપાર ઉદયોગના કેપટન અને શાહ સોદાગર થયા છે. તમારો ઇલાકો આ સંબંધી ઘણું કરી શકે તેમ છે. આપણાં ઘરના ધંધા ચાલતા નથી, કારણકે માલની માંગણી નથી. આનું કારણ વેપારનું છુટાપણું છે. છુટાપણાંની રાજયનીતી મુર્ખાઇભરી છે અને આપણને તેથી નુકસાનકર્તા છે. સ્વદેશાભીમાનને ખાતર અને નીર્ધનોની ગરીબાઇ દુર કરવાને ખાતર આપણે આપણો હેતુ પાર ન પડે તયાંસુધી કામ કરવું જોઇએ છે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## વેપાર ઉદ્યોગનાં કાયમનાં પ્રદર્શનો કરવાની સુચના.

ઓનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે હીંદી સરકારનાં વેપાર ખાતાંએ હીંદના મુખ્ય શેહેરોમાં પ્રદર્શનો ભરવાનો નીયમ દાખલ કર્યો છે તેને આ કોનફરન્સ આવકાર આપે છે અને એવી સુચના કરે છે કે સઘળાં ઇલાકેદાર શેહેરો અને અગતયનાં વેપારી મથકોએ આવી જાતનાં કાયમનાં પ્રદર્શનો હોવાં જોઇયે.

ઓનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસે ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવ્યું કે આ ઠરાવપર સબજેક્ટસ કમીટીમાં ચર્ચા ચાલી ત્યારે જણાવવામાં આવ્યું હતું કે આવાં પ્રદર્શનો આ દેશમાં ઉપયોગી નથી, પ્રદર્શનો પશ્ચીમના દેશોમાં ઉપયોગી છે. કમીટીનો મોટો ભાગ પ્રદર્શનો ભરવાની તરફેણમાં હતો પ્રદર્શનો સંગ્રહ સ્થાનની માફક ઉપયોગી છે. આપણી ઉદ્યોગીક કેળવણી વધતી જાય છે તયારે આવાં પ્રદર્શનો ભરવાની આપણને જરૂર છે. આવાં પ્રદર્શનોમાં ખેતીવાડીના નવા યંત્રો મુકવા કે જેથી ખેડુતોને તેના લાભ મળે. વલી તયાં નવી નવી જાતના નમુના મુકવાથી હુનર ઉદયોગમાં પડેલાઓને તેવી જાતનો માલ બનાવવાનું જોશ મલશે. યુરોપ અને જાપાનમાં આવાં પ્રદરશનો ઘણા ઉપયોગી થઇ પડયાં છે. આવાં પ્રદરશનોથી માલ બનાવનારાઓ અને ખરીદનારાઓ એક બીજાના સમાગમમાં આવે છે અને માલ બનાવનારાઓ ખરીદનારાઓ કેવી જાતનો માલ પસંદ કરે છે તે જાણી શકે છે. પ્રદરશને અગતયનું કામ બજાવયું છે. ઇંગલંડમાં આવું પ્રદરશન છે જયાં દેશી અને પરદેશી માલ મુકવામાં આવે છે અને પ્રદર્શનનો વડો દેશી માલ બનાવનારાઓને બોલાવી તેના માલની કીંમત અને પરદેશી માલની સરખામણી કરી જો દેશી માલની કીમત પરદેશી માલ કરતાં વધુ હોય તો દેશી માલ બનાવનારાઓને તેઓ તેટલી રકમમાં દેશમાં માલ બનાવી શકે તેમ છે કે કેમ તે પુછી જોઇતી સગવડ કરી આપે છે. સરકાર અને વેપારી મંડળોએ પણ આવાં પ્રદર્શન માટે મદદ આપવાનું કર્તવ્ય છે. આવાં પ્રદર્શનો ઇલાકાનાં મુખ્ય શેહેરો અને જાત્રાનાં મથકોમાં હોય તો ઉપયોગી થઇ પડે તેમ છે. જાપાનમાં આવાં મથકોપરનાં પ્રદરશનોનું પરીણામ સારૂં આવયું છે.

મી૦ ચંદરશંકર નરમદાશંકર પંડયાએ ઠરાવને ટેકો આપતાં જણાવયું કે આપણામાંના કેટલાક રાજદવારી બાબતોથી ગભરાય છે પણ આ કંઇ રાજદ્દવારી માંગણી નથી. સરકારે જે નીયમ સ્વીકારયો છે તે સુધારવા માટેની આ માંગણી છે. ગત કાળે પ્રમુખે પોતે આવાં પ્રદરશનો અને સંગ્રહસ્થાનની અગતયતા વીશે વીવેચન કરી તેની અગતયતા સ્વીકારી છે. ગયે વરસે મદરાસ ખાતેના એક પ્રદરશનની મેં મુલાકાત લીધી હતી. મારી સાથે તે વેળા મુંબઇનું વેપારી કુટુંબ હતું. મેં પ્રદરશનની બધી ચીજો જોઇ અને લોટસ સાચું છે કે કેમ તે પુછતાં તે સાચુ લયા નથી એવું મને જણાવવામાં આવયું. આનુ કારણ એ જણાવવા

માં આવયું કે એ સાળુની તે બાજુ તરફ જાહેર ખબર ન હતી. આથી આપણા વેપાર ઉદ્યોગ વીશે બધે માહીતી હોવી જોઇએ અને તે માટે સ્ટેનડીંગ પ્રદરશનની જરૂર છે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## વેપાર ઉદ્યોગોની બેંકોની જરૂર.

ઓનરેબલ મી૦ મનમોહનદાસ રામજીએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે હુનર ઉદ્યોગની પધતી પુર્વકની ખીલવણી નાણાં સબંધી સંગીન મદદ અને યોગ્ય રાહબરી વગર થઇ શકે તેમ નથી, તેથી આ કોનફરન્સ એવો મત ધરાવે છે કે પરદેશી મુલકોમાં છે તેવી વેપાર ઉદ્યોગની બેંકો અત્રે સ્થાપવા માટે પ્રયત્નો કરવાની જરૂર છે.

ઓનરેબલ મી૦ મનમોહનદાસ રામજીએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે ગયે વર્ષે મેં આ ઠરાવ વીશે વીવેચન કર્યું હતું પણ તે પછી હીંદી હુનર ઉદ્યોગના સવાલમાં મોટો ફેરફાર થઇ ગયો છે. લડાઇથી આપણને મળેલી મોટી અને દુર્લભ તક ગુમાવવી જોઇતી નથી પણ જો આપણે આપણા ઉદ્યોગ હુનરનો સવાલ બરાબર ઉપાડવામાં ન આવે તો તેનું પરીણામ વહેવારૂ રીતે કીમતી આવે તેમ નથી. જે ઉદ્યોગો આપણે સ્થાપવા માંગીએ છીએ તે માટે અનુભવીની સલાહ, માહીતી અને યોગય રાહબરીની જરૂર છે. પણ તાતાઓની માફક બધા ઉત્સાહીઓને નાણાં સંબંધી પુરતી મદદ મળી શકે તેમ નથી. હુનર ઉદ્યોગના સાહસ માટે વ્યવસ્થા પુર્વકની નાણા સંબંધી મદદની જરૂર છે. ગ્રેટ બ્રીટનની કેમીકલ ઇનડસ્ત્રીની સોસાયટી સનમુખ એક વેળા જણાવવામાં આવ્યું હતું કે બુધી, ચારીત્ર અને શુરૂઆતની યોગય થાપણવાળાઓને કોઇ પણ ખાનગી ઇંગલીશ બેંકમાંથી તેના ઉદ્યોગની ખીલવણી માટે જોઇતી સઘળી થાપણ મળી શકે છે, પણ આ સ્થીતી ઇંગલંડમાં છે. આપણો દેશ વેપાર ઉદ્યોગમાં હજુ હમણાંજ જાગ્રત થયો છે અને આપણા થાપણવાળાઓ હજુ ગભરાય છે. આથી આપણને આપણા જુદા જુદા ઉદ્યોગોની ખીલવણી માટે જરૂરજોગી શુરૂઆતની થાપણ મેળવવાની આપણી મોટામાં મોટી મુશકેલી છે. આપણે થાપણવાળાઓ પાસે જઇ શકતા નથી કારણ કે તેઓ મોટો વ્યાજનો દર માંગે છે. આટલેથીજ કંઇ પતતું નથી. થાપણવાળાઓ તદન જુદા પ્રકારની પોતાની યોજનાઓમાં ગુંથાયલા હોય છે અને તેમના જુદા જુદા સાધનો સઘળા પ્રકારના હુનર ઉદ્યોગના સાહસની માંગણીને પહોંચી વળવા માટે પુરતા નથી. જોઇંટ સ્ટોક બેંકની બોર્ડ અને મેનેજરો કયા માણસોને વયાજના યોગય દરે નાણાં આપવાની જરૂર છે તે જુએ છે. આથી હુનર ઉદ્યોગનો અનુભવી જે થાપણવાળાઓનાં સાધનો આવી બેંકો હસ્તક હોય છે તેમની સાથે મલીને કામ કરશે. આ હેતુ પાર પડવા દો. તે પછી આપણો એક મુશકેલીનો અંત આવશે. હુનર ઉદ્યોગવાળા અને થાપણવાળા વચ્ચે હાલમાં જે બલતરા ચાલે છે તે દુર થશે. વેપાર ઉદ્યોગની બેંકો સ્થાપવાનો વી

ચાર આપણા દેશમાં નવો છે તે ગઇ કાલે સાંજે થયલી ચર્ચાપરથી માલુમ પડે છે. સર્વથી તેને ટેકો ન મલે એ સ્વાભાવીક છે. સઘળા નવા સાહસો સંબંધી આ બુંજ બને છે. કોઓપરેટીવ ક્રેડીટ બેંકાનો વીચાર પ્રથમ આ દેશમાં ઉતપન થયો તયારે તે સામે શંકા લઇ જવામાં આવી હતી. આ બેંકોના ફતેહમંદ કારોબાર પછી હવે આપણી ખાત્રી થઇ છે કે જો આ બેંકો અસરકારક અંકુશ અને કારોબાર નીચે હોય તો તેના ભવીષય વીશે શક લઇ જવાતું કંઇ પણ કારણ નથી. આવી બેંકો હીંદના દેવામાં ગરક થઇ ગયલા ખેડુત વર્ગને દુર્લભ આશીર્વાદ રૂપ થઇ પડશે. આપણી વેપાર ઉદ્યોગની બેંકોના હેતુ સોસાયટીઓ કે કંપનીઓના સાહસને નાણાં સંબંધી મદદ કરવા માટે લાભકારક દરે થાપણ ભેગી કરવાનો હોવો જોઇએ. નાણાં ધીરતી વેળા સંભાળથી કામ લેવાવું ઘટે છે. આવી રીતે ધીરેલાં નાણાંનો ખોટો ઉપયોગ ન થાય તેની સંભાલ અને સાવચેતી લેવી જોઇયે છે. આ માટે આપણી પહેલી મુશકેલી આવી બેંકાનો કારોબાર ચલાવવા માટે બુધધીશાળી માણસોને મેળવવાની છે.

જર્મનીમાં તયાંના વેપાર ઉદ્યોગની બેંકોમાં કેટલાક વર્ષથી જુદા જુદા હુનર ઉદ્યોગ સાથે જોડાયલા માણસોની બનેલી ડીરેકટરોની બોર્ડ હોય છે. આવા માણસો નાણાં રોકનારના હીત જાળવવા માટે લાયક હોય છે. મોટી યોજનાઓ પર તેથી અંકુશ પડશે એટલુંજ નહી પણ નવા ઉદ્યોગોની સ્થાપનાને ટેકો મળશે. જાણીતા ઇંગ્રેજ વીજ્ઞાનશાસ્ત્રીએ આવી બેંકાની અગતયતા સ્વીકારી છે. હીંદમાં જયાં સુધી આવી બેંકો સ્થપાશે નહી ત્યાં સુધી હુનર ઉદ્યોગ સંબંધી ખાસ સરકારી કમીટી અને પલેટફોર્મ પરના સુભાષીત ભાષણો એ શકતીને ખોટો વયય કરવા સમાન છે.

મી૦ કે. એચ. વકીલે ઠરાવને ટેકો આપતાં જણાવયું કે હીંદના હુનર ઉદ્યોગની ખીલવણી માટેની આ કોનફરનસની આ છેલ્લી માંગણી છે છતાં આ ઠરાવ ઘણો અગતયનો છે. કોઇ પણ ઉદ્યોગ માટે નાણાંની જરૂર છે. ઇંગલંડમાં કોઇ પણ બુધ્ધી અને લાગવગવાળાને પોતાના ઉદ્યોગ માટે બેંકમાંથી નાણાં મલી શકે તેમ છે. આપણે તયાં પ્રેસીડનસી બેંકો અને એકસચેંજ બેંકો છે. આ બેંકો શું કામ કરે છે તે આપણે જાણીએ છીયે. મદરાસ અને બંગાળમાં પ્રેસીડનસી બેંકો સામે ભારે ચર્ચા ચાલે છે. આ બેંકો હીંદીઓના શેરથી ઉભી થયેલી હોવાથી મુંબઇ બેંકમાં જેમ હીંદી ડીરેકટરો છે તેમ બંગાળ અને મદરાસની બેંકમાં પણ હીંદી પ્રતીનીધીઓ જોઇએ છે. પરદેશી ડીરેકટરો હોય છે તો તેઓ હીંદીઓના લાભમાં ઘણું થોડું કરે છે. તેમનું હીત પોતાના દેશના વેપાર ઉદ્યોગમાં સમાયલું હોવાથી તેઓ હીંદી હુનર ઉદ્યોગને ઉત્તેજન આપતા નથી. આપણી મુશકેલી દુર કરવા માટે વેપાર ઉદ્યોગની બેંકો સ્થપાવી જોઇએ છે. કોઓપરેટીવ બેંકોએ નાના ઉદ્યોગો અને શાળાના હુનરને ઉત્તેજન આપયું છે પણ આ ઉદ્યોગો કંઇ એવા નથી કે જેથી હીંદનો ઉધ્ધાર થાય. મી૦ વાછાએ જણાવયું છે કે આ બેંકો આપણી બધી હાજતો પુરી પાડતી નથી. ખેડુતો માટે તે અર્ધ

મનના સાધનો પુરાં પાડે છે. મુંબઇથી થોડે દુર એક હુનર ઉદયોગનું ખાતુ સ્થાપવામાં આવયું હતું. ત્યાં ગલીસરીન અને મીણબતી બનાવવા ધારી હતી. આ ઉદયોગ સ્થાપનારાઓ પઇસાદાર ન હતા. તેમણે રૂ. ૧।। લાખની થાપણ ભેગી કરી, અનુભવીની સલાહ મેળવી સાંચાકામ મેળવી કામની શરૂઆત કરી પણ ૪ વર્ષ સુધી તેઓ કંઇ નફો કરી શકયા નહી. આનું કારણ તેમને મદદ મળી શકી નહી. સ્થાપકો વેપાર ઉદયોગના આગેવાનો પાસે ગયા પણ કોઇએ મદદ કરી નહી. આખરે નામદાર ગાયકવાડે ત્રણ મહીનાપર એ કારખાનાંવાળાઓને મદદ કરી છે. આપરથી દેખાશે કે વેપાર ઉદયોગની મદદની કેટલી જરૂર છે. પુણાનાં એક સાહસીક ગ્રહસ્થની પણ આવી સ્થીતી થઇ હતી.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## બંધારણ ઘડવા માટે નેમાયલી કમીટી.

પ્રમુખે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે મદ્રાસ ખાતે બંધારણ ઘડવા માટે થયલી સુચના સંબંધી એવો ઠરાવ કરવામાં આવે છે કે ઇંડી હુનર ઉદયોગની કોનફરનસનું બંધારણ ઘડવા અને તે વીશે તા૦ ૩૧ મી માર્ચ ૧૯૧૬ સુધીમાં રીપોર્ટ કરવા માટે નીચલાઓની કમીટી નેમવામાં આવે છેઃ—ઓનરેબલ પંડીત મદનમોહન માલવીયા, ઓનરેબલ મી૦ લલ્લુભાઇ શામળ દાસ, સર વીઠલદાસ દામોદરદાસ ઠાકરસી, મી૦ સી. વાઇ. ચીંતામણી, મી૦ વી દયાસાગર પંડયા, મી૦ જમસુખલાલ કે. મહેતા, મી૦ એ. ચોધરી, મી૦ રાઘવા આયર, અને મી૦ રામસ્વામી આયર.

પ્રમુખે ઠરાવના ટેકામાં જણાવયું કે ગયે વર્ષે મદ્રાસ ખાતે કોનફરંસનાં બંધારણ વીશે કેટલીક ચર્ચા ચાલી હતી અને બંધારણ ઘડવા માટે એક કમીટી નેમી હતી. આ કમીટીનો રીપોર્ટ તઇયાર થયો છે પણ તે દેશના બધા ભાગના પ્રતીનીધીઓએ પસાર કર્યો નથી. સબજેકટસ કમીટી પણ તેનાપર પુરતો વીચાર ચલાવી શકી નથી. વળી તેમાં કેટલોક ફેરફાર થવો ઘટે છે, જે આ નવી કમીટી કરી શકશે. મને આશા છે કે કોનફરંસનું બંધારણ હવે ઝટ તઇયાર થવું જોઇએ.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## ઓધેદારોની નેમણુંક.

મી૦ વીદ્યાસાગર પંડીયાએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે, સઘળી બાબતોમાં જનરલ સેક્રેટરીને સલાહ આપવા અને કોનફરંસનું કામ ચલાવવા માટે સને ૧૯૧૬ નાં વર્ષ માટે નીચલા ગ્રહસ્થોની સ્થાઇ કમીટી નેમવીઃ—

સર દોરાબ જે. તાતા, ઓનરેબલ મી૦ મનમોહનદાસ રામજી, ઓનરેબલ મી૦ લલ્લુભાઇ શામળદાસ, મી૦ આર. મુકરજી, મી૦ એ. ચોધરી, ઓનરેબલ રાવબહાદુર આર. એન. મધોલકર, ઓનરેબલ મી૦ એમ. બી. દાદાભાઇ, ઓન રેબલ મી૦ હક, મી૦ આયંગર, મી૦ ગોપાલ મેનન અને મી૦ લાલા રાધાકૃષણલાલ;

અને હીંદી હુનર ઉદયોગની કોનફરંસના જેનરલ સેક્રેટરી તરીકે ઓનરેબલ રાવ બહાદુર આર. એમ. મધોલકરની, અને મદદનીશ સેક્રેટરી તરીકે મી૦ એમ. બી. સંતની નેમણુંક કરવી, અને આ કોનફરંસનું કામ ચલાવવા માટે રૂ. ૮૦૦૦ આપવાની જાહેર પ્રજાને વીનંતી કરે છે.

મી૦ વીદ્યાસાગર પંડાયાએ ઠરાવના ટેકામાં જણાવયું કે મી૦ મધોલકર છેલ્લા ૧૦ વર્ષથી આ કોનફરનસના સેક્રેટરી છે. આ કોનફરંસની હસ્તી તેમને આભારી છે. કોનફરનસ સંબંધી નાણા સંબંધી મદદ પણ તેમણે આપી છે. આથી તેમની નેમણુંક જેનરલ સેક્રેટરી તરીકે થવી જોઇએ છે. મી૦ સંત પણ આ કોનફરનસ સંબંધી કામ કરે છે અને તેમની મદદનીશ સેક્રેટરી તરીકે નેમણુંક થવી જોઇએ છે. કોનફરનસને નાણાંની મદદની ઘણી જરૂર છે અને મને આશા છે કે મી૦ મધોલકર મુંબઇ છોડે તે પહેલા તેમને આ મદદ મળશે. ઓનરેબલ મી૦ મનમોહનદાસ રામજીએ ઠરાવને ટેકો આપયા બાદ તે પસાર થયો હતો.

## આવકાર આપનારી કમીટીનો ઉપકાર.

મી૦ રામસ્વામી આયરે તે પછી આવકાર આપનારી કમીટીના પ્રમુખ અને સભાસદો, સેક્રેટરીઓ અને વોલંટીયરોનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી હતી.

ઠરાવના ટેકામાં જણાવયું કે મુંબઇ હીંદનું પહેલુ શેહર છે અને મુંબઇએ અમને સારો આવકાર આપયો છે અને અમારી જે સેવા સ્વાગત મંડળ, તેના પ્રમુખ અને વોલંટીયરોએ બજાવી છે તે માટે બધા પ્રાંતના ડેલીગેટો તરફથી અમે તેમનો ઉપકાર માનીએ છીએ.

ઠરાવને ટેકો મળતાં તે પસાર થયો હતો.

## મી૦ જે. કે. મહેતાની તારીફ.

સ્વાગત મંડળના પ્રમુખ સર દીનશાહ પીટીટે વળતો ઉપકાર માનતાં જણાવયું કે અમારો તમે ઉપકાર માનયો છે તે માટે અમે તમારા આભારી બનયા છીએ. આ કોનફરનસનું કામ સુંદરપણે ચાલયું છે તે અમારા સેક્રેટરી મી૦ જે. કે. મહેતાને આભારી છે.

## પ્રમુખનો ઉપકાર.

લાલા હરકીસનલાલે કોનફરંસના પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં જણાવયું કે સર દોરાબ તાતાએ આ કોનફરનસની સેવા બજાવી છે તે વીશે મારે વીવેચન કરવાની જરૂર નથી. તેમનું ભાષણ તમે બધાએ સારી રીતે સાંભળયુ છે. સર દોરાબ મુંબઇના અને કદાચીત હીંદના સઉથી ઉદયોગી માણસ છે અને તેમના જેવું ઉતમ ભાષણ તઇયાર કરતાં તેમનો કેટલો વખત ગયો હશે તે તમે સારી રીતે સમજી શકશો. સર દોરાબ તાતા જેવા અનુભવી અને કેળવાયલા પ્રમુખ આપણને ભાગ્યેજ મળે છે અને તે માટે હું તમારા તરફથી તેમનો ઉપકાર માનું છું.

મી૦ આદી નારાયણ આયરે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે સર દોરાબે વહેવારૂ અનુભવ અને અર્થશાસ્ત્રના બારીક અભ્યાસથી આપણી યોગય રાહબરી કરી છે. શોધખોળ અને ઉદયોગ વીશેનો તેમનો એવો અનુભવ છે કે જે અનુભવનો લાભ આપણે બીજા તરફથી મળી શકતે નહી. તમે ઉદયોગ હુનર જમાવશો તયારે જ વેપારના રક્ષણુની રાજ્યનીતી તમને લાભદાયી નીવડશે. આ સંબંધી સર દોરાબે આપણુને જે સલાહ આપી છે તે માટે આપણે તેમનો ઉપકાર માનવો જોઈએ છે. સર દોરાબ અને મી૦ મનમોહનદાસ રામજી જેવા અનુભવીઓનું માનવું છે કે રક્ષણુની રાજયનીતીથી આપણુને લાભ થશે નહી.

તે પછી ઠરાવ તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો હતો.

## સર દોરાબ તાતાનું છેવટનું ભાષણ.

પ્રમુખ સર દોરાબજી તાતાએ પોતાના મનાયલા ઉપકાર માટે વળતો આભાર માનતાં જણાવ્યું કે મી૦ મધોલકર અને બીજાઓએ મારૂં એક ચીત્ર ચીતર્યું છે તે હું પોતે પારખી શકતો નથી. મારા પીતાજીએ જે યોજનાઓ યોજી હતી તેને વહેવારીક રૂપમાં મુકાયલી જોવાને તેઓ જીવ્યા હોત તો ખરેખર તેમને ઘણો આનંદ થાત. તેમણે આરંભેલું કામ હું અને મારા ભાઇ માત્ર આગળ ચલાવીએ છીએ. આપણે વાતો કરવી જોઇતી નથી પણ કામ કરવું જોઇએ છે. એક સુથાર કે મોચી પણ અંતઃકરણ પુર્વક પોતાનું કામ કરે તો તે પણ દેશની સેવા બજાવી શકે છે. આથી તમે જે કરો તે અંતઃકરણપુર્વક કરો. મેં મારૂં ભાષણ કર્યું ત્યારે મને લાગતું હતું કે મારા વીચારો સંબંધી કેટલીક મતફેરી ઉત્પન્ન થશે. આ મતફેરી વીષે મારે ખુલાસો કરવો જોઇએ છે. ગઇ કાલે મી૦ જેહાંગીર પીટીટે રાજદવારી ઉન્નતીની પ્રથમ જરૂર જણાવી હતી. મારાં ભાષણ સંબંધી તેમની સમજફેરી થયલી દેખાય છે. મારાં પોતાનાં ભાષણપરથી તમે જોશો કે પ્રજાની પ્રજાકીય ઉમેદો પાર પાડવા માટે અને હીંદને સ્વરાજય મળે તે માટે પ્રયત્ન કરવા માટે હું બીજાઓના જેટલોજ આતુર છું. મારો કહેવાનો ભાવાર્થ એવો હતો કે રાજદવારી ઉન્નતીની સાથે હુન્નર ઉદયોગની ઉન્નતી પણ થવી જોઇએ છે. મેં કહયું હતું કે દેશની પ્રગતીના રથમાં બે ઘોડા જોડવા જોઇએ છે. મી૦ પીટીટ આ રથમાં રાજદવારી ઘોડાને આગળ અને હુનર ઉદયોગના ઘોડાને તેની પાછળ જોડવા માગતા હોય તેમ દેખાય છે પણ તેમ ન કરતાં આ બંને ઘોડાઓ સાથે સાથે જોડાવા જોઇએ છે.

કેળવાયલા યુવકોને ઉદયોગવાળાઓ તરફથી ઉત્તેજન મળતું નથી એવું કહેવામાં આવ્યું છે પણ માત્ર ચોપડીઓનું જ્ઞાન મેળવીને આવેલાઓને ઓવરસીયર અને મદદનીશ મેનેજરના ઓધ્ધા જોઇયે છે. આ રીતે એકદમ ઉપલે તબકકે આવી પહોંચવાની અધીરાઇ છોડીને આ ઓહ્વાપર ચઢવા માટે તેમણે સીડીની નીચેથી કામ કરવું જોઇએ છે. અમારી પેઢીના એનજીનીયર મી૦ પેરીન જેમણે પોતાની કારકીર્દીની શરૂઆત નાના કામથી કરી હતી તેને હાલમાં નામદાર વાઇસરોયના

જેટલો રૂ. ૨૦,૦૦૦ નો માસીક પગાર મળે છે. આપણે હીંદમાં મીલ માલેકોએ અને બીજાઓએ પોતાના પુત્રોને પોતાના ધંધામાં નાંખવા હોય તો તેમને ઉદાર કેળવણી અમુક પ્રમાણમાં આપયા બાદ તેમને પોતાનાં કારખાનાંમાં મજુરો સાથે કામ કરવા રાખવા જોઇએ. આમ કરવાથી તેઓ કામદારોની કદર કરી શકશે અને કામ શું છે તે સમજી શકશે. કેટલાકોએ કહયું છે કે વેપાર ઉદયોગવાલાઓ પરદેશીઓને પોતાને ત્યાં મોટાં પ્રમાણમાં રોકે છે, પણ શુરૂઆતમાં તેમજ કરવાની જરૂર છે.

સર દોરાબ તાતાએ તે પછી અમેરીકન અનુભવીઓ જેઓ આજે મોટી નામના ધરાવે છે તેમણે કારખાનાંઓમાં કેવી રીતે કામ કરી ઉંચે દરજજે ચઢયા હતા તે જણાવી હીંદીઓ નીચલાં કામનો અનુભવ મેળવ્યા વગર એકદમ ઉંચે ચઢવા માટે કેવા આતુર હોય છે તેના દાખલા આપયા હતા. તેમણે તે પછી જણાવ્યું કે જયાં સુધી આવા માણસો આપણને મળશે નહીં ત્યાં સુધી હુનર ઉદયોગની ખીલવણી થવાની નથી. તે પછી તેમણે પોતાના મનાયલા ઉપકાર માટે સર્વનો વળતો ઉપકાર માન્યો હતો.

અંતમાં પ્રમુખે કોનગ્રેસનો મંડપ વાપરવા દેવા માટે તેની કમીટીનો ઉપકાર માન્યો હતો.

ત્યાર બાદ કોનફરન્સ વીસર્જન થઇ હતી.

# પહેલી હીંદી વેપારી કોન્ગ્રેસ.



હીંદી વેપારી કોમના લાભ સાચવવા માટેની પહેલી હીંદી વેપારી કોંગ્રેસની બેઠક રવીવાર, તા૦ ૨૬ મી ડીસેમ્બરે અત્રે ટાઉન હોલમાં મળી હતી. આ વેળા ડેલીગેટો અને પ્રેક્ષકોએ મોટાં પ્રમાણમાં હાજરી આપી હતી. આ કોંગ્રેસમાં મોટા મોટા વેપારીઓ અને હુનર ઉદ્યોગમાં હીત ધરાવનારાઓ ઉપરાંત નામદાર ગવરનરની કારોબારી કાઉનસીલના સભાસદો ઓનરેબલ મી૦ ડબલ્યુ ડી શેપર્ડ, ઓનરેબલ મી૦ એમ. બી. ચોબલ, અને ઓનરેબલ મી૦ જી. કાર્માઇકલ, સર પ્રભાશંકર દલપતરામ પટણી, મીસીસ સરોજની નાયડુ, મીસીસ વીદ્યાગઉરી રમણભાઈ નીલકંઠ, મીસીસ શારદાગઉરી સુમંત મહેતા વગેરેએ પણ હાજરી આપી હતી.

શરૂઆતમાં આવકાર આપનારી કમીટીના પ્રમુખ ઓનરેબલ મી૦ દીનશાહ એદલજી વાચ્છાએ ડેલીગેટોને આવકાર આપનારૂં ભાશણ કરતાં જણાવ્યું કે વેપારી કોનફરંસનો આજે જનમ થયો છે. આ આજે જનમેલું બાળક આજથી ૩૦ વરશપર જનમેલી સંસ્થા જે પુખત વયમાં આવી માન અને મોભો ભોગવવા ભાગ્યશાલી નીવડી છે તેના જેવું ઉપયોગી અને માન મરતબાવાળું નીવડે એવું આપણે ઇચ્છીશું. હવે મારા તરફથી મારૂં ભાશણ મારી નબલી આંખને લીધે મારા પુત્ર વાંચી સંભળાવશે અને મને આશા છે કે તમે મને સાંભળો તેમ સાંભળશો.

## સ્વાગત કમીટીના પ્રમુખ ઓનરેબલ મી૦ દીનશાહ વાચ્છાનું ભાષણ.

સ્વાગત કમીટીના પ્રમુખ ઓનરેબલ મી૦ દીનશાહ વાચ્છાએ એ પછી ડેલીગેટોને આવકાર આપતાં નીચે મુજબ ભાષણ કર્યું હતું:-

પેહેલી વેપારી હીંદી કોનગ્રેસની સ્વાગત કમીટી તરફથી આ મોટાં શેહેરમાં હું તમને દીલોજાન આવકાર આપું છું, કે જે શેહેરની સામાનય ખુબસુરતીની કદર તમો 'Charm of Bombay' નામની અમારા સ્થાનીક ઇતીહાસ

અને શોધખોળના ખંતીલા અભયાસી મી૦ આર. પી. કરકરીયા તરફથી થોડા વખત ઉપર લખાયલી ચોપડી ઉપરથી તમો સારી રીતે બુઝી શકશો. મને પોતાને આજના કામકાજમાં ભાગ લેતાં મોટો સંતોષ ઉપજે છે, કે જે દીવસ મને બરાબર તીશ વરસ આગમચ બધા પ્રજાકીય બંધારણના પીતાના મહાન પીતા એટલે કે હીંદી પ્રજાકીય કોનગ્રેસની કરવામાં આવેલી સબકતી સ્થાપનાની યાદ આપે છે. એક ઉદાર દીલના હીંદુ શેહેરીઓ આપણે હસ્તક મુકેલા સંસકીટની ઉંચી કેળવણી આપવા માટેના ઇતીહાસીક દીવાનખાનામાં આખાં હીંદના ૭૨ પ્રતીનીધીઓ ભેગા મળયા હતા તયારે આપણને સ્વપને પણ ખ્યાલ ગયો હતો નહી કે તેનો જુસ્સો તરેહવાર રીતે દેશમાં પંથરાઈ જશે અને લોકોનાં વધારે સારાં ભલાં માટે નકકર આકારમાં બીજી ચલવલોને ઘાટ આપવાનું ભાગયશાલી હથયાર થઇ પડશે. આજે હું કહેવાને ખુશી છું કે આપણે બીજાં ઇતીહાસીક દીવાનખાનામાં ભેગા મળયા છીએ કે જે દીવાનખાનું દરેક રીતે વધારે પુરાણુ અને આગલા ઉમદા બનાવોની યાદથી ભરપુર છે. આ દીવાનખાનામાં પણ આપણે પ્રજાકીય કામ માટે પણ પ્રજાકીય કોનગ્રેસથી જુદી ઢબના કામ માટે મળયા છીએ. આ ટાઉન હોલ લગભગ એક સદી આગમચ બાંધવામાં આવયો હતો અને તે એટલા અરસામાં બનેલા ઘણા બનાવોની યાદથી ભરપુર છે.

મારી જુવાનીના સમયથી આજ સુધીમાં આ હોલમાં મળેલા મેળાવડાઓમાં હું ઘણી વખત હાજર રહયો છું. આવા મેળાવડાઓમાં કેટલીક વખત કેળવણી, કળા, હુનર અથવા સાયનસનાં ભાષણો થયા છે, તો કટલીક વખત મયુનીસીપલ કારોબારના પહેલા હકો માટે સ્થાનીક વકતાઓએ તેની સીસીંગોને પોતાનાં ભાષણના પડઘાઓથી ગજાવી મુકી છે. વળી કેટલીક વખત અહીં આપણી સ્થાનીક યુનીવરસીટીનાં શુરૂઆતનાં કોનવોકેશનો થયાં છે, જેમાં સર બારટલ ફ્રીઅર જેવા ઉદાર અને મોતેબર દીલના રાજપદવારીઓએ સફાઇદાર શીદવતા ભરેલાં ભાષણો આપયાં છે. વળી આજ હોલમાં જાણીતા મહાન મુસાફર ડોકટર લીવીંગસ્ટને મધયમ આફ્રીકાનાં જંગલોમાં ઘણાં વરસ ગાળયા પછી પાછા ફર્યાં બાદ જે ભાષણ આપયું હતું તે મેં સાંભળયું હતું.

## સર ફીરોઝશાહનાં ઉતમ ભાશણોની જલવાઇ રહેલી યાદ.

છેવટે આજ હોલમાં તે મહાન સ્વદેશાભીમાની નર કે જેઓ સ્વર્ગવાસ પામયા છે, તેઓના આકર્ષક અને ડહાપણ ભરેલા સખુનો આપણે કેટલી બધી વખત સાંભળયા છે! સર ફીરોઝશાહ મેહેતાનો અવાજ સદાને માટે બંધ થઇ ગયો છે, છતાં હીંદીઓનાં મગજમાં તે નામાંકીત આગેવાનની યાદ જમાનાઓ સુધી જળવાયલી રહેશે એમ હું જયારે કહીશ ત્યારે તમો સઘળા મારી સાથે મળતાપણુંજ બતાવશો એવી મારી ખાત્રી છે. આ હોલમાંજ દેશના અતી અગતયના સવાલો ઉપર મરહુમે ઘણાં ઝમકદાર અને ઉતમ ભાષણો આપયાં હતાં.

## વેપારી કોનગ્રેસની ફતેહ માટે રહેતી ખાત્રીભરેલી વકી.

આ વેપારી કોનગ્રેસ કે જે આજે આ શેહેરમાં પ્રથમ જનમે છે અને જેની ઉતપતી જાણીતા તેમજ વીખયાત શેહેરી અને વેપારી ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇના પ્રયત્નને આભારી છે, તે પણ દીરઘાયુષ્ય ભોગવશે તથા રાજદવારી ક્ષેત્રમાં જેમ કોનગ્રેસની મહાન સંસ્થાએ ઉતમ કારય બજાવ્યું છે તેમ વેપારી ક્ષેત્રમાં આજની કોનગ્રેસ પણ જુદીજુદી ચળવળ ચલાવી ફળદાયક કામ બજાવશે એવી આપણે આશા રાખીશું. આપણી દરમ્યે હાલમાં પ્રાંતીક કોનફરનસો, સામાજીક અને ધારમીક કોનફરનસો, ઉદ્યોગીક અને કેળવણીની કોનફરનસો, અને કેટલાંક બધરહુડો તથા લીગો હસ્તી ધરાવે છે. લીગોમાં પાછળથી ઉભી થયલી એક સઉથી બળવાન લીગ પણ હમણાજ આપણાં શેહેરમાં મળવાની છે. આ શબદોથી હું આપણા એસ્લામી ભાઇઓ અને અત્રેની લીગને સંબોધું છું. પણ વીચાર કરવા અર્થે મળતી આ સઘળી સભાઓમાં એકની જરૂર હતી કે જેણે હીંદની વેપારી રીતને લગતી બાબતો ઉપર પોતાનો અવાજ રજુ કરવો જોઇએ. તે ઇચછા આજે જનમ પામતી વેપારી કોનગ્રેસથી પાર પડશે એવી આશા છે.

## ત્રણ હજાર વરસ ઉપરનો હીંદનો દુરદરાજના મુલકો સાથનો મોટો વેપાર.

હીંદમાં બ્રીટીશ શેહેનશાહત સ્થપાઇ મજબુત બનયા પછી હીંદના પરદેશ સાથનો વેપાર કેવો વધયો છે અને ખાસ કરીને છેલાં પચાસ વરસમાં સ્વેઝની નેહર ખુલી થયા પછી અને દુનયામાં વરાળથી ચાલતી સ્ટીમરોનો નવો જમાનો દાખલ થયા પછી તેની ઝડપ તીવ્ર બની તે કેવો કુદકે અને ભુસકે આગળ વધયો છે, તે અલબત તમે સઘળા પુરી રીતે જાણો છો. પણ બ્રીટીશ રાજ હીંદમાં સ્થપાયા પહેલાં દુનયાના બીજા દેશો સાથે હીંદી વેપાર ન ચાલતો અને વેપારી બનાવટોની એક બીજા વચ્ચે આપલે ન થતી એમ માનવું એ ઘણુંજ ભુલ ભરેલું છે. અત્યારે જેને આપણે હાલનો દેશપરદેશનો વેપાર કહીએ છીએ તે આજકાલ નવો ઉગી નીકળેલો છોડવો નથી. જાણીતા અર્થશાસ્ત્રીઓ તેનાં ઉંડાં મુળ શોધી કહાડીને જણાવે છે કે ઘણા જુના જમાનામાં પણ જુદી જુદી પ્રજાઓ અરસપરસ વેપાર ખેડતી હતી. સદીઓ આગમચ આ દેશમાં તેવો વેપાર ચાલતો હતો તેજ રીતે દેશપરદેશ વચેનો પ્રાથમીક વેપાર પણ ચાલતો હતો. મહાન ઇતીહાસવેતા અને મુસાફરોની સતાની રૂએ ઇતીહાસ આપણને જણાવે છે કે ત્રણ હજાર કરતાં પણ વધુ વરસો પહેલાં હીંદ એક બાજુથી અરબસ્તાન, ઇરાન અને એશીયા માઇનર, સીરીઆ, ઇજીપત અને ગ્રીસ તથા રોમ જેવા દુરના મુલક સાથે વેપાર ખેડતું હતું ત્યારે બીજા હાથ ઉપર જાવા, બોરનીઓ, ચીન અને જાપાન સાથે પણ તેનો વેપારી સંબંધ હતો. ઇતીહાસીક જમાનાથી તે બારમી સદીમાં વેનીશીયનો હીંદમાં આવયા ત્યાં સુધી તમે જાણો છો તેમ ઇતીહાસીક બારાગય

• અથવા હાલનું ભરૂચ એ હીંદના દેશપરદેશના વેપારનું એક મોટામાં મોટું અગત તું મથક હતું

## હીંદના જુદા જુદા પ્રાંતો વચેનો પુરાણા વખતનો મોટો વેપાર.

અતયારે જેમ પુરવ અને પશ્ચીમના વેપારનુ મુબઈ એ મોટું મથક છે તેમ પ્રાચીનકાળમા દેશપરદેશના વેપારનુ મથક ભરૂચ હતું. તેમ પ્રાચીનકાળમા વેપારી દુન યાની બાબતોને ધ્યાનમા લઇએ તો તે વખતે પણ ખરેખર વેપાર ઘણા મોટા પાયા ઉપર ચાલતો હતો. ખ્રીસ્તી સંવત શુરૂ થયો તયારે માત્ર રોમ ખાતેજ તયાથી આવતા માલના કરતા અહી ખાતેથી લગભગ દોઢ કરોડ રૂપયાનો વધારે માલ જતો હતો

"પેરીપ્લસ ઓફ ધી એરીથરીઅન સી" નામના પુસ્તકમા એક અજાણ્યા લેખકે તેના પાનાઓમા હીદી વેપારને લગતી જે ભરૂસાપાત્ર ખબરો આપી છે, અને જેને ખ્રીસ્તી સવતની શુરૂઆતમા જાતે આવેલા હીપપેલસે પાછળથી ટેકો આપી પુષ્ટી આપી છે, તેની યાદ કરવી આ સ્થળે નકામી લાગે છે. વળી આ દેશના પ્રાતો વચે જે ઉતમ પ્રકારનો વેપાર ચાલતો તેની યાદ કરવાની પણ જરૂર નથી. દરીયાપારના મુલકો ખાતે મોકલવાનો માલ જમીન યા નદી મારગે ભરૂચ અથવા કનીકટ ખાતે જતો હતો દેશની અંદરનો વેપાર પણ નદીમા તરતા હજારો હોડકા વડે ચાલતો હતો અને મહાન સીકદરને જયારે પેશાવરથી કરાચી ખાતે સીધુ નદી ઓળંગીને જવાનું હતુ જયારે તેણે તેવી સખયાબંધ હોડીઓ બનવી હતી.

## આપણા વેપારની તેજીની સાબેતીઓ.

૨૫૦૦ વરસની વાત ઉપર હીદમા જે વેપારી જુસ્સો હતો તેની સાહદત આપણને પેના પ્રખયાત બંગાળી વીદવાન મી૦ આર મુકરજીએ "હીદી દરયાઇ વેપારની તેજી" ને લગતી રચેની તવારીખ ઉપરથી મની આવે છે એ ઉપરાત પુરવ ચીન અને તીબેટથી પેશાવરની સરહદ સુધી અને તયાથી ઇરાન અને મેસોપોટે મીયા સુધીના વંજાર મારગોની બીસયાર હાલત એ સરહદની પેલી તરફના આપ ણા વેપારની તેજીની સાબેતી આપે છે.

પણ અરવાચીન કાળમા વેપારની ગમે એવી તેજી કા ન હોય તોપણ છેલ્લા ૫૦ વરસના વેપાર સાથે તેની સરખામણી કરી શકાશે નહી. હીંદમા બ્રીટીશ લોકોના દાખલ થવા પછી પ્રદેશી વેપાર બેશક મકકમપણે આગળ વધયો છે. શરૂઆતમાં તો વેપાર ઘણોજ ધીમેથી આગળ વધયો હતો હીદુસ્તાન તે વેળાએ રક્ષણ આપ નારી જગાત શુ છે તે જાણતું હતું નહીં પણ કુદરતી ધોરણપર તે પોતાનો વે-પાર ચલાવતું હતુ. જીદગીની મોજશોખની વસ્તુઓ નહી પેદા કરી શકતા અથવા તો ભારે ખરચે પેદા કરી શકતા દેશોને હીદ તેની વસ્તુઓ પુરી પાડતુ હતું. વળી બીજા હાથ ઉપર તે પોતાને માટે જોઇતી ચીજો આયાત કરતું હતુ. એવી રીતે દેશપ્રદેશનો વેપાર રચાયો હતો, અને તેની ખીલવણી થતી રહી

હતી. ખરી રીતે જોતાં તો એકેકની પેદાશની છુટથી અદલા બદલી થતી હતી. પણ ઇસ્ટ ઇંડીયા કંપનીનું રક્ષણ કરનારાઓએ એ બધું ફેરવી નાખ્યું હતું, જેનું પરીણામ એ આવયું હતું કે નફાકારક ઉદયોગો અને તેમાં ખાસ કરીને કેલીકોનો ઉદયોગ જરા જરા કરી નાશ પામયો હતો. હીંદના ઉદયોગ અને વેપારની આબાદીને મોટું નુકસાન પહોંચાડનારો આ મામલો લાંબો વખત ચાલુ રહયો. પણ આર્થીક સ્થીતીને નુકસાન કરનારી તે બાબત ઉપર આપણે હવે પરડો નાખીશું. એ વાતજ હમેશની કબરવાશ કરો. બ્રીટીશ વેપારમાં પડેલા અપક્ષપાત આસામીઓ હીંદીઓનીજ માફક આજે ખેદ બતાવે છે કે પેલા તદન આપ મત લબી વેપાર એક હાથ કરી બેઠેલાઓએ હીંદને મોટું નુકસાન કીધું હતું. લેન કેશીયરના હીંદ સાથના કાપડ વેપારના સંબંધમાં તો જુની રક્ષણ આપનારી રાજનીતીનો પજરાત હજુ ચાલુ છે. તેના દાખલા તરીકે આપણે હીંદી બના વટના માલ ઉપરની એકસાઇસ જગાત લઇશું, કે જે જગાત સને ૧૮૯૫ નાં વરસથી ઇંગલંડમાં સરકાર ઉપર લેનકેશાયરના કારખાનાવાળાઓએ એકપક્ષી અને આપમતલબી જગાતની રાજનીતીની રૂયે ફરજયાત ઠસાવી છે પણ છેલાં પચાશ વરસ થયાં હીંદે વેપાર અને ઉદયોગની આબાદીનું વધારે સારૂં પરોહયું જોયું છે, જે મુદતમાં દુનયાની જુની રૂઢીના વેપારમાં ભારે ફેરફારો થવા પામયા છે. નવેમબર ૧૮૬૯ માં ઉઘાડવામાં આવેલી સ્વેઝની નેહેર અને તે સાથે સ્ટીમ રોના વેહેવારને જે ભારે ગતી મળી છે તેને પરીણામે તે વરશની આગમચ ના ચાલતા વેપારમાં સદંતર ઉથલપાથલ થઇ ગઇ છે. તે પછી પશચીમના મુલ કોમાં રેલવેઓની થયલી ભારે ખીલવણી અને આ દેશમાં પણ તેવોજ થયલો મ હયમ વધારો જે નવા દેશપરદેશના વેપારના સંબધમાં હું હમણાજ બોલ્યો છું તેની ખીળવણીમાં પણ મોટો હીસ્સો આપનારાં થઇ પડયાં છે. આ રેલવેઓ અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટસમાંની રેલવેઓએ પ્રથમ ખેતીની પેદાશોને અને તે પછી બનાવવામાં આવેલા માલને એટલા બધા પ્રમાણમાં ગંજાવર ઉતેજન આપયું છે કે જે દુનયાના આરથીક ઇતીહાસમાં અસાધારણ છે. બીજા દેશોએ તેનો નકલ કીધી હતી. આજ સબબે લેનકેશીયર છેલા પચાશ વરસમાં પોતાના કાપડના વેપારમાં અને મીડલેંડ કાઉંટીઓ પોતાના લોખંડના માલમાં હરીફાઇ થઇ નહી શકે એવું ચઢયાતાપણું સ્થાપવાને સામર્થવાન થયાં છે. આ બંને ધયા ન ખેંચનારા બનાવોએ દેશ પરદેશો વચેના વેપારને એવા મારગમાં મોટે ભાગે દોરવયો છે, કે જેથી દુનયામાંનો દરેક સુધરેલો દેશ ચોકસ ખાસ જાતના માલો સસતામાં સસતા ભાવે બનાવવાને અને બીજા દેશોમાં તે વેચવાને સામર્થવાન થયા છે કે જેથી જે પેદાશો તેઓ પોતે સસતામાં બનાવી શકયા છે તેની બીજા દેશોના માલ સાથે તેઓ ફેરબદલી કરી શકે. છેલી અરધી સદીની આ સા માનય નજરે માલમ પડતી આર્થીક બીના છે કે જે ભારે દેશ પરદેશો વેચેના વેપાર આજે આપણે જોઇએ છીએ તેને તળય છે અને જેના વધારાની ઃમે કેટલાંક વરસ સુધી કાંઇ હરકત નડશે નહી.

## સાયનસની મદદથી ચલાવવામાં આવતા ઉદયોગોને પરીણામે વેપારની થતી ખીલવણી.

આ વેપાર ઉદયોગોને લાગુ પાડવામાં આવતાં સાયનસના ભારે વધારાથી વળી પાછી મદદ મળી છે. પેદાશમાં આને પરીણામે મોટો વધારો થવા પામયા છે અને જેમ સાયનસમા વધારો થાય છે અને હજી સુધી નહી જણાયલી તરેહ વાર બીજી ચીજોની પેદાશની નવી રઢીઓ સાયનસ ઉભી કરે છે તેમ દુનયાનો દેશ પરદેશનો વેપાર કુદકે ને ભુશકે આગળ વધતોજ રહેશે. દુનયાના વેપારના અર્થશાસ્ત્રના આ બહારના બનાવો છે, જેની હીંદના દેશપરદેશો સાથના વેપાર ઉપર લાભકારક અસર થવા પામે છે. આ વેપાર ઉપર હજી તેની પુરેપુરી અસર થવા પામી નથી, જયારે વેપાર અને ઉદયોગમાં પડેલા આપણા હીંદીઓ આ રાક્ષસી અસર કે જેથી આ દેશના વેપારી કીસમતને વધારે સારા રૂપમાં ધીમે ધીમે ફેરવે છે તે અસર હેઠળના મુખય નીયમ સમજવાને અતયાર સુધી નીશફળ નીવડયા છે. આથી આગલા વખતમાં જગાત અને વેપારની બાબતમાં અખતયાર કરવામાં આવેલી જગાતની રાજનીતીની ગમે એવી ખરાબ અસર થવા પામી હોય તે છતા હું તો જોઇને ખુશી છું કે ઉપર દરશાવેલા આ બધા બહારના બનાવો, કે જેને પરીણામે દુનયાના દેશપરદેશનો વેપાર હાલનાં ધોરણનો બનયો છે તે, દેશનું ગુપચુપ રીતે ભલું કરે છે. મારા કેટલાક ટીકાકારો વખતે કહે તેમ આ રીતની તકરારમાં બધું સારૂં જોવા તરફ હું ઘણો ઢળતો હોઉં. પણ છેલ્લાં પચાશ વરસના દુનયાના દેશપરદેશના વેપારની તવારીખના મારા અભયાસ ઉપરથી મારી મજબુત ખાતરી થઇ છે કે આપણા રાજકર્તાઓ સામાનય રીતે એવી રાજનીતી મુજબ ચાલે છે કે જે અવારનવાર જો કે ખેદકારક ભુલોરહીત હોતી નથી તે છતાં દેશને મોટી આર્થીક આબાદી તરફ દોરવશે એ ચોક્સ છે. અને આપણે મહાન અર્થશાસ્ત્રી દદલી નોર્થે બસોથી વધુ વરસ ઉપર નીચલો ધયાન ખેંચનારો સીધાંત રજુ કીધા હતો તેની પીછાન કરવાને હમેશાં કોશેશ કરવી જોઇએ: "વેપારના સંબંધમાં આખી દુનયા ફકત એક પ્રજા અથવા લોક જેવી છે અને તેમાં પ્રજાઓ આસામીઓ જેવી છે."

## કરજદારની સ્થીતીમાંથી નીકળી માગનારની સ્થીતીમાં મકકમ પણે આવતો હીંદનો મુલક.

આ દેશપરદેશના વેપારની એક અગતની અસર એ થાય છે કે દેશ કરજદારની સ્થીતીમાંથી નીકળી માગનારની હાલતમાં મકકમપણે આવતો જાય છે. છેલ્લાં થોડાં વરસ થયાં વેપારનું પાસું હીંદની કેટલી તરફેણમાં રહયું છે તેથી તમો સારી રીતે વાકેફ છો. બેશક લડાઇના સંજોગો, જે ફકત કામચલાઉ છે તેણે આ વાત કરતાં નીકાશમાં થતા વધારા ઉપર અંકોશ મેલ્યો છે. પણ લડાઇ પછી બધું પાછું ઠીક થઇ જશે તેમાં શક નથી.

## ખેતીને સરકાર કેવી રીતે મદદ કરી શકે?

વેપારી આબાદી ખીલવવી હોય તો ખેતીવાડીને લગતી અને ખનીજની ખીલવણી કરવી જોઇએ. અને આના સંબંધમાં હું ઘટતા ફેરફાર સાથે ઇજીપશીઅન ખેતીવાડીને લગતી બેંકના ધોરણ ઉપર અત્રે ખેતીવાડીને લગતી બેંક ખોલવા ઉપર ભાર મેલું છું. નામદાર સરકારે ખરેજ ઘણા ઉતસાહ સાથે છેલ્લા દાયકા દરમયાન ખેતીવાડીની સુધારણા તરફ ઘણી રીતે વધુ ધયાન આપયું છે અને તેણે તે ખાતે પોતાની મહેસુલનો એક સારો જેવો અંશ પણ ખરચ કીધો છે. છતાં હજી ઘણું કરવાનું છે અને તે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનાં ધોરણ મુજબ ચાલવાથી બની શકશે. ખેતીવાડીની સુધારણા માટે તે દેશ એક નમુનારૂપ છે અને અહીં જણાવવું જોઇએ કે નામદાર હીંદી સરકારે આ મોટો પ્રજાકીય હેતુ કે જે ઉપર દેશના ઉધારનો આધાર રહેલો છે તેને પાર ઉતારવા માટે વારસીક મહેસુલમાંથી વધુ મોટી રકમો ખરચવી. ખેતીવાડીની સુધારણા માટે ખરચેલો એકેએક રૂપીઓ પુરતો બદલો આપનાર છે. સરકારની ફરજ સંબંધી આટલું બોલી આપણે અટકશું.

## ખાનગી આસામીઓએ ખેતીને મદદ કરવાની જરૂર.

પણ રાજય કરતાં પણ વધુ યુનાઇટેડ સ્ટેટસમાં છે તેમ સંગીન ધોરણપર ખેતીવાડીને લગતાં ઉદયોગ અને આટલું સંગીન બંધારણ ખાનગી સાહસથી થવું જોઇએ. સરકાર બહુ તો મદદગાર બની શકે. આ રીતે વધુ પ્રયતનો કરી દેશનો ઉધાર કરવાની જોખમદારી પ્રજાના પોતા ઉપર રહેલી છે.

## દેશના ખનીજ પદારથોની ખીલવણી.

આ પણ જરૂરનું છે કે દેશનાં કીમતી ખનીજ સાધનો વધુ સંપાદન કરી તેનો સારો જેવો ઉપયોગ કરવો જોઇએ કે જે કામ ભુસ્તર વીદયાખાતાંના વડા તરીકે સર ટોમસ હોલેંડે બજાવી તેને ગતી આપી છે. નજદીકનાં ભવીશયમાં ખનીજ અને ધાતુ વીદયા તરફ મરહુમ મી૦ તાતા જેવા ઉભા થતાં સાહસીક નરોનુ ધયાન ખેંચાશે. આ લડાઇએ આપણને શીખવયું છે કે મજકુર પદારથો લડાઇ તેમજ સુલેહ જેવા બંને સમયમાં ઉપયોગી બની શકે તેમ છે.

## દેશને ખરો લાભ શાથી થાય?

છેવટે દેશમાંનો અને પરદેશો સાથનો વેપાર ઘણો આગળ વધયો હશે પણ તે કાંઇ લાખો ખેડુતોની આબાદી સુચવનારૂં નથી. તેમ તો જયારે હીંદી ખેતીવાડી પાકા આરથીક પાયા ઉપર મેલવામાં આવે તયારેજ બની શકે. આથી જેમ ખેતીવાડી સંબંધી તથા ખનીજ પદારથોને લગતી પેદાયશોની દેશમાંથી વધુ નીકાશ થાય અને ખેડુતો માટે સારો જેવો નફો થાય તેમ દેશને વધુ ફાયદો થવાનો સંભવ રહે છે. વેપારી કોંગ્રેસે આ મોટી નેમ ધયાનમાં રાખવાની છે, સાથે

તેજ વેળાએ હું આશા રાખું છું કે સાહસીક અને વેપારી વર્તીના હીંદીઓ બાહેર પડી પોતાનો એક વેપારી કાફલો ઉભા કરવાના અસંખ્ય લાભો ઉપર હવે વહેલીજ નેગાહ પુગાડશે. દેશના સમુદરપારના વેપારનો સીધો આધાર પરદેશી સ્ટીમરો ઉપરજ છે અને તેઓ નોલના દર મારફતે વરસોવરસ મોટી દોલત પર દેશ ઉપાડી જાય છે. વહાણો બાંધવાનો ઉદયોગ હીંદમાં નવો નથી અને આ વાત જાણીતી છે કે આગળા સમયે વેપારી અને કાફલા માટેનાં બારકસો બાંધવાનો ઉદયોગ મુંબઇમાં મચેલો હતો. વહાણો બાંધવાની કળા મજબુત પાયા ઉપર ફરીથી ખીલવા પામે તે ઘણું ઇચ્છવાજોગ છે કે જેથી આ દેશની વેપારી આબાદી વધે અને નામદાર સરકારને જરૂર વખતે તે મજબુતી આપનારી થઇ પડે છે. તે હેતુ પાર પાડવાને વેપારી કોનગ્રેસે મહેનત કરવી જોઇએ. હાલની તક ઘણી સારી છે. હાલની લડાઇએ અગાઉ કદી નહી જોવામાં આવેલી એવી આરથીક બાબતો રજુ કીધી છે. અર્થશાસ્ત્રીઓ તરફથી અગાઉ રજુ કરવામાં આવતી કેટલીક દલીલોને લડાઇએ ખોટી પાડી છે. આ વેપારી કોનગ્રેસ એવે વખતે જનમ પામી છે કે નામદાર સરકાર સનમુખ વેપારી, ઉદયોગીક અને આરથીક સવાલો રજુ કરવા માટે તમામ વેપારી અને વેહેવારૂ બુધીની જરૂર પડશે અને મને આશા રાખવા દીઓ કે ઉતસાહી કામ કરનારા આ તકનો લાભ લેશે અને દેશને લાભ થાય તેવી દીશા તરફ પોતાનું ધ્યાન દોરવે. ગ્રેટ બ્રીટનના દરયાઇ કાફલા કે જેણે વેપાર માટે અલગ રાજ્યોના સંબંધમાં દરીયો ખોલ્લો રાખયો છે તે કાફલા માટે હીંદને ઉંડી આભારની લાગણી દર્શાવવા વીના ચાલતું નથી. જો સર જોન જેલીકોની સરદારી નીચેના કાફલાએ હાલના જેવી સેવા બજાવી હોત નહી તો આ દેશના પરદેશી વેપારને કેટલો ધકો પહોંચતે તે કહી શકાતું નથી. આ લડાઇ દરમયાન બ્રીટીશ કાફલાએ બજાવેલી સેવા માટે આભારજ માનવાનો છે. ડેલીગેટોને ફરીથી આવકાર આપીને પ્રમુખ ચુંટી કહાડવાની અરજ કરૂં છું.

---

## પ્રમુખપદ માટેનો ઠરાવ.

લાલા હરકીશનલાલે તે પછી પ્રમુખ તરીકે ઓનરેબલ સર ફાઝલભાઇ કરીમભાઇ ઇબ્રાહીમને ચુંટી કહાડવાની દરખાસ્ત મુકતાં જણાવયું કે આજની કોંગ્રેસના પ્રમુખ ચુંટી કહાડવાનું તમને કહેવાનો મને મગરૂરીભર્યો હક મલ્યો છે. આપણે મહીનાઓ થયાં વર્તમાનપત્રોમાં વાંચયું છે અને ઘણે ઠેકાણેથી સાંભળ્યું છે કે તા૦ ૨૬ મી ડીસેમબર ૧૯૧૫ ને દીવસે મુંબઇમાં વેપારી કોંગ્રેસ સ્થપાવાની છે. સ્વાગત કમીટીના પ્રમુખ મી૦ વાચછાએ કહયું છે તેમ એ બાળકનો જનમ આજે થઇ ગયો છે. તેમણે કહયું છે તેમ એ બાળક શકતીવાલું છે અને તનદુરસ્ત છે અને તે ભવીશયમાં વેપારી હીત તરફ લક્ષ આપશે અને આપણને યોગય રીતે દોરવશે. આ બાળક માટે વહેવારૂ અનુભવી અને બુધીશાળી નર્સની જરૂર છે, અને ઓનરેબલ સર ફાઝલભાઇ કરીમભાઇ તે માટે યોગય નર્સ થઇ

પડશે અને તેથી આજે આપણે તેમને આજની કોંગ્રેસના પ્રમુખ તરીકે ચુંટી ક હાડીએ છીએ. સર ફાઝલભાઇ વીશે વધારે કહેવાની જરૂર નથી કારણકે હું હીંદના દુરના ભાગમાંથી આવું છું જયારે તમારામાંના ઘણા અત્રેના છો અને તમે તેમને વીશે સારી માહીતી ધરાવો છો. તેઓ મોટા વેપારી કુટુંબમાં જનમેલા છે. તેઓ અનેક મીલોના વડા છે. ચીન અને જાપાન સાથે તેમની પેઢી મોટો વેપાર ચલાવે છે. વડી ધારાસભામાં તેઓ હીંદી વેપારી હીત માટે લડત ચલાવે છે. તેઓ વેપારી બારીકી અને મુશ્કેલી સમજે છે. તેઓ એવા કુટુંબમાં જનમેલા છે કે જે હંમેશા ઉદાર અને સખાવતી છે. મને આશા છે કે આવા એક આગેવાનની સરદારી નીચે આપણી આ પહેલી કોંગ્રેસ ફતેહમંદ નીવડશે.

મી૦ વીદયાસાગર પંડયાએ ઉપલી દરખાસ્તને ટેકો આપતાં ઓનરેબલ સર ફાઝલભાઇએ મુંબઇની ધારાસભા, વડી ધારાસભા, મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન અને બીજી જાહેર સંસ્થાઓમાં બજાવેલી સેવાની સ્તુતી કરી જણાવ્યું કે તેઓ અનેક મીલોના ડીરેકટર છે, મુંબઇ બેંકના ડીરેકટર છે, લડાઇને લગતા મુંબઇ ઇલાકાના ફંડના સેક્રેટરી છે અને તાતા આયર્નને લગતી સંસ્થાઓના પણ એક ડીરેકટર છે. આવા ગ્રહસ્થની ચુંટણી યોગયજ થઇ પડશે.

તે પછી ઉપલી દરખાસ્ત તાલીઓના ગડગડાટ વચ્ચે પસાર થઇ હતી અને ઓનરેબલ મી૦ વાચ્છાએ તેમને પ્રમુખસ્થાન આપયું હતું.

---

## પ્રમુખ ઓનરેબલ સર ફાઝલભાઇ કરીમભાઇનું ભાષણ.

ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇએ પ્રમુખસ્થાનેથી નીચલું ભાષણ કર્યું હતું:—

ડેલીગેટ બંધુઓ,

હીંદી વેપારી કોનગ્રેસની પહેલી બેઠકના પ્રમુખ તરીકે મારી નેમણુંક કરી એ માટે હું તમારા બધાનો મોટો ઉપકારી થયો છું, જો કે એક કરતાં વધુ કારણોને લીધે મને લાગે છે કે તમારી ચર્ચા અને વીચારોનું પ્રમુખસ્થાન કોઇ વધુ લાયકાતવાળા માણસને આપવાનું તમે પસંદ કર્યું હોત. પ્રથમ તો, આવી કોનગ્રેસ ભરવાનો પહેલો વીચાર મુળ મેં હીંદી વેપારીઓની મંડળીની કમીટીને સુચવયો હતો. શરૂઆતથી તેના વધારા અને ખીલવણી માટે મેં મારો ફાળો આપયો છે અને આ બેઠક જેની વયવસ્થા સાથે મારો ઘાડો સંબંધ છે તેના પ્રમુખ તરીકે મારી ચુંટણી થાય તે મને ગમયું નથી. બીજું, વેપારી દુનીયા જેમાં ઘણા જાણીતા કેળવાયલા અને આગેવાન આસામીઓ છે તેમાં હું મને પોતાને નવો સમજું છું. આથી મને વસવસો ઉત્પન્ન થાય છે અને તમારા બધાની અત્રેની હાજરીથી અને મારી ખોડખાપણ ચલાવી લઇ મારી ફર્જ બજાવવામાં મને મદદ કરશો એવી માનયતાથી મને ટેકો મળયો છે.

## સર ફીરોઝશાહ અને મી૦ ગોખલેનાં મરણ માટે ખેદ.

લાખો માણસોના સુધારા વધારા માટેની આખા હીંદની નવી હીલચાલની સ્થાપના કરતી વેળા આપણા વીચારો સ્વભાવીક રીતે આપણા મહાન આગેવાનો તરફ વળે છે અને આપણે જોઇને દીલગીર છીયે કે ૧૨ મહીના જેટલી ટુંકી મુદતમાં આપણા બે આગેવાનો સર ફીરોઝશાહ મહેતા અને મી૦ ગોખલેને આપણે ગુમાવયા છે. તેમનાં મરણથી ખાલી પડેલી જગા પુરાવી મુશકેલ છે. જો કે તેઓ દરેક જુદા જુદા ક્ષેત્રમાં કામ કરતા હતા, જો કે આપણો અને તેમનો ધંધો જુદો હતો છતાં આપણને આ કોનગ્રેસના પહેલા સભાસદોને શાંતીભર્યા સુધારા વધારાના સામાનય હેતુ માટે સુસ્તપણે કામ કરનારા આ બે જાણીતા નરોનાં મરણ માટે મોટી દીલગીરી જાહેર કર્યા વગર ચાલી શકતું નથી. આપણી ખોટ બેવડી સાંસારીક આફતથી વધુ તીક્ષણ છે કારણ આપણને તે ખોટ અગાઉ ન જણાયલી એવી મોટી ભયંકર લડાઇની વચચે માલુમ પડી છે કે જયારે અનુભવી માણસોની ડહાપણભરી સલાહની ઘણીજ જરૂર છે. તો પણ જો કે તેમની રાહબરીની આપણને જયારે ઘણી જરૂર હતી તયારે તે મળશે નહી, છતાં બીજું એવું ઘણું છે કે જે માટે આપણે ઉપકાર માનવાનો છે. લોર્ડ હાર્ડીંજના ઓદાની મુદતમાં વધારો થવાથી ડહાપણભર્યો અને રાજદવારી કુનેહવાળો કારોબાર જે આપણે ભોગવીએ છીયે તે મળયો છે અને તે બક્ષેશ માટે આપણે મોટા આભારી થયા છીયે. તે ઉપરાંત આપણે આજે અત્રે શાંતીભરી રીતે આ કોનગ્રેસ ભરી શકયા છીયે તે બ્રીટીશ વાવટા નીચે આપણે જે હકો ભોગવીએ છીએ તેનો જાણવાજોગ પુરાવો છે. અજીત દરીયાઇ કાફલો દરીયાપર હકુમત ચલાવે છે, આપણા કીનારાઓનું રક્ષણ કરે છે, અને આપણા વેપાર માટે દુનીયાના માર્ગ ખુલ્લા રાખે છે. આ પ્રમાણે જયારે અર્ધ ઉપરની દુનીયા લડાઈમાં રોકાયલી છે ત્યારે આપણે આપણો દરરોજનો વહેવાર શાંતી અને સલામતથી ચલાવી શકીએ છીયે અને આ દેશની વેપારી આબાદી હીંદ બ્રીટીશ શાહનશાહતનો વડો ભાગીયો થાય તેવી રીતે કેમ વધારી શકાય તે વીશે વીચાર કરવાને અત્રે આપણે ભેગા મળવાને શકતીવાન થયા છીયે.

## અઇકયતા માટેનો આપણો પ્રયાસ.

આજે આપણે અસાધારણ સંકટ વચચે ભેગા મળયા છીયે અને આપણો મેળાવડો હીંદના ઇતીહાસમાં અપુર્વ છે એવું વાજબી રીતે કહી શકાય એવું હું ધારું છું. અહીં નાત જાતના તફાવત નથી પણ અત્રે સામાનય તખ્તાપર જુદી જુદી કોમ અને જાતવાળાઓ ભેગા થઇ શકે છે. વેપારી અઇકયતા સ્થાપવાના આ પ્રયત્નમાં આપણે કદાચીત હીંદની અંતીમ રાજદવારી અઇકયતાની તઇયારી કરતા હોઇયે. અહીં આપણે આપણા સામાનય સવાલોપર વીચાર ચલાવી ચર્ચા ચલાવવાના છીયે અને આપણી સામાનય ફરીયાદો નામદાર શાહનશાહની સરકાર જેને આપણે યોગ્ય રીતે પ્રજાકીય સરકાર કહી શકીયે તેની

સનમુખ રજુ કરીશું. બ્રીટીશ રાજયની એકત્ર કરવાની અસર લાંબા વખતથી આ દેશમાં માલુમ પડી છે અને તે આજથી તે ૩૦ વર્ષ પછી જે મેળાવડો જેને સ્વાગત મંડળના પ્રમુખે વાજબી રીતે મોટો મેળાવડો- કહયો છે તેમાં પહેલી માલુમ પડી હતી. આથી આપણી કોનગ્રેસ સરકારે હીંદના લાભ માટે સઘળી કોમ અને વર્ગના લોકોને ધીમે ધીમે અઇકયતાની પીછાન કરવાની રીતને જે રીતે મદદ કરી છે તેની ખીલવણી છે.

## આપણા દેશનો જુનો વેપારી ઇતીહાસ.

આપણા દેશના વેપારી ઇતીહાસ વીશે વીચાર કર્યા વગર કોઇપણ માણસ આવી મોટી સભા સનમુખ બોલી શકે નહી અને હીંદી વેપારમાં છેલ્લી થોડી સદીઓમાં જે વધારો થયો છે અને ધંધા તથા નાણાંને લગતી રીતમાં જે ફેરફાર થયો છે તે વીશે હું વીચાર કરૂં છું, ત્યારે હું લગભગ શાંત થઇ જાઉં છું. જુદા જુદા વખતો સાથે સરખામણી કરવાનું અને હીંદી વેપારને લગતી માહીતી અસલના વખતથી મેળવવાનું કામ મુશકેલ છે અને અત્યાર સુધી કોઇએ તેમ કરવાનો પ્રયત્ન કરેલો ન હોવાથી તે વધુ મુશકેલ બનયું છે. શુરૂઆતનો જમાનો જે પણ દેશ માટે ઝળકતો અને ઉજવળ હતો તે વીશે આપણે જે જાણીયે છીયે તે યુરોપીઅન ઇતીહાસકારોએ લખેલી થોડીક ચોપડીઓમાંનું છે. અસલની દુનીયાની સુધરેલી પ્રજાઓમાં હીંદ છુટોછવાયો સુધારા વધારા વગરનો દેશ ન હતો તે માત્ર દંતકથા નહી પણ ઇતીહાસીક વાત છે. તેનો પરદેશ સાથેનો વેપાર મોટો હતો. તેનાં વહાણો એવાં હતાં કે તે દુનીયાના તે વેળા જણાયલા દુરના પ્રદેશોમાં દેશનો માલ લઇ જતાં હતાં. તે વેપાર જો કે મોટો હતો, છતાં જયારે આજે આપણે તેને હીંદી સરકાર તરફથી પ્રગટ થતાં વેપારી રીપોર્ટમાંના આંકડા સાથે સરખાવીએ છીએ તયારે તે વેપાર નજીવો માલુમ પડે છે. અને તે વેળાનો વહાણનો ઉદયોગ જો કે મોટો હતો, છતાં આપણા બંદરોમાંથી હાલમાં સંખયાબંધ ટનોનો વેપાર ચાલે છે તે સાથે સરખાવતાં નહી જેવો હોવો જોઇએ. એક દીલગીરીની બીના એ છે કે તે વેળા વહાણો આપણાં હતાં જયારે હાલમાં તે આપણાં નથી. જયારે આપણે માલ લાવવા લઇ જવાનો ધંધો ગુમાવયો છે તયારે મુંબઇ વહાણો બાંધવાના દુનીયાના અગતયના મથકનું આગલું સ્થાન મેળવશે એવી ભાગયેજ આશા રાખી શકાય.

## છેલ્લી ત્રણ સદીમાં હીંદના વેપારમાં થયલો વધારો.

છેલ્લી ત્રણ સદીમાં હીંદના વેપારે કેવી મોટી ફલંગો મારી છે અને જે ખાસ કરીને ગ્રેટબ્રીટન સાથે મારી છે તે હું અત્રે થોડાક આંકડા આપું છું તે પરથી જોઇ શકાશે. હાલના વખતમાં હીંદી વેપારને લગતા આંકડા જે બહુ પુહ્રાળા પાયામાં પ્રગટ થાય છે તે વીશે સઘળા માહીતગાર છો. સને ૧૬૨૫ માં આવા આંકડા આપવામાં આવતા હતા તે

જાણવું અગતયનું થઇ પડશે. તે વર્ષમાં આમની સભાના હુકમ મુજબ ઇસ્ટ ઇંડીઝ સાથેના આવક અને નીકાશના આંકડા તા૦ ૨૦ મી માર્ચ ૧૬૨૦ થી તા૦ ૨૫ મી માર્ચ ૧૬૨૪ સુધીના પ્રગટ કરવામાં આવયા હતા. તે પરથી સને ૧૬૨૦ થી ૧૬૨૩ સુધીનાં વર્ષોમાં કુલે નીકાશ નીચે પ્રમાણે હતી તે માલુમ પડે છે:—

કુલે નીકાશ પાઉંડ ૨,૦૫,૭૧૦ નગડી, પાઉંડ ૫૮,૮૦૬ નો માલ, પાઉંડ ૨,૬૪,૫૧૬.

ઇંગલંડમાં થયલી નીકાશ નીચે પ્રમાણે હતીઃ—

| | | |
|---|---|---|
| ૧૬૨૦ ... ... ... ... | પાઉંડ | ૧,૦૮,૮૮૭ |
| ૧૬૨૬ ... ... ... ... | ,, | ૯૪,૪૬૪ |
| ૧૬૨૨ ... ... ... ... | ,, | ૩,૮૯,૫૦૦. |
| ૧૬૨૩ ... ... ... ... | ,, | ૫,૮૨,૫૯૩ |

સને ૧૬૮૦—૮૧ માં ગ્રેટ બ્રીટનથી હીંદમાં ૩,૪૬,૨૧૩ પાઉંડનો માલ નીકાશ થયો હતો. સને ૧૭૧૦—૧૧ માં તે ૨૦૦,૫૧૫ પાઉંડ જેટલો હતો. તે વર્ષમાં નગડીની નીકાશ ૩,૭૫,૪૦૫ પાઉંડ અને હીંદમાંથી ઇંગલંડમાં આયાત થયલા માલની કીમત ૪,૯૬,૫૩૨ પાઉંડની હતી. સને ૧૮૦૧—૦૨ માં પરદેશ ખાતેથી મુંબઇમાં રૂ. ૭૨,૩૧,૯૭૭ નો માલ આયાત થયો હતો જ્યારે હીંદી માલ અને બનાવટની નીકાશ રૂ. ૭૨,૩૮૬ ની કીમતની હતી. જ્યારે આપણે સને ૧૮૦૧ થી ૧૯૦૧ સુધીની એક સદીનો કુદકો મારીએ તયારે આપણે જોઇએ છીએ કે પરદેશી વેપાર હીંદમાં તદન સારી સ્થીતીમાં જામી ગયો છે અને અત્રે લાંબા વખતથી ઝળકતી રીતે ફતેહમંદ થયો છે. મુંબઇ, કરાંચી, અને કલકતાનાં બંદરો પુરે પુરી રીતે ખીલેલાં અને કરોડો રૂપીયાનો પરદેશ સાથે વેપાર ચલાવતો આપણુને માલમ પડે છે, અને તેમની કુલે આયાત રૂ ૫,૦૦ ૯૦,૦૦૦ પાંઉડની અને કુલે નીકાશ ૭,૫૫,૦૪,૦૦૦ પાઉંડની હતી. હાલના વખતપર આવતાં જોઇએ છીએ કે તેજ આગળ વધતી હીલચાલ ચાલુ રહી છે અને ગયા માર્ચ મહીનામાં પુરાં થયલાં સરકારી વર્ષની આયાત અને નીકાશ નીચે પ્રમાણે હતીઃ—

આયાત રૂ. ૧૪,૪૯૩ લાખની અને નીકાશ રૂ ૧૮,૧૨૭ લાખની, કુલે રૂ. ૩૨,૭૧૦ લાખનો વેપાર. તમારે યાદ રાખવું જોઇયે કે આ લડાઇના વખતના આંકડા છે અને તેનાપર લડાઇની અસર થઇ છે.

## વેપારની એજંસીઓની ખીલવણી.

ઇંગલંડ સાથેનો આપણો વેપાર ૧૭ મી સદીની શરૂઆતમાં શરૂ થયો તયારે વર્ષમાં લગભગ ૬ વહાણો જતાં આવતાં હતાં અને તેમાં પુરતો માલ આવતો હતો. વહાણોની સંખયા અને કદ ધીમે ધીમે વધતાં ગયાં, જુની ઢબને બદલે ક

ઓફ ધી ચેમબર્સ ઓફ કોમર્સના હેતુઓ અને બંધારણનો આપણે નમુનો લીધો છે. આવી મદદનીશ સંસ્થાઓ કુદરતી રીતે સારી રીતે ખીલતી જાય છે. ભવી ષયમાં એવો વખત આવે કે જેમ સઘળા માસ્તર કોટન સ્પીનસ અને મેનયુ ફેકચરીંગ એસોસીએશનોએ પોતાનું દેશપરદેશનું ફેડરેશન સ્થાપયું છે તેમ દુન્યાની ચેમ્બર્સ ઓફ કોમર્સનું દેશપરદેશનું ફેડરેશન સ્થપાય. જેમ આવતી શાહનશાહી કાનફરનસમાં હીંદના પ્રતીનીધીને સ્થાન મળવાની આપણે આશા રાખીએ છીયે તેમ તે ફેડરેશનમાં પણ હીંદને સ્થાન મળવું જોઇયે. આ દીશામાં અત્યાર અગાઉના અખતરા થઇ ચુકયા છે. લંડનની ચેમબર ઓફ કોમર્સે બ્રીટીશ શાહનશાહતની ચેમ્બર્સ ઓફ કોમર્સની કોનગ્રેસ સ્થાપી છે. આથી આપણે કંઇ ઘણા જલદીથી આ કોનગ્રેસ ભરી એસોશીયેટેડ ઇનડીયન ચેમ્બર ઓફ કોમર્સ સ્થાપતા નથી.

## દેશના ઉદ્યોગની ખીલવણી કરવામાં હીંદી સરકારને વેપારી ચેમબરનો મળવો જોઇતો ટેકો.

ભાઇબંધ ડેલીગેટો, એકત્ર વેપારી ચેમબરની જરૂર જે બધી વેળા મોટી છે તે હીંદની હાલની રાજદવારી તથા આર્થીક સ્થીતી વેળા તદન અવશયની થઇ પડે છે. જાહેર પ્રજામત સરકારને પગલું ભરવાની ફરજ પાડવા જેવું બળવંત એ કલું સાથે મળવા તથા એકત્ર થવાથીજ બની શકશે. આપણો કાંઈ સ્વરાજ ભોગ વતો દેશ નથી અને કોઇ પણ રીતે લોકોનો અવાજ સતાવાળાઓની રાજ નીતી અને પગલાં ઉપર અસર કરવા જેટલો એકત્ર અને મજબુત બનવો જોઇએ. એક હાથ નીચેનાં રાજયની રઇયત કુદરતીજ ગંભીર ગેરલાભ હેઠળ રહે છે. જયાં સુધી સરકાર, જુસ્સા, આચાર વીચાર અને ઓધ્ધેદારોના સંબંધમાં પ્રજાકીય હોય નહી તથા જયાંસુધી તે પોતાનાં બંધારણ અને પરદેશી ગુણને પરીણામે સ્વદેશથી ઓછું વધતું અલગ છે, તયાં સુધી દેશ તરફની પોતાની બધી ભલી લાગણી અને તેઓનું સુખ સગવડ વધારવાની બનતી કાળજી છતાં તે કાંઇ નહી તો લોકોની લાગણી અને ખરી જરૂરીયાતથી બીનવાકેફ તો રહેવી જોઇએ. જયારે સરકાર રાજકરતી પ્રજાની બળવંત અસર હેઠળ હોય, કે જે પ્રજાના કોઇ વેળા સામસામી અથડતા લાભો આવેલા હોય અને તે અસરકારક વેપારી અને ઉદયોગી બંધારણ ધરાવતું હોય, કે જે તે લાગવગને શરણ થયા વગર નહી રહેવાય એવું બનાવે તયારે મુશકેલીમાં મોટો વધારો થવા પામે છે. આ સામાનય રીતે જણાયલી વાત છે કે એકલા હીંદી લાભો ઉપર નજર રાખીને પોતાની વેપાર અને ઉદયોગની રાજ નીતી ઘડવાને હીંદી સરકાર અશકત છે. બ્રીટીશ કારખાનાવાળા તથા વેપારીઓ પાર્લામેંટ મારેના મતો ધરાવે છે કે જેનો સર્વેથી સરસ લાભ કેમ લેવો તે તેઓ બરા બર સમજે છે અને તેથી તેઓ મામલા ઉપર કાબુ ધરાવે છે. પરીણામે હીંદી સર કારને ઘણી વેળા પોતાને અણગમતી તથા લોકોના લાભને નુકસાનકારક થઇ પડે એવી રાજનીતી અખતયાર કરવી પડે છે. તેનો એમાં સ્વતંત્ર હાથ રહેતો નથી.

જગાત સંબંધી બાબતોમાં તો તે વેહેવારૂ રીતે લાચાર છે. દાખલા તરીકે, મેહેસુલના લાભને માટે વતીક હીંદમાં બનાવવામાં આવેલી ચીજો આયાત થયલા માલ સાથે હરીફાઇમાં ઉતરતી હોય કે નહી તે છતાં બીજા સાથે બ્રીટીશ બનાવ તના માલ ઉપર જગાત નાંખી શકાય નહી, સીવાય કે તેનો ખંગ વાળવા માટે તેને મળતી એક્ષાઇઝ જગાત હીંદી માલ ઉપર નાખવામાં આવે. વળી આપણે હાલમાં એવો ખેદકારક મામલો જોયો છે કે એક મજબુત બ્રીટીશ સીનડીકેટે સીમીટની બનાવટનો એક હાથ ઇજારો આપણી પ્રાંતીક સરકારો પાસેથી મેળ વવાની કોશેશ કીધી હતી. એવા સંખ્યાબંધ દાખલાઓ આપવાનું ફોકટનું છે. હાલના મામલાનો અગતનો બનાવ એ છે કે હીંદી સરકારમાં ઉદ્યોગ અને વે પારી બાબતોમાં ખરો માર્ગ લેવાની ખાહેશની કોતાહી જોવામાં આવતી નથી પણ પોતાને હાથે પગલાં ભરવા તથા કામ લેવાનું છુટાપણું તે ભોગવતી નથી. આપણે આ દેશના લોકોએ તે સબબે તેના હાથ મજબુત કરવા માટે આપણાથી બનતું કરવું જોઇએ છે, અને આપણો ટેકો અસરકારક બનાવવા માટે એકભેગી હીંદી વેપારી ચેમબર અને ચોક્કસ મુદતે મળતી રહેતી વેપારી કોનગ્રેસોની જરૂર છે.

## વેપાર ઉદ્યોગના સંબંધમાં હીંદી સરકારના મોકળા રહેવા જોઇતા હાથ.

લડાઇને સબબે આપણે મતફેરવાળી બાબતો ઉપર વીવેચન કરી શકતા નથી પણ રાજેતાની સ્થીતી ઉપર આપણે પાછા આવતાં હીંદી વેપાર ઉદ્યોગના પેહેલા અગતના લાભના જે સવાલોનો નીર્ણય થવાનો રહયો છે તેની ઉપરટપકેની તપાસ ઉપરથી પણ આ બીના વીચારવંત પ્રજા જોઇ શકશે કે આ વરસે કોનગ્રે સમાં ભેગા મળવાનો અમારો ઠરાવ કેવો ડહાપણ ભરેલો છે. બ્રીટીશ વર્તમાન પત્રોના જોખમદાર વીભાગ અને બ્રીટીશ જોખમદાર રાજદવારીઓ તરફથી આ વાત ઉપરાઉપરી સતાવાર રીતે જાહેર કરવામાં આવી છે કે હીંદે લડાઇમાં જે બહાદુરીથી અને દીલોજાનીથી ભાગ લીધો છે તેની લડાઇની આખે રીએ પીછાન થવા વગર રહી શકે નહી. આ મહાન દેશની સ્થીતીમાં નજદીકનાં ભવીષમાં ધરખમ સુધારો થવાની આપણે સારી વકી રાખી શકયે, પણ આપણે આ ખુલું કરવું જોઇએ કે વેપાર તથા ઉદ્યોગના સંબંધમાં હીંદી સરકારના હાથ મોકળા રહે તે કરતાં વધુ આવકાર દાયક અથવા વધુ જરૂરનો કોઇ પણ સુધારો હોઇ શકે નહી. હીંદ લડાઇ વેળા જે મદદે આવયું છે તે ઉપર બોલતાં "સ્ટેટીસ્ટે" તા૰ ૨૩ મી અકટોબરના પોતાના અંકમાં નીચે મુજબ જણાવયું હતું:—"એક મહાન પ્રજાની વફાદારી અને જાહેર જુસ્સો એક ઘણી મોટી અસકયામત ગણાય. આપણે ઘણીજ દીલોજાન ઉમેદ દરશાવીશું કે અસકયામતની મોટાઇની કદર આપણે ખાલી મોઢે બોલ વાથી નહી પણ લોકોનાં ભલાં માટેની આપણી કોશેશો વધારીને અને દરેક

દીશાએ આબાદી અને દોલતના નવા માર્ગો ખુલા કરીને બુદ્ધીશુ બધીમધ સરકારો ઘણુ કરી શકે પણ કોઇબી ઠેકાણે સરકાર હીંદમાંના કરતા વધુ કરી શકે નહી '

## " વેપાર ઉદ્યોગમાં આપણને સ્વરાજ જોઇએ છે."

ઉપલી વાત ખરી છે પણ હીંદી સરકારના હાથ લોકોના પ્રતીનીધીઓ સાથે મસલત ચલાવયા પછી શેહેનશાહી સરકાર કે હીંદી પ્રધાન તરફથી હરકત થવા વગર દેશના ઉતમ લાભ. માટે જે સર્વેથી સન્સ લાગે તે રાજનીતી અખત્યાર કરવા માટે મોકળા રેહેવા જોઇએ વેપાર ઉદયોગ અને જગાતને લગતી બાબતોના સબધમા સઘળા સુધારાઓ આ સ્વતંત્રતા સાથે શરૂ થવા જોઇએ ટુકમા કહીયે તો આપણને વેપાર ઉદયોગમા સ્વરાજ જોઇએ છે હીંદી પ્રજામતે અજબ જેવી અઇકયતા લેશ અને ખતથી હીંદી પ્રજા માટે પોતાના વીચારો એ બાબે દર શાવયા છે અને હીંદને જગાતની સ્વતંત્રતા આપવાનુ કામ ખાલી ઇનસાફી સીવાય બીજુ કાઇ ગણાશે નહી આ બ્રીટનના રાજદ્વારી લાભોને કોઇ પણ રીતે અસવલ આવ્યા વગર બજાવી શકાશે એકત્ર હીંદી વેપારી ચેમ્બર આગળ તાકીદના કામનુ ભારે પ્રોગ્રામ રહેશે અને જગાતની સ્વતંત્રતા માટે આ ખું વરસ કામ કરવુ જોઇયે આ સ્વતંત્રતા વગર આપણી વેપારી આબાદી ગમે એવી દમામદાર હોય તે છતા ધરખમ અને મકમ પાયા વગરની રહેશે એક નીયમ તરીકે અને ખરી રીતે આપણી રાજનીતી તોડી પાડી નહી શકાય તેવી છે

## વધારાના કર નાખવાનો વખત આવતા જગાત ઉપર પેહેલુ આપવુ જોઇતુ ધયાન.

આપણા પ્રોગ્રામમા બીજી મીના કે જેની ઉપર આપણે આપણુ બધુ ધયાન રોકવુ જોઇએ છે તે જગાતના દરોનો સવાલ છે લડાઇએ જે બોજો હીંદની જાહેર તીજોરીઓ ઉપર નાખયો છે, અને એ નાણા જલદીથી મેળવવાની જરૂર છે તે આ સવાલને રાબેતાની કરતા વધુ અગત આપે છે વધારાના કરની કોઇપણ યોજનામાં–જો લડાઇ ઉથ્યોકનાર વધુ ચાનુ રહેશે તો તે નખાવાની વગ્ય રહેશે–જગાતનો સવાલ અગતનીજ નહી પણ અગત્યની જગયા રોકશે અને તે રોકવીજ જોઇએ એકાદ બે અપવાદ સીવાય બધા દેશોમા આ જગાત મેહેસુલનુ સરવેથી મોટી પેદાશનાુ સાધન થઇ પડે છે પણ હીંદમા આ સાધનનો પુરતો ઉપયોગ કરવામા આવ્યો નથી છુટાપણાની કે રક્ષણ આપનારી રાજનીતી આયદે દાખલ થવા પામે તોપણ આ વાતમા તો કાઇ શક નથી કે સરકારની વધતી જતી જરૂરીયાતોને પરીણામે જગાતના ધાવના દરોમા સભાળ ભરેલો ફેરફાર કરવાની જરૂર છે જગાતની બાબતમા હીંદી વેપારી આલમનો અભીપ્રાય ફાવવો જોઇએ, અને એકત્ર હીંદી વેપારી ચેમ્બરનુ એ કામ રહેશે કે તેના જેવુ મંડળ જોખમદાર જે વજન અને જોશ ધરાવી શકે તે બધાનો ઉપયોગ કરી સરકારના ધયાન ,ઉપર એ અગત ઠસાવવી

## દેશના વેહેવારની ખીલવણીની જરૂર.

બીજી બાબતોના જુમખા એટલે કે ખુદ દેશમાં અને દર્યામાં વેહેવારની સવળતા વીશે એકત્ર વેપારી ચેમબરને અગતનું કામ બજાવવાનું છે. આ જરૂરી વાતોની પુરેપુરી જરૂર છે એવી ટીકાનું વાજબીપણું દરશાવવાની કાંઇ જરૂર નથી. એકલો સવાલ એ છે કે એ કામ સરસ રીતે કેમ બજાવી શકાય? ભારે માલ ની લાવ લઇજાના સંબંધમાં સવળતા કરવાના ત્રણ મુખય સવાલો ઉપર આપણું બધું ધયાન રોકાવું જોઇએ. દેશપરદેશના વેપારના સંબંધમાં અગતની શરતો ઝડપી વેહેવાર અને ઓછાં નુરનો છે. પેહેલાં માટે આપણને ફરયાદ કરવાનો ઝાઝો સબબ નથી પણ હાલના દરો જો કે સદંતર ઘણા ઉંચા નથી પણ તે છતાં ખીજા સાથે સરખામણી કરતાં હીંદી વેપારની જરૂરીયાતો સાથે બંધબેસતા થાય તે કરતાં વધુ ઉંચા છે. દેશના માહેલા ભાગમાં બીજા બધા ધ્લાજોની આગમચ આપણા જળ માર્ગના અને રેલવેના વેહેવારમાં સુધારો કરવાનું કામ પેહેલાં હાથ ધરવું જોઇએ છે. પેહેલાના સંબંધમાં દેશ પછાત હાલતમાં છે. જળના સાધનોની ખીલવણી ઘણી અધુરી છે ખરૂ જોતાં કેટલીક બાબતોમાં આપણે પછાત પડતા જઇએ છીયે. જે ખાડીઓ આગળ ભારે માલ સવળતાથી સસતામાં લઇ જવા માટે કામમાં આવતી હતી તે સદંતર પુરાઇ ગઇ છે અથવા તો જંગલી પાલાથી બંધ થઇ ગઇ છે. અને તેઓનાં મુખો નડતરથી પુરાઇ ગયાં છે. રેલવેના ઝડપથી કરવામાં આવેલા વધારાને સબબે પણ જળમાર્ગ તરફ બેપરવાહી બતાવવામાં આવી છે. દેશની નદીની સ્થીતીને આગલી હાલતમાં લાવવા માટે કાંઇ ગંભીર કોશેશ હજી સુધી કરવામાં આવી નથી. તેનું પરીણામ એ આવયું છે કે આપણે હાલમાં સંખયાબંધ સ્થીર પાણીના ખાબોચીયા અને પાણીથી ભરાઇ રહેલી છાલકી જમીનો જોઇએ છે કે જે મેલેરીયા અને બીજા રોગો ઉતપન કરનારાં જંતુઓ ઉછેરવાની જગયાઓ થઇ પડી છે. દેશનું ફાજલ પાણી નીકળી જવાનો માર્ગ એ રીતે બંધ થતો જાય છે. નદી નાળાંઓનો સુધારો કરવાથી આ ફાજલ પાણી કહાડી નાખવાનું બનશે અને ભારે માલની લાવ લઇજાની ચપળતા થશે, એટલુંજ નહી પણ નેહેરો બનાવી શકાશે, કે જે પાકોને પાણી ઘણાજ ઓછા ખરચે પાવા માટે કામે લાગશે. સુધારેલી નેહેરોને પરીણામે ખેતીની પેદાશ વધશે, તેને પરીણામે આપણે નીકાશ વેપાર વધશે, અને ખેડુતોની માલ ખપાવવાની શકતી વધશે, જેથી કારખાનાઓમાં પછી સ્વદેશી કે પરદેશીમાં બનાવવામાં આવેલા માલનો વધુ ખપ તેઓ કરી શકશે.

## નવી રેલ્વેઓ બાંધવા કરતાં જુની રેલ્વેઓમાં સુધારો કરવા ઉપર વધુ ધ્યાન આપવાની જરૂર.

રેલ્વેઓની ખીલવણીના સંબંધમાં ઘણી ચોંપ રાખી કામ લેવાની જરૂર છે. તેનો વધારોજ ફક્ત એકલો સવાલ નથી. મોટી જરૂર સુધારાની છે, અને તેથી સરકારે રેલ્વેના વધારા કરતાં સુધારા ઉપર દર વરસ વધુ રકમ રોકવાનો ઘટતોજ

માર્ગ લીધો છે. હાલની સડકો ઉપર જોઇતા સુધારા પુરેપુરા કરવામાં આવે તે આગમચ નવી રેલ્વે બાંધવાની કોઇ મોટી યોજના હાથમાં ધરવાનાં કામનું ડહાપણ શકમંદ ધણાશે. હાલમાં જે મામલો જોવામાં આવે છે તે જોતાં સસ્તા તેમજ ઝડપી વેહેવારના સંબંધમાં હાલની રેલ્વેઓ ખામી ભરેલી છે. રેલ્વેના દરો એવી રીતે નકી કરવામાં આવયા છે કે જેથી તે પ્રાંત પ્રાંતો અને જીલા જીલાઓ વચે મોકલવામાં આવતા માલ કરતાં પરદેશ જતા તથા તયાંથી આવતા માલ માટે દરો વધારે સસતા પડે છે. આ બાબતના સંબંધમાં તેમજ રેલ્વે રીસ્ક નોટો બી. અને એચ. ના ફોર્મને લગતી વેપારીઓની લાંબા વખતની ફર્યાદના સંબંધમાં તમો સનમુખ ઠરાવો રજુ કરવામાં આવનાર છે, કે જે ફોર્મોથી વેપારીઓ ઉપર ઘણી સખતાઇ ગુજરે છે. રેલ્વેઓ જાહેર પ્રજાનો માલ લાવ લઇજા કરનારાં સાધનો છે અને તેઓની પેહેલી ફરજ એ છે કે તેઓની ગફલતી કે તેઓના નોકરોની જે કસુરથી નુકસાન જાય તે વેપારીઓને ભરી આપવું. તેઓ જો વધુ જોખમદારીઓ પોતાને માથે ઓઢી લેશે તો તેને પરીણામે તેઓ વધુ વેહેવાર મેળવશે, કારણ કે તેથી વેપારી કોમ તેઓમાં વીશ્વાસ ધરાવશે. રેલવે કારોબારના આ સવલો ઉપરાંત રેલવેનાં નાણાંના કારોબારનો સવાલ રહેલો છે. રેલવે લોનો ઇંગલંડમાં ઉભી કરવામાં આવે છે અને આપણી લાંબા વખતની માંગણી છે કે રેલવેની રૂપયાથી લોનો હીંદી પ્રજા માટે ખુલ્લી મુકવી. આ મોટો ફેરફાર કરવાની અને આ દેશની રેલવેની ખીલવણીમાં પોતાનો હીસ્સો આપવાને હીંદી પ્રજાને સામર્થ્યવાન કરવાની હાલમાં સારી તક છે, કારણકે ઇંગલંડ ઉપર પોતાની નાણાં સંબંધી જરૂરીયાતોનું એટલું દબાણ છે કે હાલમાં ઇંગલંડ હીંદ કે સંસ્થાનની લોનો ઉપર ઝાઝું ધયાન આપી શકશે નહી.

## શાખા રેલવેઓની ખીલવણી સામે નાખવામાં આવતી નડતર.

રેલવે સવળતાઓના વધારા સાથે શાખા રેલવેઓના વધારાનો અગતનો સવાલ સંબંધ ધરાવે છે. આ રેલવેઓનો ઝડપી વધારો જલદીથી થવાની જરૂર ખુલી છે અને જે લોકો વધુ મુખય રેલવેઓ બાંધવાનું કામ વખોડી કહાડે છે તેઓ વટીક શાખા રેલવેઓ વધુ ઝડપથી બાંધવાની હેમાયત કરે છે. આસપાસના વીસ્તારોનો વેહેવાર ખોલવા માટેની તેઓની જરૂરીયાતની પેહેલી અગત પછી બીજી અગત એ છે કે જેઓ બીજી રીતે પોતાની થાપણ રોકવાની આનાકાની કરતા હોય તેઓને તે ખેંચાણકારક થઈ પડે છે. આ શાખા રેલવેઓ દેશની પડતર પડેલી થાપણને ખેંચવામાં કેવી મદદગાર થઇ પડે છે તે છેલાં થોડાં વરસના અનુભવે બતાવયું છે. તેથી વેપાર ઉદયોગને ખુલ્લો લાભ થાય છે. પણ પાછળથી એક મુશકેલી ઉભી થઇ છે. શાખા રેલવેઓ બાંધવાના કાનુનોમાં ફેરફાર કરવામાં આવયો, શાખા રેલવેઓની હાલની શરતો દાખલ કરવામાં આવી કે જેને પરીણામે હીંદી પ્રધાન થાપણ ઉપર રેલવે બંધાય તે વેળા સેંકડે સાડાત્રણ ટકાનું વયાજ આપવાનું માથે લે છે, અને શાખા રેલવેઓને નાણાં સંબંધી ફતેહ

મળી તયારથી મુખ્ય રેલવેઓના બ્રીટીશ ડીરેકટરો આ શાખા રેલવેનું કામ પણ બધું પોતાના હાથમાં લેવાના દેખીતા ઇરાદાથી મુશ્કેલીઓ ઉભી કરવા લાગયા છે. હાલની ગોઠવણ મુજબ આ બ્રીટીશ કંપનીઓ શાખા રેલ્વેઓની બહાલી આપવાના સંબંધમાં મુખ્ય અવાજ ધરાવે છે, જો કે મુખ્ય રેલવેઓ બાંધવા માટે જોઇતી થાપણનો મોટો ભાગ સરકાર તેઓને મેળવી આપે છે અને બંને થાપણના તેઓના હીસ્સા તથા ડીબેનચરો ઉપરનાં વયાજ માટેની જામીનગીરી આપે છે. આ એક નીયમ તરીકે ગેરવાજબી છે અને પરીણામમાં હીંદી લાભોને નુકસાનકારક છે. મેસર્સ કીલીક નીક્ષન એંડ કંપનીની નડીઆદથી કપડવંજ સુધીની અને ગોધરાથી લુણાવાડા સુધીની રેલવેઓ જો સરકારે શેહેનશાહી રેલવેની આવકમાંથી વળતર આપવાનું કબુલ કીધું નહી હતે તો કદી બંધ ધાઇ હતે નહી, કે જે વળતર આપવાની બી. બી. એંડ સી. આઇ. રેલ્વેએ જો કે એ રેલવેની સીસટમના ફાજલ નફામાં ફકત સેંકડે ૫ ટકા જેટલો હીસ્સો ધરાવે છે તે છતાં ના પાડી હતી. સામાનય રીતે બોલતાં વાંધો એ છે કે મુખ્ય સડકોને શાખા સડકથી માર્ગ ટુંકો થઇ પડવાને સબબે ગેરલાભ થાય છે. પણ આ ગેરલાભ ખાલી ખ્યાલી છે, કારણ કે મુખ્ય રેલવેઓમાં સરકારનો સર્વેથી મોટો લાભ સમાયલો હોવાથી શાખા રેલવેની નવી યોજનાને બહાલી આપતી વેળાએ બધા સંજોગો ઉપર તેના તરફથી સંભાળ ભરેલું ધયાન જરૂરજ અપાયલું હોવુ જોઇએ. ખરો સબબ એ લાગે છે કે હીંદમાં કામ કરતી બ્રીટીશ કંપનીઓ હીંદી હરીફાઇ ઉપર અંકોશ નાખવા અને હીંદી સહાસને કચડી નાખવા માગે છે, કે જે એટલા ઉપરથી જોઇ શકાશે કે તેઓ બ્રીટીશ થાપણની મદદ સાથે શાખા રેલવેઓ બાંધવા સારૂ વધારાની કંપનીઓ ઉભી કરવાની કોશેશ કરે છે. આ બાબતના સંબંધમાં હીંદી પ્રજાએ જાગરત રહેવું જોઇએ અને એકત્ર હીંદી ચેમબરે આવાં એક મુખ્ય મંડળનાં બધાં જોશ અને ટેક સાથે તેઓ માટે આ લડતને પાર ઉતારવી જોઇએ.

## હીંદી ચલણનો સવાલ.

પણ સર્વથી અગતના જે સવાલો હીંદી વેપાર ઉદયોગને લગતા છે તે હીંદી ચલણ, બેંકોની સગવડ, સરકારી ફંડોનો ઉપયોગ, અને હીંદી થાપણ રેલવે અને નેહરોમાં રોકવા માટેના છે. એ બાબત ઉપર મહીનાઓ થયા હીંદી ફીનાનસ અને કરનસી કમીશને પોતાનો રીપોરટ બહાર પાડયો છે, પણ લડાઇના સબબે તે ઉપર જેવું જોઇએ તેવું ધયાન આપવામાં આવયું નથી. એ માટે ઘણો શક છે કે વેપારી ઉપ્રાંત બીજાઓનું તે તરફ ધયાન ખેંચાય પણ એસોશીએટેડ ચેમબરને વરસો સુધી ધયાન પોંહચાડવા જોગ બાબતો તેમાં મલશે. ઉપલી બાબતો ઉપર કમીટી જે ઠરાવ ઉપર આવી છે તે હીંદી પ્રજાને અને ખાસ કરીને હીંદી વેપારી પ્રજાને અનગમતી છે. તે હીંદી લાભોને પુરતો ઇનસાફ આપી શકી નથી. એક મોટી સરકારી બેંકનો સવાલ કમીટી આગલ પાધરો રજુ થયો ન હતો, તેથી તેણે

એક ખાસ અનુભવી કમીટી મારફતે એ બાબતનો નીકાલ કરવાની ભલામણ કીધી હતી તે ઉપર ટીકા ચલાવવા વયરથ છે, પણ ફીનાનસ કમીશનર સોનાના ચલણ, ટંકશાલ, સોનાની અનામત વગેરે બાબત વીશે જે ઠરાવ ઉપર આવયા હતા, તે ટીકાને પાત્ર ગણાશે. એ સઘળા ઠરાવો હીંદી પ્રજામતની લાગણીને અનુસરતા નહી હતા, તેથી તેના મુસતકીમપણા માટે શક લઇ જવાજોગ તે છે.

## હીંદમાં ખપતું સોનું.

હીંદમાં સોનું કેટલું બધુ ખપી ગયું છે તે આપણે જોયું છે. ૧૮૯૦ માં ૭ાા કરોડ ઉપરથી ૧૯૧૩ મા ૩૭ાા કરોડ રૂપીઆ સુધીનું તે ખપયું છે. આથી ઇંગલંડના નાણાં શાસ્ત્રીઓને ગભરાટમાં પડવાની કંઇ જરૂર નથી, એથી ઉલટું જો અત્રે સોનાનું ચલણ હોય તો સોનાની રીઝરવ રાખવાની જરૂર નથી, અને તે બહાને હીંદીવાનોએ સંઘરી રાખેલું સોનું ટંકશાલો મારફતે વેપાર ઉદયોગમાં રોકી શકાશે એ ખુલ્લું છે. આવી બાબત ઉપર અત્રે ચરચાર કરવાની જરૂર નથી. એ બાબત એસોશીએટેડ ચેમબરે જેમ બને તેમ જલદી ઉપાડી લેવી જોઇએ છે. હું અત્રે તે વરણવું છું તે વેપારી વર્ગની ખાત્રી કરવા માટેજ છે કે આવી એસોશીએટેડ ચેમ્બરની આવી જાતના ઓહળા સવાલો ઉપર ચુનોચરા કરવા માટે કેટલી જરૂર છે. વેપારી વર્ગના તેમજ હુનર ઉદયોગમાં રોકાયલાઓના આચાર વીચારોને એકમેકના સમાગમમાં લાવવાની ઘણી જરૂર છે, અને તે એસોશીએટેડ ચેમબર બજાવી શકશે.

## વડી ધારાસભામાં ચેમબરનો પ્રતીનીધી.

ભાઇઓ આવી ચેમબર સ્થાપીનેજ બેસી રેહવાનુ નથી, પણ તે ચેમબર તરફના એક પ્રતીનીધીને હીંદી ધારાસભામાં બેઠક મળવી જોઇએ. ઉપલી ધારાસભામાં સુધારા થયા પછી હવે સાબેત થાય છે કે વેપારી વર્ગની જરૂરીઆતોને લગતા સવાલો અને જોખમો હકો માટે ત્યાં ચરચવણી કરવાની જરૂર છે. આથી હીંદી વેપારીઓના ઓછામાં ઓછા બે પ્રતીનીધીઓ ઉપલી ધારાસભામા બેઠક ધરાવતા હોવા જોઇએ છે, અને તેથી હીંદી વેપારીઓએ તેની ચુંટણી માટે મતો મેળવવાનો હક માગવો જોઇએ છે.

છેલ્લે, મારે જણાવવું જોઇએ છે કે આપણાં દેશનો મોટો આધાર ખેતીવાડી ઉપર હોવાથી તેને લગતા સવાલો ઉપર પણ આપણે ધયાન આપવું જોઇએ અને ફકત ઉદયોગ હુનર ઉપર વાદવીવાદ ચલાવવો જોઇએ નહી. આપણી કેટલીક હીંદી ચેમબરે સરકારનું નેહરો ઉપર ધ્યાન ખેચ્યું છે, પણ હું ધારૂં છું કે આપણે સરકારને અરજ કરવી જોઇએ કે નેહરો માટે સુધરેલી રીતીઓ અખત્યાર કરી ચોમાસું નીષ્ફળ જવાનો દરેક બજેટ વખતે ખજાનચી ભય બતાવે છે તે ભયમાંથી આપણે મોકળા થઇએ.

## કુવા ખોદવાની સરકારને અરજ.

વળી આપણી કોંગ્રેસ એક ઠરાવ કરી જે જગ્યાએ મોટી નદીઓ નથી ત્યાં કુવાઓ ખોદવાની સરકારને અરજ કરનાર છે. નામદાર સરકારે ખેતીવાડીના અખતરા માટેનાં મથકો સ્થપાયાં છે એ માટે તેનો ઉપકાર માનવો જોઇએ છે, અને નામદાર ગવરનરે પુનાની ખેતીવાડી કોલેજના મેળાવડા વખતે ઢોરો ઉછેરવાની જે કીમતી સલાહ આપી હતી તે સલાહ નામદાર સરકારે પોતે સારાં ઢોરો ઉછેરવાનાં મથકો ઉભા કરીને દાખલો બેસાડી આપવી જોઇએ છે. હું ખેતીવાડીને વધુ અગત આપું છું, કારણ હીંદ અસલવારેથીજ ખેતીવાડીની બાબતમાં પેહલું રહી તેને લગતા વેપાર ઉદયોગમાં મચેલું છે. હીંદમાં ખેતીવાડી નહી હતે તો રૂ, શણ, દાણા, બીયાં વગેરેના વેપાર ઉદયોગ વગર આપણું શું થતે તે કલપી શકવું મુશકેલ છે.

## વપારી તવારીખમાં નવો સકો.

ભાઇઓ આજે ખોલવામાં આવેલાં હીંદી વેપારી કોંગ્રેસ અને એસોશીએટેડ ચેમબર ઓફ કોમર્સથી હીંદની વેપારી તવારીખમાં એક નવો સકો ઉમેરાય છે, અને તેથી હીંદનાં ભવીશય માટે મોટી આશા રહે છે, આપણા પ્રોગ્રામનો મેં જે હેવાલ આપયો છે તે મુજબ હીંદની આરથીક ખીલવણી અને તેની આબાદી સાથે તેને લાગતું વળગતું છે, પણ આપણી ફતેહનો મોટો આધાર આપણે જે રીતે એ બાજતની ફરજ બજાવીશું તે ઉપર તેમજ આપણો દેશ આપણને કેવો ટેકો આપે છે તે ઉપર છે. આપણે નાસીપાસ થવું ન જોઇએ પણ સઘળા એકત્ર થઇને મહેનત કરી આપણી મતલબ પાર ઉતારવી જોઇએ છે અને આપણે ખરાં દીલથી મહેનત કરીશું તો ખોદા આપણને જરૂર સહાય થશે. ખોદા કરે ને આજે સ્થાપવામાં આવેલી કોંગ્રેસ અને ચેમબર ભવીશમાં માત્રભુમીના વધારા સુધારા માટે ઘણી અગત્યની થઇ પડે.

---

## દીલસોજીના સંદેશાઓ.

પ્રમુખે તે પછી કોનગ્રેસ તરફે દીલસોજી દર્શાવનારા સંદેશાઓ વાંચી સંભળાવયા હતા જે દક્ષીણ હીંદની વેપારી ચેમબર, ઓનરેબલ મી○ વીજયરાઘવ આયર, અને દરભંગાના મહારાજા તરફના હતા.

## વફાદારીનો ઠરાવ.

પ્રમુખ ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે હીંદી વેપારી કોમ તરફથી આ કોનગ્રેસ નામદાર શેહેનશાહ જ્યોરજ પાંચમા તરફ વફાદારીની ઉંડી અને માનભરી લાગણી દરશાવે છે, કે જે વફાદારીનાં મુળો મજબુત લાગણી ભર્યાં હોવા ઉપરાંત સુલેહ અને પ્રગતીના ચીનહ જેવી બ્રીટીશ સરકાર કે જેને લીધે હીંદી વેપારનો બહોળો વીસ્તાર થયલો છે એવી ખાત્રીમાં રોપાયલાં છે. તેમજ હાલની લડાઇનું ફતેહમંદ ઉેવટ લાવવા માટે

જોઇતી મદદ આપવાને હીંદી વેપારી કોમ તઇયાર છે એવી આ કોંગ્રેસ ખાત્રી આપે છે.

ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇએ ઠરાવના ટેકામાં બોલતાં જણાવયું કે મારે ઘણા થોડા શબદસ કહેવાના છે. હીંદના પુત્રો શાહનશાહતના બીજા ભાગોમાં માણસો સાથે રણક્ષેત્રના જુદા જુદા ભાગોમાં લડે છે અને આપણે ઇચછીએ છીએ કે આપણી સરકારને લડાઇમા જય મળે. તાલીઓ વચ્ચે એ ઠરાવ પસાર થયો હતો.

## મી૰ ગોખલે અને સર ફીરોઝશાહના મરણ માટે ખેદ.

પ્રમુખ સર ફાજલભાઇએ તે પછી નીચેની મતલબનો ઠરાવ રજુ કરયો હતો.

આ કોનગ્રેસ ઓનરેબલ મી૰ જી. કે. ગોખલે અને ઓનરેબલ સર પી૰ એમ. મહેતાનાં મરણ માટે ભારે દીલગીરી દરશાવે છે. તેઓનાં મરણોથી દેશને તેના બે નામાંકીત બેટાઓની ખોટ ગઇ છે કે જે બેટાઓએ પોતાનાં દેશાભીમાન અને કારયની શ્રેષ્ટાથી દેશની અતી કીંમતી સેવાઓ બજાવી છે કે જે સેવાઓ તેઓના દેશની હાલની તેમજ ભવીશયની પ્રજા આભારની લાગણી સાથે યાદ કરશે.

ઓનરેબલ સર ફાજલભાઇએ ઠરાવના ટેકામાં જણાવયું કે આ ઠરાવ રજુ કરવાની મારી દીલગીરી ભરી ફરજ છે. આજે આ મહાન પુરૂષોનાં મરણ માટે ખેદ કરીએ છીએ પણ તેમની ખોટ જેમ જેમ વખત જશે તેમ માલુમ પડતી જશે. હીંદના દરેક ભાગમાં આ મહાન પુરૂષો વીશે એટલું બધું કહેવાયું છે કે મારે હવે તે વીશે ઝાઝું બોલવાની જરૂર નથી.

તે પછી સઘળાઓએ ઉભા થઇ શાંતી વચે ઠરાવ પસાર કર્યો હતો.

## એસોશીએટેડ ઇંડીયન ચેમબર ઓફ કોમર્સની સ્થાપના.

મી૰ પુરૂષોતમદાસ ઠાકોરદાસે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે આ કોનગ્રેસ એસોશીએટેડ ઇંડીયન ચેમબર ઓફ કોમર્સની સ્થાપનાને અને સબજેકટસ કમીટીએ મજુર કરેલા બંધારણના ખરડાના નીયમને સ્વીકારે છે અને એવો ઠરાવ કરે છે કે એસોશીએટેડ ચેમબરને નોંધાવવા અને સભાસદો દાખલ કરવા માટે જરૂર જોગાં સઘળાં પગલાં ભરવા બંધારણ પ્રમાણે નવી કમીટીની ને મણુક થાય તયાં સુધી એસોશીએટેડ ચેમબરની કમીટીનું કામ કરવા માટે નીચલા ગ્રહસ્થોની એક કમીટી નેમવી :—

ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇ (પ્રમુખ), મી૰ પુરૂષોતમદાસ ઠાકોર દાસ (ઉપ પ્રમુખ), ઓનરેબલ મી૰ મનમોહનદાસ રામજી, ઓનરેબલ મી૰ બલ્લુ ભાઇ શામળદાસ, સર વીઠલદાસ દામોદર ઠાકરસી, ઓનરેબલ મી૰ દીનશાહ એદલ જી વાચ્છા, લાલા હરકીશનલાલ, લાલા ધનપતરાય, મી૰ વીદ્યા સાગર પંડ્યા મી૰ સી. ગોપાલ મેનન, સર આર. એન. મુકરજી, રાવ બહાદુર હરગોવીંદદાસ ડી. કાંટાવાળા, શેઠ માણેકચંદ બી. શેઠી, મી૰ અલખધારી, મી૰ સી. વાઇ.

ચીંતામણી. આ કમીટીને પોતાની સંખ્યામાં વધારો કરવાની સતા રહેશે પણ કમીટીના સભાસદોની સંખ્યા ૨૦ થી વધવી ન જોઇયે.

## મી૦ પુરૂષોતમદાસનું ભાષણ.

મી૦ પુરૂષોતમદાસ ઠાકોરદાસે ઠરાવના ટેકામાં લંબાણ વીવેચન કરતાં જણાવયું કે આ ઠરાવના ચાર ભાગ છે. પહેલા ભાગમાં એસોશીએટેડ ઇંડીયન ચેમ્બર ઓફ કોમર્સની સ્થાપના માટે તમારી બહાલી માંગવામાં આવી છે.

બીજા ભાગમાં તમને બે કરતાં વધુ મહીનાઓપર બંધારણનો ખરડો મોકલવામાં આવયો છે તેને બહાલી આપવાની છે. ત્રીજા ભાગમાં એક પ્રાંતીક કમીટી સહીત એક એસોશીએટેડ ચેમબર સ્થાપી તેને નોંધવાનો ઠરાવ કરવાનો છે. અને ચોથા ભાગમાં એક કામચલાઉ કમીટી નેમવાની છે.

આ ઠરાવ વીષે હું વધુ બોલું તે પહેલાં મારે જણાવવું જોઇએ કે આ કોંગ્રેસમાં હીંદની દરેક વેપારી ચેમબર અને એસોસીએશનના પ્રતીનીધીઓ ડેલીગેટો તરીકે આવેલા છે અને આજે તેમને ૩૦૦ જેટલી મોટી સંખ્યામાં અત્રે હાજર રહેલા જોઇ મને ઘણો આનંદ થયો છે. આ હીલચાલ સ્થાપવા માટે ચલાવેલી મસલહતના ઉત્તરમાં સઘળાં મંડળોએ આ હીલચાલ સ્થાપવાની હીમાયત કરી છે અને આ હીલચાલને મદ્રાસ, લાહોર અને કરાંચી જેવાં દુરના મથકોએથી પ્રતીનીધીઓ મોકલી વેપારી મંડળોએ ટેકો આપયો છે તે આ હીલચાલના હીમાયતીઓને ઉત્તેજન આપયા વગર રહેશે નહી

પહેલો અને અગત્યનો ભાગ એસોશીએટેડ ઇન્ડીઅન ચેમબર ઓફ કોમર્સ સ્થાપવાનો સવાલ છે. હીંદી વેપારી લાભો માટે આવી એકત્ર ચેમબર સ્થાપવાની જરૂર નથી. વ્યવહારીક રીતે હીંદના દરેક અગત્યના પ્રાંતમાં સ્થાનીક ચેમબર અથવા એસોસીએશન છે જે તે પ્રાંતના વેપારી હીત અને મુખ્ય વેપારપર દેખરેખ રાખે છે. આવાં સ્થાનીક મંડળો પોતાના પ્રાંતના મુખ્ય શેહરોના વેપાર ધંધાપર દેખરેખ રાખવા અને તેનો માર્ગ સરળ કરવા માટે પોતાનાથી બનતું કરે છે. પણ આખાં હીંદના આ મંડળોની અરસપરસની સહાયતાથી તેઓ સાથે મળીને કામ કરતા નથી. વેપાર ધંધાના મુખ્ય નીયમોને લગતા સવાલો સંબંધી જાહેર પ્રજા હીંદી સરકાર અને શહેનશાહી સરકારનું લક્ષ ખેંચાય તેવી રીતે હીંદી વેપારી મત જાહેર કરવા માટે હીંદનાં જુદા જુદા વેપાર ધંધાને લગતા હીત ધરાવનારાની એક સામાન્ય સંસ્થા જોઇએ જયાં આપણે હીંદી વેપારના વધારાને લગતી જુદી જુદી છેલ્લામાં ઇછ્લી રીત વીશે વીચાર ચલાવી સરકાર અને જાહેર પ્રજા સનમુખ પોતાની ફરીયાદ જો હોય તો રજુ કરી શકે.

આપણા પ્રમુખનાં લંબાણ ભાષણ પછી હીંદી વેપાર ધંધાને લગતા કેવા અગત્યના અને ભારે પ્રશ્નોનો નીકાલ કરવાનો છે તે ફરીથી કહેવાની મારે માટે જરૂર રહેતી નથી.

હીંદ ખેતીવાડીવાળો મુલક છે. હાલના આપણા ઉદયોગ હુનર જોતાં હીંદમાં પાકના સઘળા કાચા પદાર્થો આપણે ઉપયોગમાં લઇ શકીએ તેવી સ્થીતીમાં નથી, એટલુંજ નહી પણ કાચા પદાર્થોના મોટા ભાગનો આપણે ઉપયોગ કરીએ અને તેમાંથી બનાવેલો માલ પરદેશ મોકલી શકીએ તે જમાનો ઘણો દુર છે. આથી આપણા વધારાના કાચા પદાર્થો દેશને લાભ થાય તેવી રીતે પરદેશમાં વેચવા માટે આપણી વેપારી કોમ માટે પુરા સાધનો જોઇએ છે. આ હેતુ પાર પાડવા માટે દેશના વેપાર ઉદયોગના દરેક મથકે ચેમબર ઓફ કોમર્સની અને આવી સ ઘળી પ્રાંતીક સંસ્થાઓના વીચારોને એકમત કરવા માટે એસોશાયેટેડ ચેમબર ઓફ કોમર્સની જરૂર છે.

હીંદી વેપારી ચેમબરના હીત યુરોપયન ચેમબરો સામે અફડામણમાં આવે છે તે પ્રમુખે પોતાના ભાષણમાં જણાવ્યું છે. સરકારની રાજ્યનીતી ધીમે ધીમે પણ દ્રઢપણે હીંદી અને યુરોપીઅન હીત તરફ ન જોતાં વેપારી સવાલો ત રફ વાજબી અને એકસરખી વર્તણુંક તરફ વળતી જવાના ચીનહો દેખાવા લા ગયા છે અને હીંદી વીચારો સર્વાનુમતે હીદી અને શાહનશાહી સરકારોને દર્શાવ વામાં આવે તો તેનું પરીણામ હીંદી વેપારી કોમની ઉન્નતીમાં આવી શકે.

મારે તમને ભાગયેજ યાદ કરાવવાની જરૂર હોય કે છેલ્લાં ૧૦ વર્ષ દરમી યાન સરકાર હસ્તક હીંદી વેપારી કોમનો સ્વીકાર થયો છે. મુંબઇ અને વડી ધારા સભામાં ચુંટાયલા અને નેમાયલા સભાસદો હીંદી વેપારી કોમમાથી મોકલ વાનો આપણને હક મલ્યો છે. મને પોતાને કંઇ પણ શક નથી કે હીંદી સરકાર આપણી સઘળી વાજબી અને નયાયી માંગણીઓને ટેકો આપવાને ઇચછે છે અને તેમ કરવાને તે આતુર છે. હીંદી વેપારી કોમ જરૂરી અસરકારક બધારણ માટે શું કરવા માગે છે તે હવે તેને બતાવવાનું છે. એકત્ર મંડળની સ્થાપનાથી દરેક પ્રાંતના જુદા જુદા વેપારીઓ એક બીજાના ઘાડા પરીચયમાં આવશે તે મને માલુમ પડતો એક અગતયનો લાભ છે. હાલમાં આવું કંઇ નથી. પણ એસોશાયેટેડ ચેમબર દરેક શહેરના આગળ પડતાં વેપારીઓના ટેકાથી આપણા બધાનું અને બીજા પ્રાંતોમાંના આપણા ભાઇઓનું ફીન, વધુ સીધું અને ખરૂં નીવડશે. આ ચેમબરની સ્થાપનાથી દરેક પ્રાંતના જુદા જુદા વેપારીઓનો સારો ધંધો ચાલશે.

તમે જોશો કે જુદી જુદી પ્રાંતીક ચેમબરો અને મંડળો વચચે પોત પોતાની ચલવળના ક્ષેત્રમા કંઇ અથડામણ નથી અને હીંદની જુદી જુદી ના ત અને કોમના અને જુદા જુદા પ્રાંતના વેપારી મથકોના હીત એકત્ર થશે, અને મને આશા છે કે આ એસોશાયેટેડ ચેમબર ખીલીને એવું મંડળ થશે કે જયાં હીંદના પુત્રો મળી શકે અને સરકારને સર્વાનુમતે જરૂર પડતાં અરજ કરી શકે. કોઇ પણ દુરઅંદેશ સંસ્થા આ વીચારથી કેવી રીતે જુદી પડી શકે તે હું સમજી શકતો નથી.

ઠરાવનો બીજો ભાગ છેલ્લા બે મહીના થયાં તમને ડેલીગેટ બંધુઓને બંધારણનો જે ખર્ડો મોકલી આપવામાં આવયો છે તે સંબંધી છે અને તેમાં ફેરફાર કે સુધારાવધારા કરવા સંબંધી અત્રેની હીનદી વેપારી મંડળીને સુચના મળી નથી તેપરથી હું માનું છું કે તમારી તે તરફ સહાનુમતી છે. આ બંધારણ યુરોપના આવાં મંડળોના બંધારણોપરથી લેવામાં આવ્યું છે અને જરૂર પડી છે તયાં હીંદની હાલની સ્થીતીને અનુકુળ બનાવવામાં આવયું છે. ત્રીજા ભાગ સંબંધી મારે ટીકા કરવાની જરૂર નથી.

ઠરાવનો છેલ્લો ભાગ બંધારણ પ્રમાણે કમીટી નેમી અને આપણે પાછા મળીએ તયાંસુધી ચેમબરનું કામ ચલાવવા માટે એક કામચલાઉ કમીટી નેમવા સંબંધી છે. તમે જોશો કે હીંદના આગળ પડતા સઘળા વેપારી મથકોની વેપારી પેઢીઓના તેમાં પ્રતીનીધીઓ છે.

આ ઠરાવ તમારી બહાલી માટે રજુ કરતાં આ ચેમબર સ્થાપવામાં આપણે કેવી જોખમદારી ઉઠાવીએ છીએ તે વીશે તમને યાદ દેવડાવવું જોઇયે. તેનાં ફળ મળે તયાં સુધી આપણે તેને દરઢ ટેકો આપવો જોઇયે અને તેમ થાય તયારે જ તેની હસ્તી ઉપયોગી થઇ પડશે. ૧૨ મહીના પછી આપણે પાછા મળીએ તયાં સુધી હીંદી વેપારીઓ તેને ટેકો આપશે એવી મને ઉમેદ છે. આજે હીંદી વેપારી પ્રજા સનમુખ જે અગતયના સવાલો પડેલા છે તે સંબંધી ખરો હીંદી વેપારી મત રજુ કરવા માટે ઘણું કામ કરવાનું છે. આ સંબંધી તમે ડેલીગેટ બંધુઓ મદદ અને અરસપરસની સહાય કરશો એવા વીશવાસથી આ ઠરાવ હું તમારી સનમુખ રજુ કરૂ છુ.

લાલા હરકીશનલાલે ઠરાવને ટેકો આપતાં જણાવયું કે એસોશીએટેડ ચેમબર હોવી જોઇએ તે વીશે બે મત છેજ નહી. આથી મારે વધુ વીવેચન કરવાની જરૂર નથી. એસોશીએટેડ ચેમબરમાં મુંબઇના પ્રતીનીધીઓની મોટી સંખયા ર હેશે, કારણ કે મુંબઇમાં ૧૭ વેપારી સંસ્થાઓ છે જયારે મુંબઇની બાહેરની વેપારી સંસ્થાઓની સંખયા ઓછી છે. પણ આનો ઉપાય આપણા હાથમાં છે. બાહેરના લોકોએ પોતાને હક જોઇતો હોય તો તેમણે પણ વેપારી સસ્થાઓ ઉભી કરવી જોઇયે.

મી૦ સી. ગોપાલ મેનને ઠરાવને વધુ ટેકો આપતાં જણાવયું કે હીંદમાં વધું વેપારી ચેમબરો સ્થપાશે તયારે મુખય સંસ્થા એસોસીયેટેડ ચેમબરને મજબુત ટેકો મળશે. રાવબહાદુર હરગોવીંદદાસ દુવારકાદાસ કાંટાવાળાએ ગુજરાતી ભાષામાં વધુ ટેકો આપતાં જણાવયું કે આ ઠરાવને હું વધુ અગતયનો ગણું છું. આ ઠરાવનો હેતુ બધી ચેમબરો તરફથી એક સામાનય સંયુકત મંડળ સ્થાપવાનો છે. આ માટે બંધારણ ઘડી નીયમો ઠરાવવાના છે. આ મંડળ હીંદી વેપારી હીતો સાચવી હીંદી વેપારના

હક માટે લડત ચલાવશે. ડોકટર દારૂવાળાએ વધુ ટેકો આપતાં જણાવયું કે હીંદી વેપારના ભવીષ્ય માટે આ સંસ્થા મોટા ઉપયોગની થઇ પડશે.

તે પછી મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

કોનગ્રેસ તે પછી લંચ માટે મુલતવી રહી હતી.

## હીંદી વેપારના હીત જાળવવાનો આગ્રહ.

મી૦ સોહરાબજી એદલજી વોર્ડને તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કેઃ–આ કોનગ્રેસ એવો મત ધરાવે છે કે હીંદી વેપાર અને ઉદયોગના ખરા લાભો માટે જરૂરનું છે કે ભવીષયમાં પરદેશો સાથે વેપારી કોલકરારો કરવા માટે જે કોનફરંસ અથવા કોનફરંસો ભરવામાં આવે તેમાં નામદાર હીંદી સરકાર તરફના પુરતા પ્રતીનીધીઓની જરૂર છે.

મી૦ સોહરાબજી એદલજી વોર્ડને ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે પરદેશના વેપારી મંડળો અને સંસ્થાનોના વેપારનું હીત જાળવવા માટે અનેક સંસ્થાઓ છે જયારે આપણા હીત માટે તેવાં કંઇ સાધન નથી. લડાઇ પછી આપણને આપણા હીત જાળવવાની જરૂર છે. તમે જોશો કે જાપાન ઘણું આગળ વધયું છે જયારે આપણને આપણી ફરીયાદ રજુ કરવાને કંઇ સાધન નથી.

ડોકટર દારૂવાળાએ ઠરાવના ટેકામાં જણાવયુ કે હાલની લડાઇમાં છુટાપણા અને સુધારાવધારા માટે હીંદ મોટો ભાગ આપે છે. સુલેહના કાર્યક્રમમાં હીંદના વેપારના હીતને પણ સ્થાન મળવું જોઇએ છે અને મને આશા છે કે એ બાબત પર પુરતું લક્ષ આપવામાં આવશે. મને લાગે છે કે મીત્ર રાજયોની ફતેહનો અને સુલેહનો સમય આઘો નથી. આ કોંગ્રેસ આથી હીંદી વેપારી મત રજુ કરવા દેવાની અરજ કરે છે.

ઓનરેબલ મી૦ લલુભાઇ શામળદાસે વધુ ટેકો આપતાં જણાવયું કે વાઇસરોયની ધારાસભામાં ઓનરેબલ મી૦ શફીએ રજુ કરેલા ઠરાવ જેવો આ ઠરાવ છે. તેમના તે ઠરાવનો હેતુ હીંદને લગતા અનેક સવાલો સબંધી પ્રજા મત રજુ કરવા દેવાનો હતો. હીંદી સરકાર અને હીંદી પ્રધાનની આ ઠરાવ તરફ દીલસોજી હતી. જો હીંદી સરકાર હવે પછીથી દેશ પરદેશની મંડળીઓમાં હીંદી વેપારીઓનું મત રજુ ન કરે તો આપણે તે કામ ઉપાડી લેવું જોઇયે છે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## રેલવે નુરના હેરફેર દર સામે પોકાર.

સર વીઠલદાસ દામોદર ઠાકરસીએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે દેશના તમામ ભાગોમાં સસ્તે નુરે માલની લાવલઇજા કરી શકાય તેવી સ

ગવડ હીંદી કારખાનાવાળાઓને કરી આપવાના હેતુથી રેલવેના નુરના દરો અને તે પાર ઉપર તેની થતી અસરને લગતા સવાલના સંબંધમાં તપાસ ચલાવવાની નામ દાર સરકારને અરજ કરવી જોઇએ, એવો આ કોનગ્રેસનો મત છે. તેમજ તે એવો અભીપ્રાય ધરાવે છે કે નુરના હાલના ધોરણથી ઉછળતા હીંદી ઉદયોગોને ઘણું ખમવું પડે છે; તે માટે પરદેશી ઉદ્યાગોની હારમાં દેશી ઉદયોગોને મુકવા માટે પરદેશી માલ ઉપર લેવામાં આવતું ઓછા નુરનું ધોરણ હીંદી પેદાશના માલને લાગુ પાડવું.

સર વીઠલદાસ દામોદર ઠાકરશીએ ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવયું કે આપણે આં અર્જ સરકારને કરીએ છીયે, જો કે દર નકકી કરવાનું કામ રેલ વે કંપનીઓનું છે. રેલવે કંપનીઓની થાપણનો ૯૩ ટકા જેટલો ભાગ હીંદી સર કારનો છે જ્યારે માત્ર ૭ ટકા જેટલો ભાગ ખાનગી કંપનીઓનો છે. હીંદી રેલવે ઓ હીંદી પ્રજાની માલેકીનો હોય તો હીંદી પ્રજાના અને હીંદી વેપાર ઉધોગના લાભ માટે તેનો કારોબાર ચલાવવો જોઇયે. રેલવે કંપની અને લોકોના હીત જુદાં છે. લોકોના હીત માટે રેલવેનો દર એવો હોવો જોઇયે કે દેશના ઉદયોગો પરદેશ સામે હરીફાઇ કરી શકે અને દેશને લાભ થાય. વેગન લોડસ ન મોકલવા માટે દીવા સળીના ઉદ્યોગને કટલું સહન કરવું પડે છે તે મેં આગળ વડી ધારાસભામાં દર્શાવી આપયું છે. અમદાવાદનું દીવાસળીનું કારખાનું કેવી રીતે ડબ્બો ભરીને માલ મોકલી શકે? જાપાન અને ઓસીયાથી વહાણો ભરીને દીવાસળી આવે છે અને તે માલના ડબબા ભરાય છે. પણ પરદેશી દીવાસળીને આથી સગવડ મળે છે અને આપણા દીવાસળીના ઉદયોગને ધોકો પહોંચે છે. કાચના ઉદયોગ સંબંધી પણ એમજ છે. અલાહાબાદ દેશના મધયભાગમાં છે. અલાહાબાદ સુધીના ભાવ ઓછા છે જયારે અલાહાબાદની આગળના મથકો માટેના કલકત્તાથી તયાં સુધીના દરો કરતાં વધુ છે. ખાંડ સબંધી પણ તેમજ છે. રેલવે કંપનીઓ દર નકકી કરે છે ત્યારે તેમનો વીચાર જેમ બને તેમ વધુ જાહેર કરવાનો હોય છે. પરદેશી માલ કરતાં આપણને વધુ સગવડ મળવી જોઇએ છે અને તેમ ન થાય તો એકસરખી સગવડની તો આપણને જરૂર છે. ભરૂચના લોકોએ સને ૧૯૧૨ માં સરકાર પર અરજ કરીને જણાવયું હતું કે રેલવે કંપનીઓનું ભરૂચના વેપાર ઉદયોગને મારી નાખવામાં આવે એવા દરો ઠરાવવાનું પગલું વાજબી નથી. લોરડ સીડનહેમની સરકારે તે વખતે જણાવયું હતું કે રેલવેઓ હીંદને માટે બનાવવામાં આવી છે અને રેલવેઓને માટે કંઇ હીંદ નથી. હું પોતે પણ એ શબ્દો સહીત હીંદી સરકારને અરજ કરૂં છું. આપણે ઇનસાફ માટે અરજ કરીએ છીએ.

### મી૰ નંદલાલ મજુમદારનો ટેકો.

મી૰ એન. એમ. મજુમદાર બેરીસ્ટર-એટ-લોએ ઠરાવને ટેકો આપતાં લંબાણથી વીવેચન કરી જણાવયું કે રેલવેઓ માણસાઇ અને કુદરતી સાધનો ખીલવવા અને તફાવત દુર કરવા માટે છે. રેલવે ઘણી લાભકારક છે તે વીશે હું

જરા પણ તકરાર કરતો નથી. રેલવેનું કામ દેશનાં સાધનો ખીલવવાનું છે અને એ સાધનોની ખીલવણી થયા બાદ રેલવેને તેથી સારો બદલો મળશે. આથી રેલવેઓએ પોતાના લાભને ખાતર દેશની આર્થીક ખીલવણીને વધારવી જોઇએ છે. આજે આપણે જે વાત સાથ સંબંધ છે તે રેલવે નુરનો દર છે. આ સવાલ ઘણો અગતયનો છે. આ દર બધાને એક સરખો લાગુ પાડવો ઘટે છે. દેશની બાહેર જતા અને દેશની અંદર આવતા માલને ગેરવાજબી લાભ થાય તેવા દર શા માટે ઠરાવવા જોઇએ? પર દેશથી આયાત થયલી ખાડ પર તેના ખરેખરા વજનનું નુર લેવાય અને હીંદી ખાંડ પર ડબા માય તેટલા માલનું નુર લેવાય અને તેમ કરીને નીકાશ થયલા માલને વીચારપુર્વક પસંદગી આપવાનું શું કારણ છે? સરકાર હીંદી વેપાર ઉદયોગને પસંદગી આપી શકતી ન હોય તો શું તે દેશ અને પરદેશના વેપાર સાથે એક સરખી શર્તોએ કામ લઇ શકે તેમ નથી? આથી નુરના દર પર જાહેર અંકુશની જરૂર છે.

હાલનો અંકુશ કેવો છે? સને ૧૮૯૧ માં હીંદી સરકારે વધુમાં વધુ અને ઓછામાં ઓછા દરનું પત્રક તઇયાર કરયું હતું કે જે દરથી વધુ રેલવે દર લઇ શકે નહી. વધુમાં વધુ અને ઓછામાં ઓછા દરોની વચે પસંદગી માટે ઘણું સ્થાન છે. કંપનીઓ હીંદી ઉદયોગ અને વેપારને રમાડે છે અને જયાં સુધી વધુમાં વધુ અને ઓછામાં ઓછા દરોની વચે તેઓ તેમ કરે છે તયાં સુધી હીંદી સરકાર શાંત બેસી રહેશે અને કંઇ બોલશે નહી. એક પ્રાંતના બીજા પ્રાંત સાથેના વેપારની અગતયતા વીશે હું વીવેચન કરીશ નહી. તમે તેની જરૂર સ્વીકારશો તો તમે આખા દેશના એક સરખા દર હોવા જોઇએ એવું કબુલ કરશો. હાલમાં બે રેલ્વે પરની ૫૦૦ માઇલના દરની કીમત એકજ રેલવે પરના એટલીજ મુસાફરીના દરની કીમત કરતા બમણી થઇ પડે છે. રેલ્વે બોર્ડે હાલમાં એવી પવીત્ર ઇચછા જાહેર કરી છે કે રેલવેઓએ અનુકુલ દર રાખી હીંદી ઉદયોગોની ખીલવણીને મદદ કરવી. લડાઇથી ઉતપન થયલી સ્થીતીથી તે માટે હાલનો સમય અનુકુળ છે, પણ જયાં સુધી રેલવેઓ હીંદી વેપાર ઉદયોગવાળાઓને અણઘટતા દર રાખી રમાડયા કરે છે તયાં સુધી તે કેમ પાર પડશે? આથી માલ પહોંચવાનો વીસ્તાર ટુંકો થઇ ગયો છે પણ રેલવેની ફરજ તો આખો દેશ દેશની પ્રજાને ઉપયોગી થઇ પડે તે કરવાની છે. દેશની અંદર ધંધા ઉતપન કરી ઓછા દર રાખવાથી આમ થઇ શકે છે.

આ સવાલ વેપાર ઉદયોગ કરતાં પણ વધુ ઉંડો છે. રેલવેઓ દેશના લોકોના સુધારા વધારા માટે છે અને જયારે તેનો કારોબાર જાહેર પ્રજાના હાથમાં નથી કે જાહેર અંકુશ નીચે નથી તયારે રેલવેની મોટી ફરજોનો ભોગ અપાય છે અને જાહેર હીત પર ખાનગી લાભ ફાવી જાય છે. લોકોના મોટા હીતના રક્ષક તરીકે સરકારે સમજવાની જરૂર છે કે હલકા દરે પણ લાવ લઇજા કરવાથી અને એક સરખી વર્તણુક રાખવાથી હુનર ઉદયોગના વધારાને મદદ મળે છે એટલુંજ નહી, પણ સઘળી જાતના સુધારા વધારાને તેનાથી સહાય

મળે છે કારણ કે રેલવે લોકોને કેળવવાનું, બુદ્ધી વધારવાનું અને એકયતા કર વાનું કામ કરે છે. સઘળા વધારાનો આખો ઇતીહાસ તે લાવલઇજો કરવાના સાધનોનો ઇતીહાસ છે. ઉતર અમેરીકામાં ૨ લાખ માઇલ જેટલી રેલવે છે જે તેની કેટલી ખીલવણી થઇ છે તે દેખાડે છે. હાલના જર્મનીના સઘળા અગત્યના ઉદ્યોગો જામી ગયા છે તેનું કારણ રેલવેના ઓછા દર છે અને વહાણો બાંધવાનો ધંધો એ તેનો એક દાખલો છે. આ દેશમાં પણ સઘળી સામાજીક, અને આર થીક ઉનંતી અને આબાદી લાવલઇજા કરવાના સાધનો અને તેના યોગ્ય ઉપયોગ સાથે જોડાયલી છે. આ આખા સવાલ સંબંધી અગત્યની તપાસ ચલાવવી ઘટે છે.

મી૦ કે. એસ. આયરે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ એક સવાલ એવો છે કે જેનાપર ઘણાં વર્ષો થયાં ચર્ચા ચાલે છે અને ખુદ યુનાઇટેડ કીંગડમમાં તે સંબંધી બે મત છે. આ દર નકી કરવાનું કામ સરકારના હાથમાં નથી અને બધી રેલવેઓ કંઇ સરકારના સીધા અંકુશ નીચે નથી. હીંદી દરો ઇંગ્રેજી દરો પરથી લેવામાં આવ્યા છે અને ઇંગલંડની માફક હીંદમાં પણ તે સામે પોકાર છે. આપણો હેતુ પાર પાડવા માટે સરકારને એકલી અરજ કરવાથી પાર પડ વાનો નથી. આ માટે રેલવે કંપનીઓના ડીરેકટરો અને મેનેજરોની સાથે મળી રેલ્વેના અનુકુળ દર ઠરાવવાથી રેલ્વેઓને પોતાને લાભ થશે એવુ આપણે તેમને સીદ્ધ કરી આપવું જોઇએ અને આજે આપણે સ્થાપેલું એસોશીએટેડ ચેમબરનું મંડળ આ કામ સારી રીતે પાર પાડી શકશે. આપણા યુવકોએ રેલવેના કારો બારનો અને અર્થશાસ્ત્રનો અભયાસ કરી આ સવાલ ઉપાડી લેવો ઘટે છે કારણ કે આ સવાલનો ફડચો-૫-૧૦ વર્ષમાં આવવાનો નથી.

મી૦ મદન ગોપાલે વધુ ટેકો આપતાં જણાવયું કે મારા જે મારવાડી બંધુઓ ઇંગ્રેજી સમજી શકતા નથી તેમને આ સવાલ દેશી ભાષામાં સમજા વવાની જરૂર છે. રેલવે કંપનીઓને જે નુકશાન જાય છે તે માટે સરકાર મોટી રકમ આપે છે આથી આ સવાલ સંબંધી ચર્ચા કરવાનો આપણને હક છે. રેલવે કંપનીઓએ રેલવેના એવા દર ઠરાવયા છે કે દેશી વેપાર ઉદયોગને ધોકો પહોંચે છે; રેલવે કંપનીઓ અમારી સાથે બેદરકારીથી વર્તે છે; અમારો માલ વખતસર ધારેલે વખતે પહોંચતો નથી; રેલવે કંપનીઓ પોતાને ઇજારો મળી ગયો હોય તેમ પોતાની મરજી પ્રમાણે કાયદા ઘડે છે. આથી તેનો અટકાવ થવો ઘટે છે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## રેલવે રીસ્કનોટના ફોર્મમાં સુધારો કરવાની માંગણી.

મી૦ સી. ગોપાલ મેનને તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે

(અ) આ કોનગ્રેસ ધારે છે કે હીંદી રેલવે કોનફરનસ એસોસીએશને ૧૯૧૪ માં જે ફેરફારો કીધા હતા તે ઉપરાંત રીસ્કનોટના બી. અને એચ.

ફોરમમાં વધારે સુધારાઓ, કરવાનો વખત આવી લાગયો છે અને કોન ગ્રેસ નામદાર હીંદી સરકારને અરજ કરે છે કે જો પેકીંજ પુરું હોય નહી તોપણ તેમાંથી માલની થતી ચોરી માટે તેમજ, ચાલતી ગાડીએ થતી ચોરી માટે રેલવે કમપનીઓને જોખમદાર બનાવવી જોઇએ. ઉપલો હેતુ બી. અને એચ. ફોરમોની નોટામાં સુધારો કરવાથી બર આવી શકશે.

(બ.) આ કોનગ્રેસને દલગીરી થાય છે કે પેકીંગ મજબુત અને સુકું હોવા છતાં એ ફોરમની રીસ્ક નોટ ઉપર સહી લેવાના રેલવે કમપનીના કારોબારી ઓ આગ્રહ કરે છે, અને તેથી આ કોનગ્રેસ એવો મત ધરાવે છે કે જ્યારે પેકેટ માંહેની ચીજો સુકી અને સારી સ્થીતીમાં હોય, તયારે એ ફોરમની રીસક નોટ માટે આગ્રહ કરવો જોઇએ નહી.

મી૦ સી. ગોપાલ મેનને ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવ્યું કે આપણા આ ઠરાવનો હેતુ માલ બરાબર રીતે બંધ કરી મોકલવામાં આવયો નહી હોય તેના ગુમ થવા માટે અને ચાલતી ગાડીએ લુટ થાય અને માલ જાય તે સામે રેલ્વે કંપનીઓની જોખમદારી નકી કરવાનો છે.

મી૦ નારણજી હરીભાઇએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ સવાલ વે પારી દ્રષ્ટીએ ઘણો અગત્યનો છે. રેલ્વે કારોબાર વીશે તપાસ ચલાવવા નેમાયલી કમીટીવાળા મરહુમ મી૦ રોબર્ટસને જણાવ્યું હતું કે હાલની રીસ્ક નોટ હીંદી વેપારનાં હીતને ધોકો પહોંચાડનારી છે. યુરોપીઅન વેપારીઓની મંડળીએ આ સવાલ ઉપાડી લીધો હતો અને હાલમાં આપણે તે સવાલ ઉપાડયો છે તે આશા છે કે સરકાર તેનાપર ઘટતું લક્ષ આપશે.

મી૦ ભાસ્કરરાવ વીઠલદાસ મહેતાએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ સવાલ ઘણો જુનો છે. સને ૧૮૮૮ માં મુબઇની યુરોપીઅન ચેમબર ઓફ કોમ સેં રેલ્વે રીસ્ક નોટસ સંબંધી પોતાના સોલીસીટરોનો મત લેતાં તેમણે જણા વ્યું હતું કે રેલ્વે કંપનીનું આ રીસ્ક નોટ સંબંધીનું પગલું અણુઘટતું છે. આમ છતાં તેના કાનુનોમાં હજુ ફેરફાર થયો નથી. ચાલતી ત્રેનમાં લુટ થાય તેની જોખમદારી રેલ્વે કંપનીને માથે નથી તો તે પણ તેને માથે નાખવી જોઇએ છે.

મી૦ ચોધરીએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ રેલવે રીસ્ક નોટોથી નાના વેપારીઓને મોટું નુકસાન થાય છે પણ હું મોટા વેપારીઓ થાપણ વાળા ઓ અને ધનાઢયોને આ સવાલ ઉપાડી લઇ રેલ્વે કંપનીઓ સામે લડત ચલાવ વાની અરજ કરું છું. રેલ્વે નોટો ઇંગ્રેજી ભાષામાં હોય છે અને કેટલાકો તે ભાષા ન સમજવાથી તેના પર સહી કરી આપે છે. બીજી મુશ્કેલી એ છે કે લો કોને ખાસ કરીને ચોમાસામાં પોતાનો માલ બગડી જવાનો ભય છે આથી તેઓ નાચાર થઇ રેલ્વે નોટપર સહી કરી આપે છે. કાનપુરથી રેલ્વેમાં મોકલેલો માલ નીમચ ખાતે પગ રસ્તે મોકલેલા માલ કરતાં મોડો આવયો તો રેલ્વે ગાડીને

માલ ગાડી, ધકકા ગાડી કે ખટારા ગાડી કહેલી? હાલની રેલ્વેની. રીત તો પાંચ કે પઇસે વેપાર કરનારાઓને દીવાળું કઢાવે તેવી છે.

મત લેતાં ઠરાવ સરવાનુમતે પસાર થયો હતો.

## કુવા વધારવાની માંગણી.

પ્રોફેસર એન. ડી. દરૂએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કરયો હતો કે ખેડુતોને જ્યાં લાભકારક અને કરકસરવાળા નીવડે તયાં કુવાઓ વધાર વાનું ઇચછવાજોગ છે તે તરફ આ કોનગ્રેસ સરકારનું લક્ષ ખેંચે છે.

પ્રોફેસર નાનાભાઇ ડાહયાભાઇ દરૂએ ઠરાવના ટેકામાં જણાવયું કે આ સવાલ એવો છે કે તેનાપર લંબાણે વીવેચન કરવાની જરૂર નથી વળી આ સવાલ સાથે તમારામાંના ઘણાનો સીધો સંબંધ નહી હોય. આ સવાલ ખેડુતોની દરષટીએ અગતયનો છે. કેટલેક ઠેકાણે જ્યાં નહેરોના કામ ઉપયોગી થઇ પડે તેમ નથી તયાં આવા કુવાઓ લાભદાયક થઇ પડશે.

મી૦ એસ. એસ. મહેતાએ વધુ ટેકો આપતાં જણાવયું કે કુવાઓ દક્ષીણ હીંદ માટે ઘણા અગતયના છે. ખેડુતોના લાભ માટે તેની સંખયા વધારવાની જરૂર છે. આપણા ઇલાકામાં એવા કુવાઓની સંખયા ઓછી છે. આ કુવાઓ પાક વધારવા અને વરસાદ ન હોય તયરે ખેડુતોની હાજતો ટાળવા માટે અગતયના છે.

## શેરડીના પાક માટે કુવાની જરૂર.

ગંજામવાળા મી૦ પત્રોએ વધુ ટેકો આપતાં જણાવયું કે આ કામ સરકારે ઉપાડવું જોઇયે. તે ઉપરાંત લોકોએ પણ તેમાં મદદ કરવી જોઇએ. મદરાસ ઇલાકામાં કુવાઓની ઘણી જરૂર છે. તથાં શેરડી માટે કુવાઓમાં પાણીની જરૂર છે કારણકે શેરડી સુકી જગામાં પાકે છે અને તયાં તેન કુવામાંથી પાણી કહાડી પાવું પડે છે હીંદમાં દર વરસે ૨૩૦ કરોડની શેરડી આયાત થાય છે તે જોતાં શેરડીના પાકને આપણે મોટા પ્રમાણમાં કરવો જોઈએ છે. દક્ષીણ હીંદમાં શેરડીનો પાક દર વરસે ઓછો થતો જાય છે કારણકે એકસરખો વરસાદ પડતો નથી. જો તયાં કુવાઓનાં બાંધકામો હોય તો તે ઘણાં ઉપયોગી થઇ પડે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

## વેપાર ઉદયોગ માટે વપરાતા દારૂના અર્કપરની ભારે જકાતની હીંદી વેપાર ઉદયોગપર અસર.

મી૦ કપીલરામ એચ. વકીલે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે વેપાર ઉદયોગ માટે અને બળ ઉતપન કરવા માટે દારૂ

સોધા અર્કનો ઉપયોગ કરવાનું લાભકારક છે તે જોતાં આ કોનફરનસની ખાત્રી થઇ છે કે આવા કામ માટેના દારૂના અર્કપરની હાલની જગાત હીંદી વેપાર ઉદયોગના માર્ગમાં અસરરૂપ છે.

મી૦ કપીલરામ એચ. વકીલે ઠરાવના ટકામાં વીવેચન કરતાં જણાવયું હતું કે વેપાર માટે વપરાતા આલ્કોહલપરની જકાત કહાડી નાખવી જોઇએ છે. પીણા માટે વપરાતાં ઓલ્કોલ અને વેપાર માટે વપરાતો ઓલ્કોલ એક બીજાથી જુદા છે અને તેને એક બીજા સાથે ભેળી દેવા જોઇતા નથી. પીણી માટેના આલ્કોલ સામેની આપણી લડત તો ચાલુજ છે. અમેરીકામાં વેપાર માટે વપરાતા આલ્કોલપરની જકાત કહાડી નાખયા પછી જર્મનની સાથે અમેરીકા હરીફાઇ કરવાને શકતીવાન થયું છે. પાણી પછી વેપાર ઉદયોગ માટે અગતયની વસ્તુ આલ્કોલ છે એવું મોટા વેપાર ઉદયોગીઓનું માનવુ છે. આપણા વેપાર ઉદયોગ માટેના આલ્કોલપરનો કર કહાડી નાખવામાં આવશે તો આપણા વેપાર ઉદયોગને લાભ થશે.

સુરતવાળા મી૦ નાથાભાઇ લલ્લુભાઇ વકીલનાએ તે પછી વધુ ટેકો આપતાં જણાવયું કે મુખય પ્રશન એ છે કે જકાત કેટલી છે અને એ જકાતથી આપણા ઉદયોગને ધોકો પહોંચે છે કે નહી. આલ્કોલ કેટલો ઉપયોગી છે તે તમે જાણો છો. આલકોલ બે જાતનો છે. એક લંડન પ૩ફ અને બીજે ૧૬૦ પરૂફનો છે. આ ઓલ્કોલ વેપાર માટે છે. ૧૬૦ પરૂફના આલ્કોલપર ૭૦૦ ટકા જેટલી જકાત છે. સરકાર એમ કહે છે કે આલ્કોલપરની જકાત કહાડી નાખવામાં આવે તો તે પીવાના કામમાં આવશે. પણ આપણે ખાતરી આપીએ કે ઉદયોગ માટે આલ્કોલ જોઇયે છે. તો સરકારે તેપરની જકાત કહાડી નાખવી ઘટે છે.

ઠરાવ તે પછી મત લેતા પસાર થયો હતો.

## આવકાર આપનારી કમીટીના પ્રમુખ, સેક્રેટરીઓ અને સભાસદોનો ઉપકાર.

વડોદરાવાળા મી૦ શામળ બેચરવાળાએ તે પછી સ્વાગત મંડળના પ્રમુખ ચેરમેન અને સભાસદોનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી જણાવયું કે આજે આ સંસ્થાનો જનમ થયો છે તેથી આપણને આનંદ થયો છે. જો કે તેનો જનમ અત્યાર અગાઉ થવો જોઇતો હતો છતાં તેના જનમમાં મદદ આપનારાઓનો આપણે ઉપકાર માનવાનો છે. વેપાર એજ દેશનું જીવન છે. મોટી મોટી લડાઇઓ જમીન માટે નહી પણ વેપાર માટે છે. આપણે પણ વેપારની ઉનંતી માટે પ્રયત્ન કરવો જોઇએ છે આપણે વીષે કહેવાય છે કે આપણે દરેક કાર્યમા આરંભશુરા છીએ પણ મને આશા છે કે તમે અંત સુધી કાર્ય કરી તમારો હેતુ પાર પાડશો. ગઇ કાલની વેપાર ઉદયોગની કોનફરંસના પ્રમુખ સર દોરાબ તાતાએ જણાવયું છે તેમ આપણા યુવાન વર્ગે માત્ર બોલીને બેશી ન રહેતાં કામ કરીને દેખાડી આપવું જોઇશે.

આ કોનગ્રેસને જનમ આપનારાઓનો આપણે ઉપકાર માનવાનો છે. મી૦ વાછા અને બીજાઓના આપણે ઘણા ઉપકારી બન્યા છીએ તેમણે આપણી સારી આગતાસ્વાગતા કરી છે.

મારી એક એવી સુચના છે, જો કે તેને આ ઠરાવ સાથે સંબંધ નથી, કે આપણા વેપારીઓનું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ઓછું હોય છે તો હવે પછીની સભામાં દરેક ઠરાવ પર હીંદુસ્તાની ભાષામાં પણ વીવેચન થવાની જરૂર છે. વળી ઠરાવોનાં ભાષાંતર પણ થવાની જરૂર છે. હું એકવાર ફરીને આવકાર આપનારી કમીટીના કારોબારી ઓનો ઉપકાર માનું છું.

મી૦ મંગળદાસ કાપડીયાએ એ પછી વધુ ટેકો આપવા બાદ ઠરાવ તાલીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો હતો.

સ્વાગત મંડળના પ્રમુખ અને મંડળ તરફથી ઓનરેબલ મી૦ લલુભાઇ શામળદાસે તેમના મનાયલા ઉપકાર માટે વળતો આભાર માનતાં જણાવયું કે અમને જુદા જુદા ભાગની વેપારી ચેમબરો તરફથી પુરતી મદદ મલી ન હોત તો અમારૂં કામ આવું સરળ થાત નહી. ૩૨ વેપારી ચેમબરોએ પોતાના ડેલીગેટો અત્રે મોકલી આપયા છે અને આ ડેલીગેટોની સંખયા લગભગ ૩૦૦ જેટલી છે. આપણે સારી રીતે શુરૂઆત કરી છે અને તે સારી રીતે ચાલુ પણ રાખીશું. આ સંબંધી મી૦ શામળ બેચરવાળાના મત સામે હું મળતો થતો નથી.

## મી૦ જયસુખલાલ મહેતાની મોટી મદદ.

અમને મી૦ જયસુખલાલ મહેતાની મોટી મદદ મળી છે. તેઓ હીનદી વેપારી મંડળીના સેક્રેટરી છે. તેઓ કેવી રીતે કામ કરે છે તેની મને સમજ પડતી નથી. તેમની મદદ ન મળી હોત તો કોંગ્રેસ મળી શકત નહી. વળી વોલંટીયરોનો પણ અમારે ઉપકાર માનવાનો છે. એક મધરાસી ગ્રહસ્થે કેટલાક વખત થી અત્રે આવી અમને ઘણી મદદ આપી છે.

## પ્રમુખનો ઉપકાર.

લાલા રામજીદાસ વધારાયે તે પછી પ્રમુખ ઓનરેબલ સર ફાજલભાઇનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં જણાવયું કે આજે જે કોનગ્રેસની સ્થાપના થઇ છે તેથી આપણને બેધતી ખબર મળશે એટલુંજ નહી પણ આપણે એક બીજાના ઘાડા પરીચયમાં આવીશું. આવી કોનગ્રેસનું પ્રમુખપદ લેવા માટે આપણે સર ફાજલભાઇના ઘણા ઉપકારી થયા છીએ.

ઓનરેબલ મી૦ લલ્લુભાઇએ ઠરાવપર મત લેતાં જણાવયું કે સર ફાજલ ભાઇએ સ્વાગત મંડળમાં પણ ઘણું અગતયનું કામ બજાવયું છે અને આ કોન ગ્રેસની હસ્તી તેમને આભારી છે.

તે પછી ઠરાવ તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થયો હતો.

ઓનરેબલ મી૦ લલ્લુભાઇએ તે પછી પ્રમુખને હારતોરા પહેરાવતા જણાવયું કે સર ફાજલભાઇ હીંદી વેપારી કોનગ્રેસના પ્રમુખ છે અને હીંદી રીત પ્રમુખને હારતોરા આપવાની છે, આથી હું તેમને હાર પહેરાવું છું.

## સર ફાજલભાઇનો ઉતર.

પ્રમુખે પોતાના મનાયલા ઉપકારનો ઉતર આપતાં જણાવયું કે હીંદી વેપારી મંડળીએ મારી યોજનાને ટેકો આપયો ન હોત તો તે પાર પડત નહી. વળી જો હીદી વેપારી મંડળીને હીદી વેપારીઓનો ટેકો ન હતે તો કોનગ્રેસ મળત નહી. આથી આ કોનગ્રેસનું માન હીદી વેપારીઓને છે. આપણે જો આશા રાખીશું અને કામ કરીશું તો આપણને જરૂર ફતેહ મળશે. જો હીંદી વેપારીઓ સાથે મળીને કામ કરશે તો જરૂર આપણા હેતુ આપણે પાર પાડીશું. કેટલાકો કહે છે કે એસોશીયેટેડ ચેમબરમાં મુંબઇના પ્રતીનીધીઓ ઘણા થશે પણ તમે મુંબઇના ભલે એક પ્રતીનીધી આવો અમને વાંધો નથી કારણ કે હીંદનું હીત તેજ મુંબઇનું હીત છે. જર્મની વેપારી પ્રજા છે તેથી તે આબાદ છે. હીંદ જયાં સુધી વેપારી હીંદ થશે નહી તયાં સુધી તેનો ઉધાર થશે નહી. મને આશા છે કે અત્રે આવેલા ડેલીગેટો પોતાને મથકે જઇ આ કોનગ્રેસને ઉતેજન મળે તેવી રીતે કામ લેશે. હવે હું આ કોગ્રેસને ફતેહ ઇચછી તે બરખાસ્ત કરૂ છુ.

તે પછી પ્રમુખ ઓનરેબલ સર ફાજલભાઇ કરીમભાઇ અને મી૦ જયશુખલાલ કે. મહેતા માટે ખુશહાલીના પોકારો બોલાવી કોનગ્રેસ વીસર્જન થઇ હતી.

## Business Adviser.

For all commercial and Trade matters, correspondence, Insurance questions in all its Branches, Investments, Finance, Export and Import, Company's Work such as Floating Amalgamating, Reorganising and Winding up, Inventary and Inspection of Accounts, Balance sheet etc. and all legal and practical routine relating to business. Consulting fees moderate. Apply, with your requirements to Y. L. Bhandarkar F. C. I. (Fellow of the Institute of Commerce, Birmingham) Girgaum "Indoo Lodge" Bombay.

## ધંધામાં સલાહ આપનાર.

વેપાર વાણિજ્યને લગતી દરેક બાબતો, પત્રવ્યવહાર, ઇન્સ્યુરન્સ એટલે વીમાને લગતી દરેક બાબતો, નાણાં રોકવા બાબત, આયાત અને નિકાશના સવાલો ઉપર, કંપનીઓ નવી ઉભી કરવી હોય યા તો જોડી હોય યા તો બંધ કરવાં હોય, વિગેરે, કંપનીને લગતી દરેક બાબતમાં, ઇન્વેન્ટ્રી તૈયાર કરવી હોય, અગર હિસાબ તપાસવો હોય અગર બેલેન્સ શીટ કાઢવાં હોય એવાં દરેક કામમાં અને દરેક જાતના ધંધાને લગતી વ્યવહારીક અને કાયદા સંબંધિ સલાહ આપવામાં આવે છે. સલાહ આપવાની ફી મધ્યમજ રાખવામાં આવેલી છે.

તમારી જરૂરીયાતો સાથે લખો.

વાઇ. એલ. ભંડારકર એફ. સી. આઇ.
ફેલો ઑફ ધિ ઇન્સ્ટીટયુટ ઑફ કોમર્સ,
બરમીંગહામ.
ગીરગામ " ઇંદુલોજ "—મુંબઇ.

# બી. એન. ભાઠેનાની કું.

### પ્લેમ્બરોને લગતો સર્વ સામાન વેચનારાઓ અને કંટ્રાકટરો.

હમારે ત્યાં ગટરના ચીનીના પાઇપો, નાહાનીની તથા વરસાદની બીરની પાઇપો અને ફીટીંગ્સો, પાણીની કલાઇની નળીઓ, અને ફીટીંગ્સો, બીરની નાહાની ટ્રેપસો, સીસાની પાઇપો,



વેલાયતમાં ટેસ્ટ કીધેલા સ્ટોપકોક, બોલકોક, અને બીબતેપ, નેટીવ તથા યુરોપીયન વોટરકલોઝેટ પેન્સો, ફ્લશીંગ ટાંકીઓ, હાથ છાપ સીમેન્ટ, વગેરે પ્લબરોને લગતો દરેક જાતનો માલ જથ્થાબંધ તથા છુટક વેચાતો મલશે.

બહાર ગામના ઓર્ડરો ઉપર તાકીદથી પુરતું ધ્યાન આપવામાં આવશે

ગોડાઉન — ઠે. ૨૪૦ નાગદેવી સ્ટ્રીટ.



ચીરાબજાર અને પારસીગલી — પોષ્ટ નં. ૩ મુંબઇ.

તા. જે. કા.—કેટલાક પુસ્તકોમા વાચકોની નજર "બનાજી એન્ડ ભાથેના" પરમનરોની જાહેર ખબર ઉપર પડશે પણ હમોએ ૧૯૧૧ માં ઉપલા ચાલુ મી. બનાજી સાથ ભાગ કરવાથી હમારૂં જુનુ "બી. એન ભાથેનાની કું." નું નામ બદલી "બનાજી એન્ડ ભાથેના" કર્યું પરન્તુ હતું પાછુ હમોએ ૧૯૧૩ માં મી. બનાજી સાથેની ભાગીદારી છુટી કરી હમારા જુના નામ "(બી. એન. ભાથેનાની કું.)" થી હમારો ધંધો ચાલુ રાખ્યો છે



# ભયંકર દરદો શી રીતે સારાં થાય?

કોઇપણ દરદ લાગુ પડયા પછી તેના અનુભવ સિદ્ધ અને ચોકકસ ઇલાજો કર્યા શિવાય તે દરદથી મુક્ત થઇ શકાતુંજ નથી. પરંતુ એ સંબંધી તમારે લેશ પણ કાળજી કરવી નહીં કારણ કે,

પ્રાચિન ગ્રંથોના આધારે સચોટ ઔષધીઓ નીચેનાં દરદો માટે તૈયાર છે.

| | | | |
|---|---|---|---|
| આંગી. | દમ. | ક્ષય. | ધાતુક્ષય. |
| ધાતુની નબળાઇ. | નપુંસકપણું. | કોલેરિયા. | જીર્ણજવર. |
| અજીર્ણ. | અતિસાર. | ગરમી. | સંગ્રહણી. |
| સંધિવા. | બરોલ. | અર્શ-મસા-બવાસીર. | જળંદર. |
| પાંડુરોગ. | સોજા. | ભગંદર. | કંઠમાળા. |
| ખરજવું. | આંખનું ફુલું. | ઉપદંશ-ગરમીનો રોગ. | તજાગરમી, સ્ત્રીઓને થતો લોહીવા અને શ્વેતપ્રદર અથવા નબળાઇ જવી. |
| પ્રમેહ-પરમો. | વાઇ આવવી. | બચ્ચાંના દરેક વ્યાધિ. | |
| ઋતુનું સાફ નહિ આવવું. | વંધ્યત્વ. | હિસ્ટીરીયા. | |

આવાં હઠીલા દરદો જંગલી જડીબુટ્ટીઓ અને શાસ્ત્રસિદ્ધ ઔષધોથી બહોળા અનુભવને આધારે સરત સાથે સારાં કરવામાં આવે છે. જુદે જુદે ઠેકાણે પૈસા બરબાદ કરવા પહેલાં એક વખત અમારી સલાહ તમો જરૂર લેજો. નીચેને શિરનામે જરૂર મળો અથવા તમારા દરદની સંપૂર્ણ હકીકત લખી મોકલો.

ઠે૦ ભુલેશ્વર રસ્તો,
પાંજરાપોળ ઑફીસ પાસે,
મુંબઇ, ૪.

**વૈદ્ય હરગોવિન્દ હરિદત્ત ઠાકર.**
માલેક-આર્ય ઔષધાલય અને સિંહનાદી ડીપો.

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યું હતું. આટલું છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખાં ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યું હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો. આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા, મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા બેંકરોની તીજોરીઓ લીલામમાં

મુંબાઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા બેંકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા બેંકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

**ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કંપની.**

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

૪૧ ગે.

# સ્વદેશી આગની વીમા કું

## ધી ઈન્ડીયન મર્કન્ટાઇલ ઈન્શ્યુરન્સ કુંપની લીમીટેડ.



(સને ૧૮૮૨ ના ૬ ઠા એકટની અને ૧૮૯૫ ના ૧૨ મા એકટની
રૂએ રજીષ્ટર્ડ કરી છે.)

ફંડ રૂ૦ ૫૦,૦૦,૦૦૦ જે ૫૦,૦૦૦ શેરોમાં
વેહેંચાયેલું છે. દર શેર રૂ. ૧૦૦ નો,
ભરાયલી કેપીટલ રૂ. ૨૧,૧૫,૩૦૦,
રીઝર્વ ફંડ રૂ. ૧,૧૭,૦૦૦

આગની નુકશાનીના દાવાની ભરેલી કુલ રકમ આશરે રૂા. ૨,૨૫,૦૦૦.



### ડીરેકટરો.

ઑન. શેઠ મનમોહનદાસ રામજી (ચેરમેન)
સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી.
શેઠ નવરોજજી જહાંગીર ગામડીઆ.
શેઠ ચતુરભુજ શીવજી.
શેઠ માધવજી ઠાકરશી
શેઠ મોરારજી વેલજી.
શેઠ જેઠાભાઇ વાલજી.
શેઠ વાલજી સુંદરજી.
શેઠ પરશોત્તમ કાનજી
શેઠ જગજીવન રોપકરણ

દરેક જાતનું આગના વીમાનું કામ (જેવું કે બીલ્ડીંગસપર, મીલોપર વિગેરે વિગેરે) હાથમાં ધરવામાં આવે છે. જાહેર પ્રજાને તથા વેપારી વર્ગને એસ્તેમાસ કરવામાં આવે છે કે આ સ્વદેશી કંપનીને પુરતું ઉત્તેજન આપવાની મેહેરબાની કરવી. વધુ વિગત સારૂ આ કંપનીની ઓફિસમાં લખવું જાતે મળવું.

**પેસ્તનજી એદલજી ધાલા.**

સેક્રેટરી, ધી ઈન્ડીયન મર્કન્ટાઇલ ઈન્શ્યુરન્સ કું૦ લી૦
૧૯, બેન્ક સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

૯-૧૧

# મુંબઈ ઈલાકાનું ખેતીવાડી ખાતું.

## ૧૯૧૫-૧૬ ની મોસમને લગતા આખા મુંબાઈ ઈલાકા ( સિંધ અને દેશી રાજ્યો સાથે ) ના પાકને લગતા આંકડા અને અડસટ્ટા.

### ડાંગર.

છેલ્લી ખબર મુજબ ચોખાના વાવેતરનું કુલ ક્ષેત્રફળ નીચે મુજબ છે.

( ૨૦ મી નવેમ્બર સુધીનો અડસટો )

| | અંગરેજી મુલક | દેશી રાજ્યો. |
|---|---|---|
| ઈલાકો | ૧૫,૪૬,૮૦૦ | ૬,૦૩,૧૦૦ |
| સિંધ | ૧૦,૩૫,૫૦૦ | ૬,૯૦૦ |
| | ૨૫,૮૨,૩૦૦ | ૬,૧૦,૦૦૦ |

કુલ ૩૧,૯૨,૩૦૦ એકર.

ગયા વર્ષના કરતાં ૧૪.૮ ટકા ક્ષેત્રફળ ઓછું છે.

અંગ્રેજી મુલકોમાં ગયા વર્ષની અને અને ગયા દશ વર્ષની સરેરાશ કરતાં ૧૧ અને ૧ ટકા અનુક્રમે ઓછું છે. ખાસ કરીને આ ઘટાડો થવાનું કારણ ગુજરાત અને ગુજરાતના દેશી રાજ્યોમાં વર્ષાદની આછત છે. બીજા મુલકોમાં વર્ષાદ મોડા પડયા તેને લીધે છે. સિંધમાં ઉત્તર સરહદના મુલકોમાં પાણીની છુટ, હૈદ્રાબાદમાં ગયે વર્ષે પાણીમાં ડુબી ગયલી જમીનમાં આ વર્ષે કરેલું વાવેતર, અને થરપારકરમાં હીરલવાહમાં ચોખાનું વાવેતર કરવાની પરવાનગી–આને લીધે ચોખાના વાવેતરમાં વધારો થયો હતો પણ બીજા ભાગોમાં પુરતાં પુર નહિ આવવાથી સરેરાશ ઘટાડો થયો છે.

મોસમ—ઉત્તર ગુજરાતમાં વરસાદ નહિ જેવો હતો અને જ્યાં નહેરની સગવડ નહિ હતી ત્યાં પાક સુકાઇ ગયા હતા. દક્ષિણ ગુજરાતમાં વર્ષાદની અછતને લીધે નુકસાન પહોંચ્યું હતું અને તદન સાધારણ ઉપજ થઇ હતી. દખણ, બેલગામ અને કોલ્હાપુરમાં પાક આબાદ હતા. કર્ણાટકના બીજા ભાગોમાં મોસમની અધવચ્ચે વર્ષાદની તાણને લીધે સાધારણ પાક ઉતર્યો હતો. કોંકણમાં રત્નાગીરી, કાનરા, ઉત્તર થાણા વિ. ભાગોમાં આગસ્ટ, સપ્ટેંબરના વર્ષાદના મોટા મોટા અંતરને લીધે પાકને ઘણું નુકસાન પહોંચ્યું હતું. બીજે બધે પાકની હાલત સંતોષકારક હતી. હમેશની માફક પાકની કાપણી અકટોબર–નવેંબરમાં થઈ હતી.

દક્ષિણ ગુજરાતમાં સાધારણ પાક પ્રમાણે ૫૦ થી ૬૫ ટકાનો આશરો હતો. દખણ, બેલગામ અને કોલ્હાપુરમાં ૧૦૦ થી ૧૧૫ ટકા, કર્ણાટકના બીજા ભાગોમાં ૬૫ થી ૧૦૦ ટકા. કોંકણના ઉત્તર ભાગોમાં પાક સાધારણ ( નૉર્મલ ) હતો પણ દક્ષિણ ભાગોમાં ૬૫ થી ૮૫ ટકા હતો. સિંધમાં ૬૫ થી ૮૫ ટકા ઉતાર્યો હતો.

કુલ પાકનું કોષ્ટકઃ—

| | અંગ્રેજી મુલકો | દેશી રાજ્યો. |
|---|---|---|
| | હંદ્રવેટ | હંદ્રવેટ. |
| ઈલાકો | ૧,૨૨,૯૧,૪૦૦ | ૫૫,૪૩,૭૦૦ |
| સિંધ | ૭૫,૫૮,૪૦૦ | ૪૭,૦૦૦. |
| કુલ. | ૨,૧૮,૪૯,૮૦૦ | ૫૫,૯૦,૭૦૦. |

કુલ. ૨,૭૪,૪૦,૫૦૦ હંદ્રવેટ.

ગયા વર્ષના કરતાં ૨૩·૫ ટકા ઓછો પાક ઉતર્યો છે. અંગ્રેજી મુલકોમાં ગયા વર્ષ

કરતાં ૧૭ ટકા ઓછો અને છેલ્લાં પાંચ વર્ષની સરેરાશ કરતાં ૮ ટકા ઓછો ઉતર્યો છે.

## ગળી.

છેલ્લી ખબર મુજબ ગળીના વાવેતરનું કુલ ક્ષેત્રફળ નીચે મુજબ છેઃ—

(૨૦ મી નવેંબર સુધીના અડસટ્ટા).

| | એકર. |
|---|---|
| અંગ્રેજી મુલકોઃ | ૩,૮૦૦ |
| દેશી રાજ્યોઃ | ૨,૪૦૦ |
| કુલ | ૬,૨૦૦ |

ચાલુ સરતાં ૪૬ ટકા ક્ષેત્રફળ સાથે ૦–૧૨–૦ માં ગયા વર્ષના કરતાં ૧–૮–૦ માત્ર દે: દશ વષની સરેરાશ 'ફળ છે. સિંધના જ્યમાં ગળીનું





વાવેતર છે. લઢાઇ શરૂ થઇ ત્યારથી ગળીના ભાવ ચઢી જવાને લીધે ગળીના વાવેતરને ઉત્તેજન મળવા માંડયું છે.

મોસમ:—

પાણીની તંગીને લીધે પાકને થોડુંક નુકસાન પહોંચ્યું હતું. સાધારણ (નોર્મલ) પાકના પ્રમાણમાં અંગ્રેજી મુલકોમાં ૫૦ થી ૭૫ ટકા અને ખેરપુર રાજ્યમાં ૭૫ ટકા પાક ઉતર્યો છે. હમેશ મોકક પાકની કાપણી સપ્ટેંબર-અકટોબરમાં થઇ હતી.

કુલ પાકનું કોષ્ટકઃ—

| | હંડ્રવેટ. |
|---|---|
| અંગ્રેજી મુલકો | ૪૮૦ |
| દેશી રાજ્યો | ૪૦૦ |
| કુલ | ૮૮૦ |

આ વર્ષે ગયા વર્ષના કરતાં ૧૩ ટકા પાક ઓછો ઉતર્યો છે.

# WAR NOTES AND NOTIFICATIONS.

## લડાઇ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

નામદાર સરકારના વેપારી અને ઉદ્યોગના ખાતાં તરફથી યુનાઇટેડ કીંગડમની મનાઇ થયેલી અને અટકાવેલી નિકાશનું લીસ્ટ અમને મળ્યું છે જેને લગતી ખબર ચેમ્બરમાંથી મળી શકશે.

નામદાર સરકાર તરફથી મનાઈ હુકમ નીકળ્યો છે કે તા. ૨૦ મી નવેંબર ૧૯૧૫ પછી હિંદુસ્તાનમાંથી યુનાઇટેડ કીંગડમ સિવાય બીજા કોઇ દેશમાં હીરાની નિકાશ નહિ થવા દેવી.

નામદાર સરકારના વેપાર અને ઉદ્યોગના ખાતાં તરફથી મનાઈ હુકમ નીકળ્યો છે કે યુનાઇટેડ કીંગડમ અને બીજા બ્રીટીશ મુલકો સિવાય હિંદુસ્તાનમાંથી અબરખની નિકાશ થવા દેવી નહિ. જાપાન સિવાયનાં મિત્ર રાજ્યો સાથે અબરખનો વેપાર' ના. સરકારનો પરવાનો મેળવ્યેથી કરવા દેવામાં આવશે.

ઇટલી અને તેનાં સંસ્થાનોમાં રોકવામાં આવેલાં દુશ્મન લોકનાં વહાણો પર જે લોકોને માલ હોય તે પાછો મેળવવા માટે શાં શાં પગલાં ભરવાં જોઇએ તે બાબતને લગતી ખબરો ઇટાલીઅન પ્રાઇઝ કોર્ટ તરફથી પ્રગટ થઇ છે. વધુ વિગત ચેમ્બરમાં ખબર કાઢવાથી મળશે.

ઇટાલીઅન પ્રાઇઝકોર્ટને લગતા કાનુન વિષે વધુ વિગત અમારી ચેમ્બરમાંથી મળી શકશે.

નામદાર હીંદી સરકારના વેપાર અને ઉદ્યોગનાં ખાતાં તરફથી બે નોટીફીકેશનો-નં' ૧૬૩૮૭-W, તારીખ ૩૦ મી અકટોબર ૧૯૧૫—અને નં.' ૩૮-W તારીખ ૬ ઠી નવેંબર ૧૯૧૫—કે જેમાં યુનાઇટેટ કીન્ગડમમાંથી થતી નીકાશની બાંધી અને કાયદાને લગતા સુધારાની ખબર આપેલી છે તે મળ્યાં છે. જે મેમ્બરોને આ બાબતમાં ખબર મેળવવી હોય તેઓએ હમારી ઓફીસમાં ખબર કાઢવી.

નામદાર હીંદી સરકારના વેપાર અને ઉદ્યોગના ખાતાં તરફથી નોટીફીકેશન નં. ૧૩,૪૬૭-W (તારીખ. ૨૪મી ઓગસ્ટ ૧૯૧૫) ની બાબતમાં સુધારો થવાની નીચે મુજબ ખબર મળી છે:—

(ડી) ની કલમની છેલી લાઇનમાંથી 'અને' શબ્દ કાઢી નાખવો.

(ઇ) કલમની છેલી લાઇનમાં પુલસ્ટોપને બદલે સેમીકોલન મુકવું અને "અને" શબ્દ ઉમેરવો.

(એફ) એક કલમમાં યુનાઇટેડ કીંગડમમાંથી પારસલ પોસ્ટથી આયાત થયેલો માલ એવી રીતે સુધારો કરવો.

સેક્રેટરી ઓફ સ્ટેટ તરફથી નામદાર હીંદી સરકારને એક તાર મળ્યો છે કે જેમાં પોર-ટયુગીઝ ઇસ્ટ આફ્રીકા અને લીબેરીઆ સાથે

વેપાર કરવાની બંધી કરવામાં આવી છે કે જે બંધી ૧૦ મી ડીસેમ્બરથી અમલમાં આવશે.

ના. સરકાર તરફથી એક યાદીમાં લંડન ગેઝેટમાં આવેલી નીચેની નોંધ તરફ લક્ષ ખેંચવામાં આવે છે :—

સુપ્રીમ કોર્ટ ઓફ હોંગકોંગમાં સેને-ગ્રેબીઆ નામના વહાણ સ્હામે માંડવામાં આવેલો દાવો થોડા વખત માટે મુલતવી રાખવામાં આવ્યો હતો તે સુનવણી માટે થોડા વખતમાં હાથ ધરવામાં આવશે.

ના. ફ્રેંચ સરકારની જોડે કરેલી ગોઠવણ મુજબ સ્ટીમરશીપ "સી. ફર્ડીનેંડ" જેને પકડીને હોંગકોંગમા લાવવામાં આવ્યું છે, તેને લગતો મુકદમો પારીસની ફ્રેન્ચ પ્રાઇઝ કોર્ટ સન્મુખ નીકળશે. ના. હિંદી સરકારનાં હુન્નર ઉદ્યોગ ખાતાં તરફથી નીચે પ્રમાણે એક યાદી બહાર પાડવામાં આવી છે:—

બ્રીટીશ હિંદુસ્તાનમાં વેપાર ચલાવવા બલ્ગેરીયન લોકો પર કાબુ રાખવાને નીચે પ્રમાણે હુકમ કરવામાં આવ્યો છે. જે લોકો વેપાર કરવા માગતા હોય તેણે પરવાનો મેળવવા માટેની અરજી તા. ૧૧ જાનેવારી ૧૯૧૬ પહેલાં પ્રાંતિક સરકાર મારફત કરવી.

હોસ્ટાઇલ ફોરીનર ઓર્ડરમાં વિરોધી પક્ષના પરદેશીઓમાં બલ્ગેરીઆના રાજનો પ્રજા પણ સમાઇ જાય છે.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ના. હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાના સભાસદ ઑ. સર વીલીઅમ કલાર્ક તા. ૧૦ મી ડીસેમ્બર ૧૯૧૫ શુક્રવારે દેશી વેપારી ચેમ્બરની મુલાકાતે પધારનાર હતા પણ નાદુરસ્ત તબીઅતને લીધે આવી શક્યા નહિ, તેથી ચેમ્બરના ઉપ-પ્રમુખ તથા માજી પ્રમુખ તે નામદારને મળવા ગવર્નમેંટ હાઉસમાં ગયા હતા અને નીચેના સવાલો પર વિવેચન ચલાવ્યું હતું:—

(૧) આ દેશમાં સોનેરી તથા રૂપેરી લેસ બનાવનારાઓને રૂપું આયાત કરતી વખતે ૧૫ (પંદર) ટકા જકાત આપવી પડે છે. અને પરદેશમાં લેસ તથા રૂપાની ચીજો બનાવનારાઓને મજકુર ચીજો આયાત કરતી વખતે માત્ર ૫ (પાંચ) ટકા જકાત આપવી પડે છે માટે પરદેશી લેસવાળાઓને અધિક લાભ મળે છે તે બાબત.

(૨) ના. સરકારે માલ એક હાથ કરી લીધો તેને પરિણામે અમુક વેપારીઓ તથા ધંધા દારીઓને માલ એક હાથ થયો તે પહેલાં કરેલા કરારો રદ કરવા પડયા તેથી નુકસાન અને હાડમારી વેઠવી પડી તે બાબત

(૩) દેશી ઉદ્યોગીની ભવિષ્યની ખીલવણી અર્થે જે પગલાં ભરવામાં આવે તેને લગતી પોલીસી જાહેર કરવાની અને તેને લગતો *ઠરાવ પ્રસિદ્ધ કરવાની અગત્ય.

(૪) ગયે વર્ષે ઘઉંની નિકાશ કરવામાં આવી હતી તેનું પરિણામ શું આવ્યું તે પછી તે પરિણામ ફાયદાકારક હોય કે નહિ:—

આ બધા સવાલોના જવાબમાં ઑ. સર વીલીઅમ કલાર્કે નીચે મુજબ ઉત્તર આપ્યો હતો:—

(૧) હિંદુસ્તાનમાં લેસ બનાવવા માટે રૂપું આયાત કરનારાઓને વધારે જકાત આપવી પડે છે તે બાબત ના. હિંદી ખજાનચીના લક્ષ પર લાવવા સર વીલીયમ કર્લાકે વચન આપ્યું હતું.

(૨) ના. સરકારે માલ એક હાથ કરવા માંડયો તેને માટે વેપારીઓને વેઠવી પડતી હાડમારી પ્રત્યે તે નામદારે દીલસોજી દેખાડી હતી પણ તે સાથે જણાવ્યું કે એ તો લડાઇનું એક અનિવાર્ય પરિણામ છે. નામદાર સરકારે અખત્યાર કરેલી પોલીસીને અંગે ગ્રાહક આદમીઓને નુકશાન પહોંચે તે ભરી આપવા ના. સરકાર માથે લે એ અસંભવીત છે, તેણે જણાવ્યું કે કેટલાક વહાણ વાળાઓએ પોતાનો દર વધાર્યા વગર

* ઓરએ ટાઇલ માર્ટ ૨૧ બેંક ઓટ કેર્ટ મુંબઇ

જે માલ લઈ લેવામાં આવ્યો હતો તેને બદલે કરારનામાંમાં ફેરફાર કરી સવળતા કરી આપી હતી પણ આ રિવાજ કેટલે દરજજે ચાલુ છે તેની તે નામદારને બરાબર ખબર ન હતી.

( ૩ ) હિંદુસ્તાનમા ભવિષ્યમાં હુન્નર ઉદ્યોગ ખીલવવા માટેની યોજના સંબંધે તેણે જણાવ્યું કે તે બાબતપર હિંદી સરકાર ના. હિંદી પ્રધાન જોડે પત્ર વ્યવહાર ચલાવે છે અને હમણાં તે બાબત પ્રસિદ્ધ થઇ શકે તેમ નથી. ચેમ્બરને ખબર તો હશેજ કે એ આખો વિષય વડી ધારાસભામાં ચર્ચાવાનો' છે કારણ કમીટીના એક સભાસદ ઓ. સર ઇબ્રાહીમ રહીમતુલ્લા એક ઠરાવ રજુ કરનાર છે અને ના. સરકાર આશા રાખે છે કે તે તે વખતે પોતાના વિચાર-અત્રે અભિપ્રાયો સંપુર્ણ રીતે પ્રગટ કરશે

(૪) ઘઉંની નિકાશની યોજનાના પરિણામ સંબંધે તેણે જણાવ્યું કે કમીટીને ખબર હશે કે ઘઉંનું વેચાણ લંડનમાં એક સરકારી કમીટી મારફત કરવામાં આવ્યું હતું પણ નિકાશ બંધ થઇ તે દીવસ સુધીના હિસાબનો પુરેપુરો એહવાલ હજી સુધી મળ્યો નથી. પરંતુ ના. સરકારે લગભગ ૧,૩૦,૦૦૦ પાઉંડ=૧૯,૫૦૦૦૦ રૂપિઆનો જુજ નફો કર્યોછે. પણ ચેમ્બરને ખબર તો હશેજ કે હમણાં એક યાદી બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે આ યોજના ચાલુ સરકારી વર્ષ પુરૂં થાય તે પછી પણ ચાલુજ રાખવાની છે માટે એ વેપાર બંધ પડે તે પહેલાં નફા-ટોટાનુ છેવટનું સરવાયુ કાઢી શકાય નહિ.

# OTHER CHAMBERS.

# બીજી ચેમ્બરો.

## મુંબાઈ ચેમ્બર.

ગયા આગસ્ટ માસમાં કરાંચી ચેમ્બર ઓફ કોમર્સે ના. સરકાર પર પત્ર લખ્યો હતો તેમાં ના. સરકારે અખત્યાર કરેલી ઘઉં બાબતની પોલીસીની અસર પર વિવેચન કરવામાં આવ્યું હતું. આ પત્ર મુંબાઈ ચેમ્બર ઓફ કોમર્સ પર અનુમોદન માટે મોકલવામાં આવ્યો હતો. મુંબાઈ ચેમ્બરે તેને સંપુર્ણ ટેકો આપ્યો છે. એ પત્રમાં સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે કે ઘઉંના ભાવ ચડતા અટક્યા છે અને ગ્રેટબ્રિટનમાં સારા ઘઉં વાજબી ભાવે મળી શકે એમ થયું છે પણ બ્રીટીશ લાભોને ઘણું નુકસાન પહોચ્યું છે માટે જો હજુપણ સરકાર એ પોલીસી ચાલુ રાખવા ઇરાદો રાખતી હોય તો બ્રીટીશ લાભોને પહોચતું નુકસાન કમી કરવા યત્ન કરશે.

યુ. પી. ચેમ્બર ઓફ કોમર્સે મુંબાઇ ચેમ્બર પર પત્ર લખી જણાવ્યું છે કે ૪ ટકાની કનવર્ઝીબલ લોન (ઇંગ્લાંડ) ને લીધે સરકારી લોનના ભાવ ઉતરે એ સંભવિત છે માટે ના. સરકારને અરજ કરવી કે વ્યાજનો દર વધારવો. મુંબાઇ ચેમ્બરે દલીલો બતાવી અનુમોદન આપવા ના પાડી છે.

રૂા. ૧૦ તથા રૂ. ૫૦ ની ચલણી નોટો સંબંધે મુંબાઇ ચેમ્બરે ના. સરકારનું ધ્યાન ખેચ્યું છે. એ બે નોટો એક બીજાને એટલી મળતી આવે છે કે એમાં ઘોંટાળા થાય છે. નવા નોટો બહુ જાડી છે. તે પરના આંકડા બહુ નાના છે આ બાબત પર ૧૯૧૦ માં ચેમ્બરે ના. સરકારનું ધ્યાન ખેચ્યું હતું પણ પરિણામ કાંઈ આવ્યું નથી. માટે ફરીથી તે માટે ના. સરકારનું ધ્યાન ખેચ્યું છે.

### કરાંચી ચેમ્બર ઓફ કોમર્સ.

ચલણી નોટો સંબંધે મુંબાઇ ચેમ્બરે કરેલી અરજીને કરાંચી ચેમ્બરે અનુમોદન આપ્યું છે.

ચાલુ વેપારી જથ્થાબંધ ભાવનો અર્થ કલેકટર ઓફ કસ્ટમ્સે એવો કર્યો છે કે કોઇ માલની કીંમત આંકી નહી શકાતી હોય તો વેપારી સાટામાં ઠેરવેલો ભાવ ગણાશે પણ તે ભાવ સાચો છે એની ખાત્રી આપવી પડશે અને બીજી બાતમી નહિ મળે તોજ એ ભાવ પ્રમાણે જકાત અંકાશે.

પોસ્ટ તથા તારખાતાંના ડીરેકટર જનરલે હુકમ કર્યો છે કે કરાંચી તાર ઓફીસમાં નહિ ભુસી શકાય એવી પેન્સીલ વાપરવી. આ માટે કરાંચી ચેમ્બરે તેનો આભાર માન્યો છે અને સુચના કરી છે કે બીજા ભાગોમાં પણ એવી પેન્સીલનો ઉપયોગ કરવો.

ચલણી નોટ બાબતમાં ના. સરકારે મુંબઇ ચેમ્બર પર મોકલી આપેલા જવાબની નકલ કરાંચી ચેમ્બર પર નીચે પ્રમાણે મોકલી આપી છે. ચલણી નોટ માટે ના. સરકાર વિચાર કરતી હતી અને લડાઇ જાગી તે વખતે તો ના. સરકાર ચેમ્બરો સાથે પત્ર વ્યવહાર કરવાની તૈયારીમાં હતી પણ લડાઇને લીધે તે વાત અટકી. જોકે એ સવાલ વેપાર વર્ગ માત્રને જ નહિ પણ આખી પ્રજાને લગતો છે તોપણ હમણાં એ હાથ ધરી શકાય એમ નથી કારણ કે સંયોગો પ્રતિકુળ છે માટે લડાઇના અંત સુધી એ બાબત મુલતવી રાખવા ના. સરકારે વિચાર કર્યો છે.

કરાંચી ચેમ્બરના એક સભાસદે ચેમ્બરને પત્ર લખી જણાવ્યું છે કે બસરા માટે તારનો દર એક શબ્દ માટે ૧-૫-૦ છે અને ડીફર્ડ તારો લેવાતા નથી જ્યારે લંડનને માટે ૧-૪-૦ અને ડીફર્ડ માટે ૦-૧૦-૦ છે. હવે બસરા અંગ્રેજી હકુમત નીચે આવ્યું તો તારના ભાવમાં પણ ઘટતા ફેરફાર થવા જોઇએ. આ પત્રની નોંધ લઇ પોસ્ટ અને તાર ખાતાંના ડીરેક્ટર તરફ મોકલી આપવામાં આવ્યો છે.

### બંગાળા ચેમ્બર ઓફ કોમર્સ.

ધુમાડા અટકાવનારા કાયદામાં સુધારો કરવા માટે બંગાળા સરકાર ઇરાદો રાખે છે તેમાં વેપારી લોકોના લાભને લગતી કલમો બાબતમાં ચેમ્બર પર ના. સરકારનો પત્ર આવ્યો હતો. તેમા ભર સાગરે થઇને પરદેશ જતી બોટોની બાબતમાં જે છુટ મુકવામાં આવી હતી તે હવે સરકાર રદ કરવા માંગે છે. કલકત્તા લાઇનર્સ કોનફરન્સ તથા સ્ટીમશીપ એજંટો તે સુધારાની વિરૂદ્ધ છે. ચેમ્બર પોતાનો મત થોડા વખતમાં જણાવશે.

જકાત વખતે અંકાતી માલની કીંમત પર જે જે સુધારા કરવા ના. સરકાર ઇરાદો રાખે છે તેને લગતો સરક્યુલર નવેંબર-ડીસેંબરમાં ચેમ્બરોપર મોકલવામાં આવે છે તને લગતી ફર્યાદ મુંબઇ ચેમ્બરે ઉઠાવી છે કે તે પર વિચાર ચલાવવા માટે વાર્ષિક કોનફરન્સના એક મહિના અગાઉ તે મોકલી આપવો જોઇએ. બંગાળા ચેમ્બરે પણ વિચાર ચલાવવા માટે વધારે વખત જોઇએ એવી દલીલ રજુ કરી છે. ના. સરકારે ઘટતા સુધારા કર્યા છે તેમાં એમ પણ છે ડીરેક્ટર જનરલ ઓફ કમર્શીઅલ ઇન્ટેલીજન્સે મુંબઇની દેશી વેપારી ચેમ્બરનો અભિપ્રાય પુછી મંગાવવો તથા વાર્ષિક કોનફરન્સમા તે લોકો તરફથી પ્રતિનિધિ મોકલવાની ગોઠવણ કરવી.

મળેલા તારના સંદેશાઓ લાલ શાહીમાં ટાઇપ કરવા માટે ચેમ્બરે અભિપ્રાય દર્શાવ્યો છે કે તેને બીલકુલ વાંધો નથી.

રશીઆ સાથેનો હીંદી વેપાર ખીલવવા માટે રૂસો-બ્રીટીશ ચેમ્બર બંગાળા ચેમ્બર પર પત્ર લખી પુછાવેછે રશીઆ સાથે વેપાર કરવા ઇચ્છતા વેપારીઓનાં નામ મોકલવાં. અત્યાર સુધી રશીઆ સાથેનો વેપાર બહુ જુજ હતો અને હતો તે પણ જર્મન વેપારીઓની મારફત હતો. આવિગ્રહને લીધે એક અમૂલ્ય તક મળીછે તેનો લાભ લેવા વેપારીઓ ચુકશે નહિ.

બંગાળ સરકાર દરવર્ષે સ્કોલરશીપ આપી હુન્નર ઉદ્યોગ શીખવા વિદ્યાર્થીઓ મોકલી આપે છે. ૧૯૧૬ને માટે કયો હુન્નર પસંદ કરવો તે માટે સરકારે ચેમ્બરનો અભિપ્રાય માગ્યો હતો. ચેમ્બરે ચામડાં કેળવવાનો હુન્નર માટે ભલામણ કરી છે. હિંદુસ્તાનમાં ચામડાંની પેદાશ ઘણી છે માટે તેને કેળવવાનો ધંધો ખીલવવો જોઇએ, રંગવાના ઉદ્યોગને માટે પણ ભલામણ કરવામાં આવી છે. ચેમ્બરની દલીલ મુજબ દેશી વિદ્યાર્થીઓને વિલાયતનાં કારખાનામાં દાખલ કરવામાં કાંઇ હરકત નહિ આવે. શીખીને પાછા ફરતા ઉમેદવારોને નોકરી મેળવવામાં કે ધંધો કરવામાં અત્યાર લગી હાડમારી નથી પડી,એમ ચેમ્બરનો મત છે.

### દક્ષીણ હીંદ (મદ્રાસ)ની ચેમ્બર ઓફ કોમર્સ.

કલકત્તા ખાતે વેપારી સંગ્રહસ્થાન સ્થાપવા માટે ના. હિંદી સરકારની સૂચનાને અનુસરી મદ્રાસની ચેમ્બરે મદ્રાસ સરકારને અરજ કરી હતી કે એ સંગ્રહસ્થાનની એક શાખા મદ્રાસ ખાતે સ્થાપવી. જવાબમાં ના. સરકારે જણાવ્યું છે કે એની યોજના સરકાર પાસે છે પણ હમણાં તે બાબત હાથ ધરી શકાય એમ નથી.

### બર્મા ચેમ્બર ઓફ કોમર્સ.

ન્યુ યોકમાં ભરાનારી ઇન્ટર નેશનલ ટ્રેડ કોનફરન્સમાં પ્રતિનિધિ મોકલવા માટે બર્મા ચેમ્બર પર આમંત્રણ આવ્યું હતું. આમંત્રણ બહુ મોડું મળ્યું હોવાને લીધે પ્રતિનિધિ મોકલી શકાયા નથી.

નેસલ્સ એન્ડ એંગ્લો સ્વીસ કન્ડેન્સ્ડ મીલ્ક કું૦ ના. સરકારને અરજ કરવાની છે કે મલાઇ ઉતારી લીધેલા દુધના ડબ્બા ઉપર "મલાઇ ઉતારેલું-બાળકોને માટે નકામું" એવા શબ્દો અંગ્રેજી તથા દેશી ભાષામાં છાપવા જોઇએ, આ અરજને બર્મા ચેમ્બરે ટેકો આપ્યો છે.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવાં હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંદ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેનો સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના અકટોબ્બર માસમાં થયેલી આયાત. | | અકટોબર ૧૯૧૫ પછી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો હંદ્રવેટ | દર હંદ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંદ્રવેટ | દર હંદ્રવેટની સરેરાશ કીંમત રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ૫ | ૧૦ ૧૨ | ૫ | ૧૦-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમા સુધારેલી | ૨૦,૧૩૦ | ૧૬-૧૨ | ૨૦,૧૩૦ | ૧૬-૧૨ |
| ,, ,, જાપાનમાંથી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરતી | ૯૮૨૫૮૧ | ૧૫-૧૨ | ૯૮૨૫૮૧ | ૧૫-૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૪૭૦,૮૨૨ | ૧૪-૦ | ૪૭૦,૮૨૨ | ૧૪-૦ |
| ,, ,, જાવાનો ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ......... | ......... |
| ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી ... | ૫૦ | ૧૬-૦ | ૫૦ | ૧૬-૦ |

## JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૫ ના આગસ્ટ મહિનામાં નીચેની જોઇન્ટ સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૧. બેંકીંગ, લોન, ઇન્સ્યુરન્સ. | | | |
| ૧. ચીલમારી લોન ઓફીસ. | બંગાળા. | નાણાંની ધીરધાર. | ૫૦,૦૦૦ |
| ૨. બહેરબંદ જોતદાર બેંક. | ,, | બેંકીંગ-શરાફી. | ૫૦,૦૦૦ |
| | | કુલ ... ... ... ... | ૧,૦૦,૦૦૦ |
| ૨. વેપાર. | | | |
| (અ) રેલ્વેઝ અને ટ્રામવે. | | | |
| ૩. કુતવાહ્ઇસ્લામપુર લાઇટ રેલ્વે કંપની | કલકત્તા-બંગાળા. | કુતવાથી ઇસ્લામપુર સુધી રેલ્વે. | ૧૨,૦૦,૦૦૦ |
| . ચોપરમુખ સેલઘાટ રેલ્વે કું. | ,, ,, | ચોપરમુખથી સેલઘાટ સુધી રેલ્વ. | ૨૩,૦૦,૦૦૦ |
| | | રેલ્વે વિ. કુલ .. ... | ૩૫,૦૦,૦૦૦ |
| (બ) બીજી. | | | |
| ૫. ઇન્ડીઅન પ્લેન્ટર્સ એજન્સી. | બંગાળા. | પરચુરણ વેપાર અને એજંસી. | ૨૦,૦૦૦ |
| ૬. બંસદોહા બંગોર ફીશર કું. | ,, | માછલી વેચવા માટે. | ૧૦,૦૦૦ |
| ઠ્પા —ઓફ ઇન્ડીઆ મેચીસ.<br>રલ ઓઈ<br>દેશી વેપા | બરેલી યુ. પી | દીવાસલીની બનાવટ-લાકડાંનું વેચાણ | ૮,૦૦,૦૦૦ |
| વધો તથા વ<br>કુથી પ્રતિનિધિ ...નું (ખાનગી). | ફીરોજપુર સીટી, પંજાબ. | સ્વદેશી માલના વેપારી. | ૫૦,૦૦૦ |
| મળેલા તારના ન<br>ટાઇપ ઠરવા માટે ચેમ્બરે કંપની | મુંબઇ. | હાર્ડવેર બનાવવા માટે. | ૨૦,૦૦૦ |
| છે કે તેને બીલકુલ વાંધો નર<br>રશીઆ સાથેના હીંદી વેપ | | બીજીઓ કુલ ... ... | ૯,૦૦,૦૦૦ |
| માટે રૂસો-બ્રીટીશ ચેમ્બર બંગાળી<br>પત્ર લખી પુછાવેછે રશીઆ મ | .. ... | . ...... | ૪૪,૦૦,૦૦૦ |

ફરનીચરના ગીત વાળીઓ સફાકદાર અને મજબુત.

| નામ. | ઠેકાણું. | હેતું. | થાપણ રૂ. |
|---|---|---|---|
| ૩. મીલ અને જીન. | | | |
| (અ) સુતરની મીલ. | | | |
| ૧૦. મથરાદાસ મીલ્સ. | મુંબઇ. | સુતર વણાટ કાંતવાનું. | ૧૨,૦૦૦,૦૦ |
| (બ) ચોખાની મીલ | | | |
| ૧૧. બંગાળ રાઇસ મીલ્સ. | બંગાળ. | મીલ માલેકી. | ૧,૦૦,૦૦૦ |
| મીલ અને જીનનો સરવાળો. | | | ૧૩,૦૦,૦૦૦ |
| ૪. ખાણુ વિ. | | | |
| ૧૨ લોહાપતી કોલ કું. | બંગાળા | કોલસાની ખાણ. | ૬૦,૦૦૦ |
| ૧૩. એસ સી. સુકરજીની કું. | ,, | ખાણુની માલેકી, અને ચુના સીમીંટ બનાવવા. | ૨૦,૦૦૦ |
| ખાણ વિ. સરવાળો ... ... | ...... | ...... | ૮૦,૦૦૦ |
| ૫. જમીન અને બાધકામ. | | | |
| ૧૪. ડલ્હૌસી પ્રોપરટીઝ. | કલકત્તા, બંગાળા. | જમીન લેવા અને મકાન બાંધવા. | ૧૦,૦૦,૦૦૦ |
| એકંદર કુલ ... ... ... | ...... | ...... | ૬૮,૦૦,૦૦૦ |

---

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના સપ્ટેમ્બર માસમાં હિંદુસ્તાનની મીલોમા નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૩૫,૨૪૮,૭૯૫ | ૪૨,૪૪૩,૬૪૧ |
| મદ્રાસ | ૩,૪૮૪,૭૩૬ | ૩,૮૬૭,૩૩૭ |
| બંગાળા | ૨,૪૩૯,૩૩૯ | ૨,૮૭૪,૨૭૫ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | (આ) ૩,૬૯૦,૦૮૬ | ૩,૯૧૪,૭૪૨ |
| અજમેર મેવાડ | (બ) ...... | ૩૩૭,૭૨૮ |
| પંજાબ | (ક) ૫૨૦,૭૨૫ | ૩૭૮,૪૪૮ |
| દીલ્હી | (ડ) ...... | ૨૧૬,૫૦૮ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૨,૮૬૧,૨૯૧ | ૩,૧૬૩,૮૫૭ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૪૮,૨૫૪,૯૭૨ | ૫૭,૧૯૯,૫૩૬ † |
| દેશી રાજ્યો | ૩,૧૧૪,૯૭૫ | ૨,૧૯૫,૧૫૪ |
| કુલ ... | ૧૫,૩૬૯,૯૪૭ | ૫૯,૩૯૪,૬૯૦ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|---|
| મુંબઇ | રતલ | | ૧૩,૫૫૬,૨૫૩ | ૨૭,૯૮૫,૦૩૯ |
| | વાર | | ૫૪,૯૨૨,૩૪૧ | ૧૧૬,૪૭૪,૬૫૪ |
| મદ્રાસ | રતલ | | ૫૧૪,૮૪૬ | ૧૧,૩૫,૪૨૭ |
| | વાર | | ૧,૬૮૫,૪૪૩ | ૩,૪૪૨,૪૫૮ |
| બંગાળ | રતલ | | ૨૨૧,૫૦૫ | ૧૭૯,૨૪૭ |
| | વાર | | ૧,૧૦૦,૭૨૧ | ૧,૧૫૧,૮૮૮ |
| મટિડ પ્ર | રતલ | અ. | ૮૩૬,૩૪૪ | ૧,૦૫૨,૯૨૨ |
| | વાર | | ૨,૮૯૮,૩૭૬ | ૩,૫૮૫,૫૬૭ |
| પંજાબ | રતલ | ક. | ૩૧,૮૪૨ | ૩૯,૯૨૩ |
| | વાર | | ૪૮,૭૯૫ | ૧૦૨,૮૭૧ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | | ૮૧૯,૫૨૬ | ૪,૩૩૧,૮૩૩ |
| | વાર | | ૩,૦૮૭,૭૬૦ | .............. |
| અજમેર મેવાડ | રતલ | અ. | | ૬૯૮,૨૧૨ |
| | વાર | | | ૪૮૦,૩૬૯ |
| દીલ્હી | રતલ | ડ. | | ૮૨૧૦ |
| | વાર | | | ૧૪,૫૨૬ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | | ૧૫,૯૮૦,૩૧૬ | ૩૧,૬૩૬,૫૭૯ |
| | વાર | | ૬૩,૭૪૩,૪૩૬ | ૧૨૯,૫૮૩,૯૫૬ |
| દેશી રાજ્યો | રતલ | | ૧,૪૯૬,૯૬૨ | ૧,૧૨૯,૮૩૧ † |
| | વાર | | ૫,૭૮૩,૯૯૨ | ૪,૧૮૪,૨૯૦ |
| એકંદર ટોટલ | રતલ | | ૧૭,૪૭૭,૨૭૮ | ૩૨,૭૬૬,૪૧૦ |
| | વાર | | ૬૯,૫૨૭,૪૨૮ | ૧૩૩,૭૬૮,૨૪૬ |

(અ) અજમેર મેવાડના આંકડા એમાં આવી જાય છે. (ક) દીલ્હીના આકડા એમાં આવી જાય છે.
(બ) સંયુકત પ્રાંતોના આંકડા એમાં આવી જાય છે. (ડ) પંજાબના આંકડા એમાં આવી જાય છે.
† મૈસુર પોંડીચરીના આંકડા મળ્યા નથી

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના અકટોબર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઈ | સિંધ | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| ગ્યુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૫૮,૯૯૦ | ૩૧૪,૨૯૩ | ૩૧,૦૦૦ | ૧૮૨,૧૮૨ | ૮,૦૦૦ | ૫૯૪,૪૬૫ |
| નં. ૪૧ થી૫૦. | ૩૦,૫૩૨ | ૧૦૨,૦૩૯ | ...... | ૬૨,૫૦૦ | ...... | ૧૯૫,૦૦૧ |
| નં. ૫૦ થી ઉપર | ૮૬,૮૨૩ | ૭૪,૪૮૫ | ૫૦૦ | ૧૦૯,૦૭૦ | ...... | ૨૭૦,૮૭૮ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૩૨૯,૮૭૨ | ૧૮૫,૪૦૦ | ૧૨૪,૬૪૩ | ૪૩૭,૪૧૦ | ૬૮,૭૯૦ | ૧,૧૪૬,૧૧૫ |
| નં. ૪૧ થી ૫૦ | ... .. | ...... | ૩૫૦૦ | ૭૧,૬૦૦ | ૬૫,૩૭૦ | ૧૪૦,૪૭૦ |
| નં. ૫૦થી ઉપર | ૩૬૦૦ | ૯,૪૦૦ | ...... | ૪૩,૧૫૦ | ૧૫,૮૦૦ | ૭૧,૯૫૦ |
| ટોટલ | ૫૦૯,૮૧૭ | ૬૮૫,૬૧૩ | ૧૫૯,૬૪૩ | ૯૦૫,૯૧૨ | ૧૫૭,૯૬૦ | ૨,૪૧૮,૯૪૯ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF NOVEMBER 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના નવેંબર માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૫ ના તા. ૩૧ મી અક્ટોબર ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના નવેમ્બરમાં થયેલી ડીલીવરી | ૧૯૧૫ના નવેમ્બરની ૩૦મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૦મી નવેમ્બર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૫૧,૦૩૯ | ૯,૮૬૭ | ૪૬,૮૨૪ | ૬૩,૦૦૩. |
| ,, ,, પેટી | ૫૪,૮૪૦ | ૨૦,૫૯૫ | ૪૮,૩૧૭ | ૧૦૪,૪૩૭ |
| રેશમ તથા ઉનની પીસગુડ્ઝ ગાંસડી | ૫૬૮ | ૨૩૫ | ૫૧૮ | ૧,૧૭૨ |
| રેશમ તથા ઉનની પેટી | ૧,૪૦૨ | ૧,૭૮૫ | ૧,૨૦૦ | ૨,૮૩૦ |
| ટ્વીસ્ટ અને યાર્ન (સુતરાઉના)પેકેજીઝ | ૮,૬૩૮ | ૫,૩૨૧ | ૬,૭૪૦ | ૧૧,૦૩૮ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૯૩૨ | ૭૧૬ | ૨,૯૫૪ | ૧,૩૭૫ |
| ત્રાંબાના ટન | ૪,૦૬૨ | ૩૫૯ | ૩,૮૧૩ | ૪,૪૮૧ |
| પીતળના ટન | ૧,૮૩૭ | ૪૪૫ | ૧,૭૬૫ | ૩,૪૬૬ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| લાકડાં ... ... ... | ૭,૦૭,૦૬૧ | ૬,૧૫,૩૭૬ |
| રમકડાં ... ... ... | ૨,૨૩,૩૮૭ | ૩,૩૨,૬૦૦ |
| છત્રીઓ ... ... ... | ૧,૫૭,૩૨૭ | ૮૧,૯૦૦ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧૯,૫૪૭ | ૮૮,૮૨૬ |
| કુલે આયાત ... | ૧૨,૩૬,૨૦,૫૪૬ | ૧૧,૫૧,૯૩,૨૫૫ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૪-રૂા. | ૧૯૧૫-પૌંડ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૭૬,૬૮૫ | ૧,૭૮,૩૫૩ |
| વણ કરવા માટે રેસા ... ... | ...... | ...... |
| મીણબત્તી ... ... ... | ૬૦,૭૧૦ | ૧,૮૧,૯૦૨ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૨,૦૧,૩૭૧ | ૫,૦૫,૧૬૭ |
| કોલસા ... ... ... ... | ૨,૧૧,૨૭૭ | ૭,૫૪,૭૩૧ |
| કૉફી ... ... ... ... | ૩,૨૫,૭૮૦ | ૧,૭૫,૩૩૮ |
| કાથો, (સાંદરી) ... ... ... | ૧,૯૩,૪૭૩ | ૩,૩૬,૬૧૮ |
| દોરડાં ... ... ... ... | ૨૨,૩૩૦ | ૫૯,૬૫૫ |
| દવાઓ ... ... ... ... | ૯૬,૩૨૯ | ૨,૬૨,૦૦૨ |
| ગળી ... ... ... ... | ૨,૮૩,૭૮૦ | ૧૫,૦૭,૨૯૭ |
| દરસાં બેડાં ... ... ... | ૫૧,૪૨૦ | ૧૦,૪૭,૬૭૩ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૪,૧૯,૦૩૬ | ૨૮,૪૫,૫૬૪ |
| ળ ને શાક ... ... ... | ૨,૨૩,૮૨૧ | ૪,૨૧,૮૩૩ |
| શાંગર ... ... ... ... | ૪૦,૯૫૫ | ૧,૩૪,૩૩૨ |
| ચોખા ... ... ... ... | ૧,૧૯,૦૯,૧૮૩ | ૭૪,૭૫,૪૬૨ |
| ઘઉંની સરકારી ચદત ... ... ... | ......... | ......... |
| કુલ ઘઉં ... ... ... ... | ......... | ૫૭,૬૪૨ |
| ઘઉંનો લોટ ... ... ... | ૬,૫૧,૮૯૫ | ૮,૩૨,૧૨૮ |
| બીજી જાતનો દાણો ... ... | ૧૪,૦૩,૭૦૦ | ૨૩,૬૭,૬૦૭ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૨૦,૬૬,૬૩૧ | ૮૬,૭૨,૭૦૩ |
| લાખ ... ... ... ... | ૩,૨૫,૯૫૯ | ૯,૯૦,૧૬૨ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૭૧,૮૩,૪૩૭ | ૫૨,૭૧,૩૮૪ |
| રબર ... ... ... ... | ૫,૬૦,૧૫૨ | ૧૨,૬૩,૯૮૯ |
| ખાતર ... ... ... ... | ૧,૦૩,૯૧૩ | ૨,૮૯,૬૧૮ |
| મેંગેનીઝ ... ... ... | ૨,૬૬,૩૦૦ | ૧૧,૮૦,૮૭૨ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૧,૩૨,૧૬૦ | ૨,૫૦,૧૩૩ |
| ધાતુ કુલ ... ... ... | ૧૦,૨૧,૭૯૭ | ૨૩,૨૩,૬૩૫ |
| મીણ ... ... ... | ૬,૫૧,૨૯૮ | ૫,૪૧,૭૪૫ |
| અબરખ ... ... ... | ૧,૪૭,૯૦૫ | ૧,૬૧,૮૮૦ |
| દીવેલ ... ... ... | ૭૩,૧૫૭ | ૬૫,૧૨૪ |
| કોપરેલ ... ... ... | ૬૮,૯૮૫ | ૨,૧૬,૦૭૯ |

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... | ......... | ૧,૩૬,૧૨૫ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... ... | ૩,૮૪,૬૩૦ | ૭,૨૮,૧૩૬ |
| ખોળ ... ... ... ... | ૫,૪૧,૯૪૧ | ૯,૭૧,૫૭૮ |
| અફીણ ... ... ... ... | ૧૧,૨૮,૨૩૫ | ૧૫,૬૭,૫૭૫ |
| ઘી ... ... ... ... | ૧,૩૫,૨૦૦ | ૨,૦૩,૫૩૯ |
| દીવેલી ... ... ... ... | ૧,૫૩,૬૫૦ | ૫,૬૯,૦૨૬ |
| ટોપરાં ... ... ... ... | ૨,૨૫,૧૩૨ | ૧,૭૨૨ |
| કપાસીયા... ... ... ... | ૧૪,૫૦,૩૧૬ | ૭,૫૨,૯૩૮ |
| સોયસીંગ ... ... ... | ૫,૨૪,૯૭૦ | ૧૫,૬૬,૮૧૮ |
| અળસી ... ... ... ... | ૧૧,૨૪,૭૮૫ | ૨૯,૧૩,૧૨૨ |
| ખસખસ... ... ... ... | ૫૧૧ | ૧,૪૦,૨૨૨ |
| સરસવ ... ... ... ... | ૧૩,૭૪,૯૧૦ | ૧૩,૩૦,૯૯૦ |
| તલ ... ... ... ... | ૩૩,૭૭૨ | ૨૦,૬૪૨ |
| તેલનો ... ... ... ... | ૩,૬૫,૪૯૯ | ૫,૬૧,૯૪૩ |
| ખાંડ ... ... ... ... | ૪૯,૨૧૬ | ૭૬,૫૭૮ |
| ચા ... ... ... ... | ૧,૩૮,૪૦,૪૭૦ | ૨,૮૭,૩૪,૩૦૫ |
| કાચું રૂ ... ... ... | ૬૨,૯૫,૯૦૦ | ૧,૮૯,૮૬,૭૩૨ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૧૦,૧૭,૫૨૪ | ૭૮,૮૦,૧૬૫ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૧,૧૨,૯૫૬ | ૧,૪૩,૯૧૮ |
| પીસ ગુડઝ ... ... ... | ૨,૫૩,૯૪૮ | ૨૪,૮૫,૦૨૫ |
| શણ ... ... | ૪,૩૦ ૧૫૪ | ૫,૧૪,૪૪૭ |
| જ્યુટ કાચું ... ... | ૧,૦૯,૮૫,૯૧૧ | ૨,૮૪,૮૫,૨૪૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ......... | ......... |
| ગની બેગઝ ... ... ... | ૧,૧૩,૦૦,૦૪૪ | ૨,૦૮,૪૪,૭૬૬ |
| ગુણપાટ ... .. ... | ૫૪,૯૬,૬૩૪ | ૧,૫૫,૮૮,૭૩૫ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૬,૦૭૯ | ૧,૪૫,૮૮૨ |
| રેશમ કુલ ... ... ... | ૧૫,૨૩૫ | ૨,૦૧,૯૮૭ |
| ઉન કાચું ... ... ... | ૭,૦૫,૫૬૭ | ૨૩,૭૯,૦૯૩ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૫૭,૩૮૮ | ૩,૦૫,૨૬૩ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૨,૧૩,૦૭૬ | ૪,૦૪,૭૭૭ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... ... | ૧૩,૯૬,૪૨૫ | ૫,૪૭,૩૫૯ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે | ૯,૯૯,૬૭,૪૭૩ | ૧૭,૮૭,૦૯;૦૫૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય. | ........... | ૧૭,૮૭,૦૯,૦૫૭ |

——(*)——

ધી ઓગ્મે ટાઇલ્સ માર્ટ ૨૧ બેંક આટ ફોર્ટ મુંબાઈ

## NEW PATENTS.

## નવાં પેટંટા.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા સને ૧૯૧૫ ના ડીસેંબર માસની તા. ૪ સુધી નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| એ. એફ. બેરી અને વી. સી. સ્મીથ. | ઇમારતી લાકડાંની જાળવણી કરવાની રીત. |
| બી. એ. મીણવાળા. | સૂર્યછાપની મીણબત્તી. |
| જે ઘ.રતીઆ. | ધીમી ચાલની લોટની ચકકી. |
| એ. એ. બુચમાન. | પેટી, પેટારા, તીજોરી વિગેરેને તાળાં તથા સીલ લગાડવામાં સુધારો. |
| એ. જી. ઝવીસાઇ ટીગર કેટનસ્ટીક | એકવડા દોરાના બખીઆ મારવાના સંચામાં સુધારો. |
| . એ. રઠવાયર. | સંદેશા મોકલવાના તારના સાંચાસંબંધે. |
| ઇ. એ. મેથીઆસ. | ગાટલી વિ. ને કાચના બુચ મારવામાં સુધારો. |
| ડબલ્યુ. જે. મેલહુઇશ. | બનાવટી દુધ અને પાછળ રહેતો શેષનો ઉપયોગ. |
| કે. એસ. સંઘાની. | એક જાતની ઇંટ. |
| સી. એ. રેંગ. | હવાઇ વિમાનમાં સુધારો. |
| જે. ઇ. કર્નીંગહામ. | કોરી ખાનારાં જીવજંતુઓથી ઇમારતી લાકડાને બચાવવાની રીત. |
| ડી. મોર્ર સન. | પાણીની ટાંકીના વાલ્વમાં સુધારો. |
| વી. ટી. જીન. | માંદા માણસને લઇ જવાની ગાડીમાં સુધારો. |

ઉંચી પોલીશી કરેલા ટેબલ ટોય ખરીદ કરવા ક

| અરજી કરનારનું નામ. | શા માટે. |
| --- | --- |
| આર. એચ. ગેહેગન. | સુધારો કરેલું કોમોડ—સાહેબ લોકમાટે સંડાસની પેટી. |
| જી. ગ્રે. | કાણાવાળા (સ્લોટ) ચામડાના પટા. |
| બનનારી લાલ ઓઝા એન્ડ સન્સ. | આગ અને પવન સામે ટકાઉ અભ્રકની ચીમનીઓ ૧૦,૧૪,૨૦,૩૦,૪૦ ને ૬૦ નંબરના દીવાઓ માટે. |
| સીતારામ નરસીંહ ઘાટે. | પોતાની મેળે બંધ થતો પાણી જવાનો દરવાજો. |
| કે. સી. ભપુ.. | સીસી, બાટલી, સાકડા મોંનાં વાસણ વિગેરેની બનાવટમાં સુધારો. |
| કે. કોટમેન. | ગરમી દેશોમાં છાપરા માટેના સામાનમા સુધારો. |

# વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માંગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ | | |
| ,, ઇ. ૧૬૦ | મદ્રાસની એક પેઢી. | કલકત્તા અને મુંબઇમાં ભાંગેલા કાચના કકડા ખરીદનારાઓ જોડે પત્રવ્યવહાર ચાલુ કરવા માંગે છે. |
| ,, ઇ. ૧૬૨ | મેદાન, સુમાત્રાની પેઢી. | તંબાકુની ગાંસડી બાંધવા માટે દોરડાંના વેપારી કે બનાવનાર જોડે સંબંધ બાંધવા માંગે છે. |
| ,, ઇ. ૧૬૭ | કેપટાઉન, દક્ષિણ આફ્રીકાની એક પેઢી. | હિંદુસ્તાનમાંથી મસાલા મોકલનાર પેઢી સાથે સંબંધ બાંધવા માંગેછે. |
| ,, ઇ. ૧૭૦ | લંડનની પેઢી. | દેશી ઉન અને વાળના વેપારીઓ સાથે પત્રવ્યવહાર ચલાવવા માંગેછે. |
| ,, ઇ. ૧૭૧ | કાશમીરની એક પેઢી. | તાજા કેસરના પાક વેચવા માટે ખરીદનારાઓ જોડે સંબંધ બાંધવા માંગે છે. |
| ,, ઇ. ૧૭૩ | મદ્રાસ ઇલાકામાં કોકોનાડા. | નકામા કાગળ આયાત કરનારી કોઇ કલકત્તાની પેઢી જોડે સંબંધ બાંધવા માંગે છે. |
| ,, ઇ. ૧૭૪ | લંડનની એક પેઢી. | એસબેસ્ટોસ સીમીટનાં નળીઆં માટે સોલ એજંટ નીમવા માગે છે. |
| ,, ઇ. ૧૭૫ | ઇજીપ્ટમાં અલેકઝાન્ડ્રીઆની એક પેઢી. | લેટ, દારૂનો અર્ક, અળસી, દીવેલીની નિકાશ કરનારાઓ જોડે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૧૭૭ | કેરોની એક પેઢી. | કાચાં રેશમની નિકાશ કરનારા જોડે પત્રવ્યવહાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૧૭૯ | કેપટાઉનની એક પેઢી. | કેપ ટાઉનમાં હિંદી માલ વેચવા માટે આડત રાખવા ખુશી છે. |
| ,, ઇ. ૧૮૦ | યુનાઇટેડ કિંગડમની એક પેઢી | ગુંથવાના સંચાની સોયોની આયાત કરનારી પેઢી જોડે સંબંધ બાંધવા માંગે છે |
| ,, ઇ. ૧૮૭ | બેંગલોરની એક પેઢી. | કલકત્તામાં હાડકાંનાં ભોલડરનાં વેચાણ માટે સોલ એજંટ નીમવા માંગેછે. |

માર્સેલ્સની રંગીન તથા લાલ લાદીઓ સફાઇદાર અને મજબુત.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કંઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ,, ઇ. ૧૯૧ | લીવરપુલની એક પેઢી | ગીનર્સ સ્ટાઉટ અને બાસનો એલ-એક જાતના દારૂ-નાં વેચાણ માટે આડત આપવા માગે છે. |
| ,, ઇ. ૧૯૨ | એક દેશી રાજ્યને. | પોતાના મુલકમાં મળી આવતા બેરીલ અને એકવા મરીન પથરાના ખરીદનાર જોઇએ છે. |
| ,, ઇ. ૧૯૩ | શાહજાનપોરનો એક વેપારી. | અળસીનાં બીઆં ખરીદનાર જોડે પત્રવ્યવહાર ચલાવવા માંગે છે. |
| ,, ઇ. ૧૯૪ | મનીલા (ફીલીપાઇન ટાપુ) ની એક પેઢી. | તજપતનાં પાતરાની નિકાશ કરતા વેપારીઓ જોડે પત્રવ્યવહાર કરવા માગે છે. |
| ,, ઇ. ૧૯૫ | ન્યુયોર્ક ( અમેરીકા ) ની એક પેઢી. | એનેટ્રો બીઆં (લટકન, વટકાના, જાફરા, ચેલ્ટા વિ.) ઉગાડનારા કે ચઢાવનારાઓ જોડે પત્રવ્યવહાર ચલાવવા માંગે છે |
| ,, ઇ. ૧૯૭ | સીમલાની એક પેઢી. | ઉનના દોરા (noil yarn)ના વેપારી જોડે પત્ર વ્યવહાર ચલાવવા માંગે છે. |

જે ઠેકાણે ઇન્ડીયન ટ્રેડ જર્નલ લખ્યું નથી તે ઠેકાણાની સઘળી બાતમી આ માટે ચેમ્બરમાં જાતે મળવું અથવા પુછાવી જોવું.

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધ્ધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવુ).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે શિવાય તે ॥ બાતમીઓના જવાબ આપવામાં આવશે નહિ.

# EDITOR'S STUDY.

# અધિપતિની નોંધ.

**સંયુક્ત પ્રાંતોમાં તેલ પીલવાનો ઉદ્યોગ.**

૧૯૧૪ ના માર્ચની તા. ૩૧ મીએ પુરા થતાં વર્ષમાં સંયુક્ત પ્રાંતમાંથી નીચે પ્રમાણે તેલ પીલીને નિકાશ કરવામાં આવ્યું હતું.

| | મણ | કીમત રૂા. |
|---|---|---|
| દીવેલ ... ... | ૯૩,૭૬૬ | ૧૨,૩૯,૭૬૯ |
| સરસીઉં ... | ૩૩,૫૧૦ | ૫,૩૭,૯૭૯ |
| બીજાં તેલ. ... | ૫૮,૦૭૩ | ૮,૮૯,૯૩૯ |

આ ઉપરાંત તે પ્રાતમાં કેટલું ખપ્યું તેના આંકડા મળી શકે એમ નથી. સરસવનું તેલ ત્યા ખાવામાં વપરાય છે તથા દીવેલ બાળવામાં તથા ચીકટ માટે વપરાય છે. આ ઉપરથી તરત જણાશે કે ત્યાં તેલ પીલવાનો ઉદ્યોગ અગત્યનું સ્થાન ભોગવે છે. ગામડામાં દેશી કોલ્હુ વપરાય છે. અને શહેરોમાં જરાક સુધરેલા કોલ્હુથી પીલય છે એક કાનપુરની અને એક શાહાજહાનપુરની મીલ સિવાય બીજે કોઇ ઠેકાણે સાંચા કામ નથી. સાધારણ રીતે આપણને વિચારવાનું મન થશે કે તેલ પીલવાના ઉદ્યોગમા સુધારો થાય કે નહિ, એટલે એ ઉદ્યોગ વધારી શકાય કે નહિ ? જો એ બનવા જોગ છે તો પુરતાં બી મળી શકે કે નહિ? ખપત નો તો સવાલજ નથી કારણ કે હરેક પ્રકારના તેલનો ઉપાડ ઘણો છે. સંયુક્ત પ્રાંતમાંથી બહાર મોકલવામાં આવતાં તેલનાં બીના આંકડા નીચે મુજબ છે.

| | મણ | કિંમત રૂા. |
|---|---|---|
| દાવેલી | ૨,૫૭,૫૮૬ | ૧૦,૩૦,૩૪૮ |
| કપાસીઆ | ૧૬,૬૩,૯૦૫ | ૪૫,૭૫,૩૨૭ |
| અળસી | ૨૯,૯૦,૧૬૮ | ૧,૪૯,૦૨,૩૩૩ |
| ખસખસ | ૪,૯૭,૫૪૦ | ૪૧,૩૭,૪૩૦ |
| સરસવ તથા | | |
| રાઇ | ૫૧,૩૫,૯૬૮ | ૨,૮૫,૨૮,૪૫૮ |
| તલ | ૩,૬૮,૧૫૧ | ૨૯,૬૭,૦૦૭ |
| બીજી જાતનાં બી | ૩,૬૬,૩૫૪ | ૧૮,૩૨,૭૭૦ |

૧૯૧૪ ના માર્ચની ૩૧ મી તારીખે પુરા થતાં વર્ષમાં આ પ્રમાણે નિકાશ થઇ હતી. કપાસીઆનો ઘણો ભાગ પંજાબ અને રજપુતાના ખાતે મોકલવામાં આવે છે અને ત્યાં ઢોરોને ખવડાવવામાં આવે છે. તલનો મોટો ભાગ પંજાબ ખાતે નિકાશ થાય છે અને ત્યાં તે મીઠાઇ બનાવવામાં વપરાય છે. હવે જો આ બધાં બી બહાર ગામ જતા અટકે અને સંયુક્ત પ્રાંતોમાંજ પીલવામાં આવે તો કેટલી મીલોનો નીભાવ થાય. ઉદાહરણ તરીકે પરદેશ ખાતે મોકલાતાં બીનાં અર્ધાંજ સંયુક્ત પ્રાંતમાં પીલાય તો કાનપુરની પ્રીમીઅર ઓઇલ મીલના જેવી ૨૪ કલાક કામ કરતી ૮૦૦ મીલો પોષાય. તે ઉપરાંત ખોળ ખાતર તરીકે વાપરવાથી કેટલો ફાયદો થાય. હમણાં તો આપણે જમીનમાંથી જેટલો કસ ખેંચીએ છીએ તેટલો તેને પાછો આપતા નથી.

બીજો સવાલ એ ઉભો થાય છે કે તેલ પીલવા માટે સંયુક્ત પ્રાતોની આબોહવા અનુકુળ છે કે નહિ આ બાબતમાં એટલું જણાવવાનું કે બીમાંથી તેલ કાઢવા માટે ગરમ હવાની જરૂર છે એટલે સંયુક્તપ્રાંતો જેવી જગ્યા ઘણી થોડીજ નીકળે. એકતો બીની છત અને બીજી અનુકુળ હવા. શરૂઆતમાં ખોળનો કેનો વ્યય કરવો

તે માટે જરા મુશ્કેલી ઉભી થવા સભવ છે પરતુ પરંતુ ખેડુતો ધીમે ધીમે ખાતરમાં ખોળ વાપરતા થઇ જશે.

સંયુકત પ્રાંતોમાં તેલ પીલવાનો ઉદ્યોગ ખીલવવા જે મુડી રોકવામા આવે તે પર સારૂં વ્યાજ ઉપજી શકે એમ છે, અને બીને બદલે પીલેલું તેલ નિકાશ કરવામા આવે તો ત્યાંના સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન મળે.

**પૈસા બચાવતી પ્રજા.** અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં નવમાથી એક માણસ પૈસા બચાવે છે. હરેક માણસની સરેરાસ બચાવેલી મુડી ૪૩૯'૭ ડોલર (૧ ડોલર=૩ રૂ.) છે

યુનાઇટેડ સ્ટેટ્સમા ૧,૯૭૮ બેંકો છે, જેમાં ૧,૦૭,૬૬,૯૩૬ આદમીઓએ કરકસરથી ૪,૭૨,૭૮,૦૩,૯૫૦ ડોલર વ્યાજે મુકયા છે તે ઉપરાત ૪,૦૦,૦૦૦ આદમીઓએ ૧૧,૦૦૦ પોસ્ટ ઓફીસની સેવીંગ બેંકોમા કુલે ૪,૨૦,૦૦,૦૦૦ ડોલર મુકયા છે. બીજા કોઇ પણ દેશમાં આટલી મોટી રકમો સેવીંગ બેંકમા જોવામાં આવતી નથી. ઇગ્લાંડ, ફ્રાંસ, આસ્ટ્રીયા ઇટાલી અને જાપાને ખાનગી, પોસ્ટ ઓફીસની, કોરપોરેટ અને ટ્રસ્ટી સેવીંગ બેંકોમા મુકેલાં નાણાનો કુલ સરવાળો આટલો થાય છે. બેંકોમાં આટલી બધી થાપણ કેમ ભેગી થઇ શકી તેનો ખ્યાલ નીચે પરથી આવશે, પહેલી સેવીંગ બેંકે એક સૈકા ઉપર થાપણ લેવા માડી.

| | અનામત મુકનારા. | અનામત ડોલર. |
|---|---|---|
| ૧૮૩૦ | ૩૮,૬૦૦ | ૭૦ લાખ |
| ૧૮૫૦ | ૨,૫૧,૩૦૦ | ૪૩૫ લાખ |
| ૧૮૮૩ | ૨૮,૭૬,૪૩૮ | ૧૦૦ કરોડ. |
| ૧૯૦૦ | ૬૧,૦૭,૦૮૩ | ૨૩,૯૯૦ લાખ |

એક ફ્રેંચ અર્થશાસ્ત્રીની ગણત્રી મુજબ આટલી અનામત અત્યારે લડતાં બધા લશ્કરનો નિભાવ ત્રણ માસ સુધી કરી શકે.

## ઘઉં.

**ખેતીવાડીના આંકડા.** ના. સરકારના આકડા ખાતા તરફથી જુલાઇ ૧૯૧૪ થી નવેંબર ૧૯૧૫ સુધીમાં ઘઉંના ભાવમાં થયેલા ફેરફારોને લગતી ખબરો બહાર પાડવામાં આવી છે. લડાઇ શરૂ થઇ ત્યારથી ઘઉંના ભાવ ચઢવા માંડ્યા પરંતુ તેની અસર ૧૯૧૪ ના ડીસેંબર લગી હિંદુસ્તાનમાં જણાઇ ન હતી. ૧૯૧૫ ના ફેબ્રુઆરી માસમાં ભાવ એકદમ ચઢી ગયા હતા. કેટલાક વેપારીઓ ઘઉં એક હાથ કરવા મથતા હતા તેનું આ પરિણામ હતું. અમેરિકાના વેપારીઓએ એવી ધારણાથી ભાવ ચઢાવ્યા હતા કે ડાર્ડેનલ્સ બંધ થવાથી ઇંગ્લાંડને ઘઉં ખરીદવા અમેરિકા જવું પડશે. સુભાગ્યે રણક્ષેત્રમાં જેમ હિંદની મદદ અણમોલી થઇ પડી છે તે પ્રમાણે આર્થિક ક્ષેત્રમાં પણ લોડ હાર્ડીંજની પ્રસંશાપાત્ર પોલીસીને પરિણામે સરકારી ખાતા સિવાય ઘઉંની નિકાશની બંધી થઇ. પરિણામે વિલાયતના ઉંચા ભાવ બેસી ગયા. ગયે વર્ષે ઘઉંનું ખેડાણ ઘણું હતુ. આ વર્ષે હિંદુસ્તાનમા ઘઉંના ખેડાણમાં ચાર ટકા ઘટાડો થયો છે ના. સરકાર ઘઉંની પોલીસી ચાલુ રાખનાર છે. જેને પરિણામે અસાધારણ ભાવ થવા સંભવ નથી.

## ગળી.

લડાઇ પહેલાં જર્મનીના બનાવટી રંગોએ ગળીને બજારમાંથી હાંકી કાઢી હતી પરંતુ લડાઇને પરીણામે બનાવટી રંગો બંધ થયાથી, ગળીના ભાવ પાછા તેજ થયા ગળીના ખેડાણમાં એકદમ અસાધારણ વધારો થયો પરંતુ મોસમ સારી ઉતરી નહિ. ગયે વર્ષે એકરે ૧૪ રતલ પાક ઉતર્યો પરંતુ આગલે વર્ષે ૧૯ રતલ ઉતર્યો હતો. બનાવટી રંગને બદલે કુદરતી ગળી વપરાય એ ઇચ્છવા યોગ્ય છે અને તેનું ખેડાણ વધવા પામે અને મીલવાલેકો ગળીનો ઉપયોગ કરે.

# સાભાર સ્વીકાર.

**સ્વામીરામતીર્થ-એમના સદુપદેશ. ભાગ ૮-૯ પ્રસિદ્ધ કરનારઃ-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. કિંમત ૦-૧૨-૦**

ગુર્જર ગિરાનો સાહિત્ય વિકાસ જે અતિ ન્યુન છે તે વધારવા માટે આપણા ગુજરાત પ્રાંતમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' આજ થોડાં વર્ષ થયાં જે ઉત્તમ કાર્ય કરી રહ્યું છે તે સંસ્થા તરફથી આ પુસ્તક દ્વારા તેનો ૬૧-થી ૬૩ મણકો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. સ્વામી રામતીર્થના સદુપદેશના સાત ભાગ અત્યાર સુધીમાં પ્રકટ થઇ ગયા છે અને આ (૮-૯) ભાગોમાં સ્વામી રામતીર્થની નારાયણ સ્વામી સંહિત છબી અને તેમના હસ્તાક્ષરોની પ્રતિમાઓ છાપવામાં આવી છે.

આખી ચોપડી સ્વામીશ્રીના સદુપદેશથી ભરપુર હોવાથી સ્ત્રી વર્ગ તેમજ યુવકોને વાંચવા લાયક છે, અને તેમાં પણ ખાસ કરીને ગ્રંથમાં જણાવેલી નિચની લીટીઓ અમને વધુ પસંદ પડી છેઃ-

"પ્રત્યેકનો ધર્મ છે કે એણે પોતાની પત્નીને ધર્મ શિક્ષણ આપવું. જે પુરૂષ પોતાની સ્ત્રીનો અધ્યાપક કે આચાર્ય નથી, અથવા જે સ્ત્રી દ્વારા એનો પતિ ઉચ્ચ શિક્ષણ પામી ઉન્નત નથી બનતો, એ દમ્પતી જીવનમાં સુખી થતાં નથી........જે પુરૂષ પોતાની સ્ત્રીને માટે પોતાના ગૃહને વિશ્વ વિદ્યાલય નથી બનાવતો તે પણ પાપીજ છે. એક બીજાને સુખી કરવાનો આજ સત્ય માર્ગ છે."

"જો તમે અન્યો અન્યનાં શુભેચ્છક હો તો તમારે એકબીજાને સુખનાં સાધન આપવાં જોઇએ. એ સાધનો તે જ્ઞાન અને આધ્યાત્મિક સ્વતંત્રતા છે."

ધાર્મિક પુસ્તકો જે ઢગલાબંધ છપાતાં જાય છે તેને બદલે ધાર્મિક તત્વોને પુષ્ટિ આપનારાં આવાં પુસ્તકો, કે જે જમાનાને અનુસરીને ધર્મ વિચારોની સંક્રાંતિ કરે છે તેવાં જેમ વધુ પ્રસિદ્ધ થાય તેમ તે વધુ આવકાર દાયક પ્રસંશનિય છે

J. L. D. B.

**મી. ખીમજી જેરામ નારણજી દિલ્હી વાંચનશાળા.**

સ્વર્ગસ્થ ભાટીઆ ગૃહસ્થ મી. ખીમજી જેરામ નારણજીને નામે ચાલતી વાંચનશાળા અને પુસ્તકાલય જે દિલ્હી ખાતે છે તેનો ઇ. સ. ૧૯૦૯ થી ૧૯૧૪ સુધીનો સામટાં પાંચ વર્ષનો અહેવાલ અને પુસ્તકાલયમાં રહેતાં પુસ્તકોની ટીપનું નાનું ચોપાનિયું અમને મળ્યા છે. અહેવાલ ઉપરથી જણાય છે કે ઇ. સ. ૧૯૦૯ માં આ ખાતાનું બાથુક ફંડ જે રૂા. ૨૨૩૬ ને આશરે હતું તે ઇ. સ. ૧૯૧૪ માં વધીને લગભગ રૂા. ૩૧૯૦ નું થવા આવ્યું છે. થોડાં વર્ષ ઉપર દિલ્હી જે એક સાધારણ વ્યાપારી શેહેર હતું તે હિંદના ચક્રવર્તિ શહેનશાહના આગમન બાદ હિંદની આગલી જાહોજલાલીની હરોળમાં આવી હિંદનું પાટનગર બન્યું છે. નામદાર શહેનશાહના આગમન વેળા દિલ્હીનું ઐતિહાસિક વર્ણન દાખવતાં આપણા જાણીતા કવિ નાનાલાલ દલપતરામ ડાહ્યાભાઇએ યથાર્થ કહ્યું છે કેઃ—

સુહાવ્યું સિંહાસન તે યુધિષ્ઠિરે,
અને સુહાવ્યું ઉમદા અકબરે,
ઇસ્લામ ને હિન્દુ જ એમ જોડ લે,
પુણ્યાક્ષરોથી ઇતિહાસમાં ખલે.
છે વેદ રાજન ! અમ ધર્મરત્ન,
અને મહાભારત કાવ્ય રત્ન;
ને જ્ઞાનરત્નો ઉપનિષદો છે,
દિલ્હી રૂડું રાજવીરત્ન છે.

ઐતિહાસિક સ્થળ અને પરંપરાથી જે સ્થળ રાજયધાની રૂપે મનાયલું છે, તે સ્થળમાં હિંદુઓના લાભાર્થે ઉત્તમ પુસ્તકાલયની મોટી આવશ્યકતા સંભવે છે પરંતુ તે સમય આવે એટલામાં આ પુસ્તકાલય જે પુસ્તકો રાખે છે તેમાં વધારો અને સુધારો કરતું રહેશે તો ભવિષ્ય માટે ઉત્તમ સેવા બજાવનારી સંસ્થા થવા પામશે.

J. L. D. B.

મુબાઇ સ્વદેશી કો-ઓપરેટીવ સ્ટોર્સ કું. લીમીટેડ તરફથી દશમો વાર્ષિક રીપોર્ટ બહાર પડ્યો છે. ભાગીદારોમાં ૭ ટકા લેખે વ્યાજની વહેંચણી થઇ છે.



ગેટેલીઃ શીલીંગથી બીલીંગનો ઓરડો શોભે છે.

# મુંબાઇ ઇલાકાનું ખેતીવાડી ખાતું.

## કપાસ.

[૧લી ડીસેમ્બર ૧૯૧૫ સુધીનો અડસટ્ટો.]

ક્ષેત્રફળ—છેલ્લા રીપોર્ટ મુજબ કપાસની ખેતી નીચે મુજબ હતી.

| | અંગ્રેજી મુલકો એકર. | દેશી રાજ્યો એકર. |
|---|---|---|
| ઇલાકો ... ... | ૨૭,૨૮,૬૦૦ | ૧૮,૦૩,૦૦૦ |
| સિંધ ... ... | ૨,૦૧,૩૦૦ | ૨,૮૦૦ |
| કુલ ... ... | ૨૯,૫૯,૪૦૦ | ૧૮,૫૦,૮૦૦ |

કુલ ૪૭,૬૫,૨૦૦ એકર.

ગયા વર્ષ કરતાં ૩૬ ટકા ઓછું તથા ગયા દાયકાની સરેરાશ કરતાં ૨૩ ટકા. ઘટાડાનું કારણ ગયે વર્ષે ઉપજેલી મંદ કીંમત છે, ઉત્તર ગુજરાત તથા કાઠીઆવાડમાં વાવેતર વખત વર્ષાદની તાણને લીધે ૬૩ ટકા ઓછું છે. ઇલાકાના કેટલાક ભાગોમાં કવખતના વર્ષાદને લીધે કપાસના વાવેતરમાં લેવાતી જમીનમાં અનાજની વાવણી કરવામાં આવી હતી. સિંધમાં પુરતાં પુર નહિ આવ્યાથી ઘટાડો થયો હતો.

ઋતુ—ઉત્તર ગુજરાત અને કાઠીઆવાડમાં વર્ષાદની તાણને લીધે પાક સુકાઇ ગયા હતા, પરંતુ જેટલા બચ્યા તેટલા અકટોબરના વર્ષાદને જોરે અત્યારે સારી સ્થિતિમાં છે. દક્ષિણ ગુજરાતમાં પાક સારી હાલતમાં છે. દખણમાં ખાનદેશ જીલ્લામાં કપાસની હાલત ઘણી સારી છે, જોકે કોઇ કોઇ જગ્યાએ મોડા વર્ષાદને લીધે થોડુંક નુકસાન પહોંચ્યું છે. દખણના બીજા ભાગોમાં અકટોબરના ભારે વર્ષાદને લીધે નુકસાન થયું છે. કર્ણાટકમાં વાવણી પછીના અનુકુળ વર્ષાદને લીધે પાક સારી હાલતમાં છે, જો કે કોઇ કોઇ ઠેકાણે જીવજંતુઓથી થોડીક ખરાબી થઇ છે. સિંધના પાક પાણીને અભાવે બહુ સારા નથી તો પણ સાધારણ છે. કપાસનો પહેલો પાક અકટોબર નવેંબરમાં લણવામાં આવ્યો છે અને પાછળનો પાક હજી ઉભો છે.

ઉપજ—

| | |
|---|---|
| ઉત્તર ગુજરાતમાં | ૩૩ થી ૬૬ ટકા |
| કાઠીઆવાડમાં | ૨૫ થી ૫૦ ટકા |
| દક્ષિણ ગુજરાતમાં | ૫૦ થી ૧૦૦ ટકા |
| ખાનદેશમાં | ૧૦૦ થી ૧૫૦ ટકા |
| બીજા બધે | ૫૦ થી ૧૦૦ ટકા |

કર્ણાટકમાં પાક હજી કાચા છે અને તેની ઉપજ ભવિષ્યની સ્થિતિપર આધાર રાખે છે. અત્યારની હાલતપરથી ૮૫ થી ૧૦૦ ટકાની ગણત્રી થાય છે. સિંધના પાક ½ થી ¾ ગણાય છે.

કુલ ઉપજનો અડસટ્ટો નીચે પ્રમાણે છે.

| | અંગ્રેજી મુલકો ગાંસડી. | દેશી રાજ્યો ગાંસડી. |
|---|---|---|
| ઇલાકો | ૬,૪૫,૫૦૦ | ૨,૯૦,૯૦૦ |
| સિંધ | ૭૭,૨૦૦ | ૧,૧૦૦ |
| | ૭,૨૨,૭૦૦ | ૨,૯૨,૦૦૦ |

કુલ ૧૦,૧૪,૭૦૦ ગાંસડી

ગયા વર્ષ કરતાં ૩૮ ટકા ઓછી તથા ગયા દાયકાની સરેરાશ કરતાં ૨૫ ટકા ઓછી.

આ અડસટ્ટાઓ જીલ્લા અમલદારોના રીપોર્ટ ઉપરથી કાઢવામાં આવ્યા છે પણ બીજી બાતમીઓ પરથી અનુમાન બાંધી શકાય છે કે દખણમાં તથા સુરત-ભરૂચમાં પાક સારો ઉતરશે.

ઉપર દર્શાવેલા ક્ષેત્રફળ ઉપરાંત પરચુરણ જમીન મળીને ૧૨,૬૦૦ એકર થાય છે અને પાક લગભગ ૨,૩૦૦ ગાંસડી ઉતરશે

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થ શાસ્ત્રના સિધ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર, મી જેકીસન લ. બારભાયા )

( ડીસેંબર અંકના પાના ૨૯૦ થી ચાલુ )

### પ્રકરણ ૪ થું.

—

દ્રવ્યની અદલાબદલી

—(૫)—

કોઈ પણ પ્રકારનો માલ અથવા મિલકત હોયા વિના અદલાબદલી હોઇ શકે નહિ સટો રમવામા માલમિલકતની અદલાબદલી જોકે કરવામા આવતી નથી, પણ અમુક વસ્તુનો ભાવ ભવિષ્યમા વધશે કે ઘટશે એવા આધારેજ ભવિષ્યની મુદતનું કામકાજ કરવામા આવે છે, અને તે મુદત જ્યારે પાકે–એટલે કે આવી રહે–ત્યારે જે વસ્તુ ઉપર કામકાજ કરવામા આવ્યુ હોય તેના તે સમયે બોલાતા ભાવ ઉપર ફેરફારની રકમ ભરવામા આવેછે,–જે જોતા ત્યા ખરા ભાવ અને અટકલવામા આવેલા ખોટા ભાવો વચ્ચેનો તફાવત અદલાબદલી તરીકે લેવાય છે, જેની એક નાણુ અદલબદલ કરવાથી પુર્ણ થાય છે અદલાબદલી કરવા માટે માત્ર માલમિલકત જ જોઇએ એટલું બસ નથી, પરતુ તે માલમિલકતના માલીકો જનસમુહ નહિં પણ ભિન્ન ભિન્ન વ્યકિતઓ અને વર્ગો હોવા ઘટે છે કારણ કે જો બધાજ તેના માલિક હોય તો પછી તે ચીજની અદલાબદલી થાયજ કેમ કારણ કે બધા તેના સરખા હકદાર છે આપણી નજર સમક્ષ રહેતો દુનિઆનો વ્યવહાર જોશુ તો જણાશે કે કોઇ લક્ષાધિપતિ અને કોઇ કંગાલ ભિખારી હોય છે. તે એટલે સુધી કે કોઇને જોઇએ તે કરતા પણ વધારે અને Fortune favours fools અનુસાર મૂર્ખ કને પૈસો ત્યારે અકકલવત કેટલા માણસોને નિર્ધન અવસ્થામાં–ખાવાના પણ ફાંફા પડે તેવી સ્થિતિમા–હોય છે.

આપણે ઉપર જોઇ ગયા તેમ અદલાબદલીને માટે દરેક વ્યકિતને પોતાની માલેકીની વસ્તુની આવશ્યકતા રહે છે આ પરિપુર્ણ સમજવા માટે સપત્તિના નિયમો કે જેને અનુસરીને જુદા જુદા માણસો અને વર્ગો વચ્ચે દ્રવ્ય વહે ચાય છે તે સઘળુ 'કિમત' અને 'ભાવ' ઉપર રહે છે તો તેનું રહસ્ય પ્રથમ જણાવવ નો જરૂર છે માટે આ વસ્તુ એટલે કિમત

ભાવ અને ઉત્પાદન ખર્ચ ને ઉત્પન્ન કરનારાં મુખ્ય ત્રણ અંગો (૧) જે વસ્તુનો સમૂહ નિયમિત હોય; (૨) જે વસ્તુની છત તેમનું ઉત્પાદન ખર્ચ વિશેષ વધાર્યાવિના વિશેષ કરી શકાય નહિં તે; અને (૩) જેમની છત ઉત્પાદન ખર્ચ વધાર્યાવિના વધારી શકાય તે અત્રે જોવાની આવશ્યકતા છે.

કિંમત અને ભાવ (Value & Price). નો ખરો અર્થ તેની વચ્ચેના તફાવત કિંવા સંબંધ જાણવાથી જણાશે.

કિંમત અથવા મૂલ્ય., કોઈ પણ વસ્તુનું મૂલ્ય તેની સાથની બીજી સરખામણીમાં સરખી ઉતરતી વસ્તુ ઉપરથી થઇ શકે છે. એટલે કે અઢી શેર ઘીના બદલામાં પાંચ શેર બટાટા મળી શકતા હોય તો એમ કહી શકાય કે પાંચ શેર બટાટાનું મૂલ્ય અઢી શેર ઘી. એટલે ચોખ્ખું જણાશે કે 'મૂલ્ય' શબ્દની સાથે સરખામણીને હમેશ નિકટ સંબંધ રહેલો છે. એટલે કે જ્યારે એમ બોલીએ કે અઢી શેર ઘીનું મૂલ્ય પાંચ શેર બટાટા ત્યારે એટલું તો પુરવાર થાય છે કે ઘી અને બટેટા વચ્ચે આપણે મુકાબલો કરીએ છીએ.

એકાદી જીનસ પેદા કરવાને જે ખર્ચ બેસે છે, એટલે કે તે જીનસ વેચવા સરખી બનાવવાને જે અવેજ લાગે છે, તે તે જીનસનું આંગમૂલ સમજવું. અને એ આંગમૂલ ઉપરથીજ એ જીનસના સાટાં મૂલનો નિયમ ઠરે છે. તે એવો હોય છે કે એનાં કરતાં સાટાં મૂલ કમી થતું નથી. આ જેના ઉપર છપાયું છે તે કાગળો બનાવવા માટે ઘણી મહેનત પડી હશે. હવે તે મહેનતના પ્રમાણમાં જો તેના કારીગરોને ન મળ્યું હોય તો તે કાગળો શા માટે બનાવે? જેમાં તેઓને વધુ મહેનતાણું મળે તેવો તેઓ ધંધો શોધે એ સ્વભાવિક છે. એટલા માટે માલ ઉત્પન્ન કરવાને જે ખર્ચ લાગે છે, તે ખર્ચ કરતાં વધારે થવા જેટલી તે માલની કિંમત હોવી ઘટે છે. આમ હોવા છતાં પણ માલની ભરતી અને તેનો ખપ એના યોગ વડે માલની કિંમતમાં હમેશાં ફેરફાર થયા કરે છે; જે આપણે હવે પછી જોઈશું. ઉપર જોઇ ગયા કે હમેશા દરેક વસ્તુને બીજી વસ્તુ વચ્ચે નિકટ સંબંધ હોય છે અને તેને લીધે એકના ખપને લીધે વધેલું મુલ્ય બીજી વસ્તુનું મૂલ્ય ઘટાડે છે. એકનું મૂલ્ય વધવાનું કારણ આંતરસ્થ હોય છે ત્યારે બીજી વસ્તુઓનું મુલ્ય ઘટવાનું બાહ્ય ભલે હોય પણ તેથી મૂલ્યમાં ફેર થાય છે. એક ચીજના મૂલ્યમાં વધારો થયો એમ કહેવું એટલે કે બીજી ચીજોના મુલ્યમાં તેટલોજ ઘટાડો થયો. આપણે એમ કહીએ કે દશ વર્ષ ઉપર બટેટા જેટલા સોંઘા મળતા એટલા આજે નથી મળતા. એટલે એમ કે દશ વર્ષ ઉપર પાંચ શેર બટાટા બશેર ઘીના બદલામાં મળતા તેને બદલે આજે અઢી શેર ઘીના બદલામાં મળી શકે છે. એટલે એમજ થયું કે દશ વર્ષમાં જેટલું બટેટાનું મૂલ્ય વધ્યું એટલું ઘીનું મૂલ્ય ઘટયું.

પ્રાચીન કાળમાં જ્યારે નાણાં વ્યવહાર નહોતો ત્યારે વસ્તુ વેચવા લેવાનો વ્યવહાર વસ્તુની અદલાબદલીમાં થતો હતો. હજુ ગામડાંઓમાં તેવો ધારો ચાલુ છે. કોળીઓ શાકભાજી પૈસા લઇ ન આપતાં દાણા લઈ આપે છે. અદલાબદલીમાં અથવા વિનિમયની આ રીતને સાટું કહેવામાં આવે છે. આ રીત ઘણી અગવડ ભરેલી લાગી તેથી લોકોને નાણાં વહેવાર ચલાવવો યોગ્ય લાગ્યો. આજ દિને વિલાયતથી અત્રે સો પાઉંડ સોડાખાર મંગાવવો છે, અને તેની અદલાબદલી આપણી તરફના ચાર ખાંડી ઘઉંના સાટાંમાં થઇ શકેછે. હવે મંગાવનાર માણસને સોડાની ગરજ છે પણ મોકલનારને ઘઉંની જરૂર નથી. વળી સોડા મંગાવવો અને તેમજ ઘઉં મોકલવા એના કરતાં તેનું મૂલ્ય નાણાંથી ઠરાવવું એ વધુ સુતરૂ દેખાય છે અને તેવી રીતે નાણાં વ્યવહાર ચાલ્યો,

અને તે હિસાબે મૂલ્ય નાણાંની સંખ્યા ઉપરથી ઠરાવવાનું વાજબી લેખવામાં આવ્યું છે.

* ભાવ. કોઇ પણ વસ્તુની કિંમત નાણાંની ગણના સાથે કરવામાં આવે તે ભાવ. નાણું એ વસ્તુ એવી છેકે તેની કિંમત થઇ શકતી નથી. અમુક પ્રકારનો ગોળ રૂપાનો સિક્કો જે રૂપીઓ કહેવામાં આવે તેની કિંમત સોળઆના ઠરાવવામાં આવી તો તે સોળજ આના રહેવાની. જ્યારે તેના બદલામાં જે વસ્તુ ખરીદવાની હોય તેની કિંમતમાં ફેરફાર થાયછે અને તે ફેરફાર તેજ ભાવ છે. પાંચ આનાનું અઢીશેર ઘી પચાસ વર્ષ ઉપર મળતું હતું તે અઢીશેરના આજે પંદરઆના આપવા પડે ત્યારે તે દેખાડી આપે છે કે નાણું તો તેવુંજ અને તે સ્થિતિમાં રહ્યું છે પણ ઘીનો ભાવ વધ્યો છે.

જ્યારે ઘી જેવી વસ્તુના ભાવની આપણે વાત કરીએ ત્યારે તે ચીજ અને કિંમતી ધાતુઓ વચ્ચે આપણે મુકાબલો કરતા રહીએ છીએ. તેથી એતો સ્પષ્ટ રીતે સમજાશે કે બધી વસ્તુઓના મૂલ્યમાં એકજ સમયે સામાન્ય વધારો અથવા ઘટાડો થઇ શકે નહિ, તોપણ બધી ચીજોના ભાવમાં એકજ સમયે વધઘટ થઇ શકે છે. અમુક દેશમાં ફરતાં નાણાં બમણાં થયાં અને જો તે પ્રમાણમાં વસ્તી તેમજ વ્યાપારમાં જો વધારો થાય નહિ તો ચીજોના ભાવમાં સામાન્ય વધારો થવોજ જોઇએ. આ ઉપરથી એમ સાબીત થયું કે ભાવ બમણો કે નમણો થાય તેથી નાણાં સિવાયની બીજી સઘળી ચીજોમાં ફેરફાર થવોજ જોઇએ એવું પણ ઠરતું નથી. જો એમ થાય તો ભિન્ન ભિન્ન વસ્તુઓને એક બીજાના સંબંધ ઉપર કશીએ અસર થઇ શકેજ નહિ. ધારો કે થોડા વખત ઉપર એક મલમલના ૧૦ વારના તાકાના બદલામાં દસશેર ઘી મળતું હતું અને તે વખતે એક મલમલના તાકાના પાંચ રૂપીઆ પડતા અને શેર ઘીના આઠ આના હતા. હવે હાલમાં બધાના ભાવ દોઢા થયા છે અને એક તાકાના સાડાસાત રૂપીઆ અને શેર ઘીના બાર આના પડે છે, તો પણ એ તો સરખુંજ આવી રહેશે કે એક મલમલના તાકાના બદલામાં દસ શેર ઘી મળેજ મળે. એટલે ભલે ચીજોનો ભાવ બમણો થયો પણ મૂલ્યમાં ફેરફાર નજ થયો. આ ઉપરથી સ્પષ્ટ સમજાશેકે ભાવમાં સાધારણ ઘટાડો થાય તો નાણાનું મૂલ્ય વધે અને ભાવમાંવધારો થાય તો નાણાનું મૂલ્ય ઘટે. આની વધુ સમજણ નાણાંનું સ્વરૂપ અને વ્યાપારના આગલા પ્રકરણમાં જોવાથી મળશે.

---

## પ્રકરણ ૫ મું.

### નાણાંનો વ્યવહાર

આપણે આગળ જોઇ ગયા કે વિનિમય-અદલાબદલી કરવાનું સહેલું સાધન એ નાણાંના વ્યવહારથી ઉદ્‌ભવે છે. જે માલ આપવાનો હોય, તેને બદલે આપવા લેવાને કશીએ અડચણ ન આવે એવી કોઇ પણ વસ્તુ પેદા કરવી એવું લોકોને જ્યારે પોતાની સુધરેલી સ્થિતિમાં જણાયું ત્યારે તેઓએ તે સાધન ઉભું કીધું, અને તે ઉપરથી પૈસાનું ચલણ નિકળ્યું. આપણે પ્રાચીન ઇતિહાસ તરફ દ્રષ્ટિ નાંખીશું તો જણાશે કે નાણાંને બદલે મીઠું, તંબાકુ અને કોડીઓ એટલીજ વસ્તુનો વ્યવહાર ચાલતો હતો. જ્યારે લોકો તંબાકુ પીવાં શિખ્યાં ત્યારે બીડીવાળવાને માટે આપ્તાનાં ઝાડનાં પાંદડાંની આવશ્યકતા લાગી. બધા દેશોમાં આ ઝાડોની ઉત્પત્તિ નહોતી માટે તે પાંદડાંની કિંમતી વસ્તુ તરીકે ગણના થવા લાગી. માટે લોકો તંબાકુ અને મીઠાને બદલે ઓછા જથ્થામાં આપ્તાના પાંદડાં લઇ જવા લાગ્યા અને તે દેશ પરદેશ નાળીએરી પુનમ પછી વહાણ ચાલતાં ત્યારે ચઢાવવામાં આવતાં આપ્તાનાં પાંદડાંની ખરીદીઓ તે બાદ દશેરાને દિવસે કરવામાં આવતી હતી અને તે બાદ તે સોનાં રૂપે જણાવા લાગ્યાં હતાં. જેમ જેમ લોકો સુધરતી સ્થિતિમાં આવવા લાગ્યા તેમ તેમ તેઓ નાણાંનો વ્યવહાર શરૂ

* મેટેલીક શીલીંગથી બાર્ડીંગનો એરરો શોભે છે.

કરવા લાગ્યા. ઘણા પ્રકારના સિક્કાઓ બનાવવા બાદ લોકોને જણાયું કે બીજી ચીજોના જેમ ધાતુનો નાશ કાળે કરીને પણ થતો નથી તે ઉપરથી ધાતુના સિક્કા પાડયા અને તેનું ચલણ ચાલુ થયું. ધાતુનું ચલણ વ્યવહારમાં ઘણું પુરાતન છે, કેમકે ગ્રીસ લોકના સમયમાં લોખંડના અને રોમન કાળમાં ત્રાંબાના નાણાં હૈયાત હતાં. આપણા દેશના પ્રાચિન ગ્રંથોમાં પણ સોનું રૂપું વગેરે ધાતુનું નામ મળી આવે છે. મનુસ્મૃતિમાં નીચે મુજબ લખેલું છેઃ—

"જે કુળમાં અમુક કર્મ થતાં નહોય, તે કુળ ભલે ગાય, બકરાં, મેંઢાં, સોનું, અનાજ એથી કરીને સંપન્ન હોય તો તે કુળની સ્ત્રી દ્વિજન્મે એટલે બ્રાહ્મણે વર્જીત કરવી."

ઇ. સ. ચાલુ થવા પુર્વે ૨૦૦ વર્ષ ઉપર રોમ શહેરમાં સોનાનાં નાણાં પહેલાં પાડવામાં આવ્યાં હતાં. અને તેની અગાઉ ૬૫ વર્ષ ઉપર રૂપાનાં નાણાં પાડવામાં આવ્યાં હતાં એવી સાબેતિ મલી આવે છે. નાણાં પડયાં તેની પહેલાં ધાતુનું ચલણ જ્યારે થયું ત્યારે ધાતુના કટકા કાપીને આપવામાં આવતા હતા. એક રૂપાનાં પત્રામાંથી અમુક લંબાઇનો કટકો કાપી આપી તેના બદલામાં અમુક ચીજ ખરીદવાની પહેલાં ભલામણ કરવી પડતી હતી, આથી ધાતુનો વ્યવહાર જોઇએ એટલો સુતરો નહોતો તે નાણું પાડવાથી થયો છે. બાઇબલને લગતાં પુસ્તકોમાંથી આપણને મલી આવે છે કે અબ્રાહમે રૂપાના ૪૦૦ કટકા આપી એક ખેતર લીધું હતું, જે દાખલો ઉપલી કલ્પનાને ટેકો આપવા પુરતો છે.

એટલું તો ખુલ્લું છે કે નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુ સહેલથી લઇને ફરી શકાય એવી જોઇએ. લાકડું કે લોખંડનો લાંબો કટકો કે કદમાં મોટી વસ્તુ નાણાં તરીકે બનાવી હોય, તો બીજી વસ્તુ જેમ ખરીદી આવીએ, તેમ તેની ખરીદી કરવા માટે આવાં પ્રકારનું ગાડું ભરીને સાથે લઇ જવું જોઇએ. આ વિચારજ હસવા જેવો છે. પરંતુ વિચાર કરતાં જણાશે કે કેટલા પ્રકારમાં નાણું ફેરવાયા બાદ અને સ્વરૂપોમાં આવ્યા પછી હાલનું નાજુક અને સર્વમાન્ય સુતરૂં ચલણ અસ્તિત્વમાં આવવા પામ્યું હશે કારણ કે નાણાં તરીકે પસંદ કરેલી વસ્તુમાં સાત ગુણ હોવા આવશ્યક છે. તે નીચે મૂજબ છે.

૧ નૈસર્ગિક મૂલ્ય ૩ અક્ષયપણું. ૫ એકમૂલ્ય.
૨ સુવાહ્યત્વ. ૪ એક વર્ણ. ૬ સ્થિર મૂલ્ય.

૭ સ્વસાચવટ.

ઉપર કહેલી બીનાનું વિસ્તિર્ણ સ્પષ્ટિકરણ નીચે પ્રમાણે છેઃ—

નૈસર્ગિક મૂલ્ય.—નાણાં તરીકે જે વસ્તુને પસંદ કરવામાં આવી હોય તેનું ખરૂં વજન ત્યારેજ પડે કે જયારે તે વસ્તુ જાતે જ મૂલ્યવાન હોય. જો તે વસ્તુ એવી હોય કે જે સર્વ ઠેકાણે મુલ્યવાન ન હોય તો માલને બદલે સર્વ ઠેકાણે તે લેવાને કોઇ લલચાય નહિ. એટલાને ખાતરજ ધાતુના સિકકા વધુ પ્રચારમાં આવેલા છે એટલુ જ નહિ પણ મહમદ બેગડાએ જે કલ્પિત સિકકઓ ચલાવવાનો પ્રયાસ કીધો હતો તે ચાલ્યો નહિ તેનું પણ તાત્પર્ય તેજ ઉપરથી સમજાશે. ચળકાટ, ટકાઉપણું અને ઘડવાથી લંબાઇમાં વધવાના ગુણને લીધે તેમજ પાછું ગાળીને સિકકામાં ફેરવી શકાય આવાં સર્વે ગુણોને અંગે સોનું, રૂપું વીગેરે ધાતુ મૂલ્યવાન ગણાતી આવી છે. અને તેથી લોકો તેનાં ઘરેણાં કરાવે છે તેમજ પોતાની દ્રષ્ટિ તેથી શણગારવાનું યોગ્ય લેખે છે. આવો નૈસર્ગિક ગુણ ધાતુમાં રહેલો હોવાથી તે નાણાં, માટે યોગ્ય લખવામાં આવી છે. ત્યારે હવે ચલણી નોટ માટે સવાલ ઉઠશે કે તે કયાં તેવો ગુણ ધરાવે છે. પરંતુ તે ભૂલી જવાનું નથી કે ચલણી નોટ એ શરાફી હુંડી છે કે જે દેખાડતાંને વાર સર્વ કોઇ તેનું નાણું આપવા બંધાયેલાં છે, અને વળી પૈસાનો ભાર ઉંચકી જવો એ અ-

શક્ય હોવાથી આવી સાર્વજનિક હુંડીઓનું ચલણ એ દુનિયાની પ્રકૃતી સાથે વ્યવહાર ઝડપથી ચલાવવાનું સુગમ થઈ પડનારૂં હોવાથી તેનો વ્યવહાર સર્વત્ર પ્રચલિત થયો છે.

સુવાહ્યત્વ—એટલે કે નાના કદની વસ્તુ હોય છતાં તેનું મૂલ્ય પ્રમાણમાં વિશેષ હોય. સુવાહ્યત્વપણાંનો સર્વોત્કૃષ્ટ ગુણ ઝવેરાતમાં રહેલો છે. અને તે બાદ સોનું, રૂપું, ત્રાંબુ, પિત્તલ વગેરે ધાતુઓમાં છે. હિરો, માણેક કે મોતીને ગાળીને લાંબાં ચોડાં કરી શકાતાં હોત અને તેનો એક સરખો ઘાટ બનાવી તેની કિંમત ઠરાવી શકાતી હોત તો એક હિરાનો સિક્કો પાંચસો રૂપીઆની જગ્યાએ ચલાવી શકાત, પણ તેવું થઇ શકતુ નથી. એટલાંને ખાતર જે વધુ કિંમતી ધાતુ છે તે તેના પ્રમાણમાં અને સિક્કાના કદમાં પોતાનું મૂલ્ય પોતાની મેળે ઠરાવી શકે છે.

અક્ષયપણુ—દીર્ઘકાળ સુધી જે વસ્તુ પોતાની મેળે નાશ ન પામે, કે જેને જીવડાઓ ખાય નહિ, કિંવા જે કટાય નહિ અને અક્ષયપણુ જાળવી રાખે એવી વસ્તુ જોવા જઇએ તો તે પણ ધાતુ છે. સાકરના કટકાને ઘસીને લીસો બનાવી ઉપર છાપ પાડવામાં આવે તો શોભે ખરો પણ પાણીમાં ભીંજાયાથી ઓગળી જાય. આ પ્રમાણે ધાતુ પોતાની મેળે ઓગળી જઇ ખલાસ થઇ જતી નથી અને અમ્મરપણું રાખે છે માટે તે અક્ષય લેખાય.

એકવર્ણ—જે વસ્તુનાં નાણાં પાડવામાં આવે તેનો રંગ એક સરખો હોવો જોઇએ. જો ચામડાનાં નાણાં પાડવામાં આવે તો પડ અને તેના ઉપર એક સરખો રંગ આપી શકાય, પરંતુ ઘસાતાં તે રંગ ઉડી જવા પામે. જ્યારે ધાતુનાં પાડેલાં સર્વ નાણાં કુદરતી રીતે જે પોતાનો રંગ દર્શાવે છે તેમાં ફેરફાર થતો નથી તેથી તે એકવર્ણ ધરાવે છે.

એકમૂલ્ય—એક તોલો સોનું, રૂપું, ત્થવા કોઇ પણ ધાતુનો કટકો લીધા બાદ તેના બે સરખા ભાગ કરીએ તો તેથી તેની કિંમતમાં ફેર નહિ પડે. જો એક તોલો રૂપું બાર આનાનું હોય તો અર્ધો તોલો છ આનાજ દેખાડશે. હવે તેને બદલે આરસપહાણનો એક દશ શેરનો કટકો લઇએ તો તેની કિંમત જો પચાસ રૂપીઆ થશે તો પાંચ શેરના કટકાનું મૂલ્ય પચીસ રૂપીઆ થવું જ જોઇએ એવું નથી. આવો ગુણ પણ ધાતુમાંજ રહેલો છે. છરતિનો એક હિરો ચાર હજારનો હોય તો બીજો ચાર રતિનો બે હજારનો, ચાર રતીનો કે દશ હજારનો પણ હોઈ શકે, એવું ધાતુમાં થવા પામતું નથી માટે એકમુલ્ય કહેતાં વિચ્છેદ્યત્વ ગુણ દર્શાવે છે.

સ્થિરમૂલ્ય. હિરા, માણેક, મોતી વગેરે, બધી વસ્તુઓ લઇએ તો માંગણી અને ઉપજના પ્રમાણમાં તેના ભાવમાં જેટલો ઉછાળો અને ઘટાડો થાય છે તેટલો ધાતુમાં થઇ શકતો નથી, અને તેથી સિક્કાનું સ્થિર મૂલ્ય કરવું એ જેટલું ધાતુના સિક્કામાં સુગમ થઇ પડે છે એટલું અન્ય વસ્તુમાં થઇ શકતું નથી. આવી સ્થાયિત્વ વસ્તુ પણ ધાતુ છે.

સ્વ સાયવદ. નાણું ખરૂં છે કે ખોટું એ જેટલું ધાતુના બનાવેલા સિક્કામાં ઝટ પારખી શકાય છે એટલું બીજી જાતનાં નાણાંથી પારખી શકાયજ નહિ. કાચના સિક્કાઓ નિચે ખખડાવાથી ભાંગી જાય. ચામડાનાં સિક્કાનો અવાજજ ન થાય. આ બધું જોતાં ધાતુના સિક્કા ખખડાવ્યાથી અવાજ કરે અને તે અવાજના ઉપરથી તાણકતોલ કહી શકાય કે સિક્કો ખરો છે કે ખોટો છે.

આ બધું જોતાં નાણું પારખવાનું સુગમ થઇ પડે એવું આપણે જોઇએ તો ધાતુ એજ વસ્તુ છે. તે પારખી શકાય એવી રીતે સિક્કા પાડવાનું કાર્ય રાજ્ય, સત્તા ચલાવનારનું પહેલું લક્ષ્ય સ્થાન છે.

સિક્કા પડેલું નાણું એકજ સરખા ઠરાવેલા વજનનું અને અમુક સ્વચ્છતાનુંજ હોય કે જેના ઉપર રાજ્યની અને પ્રજાની આહુકારીનો સવાલ અવલંબીને રહેલો હોય છે.

આ વિષય પરત્વે સહેજ વિચાર કરતાં જણાશે કે ઉપર ગણાવેલા બધા ગુણોને વળી પાછો એક બીજા સાથે નિકટ સબંધ છે જેમ કે સોનાનું સુવાહ્યત્વ અને અક્ષરપણું તે તેનામાં મૂલ્યનું સ્થિરપણું હોવાથીજ નભી શકે છે. જે ચીજ તેના મુલ્યના પ્રમાણમાં વધારે કદ દાખવે છે તેની ભિન્ન ભિન્ન સ્થળે ઘણી જુદી જુદી કિંમત અંકાય છે. બર્મા કે જ્યાં સાગના લાકડા પેદા થાય છે તેની કિંમત બર્મામાં જેટલી હોય છે તેના કરતાં મુંબઇમાં બમણી હોય છે કારણ કે બર્માથી લાકડાં મુંબઇ લાવવા પડે છે. તેજ રીતે અનાજ વગેરે બધી વસ્તુનું મૂલ્ય ઓછું વધતું થશે પરંતુ જે વસ્તુમા ઉપર વર્ણવેલા સાત ગુણો છે તેની કિંમત પૃથ્વી ઉપર લગભગ સરખી હોયછે અને તેજ કારણે આ વસ્તુ નાણું પેદા કરવા માટે સર્વોત્કૃષ્ટ માલુમ પડી છે.

નાણું એ દ્રવ્ય નથી આપણે પ્રથમજ વાંચી ગયા કે નાણાંને દ્રવ્યમાં લેખી લોકો ભૂલ કરેછે. હાલ એવો કયો માણસ છેકે જે એમ નથી સમજતો કે મારી પાસે વધારે નાણું હોયતો હું વધારે શ્રીમંત કહેવાઉં ? એક માણસ પાસે સો રૂપીઆ અને બીજા પાસે બસો હોય તો અલબત બસો વાળો સો કરતાં વધારે શ્રીમંત કયારે કહેવાય કે તેઓની પાસે દ્રવ્યમાં માત્ર નાણુંજ હોય, તો તેઓમા માત્ર નાણાંનીજ શ્રીમંતાઇ કહેવાય. પરંતુ તેથી શુ દેશનું દ્રવ્ય વધ્યું ? એક દેશમાં ચાર રૂપાની પાટો છે અને તેમાથી ચારસો સિક્કા બનાવ્યા છે. હવે ચારસો સિક્કા ને ચલણરૂપે કાર્યમાં લેય તો એટલી બધી વસ્તીમાં એટલા સિક્કાથી વ્યવહાર ચાલી ન શકે. ત્યારે રાજ્ય તરફથી પત્રાના કટકા છાપી દશ કટકાને એક રૂપીઆના સિક્કાની કિમત જેટલા ઠરાવ્યા હવે જેઓની પાસે દશ દશ પતરાંના કટકા છે તેઓ પોતે બીજા દશ દશ બનાવી સાથે મેળવે તો શું તેઓ પાસેના વિસ કટકાના બદલામાં તેઓને બે રૂપીઆ મળે ? ના. કારણ કે દેશનું દ્રવ્ય તો ચારસો રૂપીઆ જેટલુંજ છે અને તેથી પાંચ કટકાનો એક રૂપાનો સિક્કો થશે. આથી ચલણને સગવડતા મળશે પણ દેશના દ્રવ્યને કોઇ પણ જાતનો લાભ કે હાની નહિ થાય ખરી રીતે આવા ઘણા કટકાઓની જુદે જુદે હાથે હેર ફેર થવી જોઇએ અને તે દ્વારા જ્યારે જમીનો સુધરે, ઘરબાર બંધાય, દેશની આબાદી વધે ત્યારેજ દેશનું દ્રવ્ય ખરૂં વધે બાકી નાણાં વધવાથી દેશનું દ્રવ્ય વધી શકે નહિ એટલાને ખાતર એમ કહી શકાય કે જેઓ નાણું સંગ્રહી રાખી દાટી મુકે છે તેઓ દેશનું દ્રવ્ય વધારી શકતા નથી પણ તેના કટ્ટા દુશ્મનો છે.

સરકાર નોટ કાઢે છે, પૉર્ટટ્રસ્ટ મ્યુનીસીપાલીટી વગેરે સંસ્થાઓ લોન કાઢે છે, બેંકો ડીપૉઝીટ રાખી ચેક આપે છે. વ્યવહારમાં હુંડીઓની આપલે થાય છે આ બધાં સાધનો દેશની આબાદી વધારવા માટે છે, અને જ્યારે નાણું આવી રીતે ફરતું રહે છે ત્યારેજ દેશનું દ્રવ્ય વધે છે; કારણ કે દેશનું દ્રવ્ય વધારવાનું સાધન એ નાણું છે.

## પ્રકરણ ૬ ઠું.

### નાણાંના મૂલ્ય વિષે.

નાણું કોઇ પણ વસ્તુ આપલે કરવાની સર્વોપરી શકિત ધરાવે છે એજ તેનું મૂલ્ય સાબીત કરી આપે છે. જે સમયે નાણાંને બદલે બીજી ચીજો વધારે મળે એટલે બધી ચીજો સસ્તી થઇને નાણું મોંઘુ થયું એમજ કહેવાય. પરંતુ જ્યારે નાણાંનાં બદલામાં બીજી વસ્તુ ઓછી મળે ત્યારે તે વસ્તુ મોંઘી અને નાણું સસ્તું એમજ કહી શકાય.

જે રીતિએ અન્ય ખનિજ પદાર્થોની કિંમત નક્કી કરી શકાય છે તેજ રીતિએ નાણાનું મૂલ્ય ઠેરવી શકાય છે. ઘણી વખતે લોકો ખોટું સમજીને એવું અનુમાન બાંધે છે કે નાણાનું મૂલ્ય હમેશાં એકસરખુંજ રહે છે. પરંતુ એટલું જણાવવાની આવશ્યકતા છે કે ૧૬૮૫૩.૯૨૫ ગ્રેન ચાંદીને બદલે દર વખતે ૧૦૦ રૂપીઆ ટંકશાળમાં પડશે એવું નક્કી નથી. મૂલ્યવાન ધાતુઓનું મૂલ્ય અન્ય વસ્તુઓના જેમ હેરફેર થઇ નક્કી કરી શકાય છે. ખપના પ્રમાણમાં તેની કિંમત પણ વધે અને ઘટે છે. જે સમયથી અમેરીકામાં ઉત્પાદક ખાણો જડી આવી તે સમયથી ત્યાં રૂપાની આવક ઘણી વધવા પામી છે. ઇ. સ. ૧૮૪૯ થી ૧૮૫૮ સુધી અમેરીકાની ખાણોમાંથી ૧,૦૦,૦૦૦ રૂપીયાનું રૂપું નીકળતું. ૧૮૬૧ થી તે આવકમાં વધારો થવા લાગ્યો અને ૧૮૭૩ માં ૭,૧૫,૦૦,૦૦૦ રૂપીયાનું રૂપું નિકળવા લાગ્યું અને ૧૮૮૨ માં તેનો વધારો ૯,૩૬,૦૦, ૦૦ રૂપીઆ જેટલો થયો. આ પ્રમાણે ત્યાં રૂપાનો છત થવાથી ત્યાં રૂપાનું મુલ્ય ઘટયું અને તેને લીધે આપણા દેશના મહેસુલની સ્થિતિ ઉપર અસર થઇ હતી.

આપણે એમ ધારીએ કે એક દેશ એવો છે કે જ્યાં ચેક, નોટ, હુંડી વગેરે કાગળીઆંઓના સાધન વગર માત્ર નાણાંથીજ વ્યવહાર ચાલે છે. વળી એ દેશમાં કોઇ પણ રીતિએ ધાતુનીછત કરી શકાય એમ પણ નથી, છતાં જો દ્રવ્યઉત્પાદન ઘણું વધી જાય અને ચીજોની પેદાયશ આગળ કરતાં બેવડી થાય અને સાથે વસ્તી પણ વધે તો શી અસર થશે? ચીજોની પેદાયશ બમણી થઇ છતાં ચલણમાં નાણાં એટલાંજ રહેવાથી, અગાઉ ચીજો જેટલી જેટલે ભાવે મળતી તેટલે ભાવે તે અગાઉ કરતાં બેવડી મળશે. એટલે કે ચીજો સોંઘી થઇ અને નાણાં મોઘાં થયાં. હવે બીજો દાખલો લઇએ. એમ ધારીએ કે એક બીજા દેશમાં વ્યાપાર, વસ્તી કે ચીજોનું ઉત્પાદન ઘટયું નથી અને ત્યાં સઘળો વ્યવહાર નાણાંથીજ થાય છે. હવે ત્યાં સોના કે રૂપાની ખાણો જડી આવી અને ધાતુ જોઇએ તે કરતાં વધુ નિકળી તો તેની અસર એજ થશે કે નાણાં સોઘાં થશે અને વસ્તુઓ મોંઘી બનશે. માટે એટલું નિશ્ચિત થાય છે કે દેશમાં ફરતું રૂપું અથવા સોનું જેમ વધે અને તે સાથે બીજી વસ્તુ સ્થિતિ તેમજ રહે તો નાણાંનું મુલ્ય ઘટે. માત્ર કિંમત વધવાથી દેશની આબાદાની વધી છે કે ઘટી છે એવું ઠેરવી શકાતું નથી. પરતું જ્યારે નાણાંનું મુલ્ય વધે છે ત્યારે તેની છત વધારવાનું સાધન પ્રાપ્ત થાય છે, અને જેમ વ્યાપાર વધે છે તેમ નાણાંને સ્થાને નોટ, હુંડિઓ અને ચેકોના વ્યવહાર વધવાથી નાણાંનો ફેરફાર વધે છે, અને તે વ્યવહાર જેમ ભિન્ન ભિન્ન સ્થળે વધુ પ્રસરવા પામે છે તેમ તેમ દેશની આબાદી અને સંપત્તિનો વધારો કરે છે.

ઇ. સ. ૧૮૫૦ માં ઑસ્ટ્રેલીયા મધ્યે અને કેલીફોર્નિયામાં સોનું જડી આવ્યું અને અને તેથી ફરતાં નાણાંનો વધારો થયો પણ તેથી ત્યાં જોઇએ એટલું સોનાનું મૂલ્ય ઘટયું નાહું. સોનાની ઉપજમાં જોકે ત્યાં ૪૦ ટકાનો વધારો થયો, પરંતુ દુનિયાની સરખામણીમાં તે વધારો ઘણો નિર્જીવ હતો. વળી સોનું વધવા સાથે ત્યાં વ્યાપાર પણ ખીલ્યો અને ત્યાં સોનું વાપરવામાં આવ્યું તેથી સોનાની કિંમત બહુ ઘટતાં તે દેશની સંપત્તિમાં વધારો કરવા ફળીભુત બન્યું, તે નિચે મૂજબ :—

૧. વ્યાપારાર્થે આવકજાવકના સાધનો અને વરાળશક્તિદ્વારા વ્યવહારો શરૂ થયા અને સુધરેલા દેશો જોડે વ્યવહાર સંધાયો.

૨. વિલાયતમાં અબાધિત વ્યાપાર ચલાવવાથી વ્યવહાર ઘણો વધી ગયો. ૧૮૪૮ માં જે નિકાશ ૬૦,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની હતી તે વધીને ૧,૩૫,૦૦,૦૦,૦૦૦ રૂપીયાની થઇ. ૧૮૮૩ માં તે વધીને ૨,૫૦,૦૦,૦૦,૦૦૦ રૂપીયા

સુધી પહોંચી ગઈ. આ રીતિએ વ્યવહાર વધવાથી-ચેગણુ એ લેણુ થયું અને તેમાં સોનું ઘણું કામે લાગ્યું.

૩. જે સમયે આપણા દેશનાં આગગાડી અને એવાં બીજાં સાધનો વિલાયતની પુંજીએ બંધાવવા માંડયાં તે સમયે તે કારણાર્થે કરોડો રૂપીયાનું રૂપું વિલાયતથી અત્રે લાવવામાં આવ્યું હતું, જે મોટે ભાગે ફ્રેંન્સ વગેરે દેશમાંથી આવ્યું હતું. આ રૂપું અત્રે મોકલી ત્યાં આગળ વધેલું સોનું તેની જગ્યાએ ચલણમાં લીધું હતું.

૪. વળી ફ્રૅન્સ, જર્મની અને ઇટેલી વગેરે દેશોએ પણ રૂપાનું ચલણ કમી કરી સોનાનું ચલણ વધાર્યું હતું, અને આ રીતે નવું 'નિકળેલું સોનું' બધે ઉપયોગમાં લેવાઇ ચૂકયું હતું. ઑસ્ટ્રેલીઑ અને કેલીફોર્નિ વૅગે,- આપેલા સોનાના બદલામાં અન્ય વસ્તુઓ અને જગ્યાઓ ખરીદીને જે લાભ મેળવ્યો અને તેથી તે દેશની સંપત્તિમાં જેટલો વધારે લાભ થયો એટલો લાભ ત્યાંથી સોનું નિકાસ કરવામાં આવ્યું નહોત તો કરી શકાતજ નહિં.

એટલે આ સોનું વિદેશ ન મોકલ્યું હોત તો દેશની ચીજો સસ્તી થાત પણ તેથી દેશને લાભ ન થાત. બધાં પાસે નાણું વધત પણ તેથી વસ્તુ વેચાતી લેવાની શકિત મંદ પડત.

---

## ( EXHIBITIONS AND MUSEUMS ).

## ઉદ્યોગી પ્રદર્શનો અને સંગ્રહસ્થાનો.

સર વીલીયમ બુલ. એમ. પી. નેશનલ ટ્રેડ કમીટીની એક્ઝિક્યુટિવ કાઉન્સીલના પ્રમુખે એક વાર્ષિક વેપારી મેળો (fair) લંડનમાં ભરવાની સુચના દર્શાવી છે. ધી ટાઇમ્સ પત્રમાં એમણે નીચે પ્રમાણે લખ્યું છે.

"વેપારી બોર્ડ તરફથી બ્રિટીશ ઉદ્યોગોના મેળાની સંયોજના આવી પણ આનાથી વિશાળ પાયાપર એક સ્થાયી સંસ્થાની ઘણીજ ચોખી રીતે જરુરીઆત છે." એ પ્રમાણે નેશનલ ટ્રેડ કમીટીએ આ સુચનાનું વધારે વિવેચન કર્યું છે અને લંડનના લોર્ડ મેયરના પર સીટી કોર્પોરેશનના આસરા હેઠળ બીજી વર્ગ વાળી સભાઓની તથા (આશા રાખવામાં આવે છે કે) સરકારી મંજુરીઆતની મદદથી એક લંડનમાં બ્રિટીશ ઉદ્યોગોનો વાર્ષિક મેળો ભરવાની યોજના મોકલી આપી છે"

આ સ્થાયી સંસ્થાનો વીચાર ઉદ્યોગના પ્રદર્શન (અથવા તો બીજા દેશોમાં કહેવાય પ્રમાણે) વેપારી સંગ્રહસ્થાનને વાસ્તે એક કાયમ મકાન બાંધવાનું સુચવે છે.

યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરીકામાં ઉદ્યોગો માટે સંગ્રહસ્થાનની રીત ઠરવાનો બહોળો રીવાજ છે. સંગ્રહસ્થાન એ શબ્દ ભૂલ ખવડાવે એવો છે કારણકે આપણે એ શબ્દના સંબંધમાં ઘણી ચીજો કે જેનો હમણાં વપરાસ નથી તેનો જથ્થો એ પ્રમાણે કહીએ છીએ. પણ "વેપારી સંગ્રહસ્થાન" એ શબ્દને નામે જુદા જુદા દેશોમાં કારખાનાવાળાઓની મદદથી ઘણા સાહસો ઉપાડયાં છે. આ સંસ્થાઓના હેતુઓ આરંભ કરનારાઓના વિચારોના પ્રમાણમાં ફેરફાર પામે છે, અને તે નીચે મુજબ છે (૧) અમુકજ પેઢીઓ કે

જેઓ સંયુક્ત કાર્યથી તેઓના વેપારી માલના કાયમ સંગ્રહસ્થાનની સંયોજના કરે છે તેઓના ખાસ લાભ વધારવા. (૨) પ્રસિદ્ધનાં ફાયદાઓ મેળવવાને વાસ્તે શહેર, જીલ્લો અથવા દેશના સમસ્ત વેપારી લાભોને પસંદ પડે એવી રીતે પ્રદર્શન કરવું. (૩) એક ખંડનો લાભ વધારવો; દાખલા તરીકે પેન અમેરીકન યુનીઅન. અથવા (૪) એક દેશના વેપારીઓના જથ્થાના ખાસ લાભ ઉપરાંત આખી દુનિયામાં અરસપરસના વેપારી લાભને વાસ્તે સુગમતા પુરી પાડવી.

આ હેતુઓ આંકડાઓના સંગ્રહ અને ગોઠવણી સુચવે છે, પણ જો આવા કાયમ સંગ્રહસ્થાનો ચાલુ રાખવામાં ન આવે અથવા તો કારખાનાવાળાઓથી અમુક ચોકસ ભાવનાઓ વાસ્તે હાથમાં ન રખાય તો વેપારની જાહેર ખબર માટે એક જોખમ જેવું ગણાય.

૧૮૬૧માં ડબ્લીનમાં "નામાંકિત 'ગ્રહ સ્થોનો'" આશરા હેઠલ એક આયરલન્ડના ઉદ્યોગનું સંગ્રહસ્થાન સ્થપાયું હતું. આ સાહસ ઇન્ગલાંડમાં સોસાયટી ઓફ આર્ટસે એજ વખતમાં કરેલા સાહસને લગતું હતું. શાસ્ત્રીય સાહસ તરીકે ઘણું અસરકાક હતું પણ વેપારી બાબતમાં ઢીલું હતું કે જે બાબતની હસ્તિ પણ ન હતી.

આ સંસ્થાના નામ અને કાર્યનાં, હાલના આબાદાની ભોગવતા વેપારોની શરૂઆત સમાયલી હતી. આ કારણને લીધે એનું કાંઇક અવલોકન કરવું ઘટે છે, કારણ કે એણે કાચા, અને બનાવેલા આયરલાંડના (સ્વદેશી) માલને એક મકાનમાં જથ્થો કરવાથી, મુખ્યત્વે કરીને આયરલાંડના ઉદ્યોગને વધાર્યો છે.

હાલના વખતમાં અને ઘણા દાયકાઓ પહેલાં અને પછી એવી ઘણા મોટા પ્રમાણમાં માન્યતા હતી કે છૂટક વેપાર અને સામાન્ય સંસર્ગને ફાયદો કર્તા દેશ દેશોના પ્રદર્શનો (International Exhibitions) દુનિયાના લોકોમાં સ્નેહશીલ વ્યવહારનો પ્રચાર કરાવશે. કાચો માલ, બનાવેલી ચીજો કારીગીરીની રીત અને ઘણી વખતતો એમાં વપરાયલું સાંચા કામ પણ સાર્વજનિક ખરીદનાર અને હરિફ વેપારીઓની સામે રજુ કરવામાં આવવાનાં હતા.

૧૮૯૩ ના ચીકાગોનો આખી દુનિયાનો મેળો ડા. વિલીયમ પોવેલ-ફીલેડેલ્ફિઆની યુનિવરસીટીની બાયોલોજીકલ સ્કુલના ડાયરેકટરને ઉત્તેજન કર્ત્તા દેખાવ થઇ પડયા હતા. તેને આ સઘળી અજાયબકારક ચીજો તેઓના દેશોમાં વિખરાઇ જાય એ પસંદ પડયું નહીં તેથી તેણે ફીલેડેલ્ફિઆમાં એક વેપારી સંગ્રહસ્થાન સ્થાપવાને વાસ્તે શહેરની, રાજ્યની, અને યુનાઇટેડસ્ટેટસના સભાસદની મદદ મેળવી. ચાળીસથી (૪૦) થી વધારે રાજ્યોએ ચીકાગોના પ્રદર્શનની સોનાની ચીજો તેના તાબામાં મુકી ૧૮૯૭ ના ઉગટે માલા પ્રદર્શને ૧૦૦ ટન અને ૧૯૦૦ ના પેરીસ પ્રદર્શન ૫૦૦ ટન માલ તેના તાબામાં મુક્યો હાલ વિદેશી માલના નમુનાઓ ખરીદવામાં આવે છે, અગરજો કે કેટલાક વગર કિમતે મોકલવામાં આવતા. ઘણી ચીજો લંડનમાંથી ખાસ એજન્સિઓની મદદથી મેળવી હતી, અને એક વખત વોશીન્ગટનની ફેડરલ ગવર્નમેન્ટે આવા નમુંનાઓ ભેગા કરવામાં ૫૦,૦૦૦ ડોલર જુદા કહાડયા હતા. નમુનાઓ જથ્થામાં કોઇ વખત ઉદ્યોગ અથવા કોઇ વખત બજારના પ્રમાણમાં બહાર મુકવામાં આવે છે. બનાવનારાનું નામ જણાવવામાં આવે છે અને બીજી નીચે પ્રમાણે બાબતો જણાવવામાં આવે છેઃ-છુટક અથવા તો જથ્થાબંધ માલની કિંમત-તેની ઉત્પાતનો દેશ અને કેટલી વખત તેની પેઢી-મુખ્ય માલ અને મુખ્યત્વ કરીને અમેરીકાનો માલ કે જેમા બજાર હરીફાઇમાં ઉતરે છે.

સંગ્રહસ્થાનનો હેતુ મી. જ્હોન એસ. લોપેઝ "હાર્પર વીકલી" માં પોતાના એક લેખમાં ખાનગી રીતે નીચે મુજબ જણાવ્યો છે.

---

. મેટેલીક શીલીંગથી બાલ્ડીંગનો આરંભ ચોખે છે.

"વેપારી સંગ્રહસ્થાન સ્થાપવામાં આવ્યું હતું કારણ કે એની જરૂર જણાઇ હતી. અમેરીકા એક આખી દુનિયામાં કારીગરીમાં મોટામાં મોટો દેશ ભવિષ્યમાં થવાનો છે, આપણે દેશના જરૂરીઆતના કરતાં વધારે પ્રમાણમાં માલ બનાવીએ છીએ કે જે માલ વેચાવો જોઇએ. આપણી સાંચાકામથી બનાવેલા માલની નીકાશ દશ વર્ષમાં બે ગણી વધી ગઇ છે.

ખરેખર એ એક સંતોષનું કારણ છે અને તે છતાં આપણે પુરતું કરી શકયા નથી. આપણે શું કરી શકિયે છીએ અને ભવિષ્યમાં શું કરવું પડશે એ ધ્યાનમાં લેતાં એમ લાગે છે કે આ તો આપણી શરૂઆત છે, કારીગરોએ જે બજારમાં પોતાનો માલ દાખલ કરવો હોય તેમાં જુની સ્થાપાયલી પ્રજાઓ જોડે હરીફાઇ કરવી જોઇએ."

એ કારણને લીધે આ સંગ્રહસ્થાનને "નીકાશ કરનારને પહેલી મદદ" અને "નીકાશના વેપારના મગજનું મથક" તરીકે ઓળખવામાં આવ્યું છે, એ એક જગ્યાએ, સઘળી મેળવી શકાતી ખબર અને નમુનાઓ એકઠા કરે છે, દાખલા તરીકે એક ચીજ કયાં, કેવીરીતે અને કેટલી કિંમતે ખરીદી શકાય, અને એટલીજ ચોકસાઇથી કેવી રીતે ઉત્તમ કિંમતમાં બહાર માલ વેચવો એની જોઇતી મદદ આપે છે, એ વિદેશી પેઢીઓના ૩૭૫,૦૦૦, નામો અને ઘણીજ જરૂરીઆતના "બ્લેક લીસ્ટ" જોડે બીજી પેટા ચીજોનો વધારો કરે છે, એ એક વર્ષમાં સરકયુલરો, અને કેટેલોગોની ઉપરાંત ૨૫૦૦૦ કાગળોનો સઘળી જાણીતી ભાષાઓ અને બોલીમાં તરજુમો કરે છે.

આ મ્યુઝિયમમાં એક લેબોરેટરી છે અને એમાં આડોને લગતી બાબતોની ઉપરાંત, કુદરતી પદાર્થોનું અથક્કરણ થાય છે, સાબુ અને એનાં જેવી બીજી વસ્તુઓના બનાવનારાઓને વાસ્તે પણ આ મ્યુઝિયમમાં અથક્કરણ કરવામાં આવે છે. આ લેબોરેટરીમાં છણી પાડવાનો વિભાગ છે, કે જેમાં બીજી ચીજો ઉપરાંત અમેરીકામાં હરીફાઇ કરતા વિદેશી માલની છણી લેવામાં આવે છે, અને તે એક રીપોર્ટ જોડે તેના ગ્રાહકોને મોકલી આપવામાં આવે છે.

આવી શોધખોળને વાસ્તે વિદેશી હરીફો અને મુખ્યત્વે કરીને જરમનીના હરીફો તરફથી ટીકા કરવામાં આવી છે.

એક જાહેર સંસ્થા તરીકે આ વેપારી સંગ્રહસ્થાનની, બીજી પૈસાના લાભાર્થે ઉત્પન્ન થયેલી વેપારી સંસ્થા કરતા બહોળી ઉપયોગિતા અને પ્રસિદ્ધિ વાળી સંસ્થા છે. કોઇપણ વેપારી અહીંઆ વગર કિંમતે કોઇપણ ચીજને લગતી ખબર મેળવી શકે છે અગર જો કે આ મ્યુઝિયમના વગર બંધને હર વખતે વપરાસને માટે વાર્ષિક ૧૦૦ ડોલરની ફી લેવામાં આવે છે, આ સઘળી આવકો આ બાબતને વધારે ઉપયોગી બનાવવા અને એનો લક્ષ્ય બહોળો કરવામાં વપરાય છે. અગર જો કે વેપારીઓને પુર્ણ રીતે મેંબર થવાને અર્જ કરવામાં આવે છે તોપણ આ મ્યુઝિયમ પોતાના કામમાં મેંબરો અથવા તો નોન મેંબરોની વચમાં પક્ષપાત બતાવતું નથી.

ફીલેડેલ્ફીઆના વેપારી સંગ્રહસ્થાનની કેલવણીની બાજુ ઘણી જાણવા જોગ છે. એ કામ નીચે પ્રમાણે છેઃ-(૧) ફીલેડેલ્ફીઆ અને આસપાસની જગ્યાઓની નીશાળો ને કોલેજોનાં કલાસોમાં ખાસ ભાષણો કરવાં. આ ભાષણો ભુગોળ, વેપાર, અને ઉદ્યોગના વિષય પર અપાય છે અને ચોથી પંકિતથી તે હર કોઇ વખતના વિદ્યાર્થીઓને કામ લાગે એવાં હોય છે, આ ભાષણો મેજીક લેન્ટર્ન અને સીનેમેટોગ્રાફની મદદથી અપાય છે, દરેક ભાષણની આખરે વિદ્યાર્થીઓ ભાષણને લગતી દેખાડેલી ચીજોનો અભ્યાસ કરે છે. ૧૫ હજારથી વધારે વિદ્યાર્થીઓ આ મ્યુઝિયમમાં હર વર્ષે

હાજરી આપે છે અને એની સંગ્રહેલી ચીજોની મદદથી ભુગોળ અને વેપારનો અભ્યાસ કરે છે,

૨. લેન્ટર્ન પડદો અને છાપેલાં ભાષણો સાથે મેજીક લેન્ટર્નની ભુગોળ, વેપાર અને ઉદ્યોગને લગતી રંગેલી સ્લાઇડો પેન્સીલવાની-આની જાહેર નીશાળો સઘળા માસ્તરોને કાંઇક બી કીંમત લીધા વગર વાપરવા આપવી. આ સ્લાઇડો મુખ્યત્વે કરીને ગામડાની નીશાળોમાં બહોળા પ્રમાણમાં વપરાય છે.

(૩) પેંસીલવાનીઆના સઘળા ભાગની જાહેર નીશાળમાં ભુગોળ અને વેપારને લગતા નમુનાઓના મોટા જથ્થાઓ માસ્તરોની સુગમતાને વાસ્તે, વેંહચવા મોકલેલા જથ્થાઓ નીશાળોમાં કાયમને વાસ્તે રહે છે. દુનિયાના વેપાર અને મુખ્ય ઉદ્યોગને લગતા લેખો આમાં હોય છે. આ નમુનાઓ એવી રીતે ગોઠવેલા હોય છે કે મુખ્ય કાચા પદાર્થો સાંચા કામમાં કેવી કેવી હાલતમાંથી પસાર થાય છે એ સ્પષ્ટ દેખાડી આપે છે. થોડાં ગયાં વર્ષોમાં આ નમુનાઓ પેન્સીલવાની-આની સઘળી નીશાળોમાં ગયા છે વેપારી બાબતોમાં ઉચ્ચ ભાવનાઓ રાખવાનો ગુણ અમેરીકાના લોકોના ગુણોમાં એક જાણવા જેવો છે. તે ઉછરતા જુવાની માણસોને પોતાની ફરજોને 'ચાટે પ્રબોધિત કરે છે. દુનિયાની જરૂરીઆતો કેમ પુરી પાડવી તેનો ક્રમ સ્પષ્ટ રીતે દેખાડે છે. આ મ્યુઝિયમ કોઇબી કારીગર વેપારીઓના વગર કિંમતે જાહેર ખબર તરીકે નામો બહાર આપે છે. એ એક અઠવાડીક અને એક માસીક-એક અંગ્રેજી ભાષામાં અને એક સ્પેનીશ ભાષામાં મેગેઝિન બહાર પાડે છે.

આ સંસ્થા કે જેના ઉપરથી બીજી એવીજ સંસ્થાની ઉત્પત્તિ થઇ છે તેનો વિષય છોડીયે તે પહેલાં એટલું કહેવું જોઇએ કે એનુ કામ બીજી ખાનગી કંપનીઓથી થઇ શકે પણ આના જેટનું ઉત્તમ રીતે તો નહિંજ થઇ શકે.

આ મ્યુસીયમ અને ન્યુયોર્કના કારખાના-વાળાઓની નેશનલ એસોસીએશનની વચમાં હરીફાઇ ચાલે છે એ વાંચતાં વાંચકો અજાયબી નહીં પામશે. આ સંસ્થાનો એજ હેતુ છે પણ એટલું બધું કામ હજુ કર્યું નથી. પોતાના મેંબરોના બનાવેલા માલને જાહેરમાં મુકવાને વાસ્તે વિદેશી રાજ્યોમાં વેર હાઉસોની સંયો-જના કરે છે.

એક ન્યુયોર્કમાં બીજી પણ એસોસીએશન છે કે જેને સાઉથ અમેરીકન રીપબ્લિકના લાભાર્થે પૈસા ધીરવામાં આવે છે. એને સેમ્પલ મ્યુઝિયમ કહીએ તો ચાલે કે જે વિદેશી કાચો માલ અમેરીકાના કારીગર વેપારીઓની જાણમાં લાવે છે. એ પોતાના અસીલોને ફીલેડેલ્ફી-આના મ્યુઝિયમના અસીલાને જેવું કામ મળે છે, તેવું એ આપે છે. પણ ઘણા થોડા પ્રમા-ણમાં વિદેશી અને દેશી વેપારી બરોએ વોશી-ગટનના નેશનલ મ્યુઝિઅમની સંયોજના કરી હતી. વેપાર અને અર્થશાસ્ત્રને લગતા પદર્શ-નમાં દેખાડવામાં આવેલી ચીજોની ખીલવણીને ને વાસ્તે એ ખાસ ધ્યાન આપેછે, અને એક મકાન ખાસ આવા દેખાવને વાસ્તે રાખવામાં આવવાનું છે. વેપારી પદાર્થો બનાવવાની રીતો નમુનાઓની મદદથી બનાવવામાં આવે છે, જે તૈયાર માલ થાય તે પહેલાંની જુદી જુદી હાલતો બતાવે છે.

અભ્યાસ અને સરખામણીને વાસ્તે એક દવાઓનું કલેકશન (જથ્થો) આ મ્યુઝિ-યમમાં રાખવામાં આવ્યું છે. તે ઉપરાંત મોટા જથ્થાઓમાં કાળજી બતાવવાની રીતોના નમુના રાખવામાં આવ્યા છે.

ફીલેડેલ્ફીઆનો દાખલો થોડક અંશે બીજા દેશોએ લીધો છે. અને મુખ્યત્વે કરીને બ્રાઝીલ, જાપાન, મેકસીકો—બેલ્જીયમ ઓસ્ટ્રીઆ જરમની, રશીયા અને ઇટાલીએ પોતાના દેશોની જરૂરીઆત જોગ આવાં મ્યુસીયમની સ્થાપના કીધી છે.

સ્ટટગાર્ટ ડ્રેસ્ડન અને બર્લીનમાં "એક્સ-પોર્ટ–મસ્ટરલેગર" નામની સંસ્થા છે પણ સ્ટટગાર્ટમાં એ જાતની સૌથી જુની ને મોટી છે તે પોતાના દેશના કારીગર વેપારીઓના અને વિદેશી ખરીદનારાઓના નમુનાઓ દેખાડે છે, અને નમુનાઓ પાસે હોવાથી ઓર્ડર એકદમ આપી શકાય છે.

સરક્યુલર કાગળોથી બ્હારની ખબરની ગોઠવણ થાય છે. ધંધો મેળવવાના ઇરાદાથી ડાયરેક્ટર દેશ દેશમાં મુસાફરી કરે છે. થોડાં વર્ષ પહેલાં હેમ્બરગમાં એક શાખા ખોલવામાં આવી હતી. ડ્રેસ્ડનની સંસ્થા ન્યુયોર્ક નેશનલ એસોસીએશનની પદ્ધતી પર ચાલે છે. એ વર્ષને છેડે ચોપડી છાપે છે કે જે સેકસને કારીગર વેપારીઓ અને ધંધાદારીઓની ડાયરેકટરી છે ખરૂં જોતાં બર્લીનમાં તો સ્ટટગાર્ટનીજ નકલ પર સંસ્થા છે.

લડાઈ પહેલાં જર્મનો ચીનમાં માલનાં પ્રદર્શનોની મોટા પાયા પર સંયોજના કરવાના હતા. સીન્ગટાઉમાં એક સ્કુલ મ્યુસીયમના આકારમાં મુકવાને સારૂ ફરી પાછી બાંધવી પડી હતી. આ કામ કારખાનાવાળા વેપારીઓના જર્મન સેન્ટ્રલ યુનીઅનની ઉશ્કેરણીથી કરવામાં આવ્યું હતું. અને એનો ઇરાદો દુર પુર્વના દેશોમાં પોતાના દેશનો મર્તબો વધારવાનો હતો.

વિદેશમાં "વેપારી જીબ્રાલ્ટર" સ્થાપવામાં કાંઇ જર્મની પ્રથમ દેશ નથી. ટર્કીમાં બ્રિટીશ માલનો વપરાસ વધારે થાય અને વિદેશી વેપારીઓ બજારમાં હરીફાઇ કરતા અટકે એ ઇરાદાથી ઇન્ગ્લીશ લોકોએ સ્મીરનામાં એક વર્ણાટ કામનું મ્યુસીયમ ખોલ્યું હતું બ્રુસેલ્સમાં વેપારી મ્યુસીયમ સરકારના હેઠળ હતું. કોન્સલોની મારફતે નમુનાઓ અને ખબર એકઠી કરવામાં આવતી. દરેક ખબરને વાસ્તે એક ફ્રાન્કની ફી લેવામાં આવે છે. જો વધારે અગત્યની ખબર મળેતો બેલ્જીયમના વેપારીઓને જણાવવામાં આવેછે. આ મ્યુસીયમ એક અઠવાડીક ચોપાનીયું કહાડે છે.

વીએનાના વેપારી મ્યુસીયમે થોડાંક વર્ષ પર એક વહાણ ઓસ્ટ્રીઆના માલથી ભર્યું હતું અને એક તરતાં પ્રદર્શન તરીકે આખી દુનિઆની મુસાફરીએ મોકલ્યું હતું. હવે તો મ્યુસિયમમાં અને એવી સંસ્થાની એક "વેપારી મુસાફરી" એ તો હર વખતનું કામ થઇ પડયું છે.

એક વહાણ દક્ષીણ અમેરીકાના મુખ્ય વેપાર મથકોની મુલાકાત લેવાને ૧૦૬ દહાડાની મુસાફરીને વાસ્તે ન્યુયોર્ક છોડવાનું હતું આ મ્યુસીયમો વેપારી કોન્ફરન્સોની પણ સંયોજના કરે છે. ૧૯૧૪ ના જુલાઇ મહીનાથી દક્ષીણ અમેરીકાના વેપારને વાસ્તે જે બે વર્ષ પહેલા કોન્ફરન્સો અને મીટીંગો ભરાઇ હતી તેના કરતાંબી વધારે ભરાઇ હતી એ કાંઇ અજાયબ થવા જેવું નથી.

દક્ષીણ રીપબ્લીક જોડે વધારે સારો સબંધ બાંધવાની યુનાઇટેડસ્ટેટ્સ ઓફ અમેરીકાની કોશીશે રીઓડી જાનીરોના વેપારી મ્યુસીયમની અગત્યતા વધારી છે, આ સંસ્થા કોન્ડે મેન્ડીઓડી આલમીડા ચલાવે છે અને એનું બંધારણ ફીલેડેલ્ફીયાના નમુના પરથી રચાયલું છે દક્ષીણ અમેરીકાના સેંટ્રલ યુરોપના કાચા માલની બહુજ થોડી ખરીદી થાય છે. અને જર્મની અને ઓસ્ટ્રીઆમાંથી બનાવેલો માલ ઘણોજ થોડો આવે છે.

દક્ષીણ અમેરીકા જોડે યુનાઇટેડ સ્ટેટસને વેપારી સંબંધ વધારવાની ઘણી પ્રબળ ઇચ્છા હોય એમ લાગે છે, અને તેને લીધેજ અમુક શહેરોના લાભને અર્થે "લોકલ કમરશીઅલ મ્યુસીયમો" સ્થાપવામાં આવ્યાં છે. આમાંના એકનું અવલોકન કરીશું.

ન્યુહેવન એ એક લેટીન અમેરીકાના વેપારમાં ધ્યાન આપનારૂં યુનાઇટેડ સ્ટેટસનું એક અગત્યનું મથક છે, "ન્યુહેવનના બનાવેલા માલનું" કાયમ પ્રદર્શન એ એક

એમની ચીજો જાહેરમાં લાવવાની નવી રીત છે, આમાં બીજી ચીજો ઉપરાંત એક મોટો "રીડીંગ રૂમ છે" કે જેના ટેબલો પર વેપારને લગના સઘળી જાતના છાપાઓ અને મેગેઝીનો મુકવામાં આવે છે. બીજા દુર જગ્યાઓના ટેલીફોનો; બીજા દેશોની ટેલીફોન ડાયરેકટરીઓ અને વેપારને લગતી ખબરો અને નોકરીઓને વાસ્તે બરો છે.

જાપાનનું ઇમ્પીરીયલ કમરશીયલ મ્યુસીયમ ટોકીઓના ખેતી અને વેપારના ડીપાર્ટમેંટના હાથમાં છે. તે જગ્યાએ વધારે ધ્યાન આપ્યા બાદ ફીલેડેલ્ફીઆની નકલપર એ ૧૮૯૬ ના માર્ચમાં સ્થાપવામાં આવ્યું હતું. તે વિદેશી અને જાપાનના વેપારી નમુનાઓ બતાવે છે, અને જુદી જુદી વેપારી અને ઉદ્યોગી સંસ્થાઓ જોડે પત્ર વ્યવહાર કરે છે, એમાં ભાષણોનો વિભાગ-માલની જાત અને આકાર સુધારવાની કમીટી-અને જા ૧ નમાં અને પરદેશમાં જતું ચોપાનીયું છે.

હાલમાં આ મ્યુસીયમમાં દેખાવને વાસ્તે ૧,૩૦,૦૦૦ ચીજો મુકી છે, કે જે નીચે મુજબ વિભાગોમાં વેહેંચાયલી છે. (૧) જાપાનનો નીકાશ થયેલો માલ. (૨) માલ કે જેની નીકાશની આશાઓ સારી હોય છે. (૩) વિદેશી માલની જગ્યાએ જે જાપાનનો માલ વાપરી શકાય તે (૪) જાપાનમાં બનાવેલા માલ કે જેનો વપરાસ જાપાનમાં સારી રીતે થઇ શકે તે. વીદેશના ભાગમાં પદાર્થો કે જે જાપાનના માલ જોડે હરીફાઇ કરે છે તે-કાચો માલ જાપાનમાં વપરાતો વીદેશી માલ-પેક કરવાની જાહેરખબર આપવાનો, ડીઝાઇનો બનાવવાની રીતો આવે છે. ઇમ્પીરીયલ કમર્શીયલ મ્યુસીયમ વર્ષમાં એક વખત પોતાની ચીજો ફરીથી દેખાડે છે, કોરીઆ, ચીન, અને હીંદુસ્તાનના મુખ્ય બજારોમાં ધ્યાન આપે છે, લોકલ અને સરકીટ મ્યુસીયમોને પોતાની ચીજો ઉધાર આપે છે અને ઇંગ્રેજી ભાષામાં નિકાશને લગતી જાપાનની ડાયરેકટરી બહાર પાડે છે.

રશીયાનું વેપારી મ્યુસીયમ બીજી એવી યુરોપની સંસ્થાના જેવુંજ છે અગર જોકે ખાસ ખેતીવાડીના ઉપયોગને વાસ્તેજ સરજાયલું છે. એ કોઓપરેટીવ સંયોજનાને ઉત્તેજન આપે છે અને ઝેમસ્ટ્રો સ્ટોર્સને વીદેશી ખરીદનારાઓની સાથે સંબંધ બાંધવાને વાસ્તે મદદ કરે છે.

રશીયાની ખેતીવાડીનું અને બીજા પદાર્થોનું પેટ્રોગ્રાડની મુલાકાતે આવતા વીદેશીઓની ખબરને વાસ્તે એક કાયમ પ્રદર્શન છે, ઇટાલીમાં એવી વેપારી લાભો આપનારી એવી બે સંસ્થાઓ છે. મીલાનમાં એક "મ્યુસીઓ કમર્શીઅલ ડીમીલાનો" છે કે જે બીજાઓની માફક બે ભાગમાં છે એક ભાગ બનોંશકિત સઘળી ખબરો છે.

બીજો ભાગ નીકાશ કરનારાઓને કેમ સારામાં સારી રીતે આપલે કરવી તે બતાવે છે. એનો પાસે કાચા અને બનાવેલા માલના સારા નમુનાઓ છે અને પોતાના મેંબરોને સામાન્ય રીતે કામજોગ થઇ પડે છે. જીનોઆમાં નીકાશ કરતી જ્ઞાતીનું એક ઇન્ટરનેશનલ કમર્શીઅલ ઇન્ફરમેશન બરો છે.

ફ્રાન્સમાં હજુ વેપારી મ્યુઝીયમ સ્થાપવામાં આવ્યું નથી. પણ વેપારની મીનીસ્ટ્રી હેઠળ (Office National du Commerce Exteriem) આ દેશના બોર્ડઓફ ટ્રેડ કમર્શીઅલ ડીપાર્ટમેન્ટના જેવું કામ કરે છે, તે એક અઠવાડીક ખબરપત્ર બહાર પાડે છે કે જે આપણા બોર્ડઓફ ટ્રેડ જર્નલની માફક નીકાશ કરનારાઓ અને કારીગર વેપારીઓને લાયક ખબર એક જગ્યાએ ભેગી કરે છે.

ગ્રેટબ્રિટનમાં, જે જે કામો બીજા દેશોમાં મ્યુસીયમોની મારફતે થાય છે તેજ કામો બીજી ઘણી રીતે ટેકનીકલ સ્કુલો, વેપારી ચેમ્બરો, લંડન શહેરની ગીલ્ડઝો અને વેપારી એજન્સીઓ કરે છે. નેશનલ ટ્રેડ કમીટીની સુચનાએ બીજી આંકડાઓ ભેગી કરતી સંસ્થાઓ

કરતાં વધારે જરૂરીયાતો પુરી પાડવી જોઇએ. થોડા વખતમાં વાર્ષિક વેપારી પ્રદર્શનને વાસ્તે એક કાયમ મકાન બાંધવું પડશે અને આખું વર્ષ ઉઘાડું રાખવું પડશે.

— —

## ૧૯૧૪ નો જાપાનનો સુતરના કાપડનો વેપાર.

યોકોહામાના એચ એમ. કમર્શીયલ એટેચી તરફથી ૧૯૧૪ ના જાપાનના સુતરના કાપડના વેપારની નીચે મુજબ ખાતમી મળી છે:—

રૂ અને સુતરાઉ માલ:—૧૯૧૪ માં જાપાનમાં કાચાં રૂની આયાતની કીંમત પૌં ૨૨,૩૫૩,૬૦૦ કે જે ગયા વર્ષની સરખામણી પ્રમાણે પૌં. ૧,૪૯૩,૦૦૦ નો ઘટાડો બતાવે છે.

હીંદુસ્તાનના માલને લીધે કાંઇક વધારો થયો, પણ બીજા બધા રૂ પુરૂં પાડનારા દેશો-ને કાંઇક બો કામ મળ્યું નહી, આ ઘટાડે થવાનું મુખ્ય કારણ લડાઇ છે કારણકે ૧૯૧૪ માં જુલાઇની આખરે ૭ મહીનાના આંકડાઓ ૪૯૭ ટનનો વધારો બતાવે છે. અને આગલા વર્ષના એ જે વખતમાં પૌં. ૩૦૩,૮૯૦ નો વધારો બતાવે છે

લડાઇ શરૂ થયા પછી થોડા વખતમાં રૂના ભાવ હીંદુસ્થાનમાં અને અમેરીકામાં કાંઇક બેસી ગયા, પણ રૂના વેપારીઓ એવા તો ગભરાઇ ગયલા કે એઓ આ તકનો લાભ લઇ શકયા નહીં. વખત જતાં એઓને નાણાંની સારી મદદ મળી, અને તેથી કરીને પોતાની જરૂરીયાતો પુરી પાડી શકયા હતા.

લંડન અને ન્યુયોર્કની વચમાં એકસ-ચેન્જની ગોઠવણ ભાંગી પડવાથી અમેરીકામાં ખરીદીના હીસાબની પતાવટ અધરી થઇ પડી હતી. પણ જાપાનમાં રેશમના બીલો ખરીદ-વાથી અને તે બીલો ન્યુયોર્કમાં મોકલવાથી અમેરીકાનું રૂ ખરીદવાને નાણા મળી શકયાં હતાં. હીંદુસ્થાનની સાથે એકસચેન્જની ગો-ઠવણ અધરી થઇ પડી હતી, પણ નવેંબરથી ચાલુ હાલત આવી ગઇ હતી.

નીચે પ્રમાણેના આકડાઓ ૧૯૧૩ અને ૧૯૧૪ ની કાચા રૂની આયાતનો, ઉત્પત્તિનો દેશ, તેના જથ્થાનું પ્રમાણ અને તેની કીંમત બતાવે છે:—

| દેશ. | ૧૯૧૩. | | ૧૯૧૪. | |
|---|---|---|---|---|
| | ટન | પૌંડ | ટન | પૌંડ |
| હીંદુસ્થાન … … | ૨૩૮,૩૬૧ | ૧૪,૬૦૧,૯૦૦ | ૨૪૬,૫૮૭ | ૧૪,૮૪૭,૮૦૦ |
| યુનાઇટેડ સ્ટેટ્સ … | ૧૦૨,૩૮૫ | ૬,૫૫૫,૮૦૦ | ૮૧,૫૨૫ | ૫,૫૦૯,૧૦૦ |
| ચીન … .. | ૩૪,૨૪૧ | ૧,૬૮૪,૯૦૦ | ૨૪,૮૧૮ | ૧,૧૯૯,૫૦૦ |
| ઇજીપ્ટ … … | ૭,૪૧૦ | ૬૩૬,૫૦૦ | ૬,૮૭૬ | ૫૮૪,૪૦૦ |
| બીજા દેશો … … | ૧૬,૫૪૮ | ૩૬૭,૫૦૦ | ૯,૨૮૮ | ૨૧૨,૮૦૦ |
| કુલ … | ૩૯૮,૯૪૫ | ૨૩,૮૪૬,૬૦૦ | ૩૬૯,૦૯૪ | ૨૨,૩૫૩,૬૦૦ |

રૂનું સુતર અને રૂના દોરાની આયાત:—રૂનું સુતર કે જે એક વખત જાપાનમાં મુખ્ય આયાતોમાં ગણાતું હતું, તે હવે સ્થાનિક સ્પીનીંગના ઉદ્યોગને લીધે આવતું બંધ થઇ ગયું છે. સીવવાના રૂની આયાત હજુ થાય છે અને ૧૯૧૪ માં એના આંકડા લગભગ પૌંડ ૨૫,૦૦૦ સુધી હતા.

સુતરાઉ કાપડની આયાતઃ—૧૯૧૪ માં સુતરાઉ કાપડની આયાત ૨૪,૭૩૩,૦૦૦ સ્કવેર યાર્ડ જેટલીજ હતી કે જેની કીંમત આગલા, વર્ષના પૌંડ ૧,૦૨૯,૪૦૦ ની કીંમતના ૫૦,-૧૫૭,૫૦૦ સ્કવેર યાર્ડની સાથે સરખાવ્યા પ્રમાણે પૌંડ ૫૩૬,૯૦૦ હતી. આ ઘટાડો લડાઇને લીધે નહીં કહી શકાય કારણકે જુન અને ઓગસ્ટ મહીનાના શીપમેન્ટને વાસ્તે જાપાનના ઘણી ખરી જાતના સુતરાઉ કાપડના માલના ઓર્ડરો વર્ષના પહેલા ૩ મહીનામાંજ આપી દેવાય છે, મુખ્ય કારણ તો એ છે કે વર્ષે વર્ષે એકલા જથ્થામાં નહી પણ તેની જાતમાં પણ ઘણો જાણવા લાયક સુધારો થતો જાય છે. તેથી લેન્કેશાયરને આ વેપારનો અમુક ભાગ ખોવોજ પડશે, જોકે બીજા ભાગોમાં સુધારો થઈ શકે એમ છે. નીચે મુજબ જણાવેલી બનાવટમાંજ ફાયદો રહેલો છેઃ—કોટન ઈટાલીયન્સ, વેનીશીઅન્સ, છત્રીના કવરના કપડાં, રૂમાંથી થતી મખમલ, સફેદ ખમીસના કપડા અને વીકટોરીઆ લોન. પણ ૧૯૧૩ માં મખમલ અને ઇટાલીઅન્સની આયાત જોઇએ તે કરતાં વધારે થઇ હતી અને તે કારણને લીધે મોટા જથ્થાએ ૧૯૧૪ ના વર્ષમાં વાપરવા પડયા હતા તેથી એ તરફની કાંઈક ઘટાડો થયો છે. ૧૯૧૫ ની શરૂઆતમાં પુર પ્રમાણમાં ઓડરો મળી શકયા નથી, તેથી કાંઇ બહુ સારાં કામની આશા દેખાતી નથી, પણ તેથી કરીને એક ફાયદો થાય એ સંભવીત છે અને તે એકે આયાત કરનારાઓના ગોડાઉનમાંથી ઘણા વખતનો પડી રહેલો માલ ખાલી થઇ શકે

સુતરાઉ કાપડના વેપાર ઉપર લડાઇની અસર થઇ હતી અને તે એ કે જ્યારે આ ભવિષ્યની જરૂરીયાતો પુરી પાડી શકાશે કે નહી એ સવાલ હતો ત્યારે કાંઇક સટાને લીધે કીંમતમાં ૫ ટકાનો વધારો થયો હતો. ઘણાખરા કોન્ટ્રેકટો જુની ગોઠવણ પ્રમાણે થયા હતા અને તેમાં લડાઇના ભયની બાબત ધ્યાનમાં લેવામાં નહીં આવી હતી. જાપાનના ખરીદનારાઓ મક્કમ થઇને બેઠા એટલે આયાત કરનારાઓને લડાઇનું જોખમ પોતેજ ખેડવું પડયું હતું.

રૂના સુતરની નીકાશ—ફરીથી રૂના સુતરની નીકાશમાં ઘણો વધારો થયો હતો, અને જોકે રૂ કાંતનારાઓ લડાઈની શરૂઆતમાં પોતાના વેપારના સંબંધમાં ગભરાયા હતા તોપણ એ લોકોની હાલતમાં એટલો બધો સુધારો થયો હતો કે એ લોક સારૂં ડીવીડન્ડ આપી શકયા હતા અને તેને લીધે આગલા વર્ષના કરતાં પણ આ વર્ષના શેરના ભાવ વધ્યા હતા ૧૯૧૪ અને ૧૯૧૩ ના નીકાશના આકડાઓ નીચે મુજબ છેઃ—

| | lbs. | £. |
|---|---|---|
| ૧૯૧૪ | ૨૨૦,૩૮૭,૦૦૦ | ૮,૦૧૯,૧૦૦ |
| ૧૯૧૩ | ૧૮૧,૪૦૧,૦૦૦ | ૭,૨૪૭,૬૦૦ |

હર વખતના નિયમ મુજબ આખી રકમ, ચીન, હોન્ગકોન્ગ અને ચીનના કવાન ટુન્ગ પ્રાંતમા ગઇ. બેન્ક્સમાથી હીંદુસ્થાને અને ફીલીપાઇન્સે પોં. ૧૦૦,૦૦૦ ની રકમ દરેકે લીધી હતી.

નીચે મુજબના આંકડાઓ "કોટન સ્પિનર્સ એસોસીએશન" ઉપરથી લેવાયલા છે. એ ગયા વર્ષમાં થએલી એ ઉદ્યોગની ખીલવણી બતાવે છે, ઘટાડાનું કારણ અમુક કંપનીઓનું જોડાણ છેઃ—

| | | ૧૯૧૩ ની આખરે. | ૧૯૧૪ ની આખરે. |
|---|---|---|---|
| કંપનીઓ... ... ... ... ... | નં૦ | ૪૧ | ૩૮ |
| સ્પિંડલ્સ રીંગ— | | | |
| રીંગ ... ... ... ... ... | ,, | ૨,૨૪૭,૧૬૨ | ૨,૩૬૯,૫૫૦ |
| મ્યુલ ... ... ... ... ... | ,, | ૪૪,૩૯૨ | ૨૭,૬૭૩ |
| | કુલ ... | ૨,૨૮૫,૫૫૪ | ૨,૩૯૭,૨૨૩ |

| | | ૧૯૧૩ ની આખરે. | ૧૯૧૪ ની આખરે |
|---|---|---|---|
| મહીનાના કામ કરવાના દહાડા ... ... | નાં૦ | ૨૭'૮ | ૨૯'૧ |
| દહાડામાં ,, ,, કલાક ... ... ... | ,, | ૨૨'૩ | ૨૨'૩ |
| સરેરાસ હીસાબે:— | | | |
| રીંગ સ્પિંડલ્સનો ... ... .. | ,, | ૨૧'૬ | ૨૧'૩ |
| મ્યુલ ,, ... ... ... ... | ,, | ૪૨'૨ | ૨૯'૭ |
| | ઔંસ. | | |
| એક રીગ સ્પિંડલ્સની દહાડામાં માલ કાઢવાની સરેરાસ ... ... ... .. | ,, | ૧૩'૮ | ૧૪'૧ |
| ડીસેંબરમાં ૫૦૦ lbs. ની બેલનું મહીનાનું પ્રોડકશન ... ... ... ... | ,, | ૧૪૦,૦૦૦ | ૧૪૦,૨૨૮ |
| કામ કરનારા:— | | | |
| મરદ ... ... ... .. ... | નાં૦ | ૨૧,૨૯૫ | ૨૨,૪૫૩ |
| સ્ત્રિ ... ... ... ... ... | ,, | ૯૨,૭૪૦ | ૯૨,૩૫૦ |
| દહાડાનો રોજ:— | | | |
| સ્ત્રિ ... ... ... ... ... | સેન. | ૪૯'૨૧ | ૪૯'૩૪ |
| મરદ ... ... ... ... ... | ,, | ૩૨'૩૪ | ૩૧'૮૦ |
| ૧૦,૦૦૦ lbs. કોલસાની કીંમત ... ... ... | યેન. | ૩૧'૮૬ | ૩૦'૪૦ |

સુતરાઉ કાપડની નીકાશ-સુતરાઉ કાપડની નીકાશમાં કુલ વધારો ઘણો નથી થયો કારણ કે ૧૯૧૪ માં પેં ૩, ૪૩૦,૬૦૦ હતા જ્યારે ૧૯૧૪ માં ૩, ૫૫૬ ૭૦૦ હતા. જો લડાઇની શરૂઆતમાં ઘભરાટનો વખત ગયો તે ન નહીં હોતે તો ફાયદો સારો થતે.

નીચે મુજબના આંકડાઓ "કોટન સ્પિનરર્સ એસોસીશન" ના આંકડાઓ ઉપરથી લેવામાં આવેલા છે, અને મુખ્ય કોટન મેન્યુફેકચરીંગ કંપનીના માલના જથ્થાનો હેવાલ આપે છે:—

| | | ૧૯૧૩ ની આખરે. | ૧૯૧૪ ની આખરે. |
|---|---|---|---|
| કંપનીઓ ... ... | નંબર ... | ૧૭ | ૧૫ |
| લુમસ ... .. ... | ,, ... | ૨૩,૯૪૦ | ૨૫,૧૦૬ |
| મહીનામાં કામ કરવાના દહાડા | ,, ... | ૨૭ | ૨૯'૩ |
| દહાડામા ,, ,, કલાક | ,, ... | ૧૩'૧૯ | ૧૩'૨૩ |
| ૧૨ મહીના નું પ્રોડકશન... | યાર્ડ ... | ૪૧૬,૭૨૫,૦૦૦ | ૪૫૪,૯૦૧,૬૭૪ |
| દહાડાની એક લુમની સરેરાસ | ,, ... | ૫૭'૩૦ | ૫૭'૪૦ |
| કામ કરતારાઓ— | | | |
| મરદ ... ... ... | નંબર ... | ૩,૪૦૬ | ૩,૪૧૬ |
| સ્ત્રિ ... ... ... | ,, .. | ૨૨,૯૯૭ | ૨૧,૯૯૩ |
| દહાડાનો રોજ | | | |
| મરદ ... ... ... | સેન ... | ૫૩ ૨ | ૫૨'૧ |
| સ્ત્રિ ... ... ... | ,, ... | ૩૭'૭ | ૩૭'૦ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

### ઉનના કપડાં-ઉન અને ઉનના ટોપની આયાત.

૧૯૧૪ માં કાંચા ઉનની આયાત ૮,૧૯૬,૩૦૪ lbs ટોપ હતી કે જેની કીં. પૈં.૯૭૯,૪૦૦ હતી બીજું પૈ. ૫૨૯,૮૦૦ ની કીંમતનું ૧૨,૮૩૫,૮૪૯ lbs ઉન હતું. ૧૯૧૩ ના આંકડાઓ સરખાવ્યા પ્રમાણે આ આંકડાઓ થોડો ઘટાડો બતાવે છે, પણ જો લડાઇની શરૂઆતનાં ઓસ્ટ્રેલીઆથી નાણાનાં શીપમેન્ટની બાબતમાં ગોઠવણ થઇ શકી હોતે તો આજ હાલત જુદી હતે. યુનાઇટેડ કીંગડમમાંથી નીકાશની બંધી થવાથી ઘણી મોટી અસર થઇ હતી, એક જાણવાજેવી ચીજ ચીનમાંથી કાચા ઉનની આયાતમાં ૧૯૧૩ માં ૧,૦૨૫,૯૩૬ lbs થી તે ૧૯૧૪ માં ૪,૫૭૨,૮૩૩ lbs સુધીનો વધારો હતો કે જેની કીંમત £ ૨૯,૬૦૦ અને £ ૧૩૫,૭૦૦ હતી.

મુસેલાઇન મીલો કે જે ટોપની મુખ્ય ખરીદનારીઓ હોય છે, તેઓએ જોઇએ તે કરતાં વધારે જરૂરીઆત આંકી હતી અને તેથી વર્ષની શરૂઆતમાં તેઓ હરકતમાં આવી પડી હતી, ઉનની મીલો પણ કાંઇ બહુ સારી હાલતમાં નહી હતી, પણ લડાઇએ એઓને સારો ફાયદો કરી આપ્યો કારણ કે રશીયાની સરકાર તરફથી એઓ સારા ઓર્ડરો મેળવી શકયા, અને થોડાક વખત સુધી એઓની ઉનની જરૂરીઆતો ઠીક પ્રમાણમાં રહેશે.

### ઉનની અને ભરત કામમાં વપરાતા દોરાના સુતરની આયાત.

આ લાઇનને લડાઇને લીધે સખત ધક્કો લાગ્યો છે. જુલાઇની આખર સુધી £ ૩૧૮,૧૦૦ ની કીંમતના ૨,૩૧૧,૭૩૪ lbs ની આયાત હતી. વર્ષની આખર સુધીમાં ૪,૧૪૯,૪૦૦ lbs નો ઘટાડો થયો હતો કે જેની કીંમત £ ૫૯૭,૧૦૦ હતી. આ સ્વભાવીક જ છે કારણ કે એ માલ જર્મની, ઓસ્ટ્રીઆ-હન્ગેરી, અને ફ્રાન્સમાંથીજ આવતો હતો, ૧૯૧૩ માં યુનાઇટેડ કીંગડમનો ભાગ ૫૬ ટકા જેટલો જુજ હતો, લડાઇ શરૂ થયા પછી જે માલ આવવાનો હતો તે બહાર પડી ચુકેલોજ હતો, અને ઘણો માલતો રોકી રાખેલા વહાણોમાં પડી રહેલો હતો.

આયાતની બંધીને લીધે જાપાન પોતાના દેશના બનતા માલનું પ્રમાણ વધારવાની કોશીશ કરે છે. મીલોને વધારે કામ કરવાની ફરજ પડી છે પણ એવું કહેવામાં આવ્યું છે કે જાપાનમાં સર્જ યાર્ન બહુ સંતોષકારક રીતે બની નથી શકતું.

જાપાનમાંથી થોડીક જાણવા જેવી, ઉનના યાર્નની નીકાશ યુનાઇટેડ કીંગડમમાં થાયછે.

ઉનના અને ભરતકામમાં વપરાતા માલની આયાત—આંકડાઓ પ્રમાણે ઉનના પીસ ગુડઝમાં વધારે ઘટાડો થયો નથી અને નીચે મુજબ આંકડાઓ પ્રમાણે જણાશે કે જુલાઇ મહીના પછીથી બી જર્મનીથી મોટા માલના જથ્થાની જાપાનમાં આયાત થઈ છે—

| | જાન્યુઆરીથી | જુલાઈ સુધી | વર્ષનો કુલે | આંકડો |
|---|---|---|---|---|
| દેશ | ૧૯૧૩ | ૧૯૧૪ | ૧૯૧૩ | ૧૯૧૪ |
| યુનાઇટેડ કીંગડમ ... | ૩૭૬,૭૦૦ | ૩૬૦,૦૦૦ | ૮૪૫,૮૦૦ | ૬૯૨,૯૦૦ |
| જર્મની ... ... | ૬૧,૧૦૦ | ૭૧,૭૦૦ | ૧૬૩,૦૦૦ | ૧૪૮,૮૦૦ |
| નેધરલેનડ્ઝ ... ... | ૧૨,૪૦૦ | ૧૧,૩૦૦ | ૨૫,૧૦૦ | ૩૧,૪૦૦ |
| બીજા દેશો ... ... | ૧૮,૪૫૦ | ૨૪,૧૫૦ | ૩૫,૯૦૦ | ૫૨,૧૦૦ |
| કુલે ... ... | ૪૭૧,૬૫૦ | ૪૬૭,૧૫૦ | ૧,૦૬૯,૮૦૦ | ૯૨૫,૨૦૦ |

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

વેપારની હાલત સંતોષકારક હતી નહીં એનું કારણ કે જે લોકો વિદેશી કપડાં પહેરતા હતા તે લોકોને કાંઈક સામાન્ય ખીન્નતાને લીધે પોતાના ખર્ચમાં ઘટાડો કરવાની ફરજ પડી હતી. એનું પરિણામ એ આવ્યું છે કે આ વર્ષનો સ્ટોક બીજા વર્ષમાં વપરાવાનો પણ ભવિષ્યમાં હાલત સારી થશે એમ લાગે છે.

જાપાનના કારીગર વેપારીઓ રશીઆના ઓરડરોના કામમાં ગુંથાશે એ લોકો ખાસ ભાવના સુતરો ખરીદી શકયા નથી તેથી તે લોકો તરફથી સદંતર હરીફાઈ નડશે નહીં; બીજી તરફથી પાનખર રૂતુમાં તૈયાર કરી આપવાના ઓર્ડરોથી યુનાઈટેડ કીંગડમના કારીગર વેપારીઓએ ઘણે મોટે ભાગે ના પાડી કે જે લોકોએ વધારે કામને લીધે વધારે કીંમતની માંગણી કીધી છે અને લાંબા વખત પછી ઓર્ડરો તૈયાર કરવાનું જણાવ્યું છે આનું પરિણામ એ થશે કે માલની આયાત બહુ થોડી થશે, પડી રહેલો માલ વપરાઇ જશે અને બજાર બહુ સારી હાલતમાં આવશે.

ભરત કામની નીકાશ—૧૯૧૩ના આંકડાઓ લઇને સરખાવ્યાથી જણાયે કે કાંઈક ભરતકામની નીકાશમાં વધારો થયો છે પણ ૧૯૧૨ના આંકડાઓ કરતાં ઘણી પછાડીછે. અને એવું લાગે છે કે અમેરીકા કે જે દેશમાં આવાં કામનો ખપ વધારે છે. તે દેશે અગાડીના કરતાં હલકી જાતનો માલ ખરીદવાનું શરૂ કર્યું છે, હવે મોટે ભાગે જાપાનનું રૂ વપરાવા માંડયું છે અને બેલફાસ્ટની લીજન અને યુનીઅન્સની આયાત, ૧૯૧૨, ૩,૫૦૦,૦૦૦ સ્કેવરયાર્ડથી ૧૯૧૪, ૧,૩૫૫,૦૦૦ સ્કેવરયાર્ડ સુધી ઉતરી પડીછે સ્વભાવીક રીતે ધારી શકાયછે કે એ ઘટાડો અમેરીકાનો શોખ બદલાવાનું કારણ છે, પણ એચ. એમ. કમર્શીયલ એટેચીને એ વેપારને લગતી જાણીતી પેઢીઓ તરફથી ખબર મળી છે કે બ્રિટીશ માલ ધારેલા વખત સુધીમાં આવી શકતો નથી અને તેથી તેઓને જાપાનનું રૂ વાપરવાની ફરજ પડે છે. આ વેપાર અમુક સીઝનમાંજ થઇ શકે છે અને તેથી જો માલ મોડો મળેછે તો તે બીજા વર્ષમાં વાપરવો પડેછે અને ગોડાઉનનું ભાડું અને વ્યાજનો ખર્ચ વધારે ખમવો પડેછે.

## ઉદ્યોગીક હાલતની જરૂરીયાતો.

હાલમાં ચાલતી લડાઇએ ભવીષ્યની ઉદ્યોગની સંયોજનાને લગતા સઘળા આગળથી ધારી મુકેલા વીચારોને એક કડાઈમાં વ્હેલોવી મુકયા છે, અને તેથી તે વીચારોને લગતી યોજનાઓ, વસ્તારાઓ, અને કલ્પનાઓ નવેસરથી ઘડવાં પડશે.

આ અકસ્માતીક જગજાહેર હથીઆરોના દ્વંદથી કરીને બેશક મનુષ્યોના મનાકાશમાં "રાષ્ટ્રીય ઔદ્યોગીક સંયોજના" સારૂં કામ કરી શકે, એવી સંભાવના ઉત્પન્ન થઇ છે. ભંડોળ અને મહેનતાણાંના અગ્રેસરોના મનમાં પુરી ખાતરી થઇ ગઇ છે, કે જો આપણે ઉદ્યોગ અને વેપારમાં સઘળી પ્રજાઓમાં લાયકીથી મેળવેલું પ્રધાનપદ જાળવી રાખવું હોય, તો રાષ્ટ્રીય સાધનોની પુર્ણ સંયોજના કરવી પડશે. સાર્વજનિક મત એવો છે કે આવી સંયોજના એક સત્તામાં મુકવી; બીજા વિભાગોની સંયોજનાઓની એવી રીતે ગોઠવણ કરવી કે એ સઘળીઓ એમ ચોક્કસ અને પ્રતિનિધિવિષ્ટ અધીકારી સંસ્થાના અમલમાં આવી શકે, કે જે અધીકારી સંસ્થા પોતાના કારભાર ને વાસ્તે જવાબદાર હોવી જોઇએ.

અને પોતાની પ્રતિનિધિવિષ્ટ હાલતને લીધે કોઇબી વ્યતિત અપુર્ણતાને સુધારવાને અને હાલના અથવા તો ભવિષ્યના સાહસોને મદદ કરવાને તૈયાર હોવી જોઇએ.

### રાજ્યનો અમલ અથવા સ્વતંત્ર કાર્ય.

એક સત્તાના નિયમ પાળતી રાજ્યનિતિના અમલ નીચે ઔદ્યોગીક સાધનોનો શક્રિય સમૂહ કરનારા હિમાયતીઓ બે જાતના હોય છે. (૧) કેટલાક વેપાર અને ઉદ્યોગની એક મીનીસ્ટ્રી-સરકારી પ્રધાન મંડળની સ્થાપનાની સ્હાયથી રાજ્યને અમલ કરવા દેવા

માગે છે અને (૨) કેટલાક ઉદ્યોગના સાહસ ઉઠાવનારાઓને પોતાનો કારભાર પોતાને હાથેજ કરવા દેવા માગે છે. ચોખ્ખું દેખાઇ આવશે કે પહેલો ભાગ પોતાની દલીલમાં ઘણો મજબુત છે.

ઉદ્યોગમાં રાજ્યનો અમલ એનો ભાવાર્થ નીચે મુજબ થશે:—

(અ) અમલમાં લાવનારી સત્તા, પુર્ણ નાણાંની મદદથી, કોઈપી યોજના, જે હાથમાં કામ હોય તેને બંધબેસ્તી થઈ પડે, તેને અમલમાં લાવે તે.

અને નિરવાર્થી કારભાર અને સામાન્ય રાષ્ટ્રિય હીતનો પુર્ણ ખ્યાલ.

સ્વતંત્ર કાર્યના હીમાયતીઓ, હાલનો પોતાનો કારભાર પોતાને હાથેજ કરતી વીભાગી સંયોજનાઓની બનેલી સામાજીક સંયોજનાની તરફેણમાં મત આપે છે. અને પોતાના મતને ટેકો આપવાને દલિલમાં એમ કહે છે કે—

(૧) સહોદ્યોગથી શીક્ષણ વિષયક અસરને લીધે વધારાનો નફો જાળવી રખાશે.

(૨) અને રાષ્ટ્રિય જરૂરીઆતો અને મુસીબતોની, બીજા અમલદારો કરી શકે તેનાં કરતાં વધારે બુદ્ધિ પુર્વક કદર થઇ શકશે. એવું કહેવામાં આવે છે કે કારખાનાવાળાઓ આવી સંયોજનાના ફાયદાઓ જોશે અને કાર્યમાં પુર્ણતા મેળવવાને પુરતી નાણાંની મદદ કરશે.

જો આપણા દેશના જાણીતા વેપારીઓનો સમસ્ત મત લઇશું તો આપણને જણાશે કે કારખાનાવાળાઓ પોતાનું હીત અને પોતાનો કારભાર પોતેજ જુએ એવું તેઓ ઇચ્છે છે.

એક રાષ્ટ્રીય ફેડરલ બોર્ડ, રાજ્ય ખાતાંનું સઘળું કામ કરી શકે.

અને તેના હાલના સવાલો પર ચોકસ અનુભવી, મતને લીધે, સંતાપક દીલો અને હર વખત નો ખાતાંના કારભારનો અનિશ્ચય દુર કરી શકે. ચોખ્ખી રીતે જણાશે કે રાષ્ટ્રીય ફેડરલ બોર્ડ એ એક ઉત્તમ ઉપાય છે, અને જો કે એવી સંસ્થાના, સ્થાપનથી બ્રિટીશ ઉદ્યોગને અસંખ્ય લાભો મળી શકે તે છતાં જે કોઈને સંયોજનાનો કાંઇ પણ ખ્યાલ હશે તે કહેશે કે એવી સંસ્થાનો આપણા દેશમાં હજુ વખત આવ્યો નથી.

બ્રિટીશ ઉદ્યોગ ઘણા સારા ગુણો ધરાવે છે. એમાં મકકમતા છે, ઘણીજ ઉચ્ચ પ્રમાણિકતા છે પણ મુખ્ય કરીને વ્યકિતત્વ અને ચાલતી રૂઢીને રાખી રહેવાવાળો છે. અમેરીકા અને જર્મનીના ટ્રસ્ટો (Trusts) અને કારટેલો (Kartels)ની ઈંગ્લંડમાં ટ્રસ્ટની સંસ્થાની અ-લોક પ્રીયતાની જોડે સરખામણી કરીશું તો માલમ પડશે કે ઈંગ્લંડમાં વ્યકિતતા એ રાષ્ટ્રીય બોર્ડની સ્થાપનાની સ્હામે એક મોટી અડચણ થઇ પડશે. અને તે છતાં હાલના વર્ષોમાં રાષ્ટ્રીય સંયોજનાની ઘણા બ્હોળા પ્રમાણમાં સ્થાપનાઓ થઇ છે એ જણાવી આપે છે કે દેશમાં સ્વદેશી હરીફોનો પગપેસારો કરતાં અટકાવવાને આવી સંસ્થાઓની સંયોજનાની હીલચાલ ચાલી રહી છે.

ઈંગ્લંડએ ઈંગ્લંડજ હજુ સુધી રહ્યું છે, અને ગમે તે તૈયાર બનાવેલું "Kultur" એની સ્વતંત્રતાને બંધ બેસ્તું થઈ પડશે નહી. એ આત્મસહાયથી ભરપુર છે અને એક સત્તાઇ રાજ્ય કારભાર કરતી સભાને દરેક વ્યકિતને અમુક પ્રમાણમાં સ્વતંત્રતા આપવીજ પડશે. પ્રવૃદ્ધિ જો કે ધીરી થશે પણ ચોકકસ થશે. ઇંગ્લંડ એ એક વેપારી પ્રજા તરીકે ઉંચામાં ઉંચું સ્થાન ભોગવતી નથ, કારણ કે એને એક સત્તાઇ અમલ વગર બુલ-ડોગ નામના કુતરા જેવું વ્યકિતત્વ આગળ ખેંચી લાવ્યું છે અને એજ વખાણવા લાયક ગુણ એને હજુ અગાડી ખેંચી જશે કે જ્યારે ઇંગ્લંડ એક આંકડાને બદલે મોટી પલટણના જોરથી આગળ વધશે.

ઈંગ્લંડ ઉદ્યોગી અને વેપારી અર્થ પ્રમાણે તૈયાર થશે કે જ્યારે એના કારખાનાવાળાઓ એક મત થઈને એઓની એક વ્યક્તિ બનાવશે, અને પોતાની જરૂરીઆતોને કાયદાની આગળ પુર માનમાં ઉભી રાખશે ઉદ્યોગ અને વેપારની રાજ્યના આશરા હેઠળ સંયોજના, પ્રજાના સ્વભાવ જોડે બંધબેસતી નથી, અને શરૂઆતથી એને તરછોડવામા આવી છે. શક વગર કહી શકાશે કે ઉદ્યોગની શાસ્ત્રાનુસાર અને એક સત્તાઇ સંયોજના થશે, થવાણી માંડી છે, પણ આ સુધારો મોટી રેલની માફક નહીં આવશે, અને જ્યારે એક સત્તાઇ સંયોજનાનો અમલ જ્યારે પુરી બ્હાલીમાં આવશે ત્યારે તે ઉદ્યોગના સાહસ ઉઠાવનારાઓના હાથમાંજ રહેવો જોઇશે, આ અગાડીથી ધારેલી હાલત માન્ય રાખીશું અને ઉદ્યોગની હાલતની નજદીકની અને દેખાતી જરૂરીઆતોનું વીવેચન કરીશું.

વિજ્ઞાન-શાસ્ત્ર અને ઉદ્યોગ.

શાસ્ત્ર અને ઉદ્યોગના અનુબંધી કાર્યમાં પુરતું જોશ રેડવું જોઇએ, ઉદ્યોગમાં કોઇણી એવો ભાગ નથી કે જેમાં શાસ્ત્ર અગત્યની સેવા બજાવતું નહી હોય અને તે છતાં તેના અનુબંધી કામોની પુરતી કિંમત થતી નથી. સર જેમ્સ ડેવારની ઇન્સ્ટુટીટયુટ ઓફ કેમીસ્ટ્રીની આગળ પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં ટ્રેકનીકલ શીક્ષણની સંયોજનાની બાબતમા સુચનાઓ ધ્યાનમાં લેવા લાયક છે. તેઓ નીચે મુજબ છેઃ—

(૧) એક વિદ્યાર્થીને શાસ્ત્રને લગતી ડીગ્રી આપવામાં આવે તે પહેલા પુરવાર થવું જોઇએ કે એ વિદ્યારથીએ થોડા પણ પ્રમાણુ શાસ્ત્રના સંબંધમાં શોધ ખોળ કરી હતી

(૨) અને આવા શોધ ખોળ કરનારા વિદ્યાર્થીઓને ઉદ્યોગની સંસ્થાઓની ખાનગી લેબોરેટરીઓમાં પોતાનો અભ્યાસ આગળ વધારવાને કામ કરવાની સગવડ કરી આપવી જોઇએ. આ સુચનાઓ જો બરોબર પાર પાડવામાં આવે તો શાસ્ત્રનું જ્ઞાન ધરાવનારાઓનું પદ કારખાનાવાળાઓની આગળ વધે અને શાસ્ત્ર એ ઉદ્યોગનાકામમાં એક અગત્યનો ભાગ થઇ પડે

કેળવણી ખાતાંના મર્હુમ પ્રધાને નાણાંની માગણીના વોટને વાસ્તે જે ભાષણ કીધું હતું તેમાં કહયું હતું કે ઔદ્યોગીક શોધ ખોળ વધારવાને વાસ્તે એક એડવાઇસરી બોર્ડ નીમવાનું છે. નેશનલ ઇન્સ્યુરન્સ એક્ટ, વૈદીક શોધ ખોળના વહીવટની કમીશનરની યોજના, બ્રિટીશ રંગ બનાવવાની કંપનીઓમાં વધારે શોધ ખોળ કરવાને પાર્લામેન્ટની ૧૦૦,૦૦૦ પૌંડની બક્ષીસ, એ સઘળી નીશાનીઓ બતાવે છે કે ધારા મંડળ હવે હરરોજની જીંદગીમાં સુધારો કરવાને શાસ્ત્રનો ઉપયોગ સ્વીકારવાને જાગ્રત થયું છે."

જ્યાં સુધી એક સત્તાને સઘળાં કામનો અમલ સોંપવામાં નહીં આવે ત્યાં સુધી નાણાની મદદ વગર કીંમતની છે, અને છુટી છવાઇ કોશીસ નકામી છે.

આપણી પાસે કૌશલ્ય છે, નાણાં છે, અને અને ઘણાંજ મોટા પ્રમાણમાં કામ કરવાની સંકલ્પ શક્તિ છે. વહીવટ અને સંયોજનાએ એની ખોટ છે કે જે અગત્યની ખોટ કહી શકાય.

શાસ્ત્રકારો અને વેપારીઓના પ્રતિનિધિઓનું બનેલું એક સેંટ્રલ બોર્ડ નીમવું જોઇએ અને વિદ્યા કળાની કેળવણીની સંયોજનાનું કામ એ બોર્ડને સોંપવું જોઇએ. પેટા ભાગની કમીટીની મારફત એ બોર્ડે પોતાનું કામ કરવું જોઇએ. પેટા ભાગની કમિટીઓ દાખલા તરીકે કેમીસ્ટ્રીની, ફીઝીકસની, એન્જીનીયરીંગની વીગેરે, હોઇ શકે. આંકડાઓના સંબંધમાં આ સઘળી પેટા ભાગની કમીટીઓ એક સરખી હોવી જોઇએ, અને એઓમાંથી સેંટ્રલ બોર્ડના મેમ્બરો ચુંટી કાઢવા જોઇએ. આ પેટા ભાગોની કમીટીના મેમ્બરોની ચુંટણી બહુજ સંભાળથી કરવી જોઇએ. આપણે એક કેમીકલ કમીટીનો દાખલો લઇએ. એ તો દેખાઇતું જ છે કે એક ગુંચવણી ભરેલા વિષયની શાખાઓના ચતુર જ્ઞાતાઓએ પોતાની અમુક શાખાના સંબંધમાં પોતાનો અભીપ્રાય આપવો જોઇએ, અને ઔદ્યોગિક કારખાના વાળાઓ, કે જેઓ રસાયણીક શોધ ખોળ ઉપર આધાર રાખતા વેપારમાં-દાખલા તરીકે રંગવાનો અને ધોવાનો વેપાર- પ્રતિનિધિષ્ટ સ્થાન ભોગવતા હોય, તેઓને જરૂર કમીટી પર મુકવાજ જોઇએ. જોકે શાસ્ત્ર જાણનાશઓનો આંકડો સારો હોવો જોઇએ, પણ

# WAR NOTE AND NOTIFICATIONS.

## લડાઇ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

અમેરિકા યુનાઇટેડ સ્ટેટ્સમાં બીનકેળવેલાં ચામડાં મોકલવાને લગતી હકીકતની યાદી મુંબાઇના કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી બહાર પડી છે. અમેરીકાની કઇ કઇ પેઢીઓ પર માલ મોકલી શકાય તેનું લીસ્ટ ચેમ્બરમાંથી મળી શકશે. ચામડાં ન્યુયોર્ક, બોસ્ટન, ફીલાડેલ્ફીઆ અને સાનફ્રાન્સીસ્કો બંદર પરજ મોકલી શકાશે. આ બાબતમાં વધુ માહિતી ચેમ્બરમાંથી મળશે.

યુનાઇટેડ કીંગડમમાં નિકાશ કરવાની બંધી કરેલા માલનું છેલ્લામાં છેલ્લું અને સુધારેલું લીસ્ટ હમને મળ્યું છે. વધુ વિગત ચેમ્બરમાંથી મળશે.

---

નોર્વે, સ્વીડન, ડેનમાર્ક, નેધરલેંડ, ઇટાલી, ફ્રાંસ, રશીઆ, સ્વીટઝરલેંડ, રૂમાનીઆ, સ્પેન, પોર્ટુગાલ, ઇજીપ્ટ અને જાપાનમાંથી મનાઇ કરવામાં આવેલી તથા અંકુશમાં મુકાયલી નિકાશની ચીજોનું લીસ્ટ હમને મળ્યું છે વધુ વિગત ચેમ્બરમાંથી મળશે.

ના. હિંદી સરકાર તરફથી એક યાદી બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે તા. ૨ જી જાનેવારી ૧૯૧૬ પછી યુનાઇટેડ કીંગડમ, બીજા અંગ્રેજી મુલકો તથા આશ્રિત રાજ્યો સિવાય બીજા મુલકોમાં બીન કેળવેલાં ગાયનાં ચામડાં (drysalted કે arsenicated)—જેનું વજન આઠ રતલ કરતાં ઓછું હોય—તે મોકલવાની મનાઇ છે.

ના. સરકારના હુન્નર ઉદ્યોગ ખાતા તરફથી એક યાદી બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે માલ્ટાની ઇનામી કોર્ટમાં—કમર્શીઅલ કોર્ટ ઓફ માલ્ટામાં-ઐથા નીકોલા નામના વહાણ સામેનો મુકદમો હાથ ધરવામાં આવ્યો છે. તે વહાણ પર અથવા માલ પર કોઇનો દાવો અથવા હક હોય તેણે તરત અરજી કરવી. (૨-૧૨-૧૯૧૫).

ના સરકારના મેહસુલી ખાતા તરફથી એક યાદી બહાર પાડવામાં આવી છે કે યુનાઇટેડ કીંગડમ, ફ્રાંસ, ઇટાલી, રશીઆ (બાલ્ટીક બંદરો બાદ) સ્પેન અને પોર્ચુગલ સિવાયના યુરોપના બધા દેશોમાં તથા ભૂમધ્ય અને કાળા સમુદ્રના પ્રદેશોમાં તાડના રેશાની નિકાશ બંધ કરવી. (૯-૧૨-૧૯૧૫).

ના. સરકારના હુન્નર ઉદ્યોગ ખાતા તરફથી જણાવવામાં આવ્યું છે કે સેન્ટ. લુઇઆની રોયલ કોર્ટ (ઇનામી કોર્ટ) માં સીનીસી વહાણ સામેનો મુકદમો હાથ ધરવામાં આવ્યો છે. (૬-૧-૧૯૧૬.)

અમેરિકા યુનાઇટેડ સ્ટેટ્સમાં કઇ કઇ પેઢીઓ પર બીન કેળવેલાં ચામડાં મોકલી શકાય તેઓના નામનું વધારાનું લીસ્ટ અમને મળ્યું છે. વધુ વિગત માટે ચેમ્બરમાં ખબર કાઢવી.

મુંબાઇના કસ્ટમ્સ કલેકટર તરફથી ખબર મળી છે કે સ્પેન ખાતે બીન કેળવેલાં ચામડાં નિકાશ કરવાના ઇજારા બાબતમાં અરજીઓ પર ધ્યાન આપવામાં આવશે. જે લોકો સ્પેન ખાતે ચામડાં મોકલવા માગતા હોય તેણે કસ્ટમ્સ કલેકટર પર અરજી કરવી, જેથી તેને લગતી શરતો વિ. ની માહિતી આપવામાં આવશે. (૨૨-૧-૧૯૧૬.)

---

મુંબઈના કસ્ટમ્સ કલેકટર તરફથી અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સમાં ક્રોનાપર ખીન કેળવેલાં ચામડાં મોકલી શકાય તે પેઢીઓનું છેલ્લામાં છેલ્લું સુધારેલું લીસ્ટ અમને મળ્યું છે. વધુ વિગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી (૧૪-૧-૧૯૧૬).

યુનાઇટેડ કીંગડમમાંથી નિકાશ માટે બંધ થયલી તથા અંકુશમાં મુકાયલી ચીજોનું છેલ્લામાં છેલ્લું તથા સુધારેલું લીસ્ટ અમને મળ્યું છે વધુ વિગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી. (૧૪-૧-૧૯૧૬).

ના. સરકારના મેહસુલી ખાતા તરફથી નીચે પ્રમાણે યાદી બહાર પાડવામાં આવી છેઃ—

ના. ગવરનર જનરલ ઇન કાઉન્સીલે દુશ્મન પ્રજાઓનાં હિંદી પ્રજાપર નીકળતાં લ્હેણાં—જે લ્હેણાં બહારો બહાર ચુકવવામાં આવે તો ગુન્હાપાત્ર લેખાય છે—વસુલ લેવા માટે મી. પી. એસ. મેલરને મુંબાઇ ઇલાકા (સિંધ તથા એડન સાથે) માટે નીમ્યા છે. લ્હેણા નીકળતા પૈસામાં નીચેની મુખ્ય બાબતનો સમાવેશ થઇ જાય છે. (૧) વ્યાજ અને નફાનો હિસ્સો, (૨) હિંદુસ્તાનમાં આયાત કરેલા માલનું દુશ્મન પ્રજાના લાભાર્થે કરેલું વેચાણ અને (૩) દુશ્મન પ્રજાનાં નીકળતાં સાધારણ લ્હેણાં. જે લોકોને ઉપર મુજબ કાંઈપણ દેવું હોય તેણે મહેરબાની કરી મી. મેલર—કસ્ટોડીઅન ઓફ એનીમી પ્રોપર્ટી—ને ચુકવી આપવું.

વળી સુચના કરવામાં આવે છે કે આવાં દેવા બાબત જેને કાંઇ ખબર હોય તે પણ ઉપરોક્ત અમલદારને જણાવવી. (૧૩-૧-૧૯૧૬).

ના. સરકારના હુન્નર-ઉદ્યોગ ખાતા તરફથી એક યાદી બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે ના. શહેનશાહની સરકાર મી. જુલીઅસ લામને આમસ્ટરડામવાળા લામ બ્રધર્સની પેઢીને વેપારમાં ઉત્તેજન આપતા અટકાવ્યા છે. આ ઉપરથી ના. સરકાર જણાવે છે કે હવે પછી મી. જુલીઅસ લામ જોડે તેના પોતાના આંગ પર વેપાર કરવા સામે કાંઇ વાંધો નથી. પરંતુ વેપાર કરનાર પેઢીએ ખાત્રી કરવી કે મી. લામ વેપારનો લાભ દુશ્મન પેઢીઓને નથી આપતો, અને મોકલવામાં આવતા માલ માટે જરૂર પડતાં સરટીફીકેટો કઢાવવાં જોઇશે.

(૨૮-૧૨-૧૯૧૫).

---



---

ધીબોમ્બે ટાઇમ્સ માટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ના. સરકારના આંકડા ખાતાના ડીરેક્ટર મી. ફીન્ડલે શીરાઝ પર ચેમ્બરની કમીટીની મીનીટ મોકલવામાં આવી હતી તેના ઉત્તરમાં નીચે પ્રમાણે પત્ર આવ્યો છે.

(૧) ગણત્રીનાં પુસ્તકોમાં જુદાં જુદાં પરિમાણ વાપરવા બાબે. હિંદુસ્તાનના દરિયાઇ વેપારનાં વાર્ષિક સરવાયામાં વજનનું પરિમાણ વેપારી લોકોમાં સાધારણ રીતે વપરાતું હોય છે તેજ રાખવામાં આવે છે, અને તે મુકરર કરતી વખતે મુખ્ય મુખ્ય બંદરોના કસ્ટમ્સ કલેક્ટરની જોડે તેમજ કોઇ કોઇવાર ચેમ્બર્સ ઓફ્ કોમર્સ જોડે મસલહત ચલાવવામા આવે છે. દરિયાઇ વેપારમાં નોંધાતા માલની ગણત્રીનાં લીસ્ટમાં જાનેવારી માસમાં સુધારો વધારો કરવામાં આવે છે અને માલના માપ કે પરિમાણને લગતી સુચના કે સુધારા પર ૧૯૧૬ ના જાનેવારી માસમાં વિચાર ચલાવવામાં આવશે. હાલના માપમાં સુધારો કરવો હોય તો ચેમ્બરે સુચના કરવી, જેના પર પુરતું લક્ષ આપવામાં આવશે. હિંદુસ્તાનના દરિયાઇ વેપારમાં પાઉંડમાં નોંધવામાં આવતી કીંમત ના. હિંદી પ્રધાનના હુકમથી કરવામાં આવે છે અને આયાત તથા નિકાશ કરનારા જેઓ એનો પુરતો ઉપયોગ કરે છે તેમને તે બહુ સહાયકર્તા થઇ પડે છે. રેલ તથા નદી માર્ગે ચાલતા વેપારમાં બંગાળી મણનું ધોરણ રાખવામાં આવ્યું છે કારણ કે ૧૮૭૬ માં ના. સરકાર તરફથી હુકમ નીકળ્યો હતો. માટે પ્રાંતિક તેમજ સમસ્ત હિન્દની ગણત્રીમાં મણનું ધોરણ રાખવામાં આવ્યું છે. ૧૯૦૫ માં નામદાર સરકારે નીમેલી આંકડાની કમીટીએ મણને બદલે હંડ્રવેટનું ધોરણ દાખલ કરવાની સૂચના પર વિચાર ચલાવ્યો હતો, પણ રેલ્વે તથા આગબોટ મારફત જતા માલની ગણત્રી હમેશાં મણમાં થતી હોવાથી આ આંકડાઓના હંડ્રવેટ કરવામાં કેટલોક ખરચ કરવો પડે તથા ભૂલચૂક થવાનો સંભવ રહે, માટે કમીટીએ નિર્ણય કર્યો કે પ્રાંતિક ગણત્રીમાં મણનુંજ ધોરણ ચાલુ રાખવું. સમસ્ત હિંદની ગણત્રીમાં ૧૯૦૬ ની સાલના એપ્રીલ માસથી હંડ્રવેટનું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે. આને લીધે જમીન પરના વેપારને લગતા આંકડા અને દરિયાઇ માર્ગના વેપારને લગતા વાર્ષિક આંકડાની સરખામણી થઇ શકે.

(૨) દેશ પરસ્પરના આંકડા બાબત.

મેં કમીટીને જણાવ્યું છે કે ના. હિંદી સરકારે ડીરેક્ટર જનરલ ઓફ્ કમર્સીઅલ ઇન્ટેલીજન્સ મી. નોએલ પેટનને ૧૯૧૦ માં બ્રસેલ્સમાં ભરાયલી ઇન્ટરનેશનલ કોનફરન્સ ઓફ્ કમર્સીઅલ સ્ટેટીસ્ટીકસ-વેપારી આંકડાને લગતું દેશપરસ્પરના સંમેલનમાં પ્રતિનિધિ

તરીકે મોકલવામાં આવ્યા હતા. દેશ પરસ્પરના આંકડા માટે તે કોન્ફરન્સમાં સાધારણ વર્ગણી ઘડી કાઢવામાં આવી હતી, અને તેની પુરતી તપાસ અમારા ખાતામાં કરવામાં આવી હતી જેથી એ વર્ગણી હિંદુસ્તાનના વેપારને કેમ લગાડી શકાય તે બરાબર ગોઠવી શકાય. ફરીથી કૉન્ફરન્સ આ સવાલ ઉભો કરે નહિ ત્યાં સુધી આ બાબતમાં કાંઇ થઇ શકે નહિ. ચાલુ સમયમાં પણ દેશ પરસ્પરના આંકડાના કોઇ પણ સવાલને હાથ ધરી શકાય નહિ. તમારા પ્રમુખ તથા કમીટી પણ આજ મતનાં છે. આ સવાલ મારા ખાતાનાં લક્ષ પર લાવવા માટે તમારી ચેમ્બરનો હું આભાર માનું છું.

(૩) રૂની વર્ગણી.

રૂના અડમટ્ટા તથા વરતારાને માટે નક્કી કરવામાં આવેલી રૂની જાતની વર્ગણીનું લીસ્ટ આ સાથે ચેમ્બરની જાણ માટે મોકલ્યું છે.

(૪) ઘઉંના વરતારા કાઢવાની તારીખમાં ફેરફાર.

ઘઉંના વરતારા કાઢવાની તારીખમાં ફેરફાર કરવાની બાબત ના. સરકારના હાથ પર છે. આ સવાલ પર પ્રાંતિક સરકારના મત પુછાવી મંગાવવામાં આવ્યા છે. જ્યારે તે લોકો પોતાના મત આપશે અને છેવટનો નિર્ણય કરવામાં આવશે ત્યારે હું ચેમ્બરને જણાવીશ.

(૫) દેશી રાજ્યોના આંકડા.

દેશી રાજ્યો તરફથી બરાબર આંકડા મેળવવા બાબતમાં ઘણી વાર દેશી રાજ્યોમાં તેને લગતાં પુરતાં સાધનો હોતાં નથી તેથી ઘણું અઘરૂં થઇ પડે છે. આ અગત્યની બાબત પર વધુ સૂચના હોય તો તે પર હું વિચાર ચલાવીશ.

છેવટે, મારા ખાતાનાં લક્ષ પર આ બધી બાબતો લાવવા માટે તમારા પ્રમુખ ઓ. મી. વાચ્છા અને તેની બાહોશ કમીટીનો આભાર માનું છું.

(સહી.) જી. ફીન્ડલે શીરાઝ.
આંકડા ખાતાના વડા.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનિવાર તા. ૪ થી ડીસેંબર ૧૯૧૫ને રોજ સાંજના ૨–૩૦ કલાકે (મુ. ટા.) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧. ઓ. મી. દીનશા એદલજી વાચ્છા.
૨. ઓ. મી. લલ્લુભાઇ સામળદાસ.
૩. સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી.
૪. શેઠ મોતીલાલ વલ્લભજી.
૫. મી. એમ. પી. માદન.
૬. રા. દેવીદાસ માધવજી ઠાકરસી.
૭. રા. મોતીલાલ કાનજી.
૮. રા. નારણજી હરિભાઇ.
૯. મી. સોરાબજી એદલજી વાર્ડન.

(૧). ગઇ વખતની કમીટીની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨). ઇન્ડો-અમેરિકન ચેમ્બર ઓફ કોમર્સની યોજના બાબત અમેરિકાના એક ચેમ્બર ઓફ કોમર્સે પત્ર લખ્યો હતો તેની નોંધ લીધી હતી.

(૩). એસોસીએટેડ ઇન્ડીયન ચેમ્બર ઓફ કોમર્સની યોજના તથા વેપારી કોંગ્રેસ આગળ રજુ થનાર ઠરાવો જે કમીટીના મત માટે મોકલી આપવામાં આવ્યા હતા તે તરફ પસંદગી બતાવવામાં આવી હતી.

(૪) હિંદુસ્થાન સાથે વેપાર ખીલવવા બાબત બોસ્ટન ચેમ્બર ઓફ્ કોમર્સનો એક પત્ર આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

(૫) હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતાના વડા ઓ. સર વિલીઅમ કલાર્ક ચેમ્બરની કમીટીની મુલાકાતે આવનાર હતા તેઓની સાથે કયા વિષયો પર વિવેચન કરવું તે નક્કી કરવામાં આવ્યા હતા.

(૬). બીલ ઓફ્ લેડીંગમાં જે ધણીને માલ મોકલવો હોય તથા જે દેશ મોકલવાનો હોય એ વિગેરે માહીતી પણ આપવા જોઈએ એવી મતલબનો પત્ર કસ્ટમ્સના કલેકટર તરફથી આવ્યો હતો, જે સૂચના સામે કમીટીને કાંઇ વાંધો નહોતો એમ જણાવવાનો ઠરાવ થયો હતો.

(૭). ચેમ્બરની કમીટીના કામકાજની કેટલીએક હકીકત બીજાં કોઇ જાહેર છાપામાં છપાય તે પહેલાં "પ્રજામિત્ર" માં કેટલીકવાર જોવામાં આવે છે તે બાબે ફરિયાદ કરનારો પત્ર "મુંબઇસમાચાર" તરફથી આવ્યો હતો, જે બાબે એમ ઠરાવ કરવામાં આવ્યો હતો કે જે ખબરો કમીટી તરફથી સર્વ છાપાને પહોંચાડવામાં આવે તેજ ખબરો બધામાં છપાવી જોઇએ.

(૮). ચેમ્બર તરફથી ઓ. સર ફીરોજશાહ મેહતાના મૃત્યુ બાબે દીલગીરી દર્શાવનારો પત્ર મોકલવામાં આવ્યો હતો તે બાબે લેડી મેહતાનો ઉપકાર દર્શાવનારો પત્ર આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

(૯). ના. સરકારના આંકડા ખાતાના ડીરેકટર મી૦ શીરાઝનો કમીટીની સાથે તેમની થયલી મુલાકાત બાબે કમીટીનો ઉપકાર માનનારો પત્ર આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી.

(૧૦). રેલ્વે ટ્રેનોમાં સ્ત્રીઓના ડબ્બા બાબત કેટલીએક સૂચના કરનારો પત્ર શેઠ વલ્લભ નારાયણ દાણી તરફથી આવ્યો હતો જેની નોંધ લેવામાં આવી હતી તથા સ્મોલ કોઝ કોર્ટ માટે તેની જે સૂચના આવી હતી તે વધુ વિચાર તથા તપાસ માટે મુલતવી રાખવામાં આવી હતી. બાદ સભા બરખાસ્ત થઇ હતી.

જયસુખલાલ કૃષ્ણલાલ.
સેક્રેટરી,

તા૦ ૭મી જાનેવારી ૧૯૧૬.

---

હિંદુસ્તાનમાં બેંકોની સ્થિતિ તથા થાપણ-અનામત વિગેરેના આંકડા નીચે મુજબ છેઃ-

Presidency Banks.

ઇલાકાના બેંકો.

થાપણ તથા અનામત ડીપોઝીટ.

છે. દરિયાઇ સાલ ત્રીનાં લીસ્ટમાં ૮૭૦ ૨૦ ઉમેરો વધારો કરવામાં આ. છે અને માલના માપ કે પરિમાણને લગતી સુચના કે સુધારા પર ૧૯૧૬ ના જાનેવારી માસમાં વિચાર ચલાવવામાં આવશે. હાલના માપમાં સુધારો કરવો હોય તો ચેમ્બરે સૂચના કરવી, જેના પર પુરતું લક્ષ આપવામાં આવશે. હિંદુસ્તાનના દરિયાઇ વેપારમાં પાકંડમાં નોંધવામાં આવતી કીંમત ના. હિંદી પ્રધાનના હુકમથી કરવામાં આવે છે અને આયાત તથા નિકાશ કરનારા જેઓ એનો પુરતો ઉપયોગ કરે છે તેમને તે બહુ મદદકર્તા થઇ પડે છે. રેલ તથા નદી માર્ગે ચાલતા વેપારમાં બ-

રાખડ ... હિ રૂ. ૨,૬૬,૦૦૦
સાલના એપ્રીલ માસ ,૮૦,૦૦૦
ખલ કરવામાં આવ્યું ૧૬,૦૦૦
પરના વેપારને લગતા
માર્ગના વેપારને લગવાનના
ખામણી થઇ શકે. ટ રૂ.
,૩૧,૦૦૦
(૨) દેશ પરર ૩૫,૦૦૦
,૫૪,૦૦૦
મેં કમીટીને
સરકારે ડીરેકટર જ
ઇન્ટેલીજન્સ મી. ોટ રૂ.
બસેરમાં ભરાયલી ૬૫,૦૦૦
ઓફ્ કમર્સીઅલ ૫૨,૦૦૦
લગતું દેશપરસ્પ ૧૯,૦૦૦

---

# OTHER CHAMBERS
# બીજી ચેમ્બરો.

## મદ્રાસ ચેમ્બર ઓફ કોમર્સ.

### દેશી માપ-તોલ.

ના. મદ્રાસ સરકારના પત્રના જવાબમાં ચેમ્બરે નીચે મુજબ ઠરાવ કર્યો છે.

"આ ચેમ્બર નામદાર સરકારને સૂચના કરે છે કે મેટ્રીક (metric) સીસ્ટમ હિંદુસ્તાનમાં માપ તોલ માટે દાખલ કરવા માટે તેના ગુણ દોષ પર વિચાર ચલાવવો. ઘટતા વિચાર પછી ના. સરકારને લાગે કે એ ધોરણ દાખલ કરવું અશક્ય છે તો પછી માપ તોલની કમીટીના રીપોર્ટના આઠમાં પ્રકરણમાં દર્શાવેલી સૂચનાઓ તરફ આ ચેમ્બર સહાનુભૂતી દેખાડે છે. ચેમ્બર વધુ સૂચના કરે છે કે અંગ્રેજી રતલ તથા કીલોમીટર એ બન્ને ધોરણનાં માપ છે અને અંગ્રેજી રતલ આ દેશમાં ચાલે છે તો પછી પરવાના વગર તેનો ઉપયોગ કરવા દેવા ના. સરકારે રજા આપવી, તથા હાલનાં માપ તોલપર જે દેખરેખ રાખવામાં આવે છે તેવી દેખરેખ માત્ર રાખવી. ચેમ્બરના મત પ્રમાણે ધોરણનાં તોલ માપપર હમેશાં સરકારી છાપ મરાવવાનું ફરજીઆત કરવું જોઈએ."

અમેરીકા ખાતે ચામડાની નિકાશ કરવાની બંધી કરવામાં આવી છે તે બાબતમાં એક ચેમ્બર તરફથી પત્ર આવ્યો હતો કે એ પ્રતબંધ કાઢી નાંખવો. ચેમ્બરે ના. સરકારને અરજ કરવાનું ઠરાવ્યું છે.

### મુંબાઈ ચેમ્બર ઓફ કોમર્સ

દેશી ઉદ્યોગોની ખીલવણી અર્થે ના. સરકાર તરફથી નીમવામાં આવેલી કમીટીમાં ચેમ્બર તરફથી ઑ. મી. એન. એન. હોગ તથા ઑ. મી. જે. એસ. વાર્ડલો મીલનને નીમવામા આવ્યા છે.

ચેમ્બર તરફથી લડાઈના ફંડમાં રૂા. ૨૧,૭૨૫ ભરવામાં આવ્યા છે તેમાંથી રૂા. ૧૫,૦૦૦ મુંબાઇ રીલીફ ફંડમાં તથા રૂા. ૬,૭૨૫ વીમેન્સ બ્રેંચમાં જમા કરવામાં આવ્યા છે.

માલ પર ધીરવામાં આવતા પૈસાનાં કરાર નામાં પરની સ્ટેંપ ડ્યુટી કમી કરવા માટે ચેમ્બરે ના. સરકારને અરજી કરી છે તથા અભિપ્રાય માટે એ અરજીની નકલો બીજી ચેમ્બરો પર મોકલી છે.

એક સરખાં માપ તોલ દાખલ કરવા બાબત વિચાર ચલાવવાને નીમવામાં આવેલી કમીટીનો રીપોર્ટ બહાર પડ્યો તે ચેમ્બર પર અભિપ્રાય માટે મોકલવામાં આવ્યો હતો. ચેમ્બરની કમીટીએ જણાવ્યું છે કે મજકૂર કમીટીની તોલ બાબતની સૂચના ૪૦ તોલાનો રતલ, ૪૦ રતલનો મણ—બરાબર છે, પણ તે એકદમ દાખલ નહિ થવી જોઇએ સ્થાનિક સરકારો સંયોગો ધ્યાનમાં લઇ રફતે રફતે દાખલ કરે એમ થવું જોઇએ. લાકડાંના પીપમાં તેલ ભરી રેલ મારફતે મોકલવાની બાબતમાં ચેમ્બરના એક સભાસદ તરફથી અરજી આવી હતી. શીરસ્તા મુજબ રેલ્વેની જોખમદારીએ પીપ ચઢાવતી વખત "એ" ફોર્મની રીસ્ક નોટમાં સહીકરવી પડે છે, એટલે એમ જાહેર કરવું પડે છે કે પીપ સારી હાલતમાં નથી અને ગળવાની ધાસ્તીમાં છે, માટે રેલ્વેના નોકરોની બેદરકારીથી થતા

નુકશાન માટે કાંઈ દાદ નથી, પણ માત્ર પીપ ખોવાય કે ભાંગે ત્યારેજ રેલ્વે કંપની જવાબદાર છે. પીપનું ખોવાઇ જવું કે ભાંગી જવું ક્વચિતજ બનેછે માટે રીસ્ક નોટની અસર નહિ જેવી છે. ચેમ્બરને વિનતી કરવામાં આવી હતી કે મજકુર બાબત રેલ્વે કુંપનીના લક્ષપર લાવવી. મુંબઇ-વડોદરા રેલ્વે કુંપની તરફથી સંતોષ કારક જવાબ મળ્યો છે પણ બીજી રેલ્વેઓ જોડે મસલહત ચલાવી ખુલાસો બહાર પાડવામાં આવશે.

બંગાળા ચેમ્બર ઓફ કોમર્સ.

ઇન્ડીઅન ફેકટરીઝ એકટ (૧૯૧૧નો ૧૨મો એકટ).

આ એકટ પ્રમાણે અમુક સત્તાઓ સ્થાનિક સરકાર પાસે, છે, તેમાં બાળકોને મીલમાં નોકરીએ લગાડવા બાબતના ભાગમાં મુંબાઇની ના. સરકારે થોડાક વધારા કરવાની સુચના કરી હતી, મીલમાં કામ કરતાં બાળકો છ કલાક કામ કરે છે તે વખતના ત્રણ ત્રણ કલાકના બે ભાગ કરવા જેથી વચલો ગાળો નિશાળે જવામાં આરામ લેવામાં વિગેરેમાં ગાળી શકાય આ સુધારો દાખલ કરવાનું પ્રયોજન એમ બતાવવામાં આવે છે કે એક મીલમાં છ કલાક કામ કરી બીજી મીલમાં પાછુ કામ કરવા જવાની ટેવનો અંત આવશે, તથા કામ કરતાં બાળકોની કેળવણી અર્થે મીલ માલેકો પર દબાણ કરી શકાય. આ સુધારાનો ખરડો બંગાળા ચેમ્બર પર અભિપ્રાય અર્થે આવ્યો હતો. ચેમ્બર ઇન્ડીઅન જ્યુટ મીલ ઓનર્સ એસોસીએશનના અભિપ્રાય સાથે એક મત થઇ છે. તે જણાવે છે કે આ સુધારાને લીધે કેળવણીમાં ખાસ વધારો થશે નહિ, કારણ કે ખુદ મીલોમાં નિશાળો ઉઘાડવામાં આવી છે તે છતાં તેનો બરાબર ઉપયોગ થતો નથી. આ સુધારાને લીધે ઇન્ડીઅન ફેકટરીઝ એકટની અસરમાં પણ કાંઈ સુધારો થશે નહિ. એસોસીએશનના મત પ્રમાણે બાળકોને લગતા નિયમોનો સમાવેશ ફેકટરી એકટમાંજ કરવો જોઇએ, અને સ્થાનિક સરકારોના હાથમાં નહિ. આ ઉપરાંત બીજી દલીલો રજુ કરી સુધારાની વિરૂધ્ધમાં મત આપ્યો છે.

શણના વેપારીઓના પરસ્પર લાભની જાળવણી અર્થે કલકતામાં એક યુરોપીઅન જ્યુટ ડીલર્સ એસોસીએશન સ્થાપવામાં આવી છે. ચેમ્બરે આને અનુમોદન આપ્યું છે.

---

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરકયુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવાં હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમાં પ્રથમ સપ્ટેમ્બર માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટનો સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેનો સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૫ ના નવેમ્બર માસમાં થયેલી આયાત. | | ૧૯૧૪ આકટોબરથી નવેમ્બર ૧૯૧૫ સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. | જથ્થો. | દર હંડ્રવેટની સરેરાશ કીંમત |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાંડ ગાંગડીવાળી બીટ જાતની | ૨૦૨ | ૧૮—૦ | ૨૦૭ | ૧૭-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૧૫,૬૨૪ | ૧૬—૪ | ૩૫,૭૫૪ | ૧૬—૮ |
| ,, ,, જાપાનમાંથી | ૨,૪૧૧ | ૧૬-૧૨ | ૨,૪૧૧ | ૧૬-૧૨ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૫,૨૯,૩૦૩ | ૧૫-૧૨ | ૧૫,૧૧,૮૮૪ | ૧૫-૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૩,૯૫,૯૬૬ | ૧૪-૬ | ૯,૬૬,૭૮૮ | ૧૪—૦ |
| ,, ,, જાવાનો ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, મોરીસીયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી સારી ... | ૮૦,૩૯૦ | ૧૬-૧૨ | ૮૦,૪૪૦ | ૧૬-૧૨ |

મીં [illegible] ૨૧ એ'ક સીજે કોર્ટ મુંબાઇ.

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના અકટોબર માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| મુંબઇ | ૩,૦૨,૦૩,૭૨૪ | ૪,૨૭,૨૫,૫૪૯ |
| મદ્રાસ | ૩૪,૮૦,૩૬૦ | ૩૭,૩૯,૧૩૨ |
| બંગાળા | ૨૬,૨૧,૭૫૦ | ૨૨,૮૦,૦૦૮ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | (અ) ૪૦,૬૮,૩૦૩ | ૩૯,૮૫,૦૩૬ |
| અજમેર મેવાડ | (ઙ) ............ | ૩,૨૧,૦૦૫ |
| પંજાબ | (ખ) ૫,૧૦,૮૯૫ | ૪,૨૧,૧૮૨ |
| દીલ્હી | (ગ)............ | ૨,૦૯,૩૬૩ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | ૨૭,૮૩,૯૯૨ | ૩૧,૩૬,૩૨૩ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | ૪,૩૬,૬૮,૭૨૪ | ૫,૬૮,૧૭,૫૯૮ |
| દેશી રાજ્યો | ૨૭,૫૯,૮૨૧ | ૩૪,૩૪,૫૧૪ |
| કુલ ... | ૪,૩૬,૬૮,૭૨૪ | ૫,૬૮,૧૭,૫૯૮ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|---|
| મુંબઇ | રતલ | | ૧,૬૮,૩૩,૯૪૪ | ૩,૦૪,૫૮,૫૪૩ |
| | વાર | | ૬,૬૫,૫૩,૩૪૮ | ૧૨,૩૨,૬૬,૧૨૨ |
| મદ્રાસ | રતલ | | ૬,૧૧,૭૮૬ | ૧૦,૫૪,૯૦૯ |
| | વાર | | ૧૯,૯૮,૪૧૫ | ૩૨,૫૨,૧૦૦ |
| બંગાળ | રતલ | | ૨,૧૩,૧૧૩ | ૧,૪૯,૯૩૭ |
| | વાર | | ૧૧,૦૯,૪૧૨ | ૯,૩૪,૦૬૨ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | રતલ | અ. | ૯,૦૫,૪૫૩ | ૩૪,૭૩,૦૬૭ |
| | વાર | | ૩૦,૭૧,૦૮૭ | ૨,૧૦,૨૭૮ |
| પંજાબ | રતલ | ખ. | ૭૧,૭૭૬ | ૮,૬૭,૮૨૪ |
| | વાર | | ૧,૯૦,૦૭૭ | ૧૧,૯૩,૭૫૮ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | | ૯,૧૬,૧૫૭ | ૪૪,૮૭,૭૭૮ |
| | વાર | | ૩૮,૭૭,૪૪૯ | ૧,૪૦,૨૦૨ |
| અજમેર મેવાડ | રતલ | ઙ. | ............ | ૫,૯૭,૨૧૬ |
| | વાર | | ............ | ૧,૯૬૪ |
| દીલ્હી | રતલ | ગ. | ............ | ......... |
| | વાર | | ............ | ૭૫૭ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | | ૧,૯૫,૫૨,૨૨૯ | ૩,૪૨,૦૫,૩૯૫ |
| | વાર | | ૭,૬૭,૯૯,૭૮૮ | ૧૩,૬૮,૮૦,૯૨૬ |
| દેશી રાજ્યો | રતલ | | ૧૩,,૬૩,૯૯૯ | ૧૭,૭૬,૬૩૫ |
| | વાર | | ૫૦,૩૩,૩૩૪ | ૬૫,૯૯,૧૩૯ |
| એકંદર ટોટલ | રતલ | | ૨,૦૯,૧૬,૨૨૮ | ૩,૫૯,૮૨,૦૩૦ |
| | વાર | | ૮,૧૮,૩૩,૧૨૨ | ૧૪,૩૪,૮૦,૦૬૫ |

(અ) અજમેર મેવાડના આંકડા એમાં આવી [illegible] છે. (ક) દીલ્હીના આંકડા એમાં આવી જાય છે.
(બ) સંયુક્ત પ્રાંતના આંકડા એમાં આવી [illegible]ય છે. (ઙ) પંજાબના આંકડા એમાં આવી જાય છે.
નેસુર પોંડીચરીના આંકડા મળ્યા નથી

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના નવેમ્બર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નંબર. | બંગાળા. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ. |
|---|---|---|---|---|---|---|
| મ્યુલઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૧૫,૫૦૦ | ૩,૧૪,૨૨૮ | ૩૬૫૦૦ | ૧,૧૪,૫૦૦ | ...... | ૬,૮૦,૭૨૮ |
| નં. ૪૧ થી ૫૦. | ૧૨,૫૦૦ | ૧,૪૮,૮૬૫ | ,૫૦૦ | ૬૦,૫૦૦ | ...... | ૨,૨૨,૩૬૫ |
| નં. ૫૦ થી ઉપર | ૯૦,૩૨૭ | ૧,૩૫,૨૬૦ | ..... | ૬૯,૫૫૦ | ૫૦૦ | ૨,૯૫,૬૩૭ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૨,૮૩,૭૦૨ | ૧,૮૬,૧૯૦ | ૪૬,૫૦૮ | ૩,૬૮,૨૭૫ | ૩૦,૬૦૦ | ૯,૧૫,૨૭૫ |
| નં. ૪૧ થી ૫૦ | ..... | ૧૩,૨૨૮ | ... | ૪૫,૨૦૦ | ૨૬,૬૪૫ | ૮૫,૦૭૩ |
| નં. ૫૦થી ઉપર | ૫,૬૦૦ | ૮,૬૧૯ | ..... | ૨૯,૬૦૦ | ૭,૩૬૦ | ૫૧,૧૭૯ |
| ટોટલ | ૬,૦૭,૬૨૯ | ૮,૦૬,૩૯૦ | ૮૩,૫૦૮ | ૬,૮૭,૬૨૫ | ૬૫,૧૦૫ | ૨૨,૫૦,૨૫૭ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF DECEMBER 1915.

## ઇ. સ. ૧૯૧૫ ના ડીસેમ્બર માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત. | ૧૯૧૫ ના તા. ૩૧ મે નવેંબર ને દિને સ્ટૉક | ૧૯૧૫ ના ડીસેમ્બરમાં થયેલી ડીલીવરી | ૧૯૧૫ના ડીસેમ્બરની ૩૧ મી તારીખે સ્ટૉક. | ૧૯૧૪ ની ૩૧મી ડીસેમ્બર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી | ૪૬;૮૨૪ | ૧૦,૬૮૦ | ૪૦,૫૫૪ | ૬૩,૦૨૭ |
| " " પેટી | ૪૮,૩૧૭ | ૧૮,૮૮૪ | ૩૯,૫૩૮ | ૧,૦૬,૭૬૭ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાસડી | ૫૧૮ | ૨૬૧ | ૩૬૦ | ૧,૦૭૭ |
| રેશમ તથા ઉનની પેટી | ૧,૨૦૦ | ૧,૮૧૩ | ૧,૦૫૭ | ૨,૬૪૬ |
| ટ્વીસ્ટ અને યાર્ન (સુતરાઉના) પેકેજીઝ | ૭,૭૪૦ | ૫,૨૦૪ | ૫,૯૮૪ | ૧૦,૫૧૭ |
| " રેશમ તથા ઉનના પેકેજીઝ | ૨,૯૫૪ | ૩૬૮ | ૩,૦૮૯ | ૧,૪૨૬ |
| ત્રાંબાના ટન | ૩,૮૧૩ | ૨૨૪ | ૩,૦૭૧ | ૪,૪૧૭ |
| પીતળના ટન | ૧,૭૬૫ | ૨૨૭ | ૧,૫૪૬ | ૩,૨૧૪ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

| | ૧૯૧૪<br>રૂ. | ૧૯૧૫<br>રૂ. |
|---|---|---|
| લાકડાં ... ... ... | ૬,૬૪,૬૦૯ | ૭,૧૩,૪૨૦ |
| રમકડાં ... ... ... | ૧,૮૯,૦૯૪ | ૪,૧૯,૨૫૨ |
| છત્રીઓ ... ... ... | ૧,૨૬,૯૯૮ | ૯૩,૯૯૯ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧૬,૬૯૦ | ૧,૨૫,૭૧૪ |
| કુલે આયાત ... | ૧૧,૯૩,૭૩,૭૦૮ | ૧૨,૦૬,૭૬,૦૯૫ |

## Exports.

નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૪-રૂ. | ૧૯૧૫-પૌંડ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૭૭,૨૮૬ | ૧,૬૨,૨૬૫ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧,૬૮,૫૦૧ | ૩૫,૯૨૦ |
| મીણબત્તી ... ... ... | ૨,૦૯,૨૨૯ | ૧,૬૩,૩૧૧ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૫,૭૫,૭૪૨ | ૨,૩૪,૮૫૯ |
| કોલસા ... ... ... ... | ૪,૭૦,૧૧૪ | ૫,૮૫,૨૦૩ |
| કૉફી ... ... ... ... | ૩,૬૪,૦૨૯ | ૪૬,૯૭૧ |
| કાથો, (સાંદરી) ... ... ... | ૧૧૫ | ૪,૫૮૬ |
| દોરડાં ... ... ... ... | ૪,૧૫,૫૧૩ | ૯,૦૪,૮૮૭ |
| દવાઓ ... ... ... ... | ૧,૧૪,૨૩૦ | ૧,૧૭,૬૫૬ |
| ગળી ... ... ... ... | ૮,૬૪,૩૮૨ | ૩૮,૮૯,૨૭૫ |
| હુરડાં ઓડાં ... ... ... | ૨,૨૧,૭૫૨ | ૩,૮૯,૩૮૭ |
| લુગડા, ચામડાં રંગવાની ચીજો કુલ... ... | ૩,૧૪,૮૯૫ | ૪,૨૩,૨૫૫ |
| ફળ ને શાક ... ... ... | ૩,૩૧,૦૮૧ | ૩,૭૧,૭૧૯ |
| ડાંગર ... ... ... ... | ૫૩,૬૬૭ | ૪૭,૦૩૫ |
| ચોખા ... ... ... ... | ૧,૩૩,૭૪,૮૨૧ | ૬૩,૮૦,૯૪૧ |
| ઘઉંની સરકારી ચક્ષત ... ... ... | ......... | ......... |
| કુલ ઘઉં ... ... ... ... | ૭૧,૬૦,૦૫૮ | ૩૬,૬૭૭ |
| ઘઉંનો લોટ ... ... ... | ૭,૪૯,૯૫૦ | ૧૩,૮૩,૯૪૨ |
| બીજી જાતનો દાણો ... ... | ૧૬,૪૧,૯૦૧ | ૨૫,૫૧,૭૪૫ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૩૦,૭૬,૯૮૭ | ૭૬,૭૯,૧૫૭ |
| લાખ ... ... ... ... | ૩૪,૫૫૫ | ૩૨,૪૯૧ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૪૭,૦૪,૦૮૯ | ૩૩,૫૩,૯૦૬ |
| દારૂ ... ... ... ... | ........... | ........... |
| રબર ... ... ... ... | ૧૫,૫૮,૧૨૪ | ૧૦,૨૦,૧૨૦ |
| ખાતર ... ... ... ... | ૩,૦૦,૮૫૪ | ૧,૬૨,૫૮૩ |
| મેંગેનીઝ ... ... ... | ૫,૬૩,૦૨૨ | ૧૧,૮૬,૩૧૦ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૪,૧૦,૫૬૧ | ૨,૨૩,૬૯૨ |
| ધાતુ કુલ ... ... ... | ૧૩,૪૬,૦૭૧ | ૨૪,૪૩,૬૨૩ |
| મીણ ... ... ... | ૫,૬૫,૦૨૪ | ૫,૭૭,૨૮૪ |
| અબરખ ... ... ... | ૨,૨૭,૪૮૧ | ૧,૯૦,૧૭૪ |
| દીવેલ ... ... ... | ૧,૦૫,૧૨૨ | ૧,૧૭,૭૨૮ |
| કોપરેલ ... ... ... | ૩,૨૭,૯૮૨ | ૩,૬૩,૭૬૯ |

મેટેલીક શીલીંગની સારી ડીઝાઇન ગમશે કે ?

| | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... | ૩,૫૧૭ | ૭,૪૫૨ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... ... | ૮,૬૦,૭૨૯ | ૧૦,૮૧,૯૭૦ |
| ખોળ ... ... ... ... | ૬,૮૪,૧૬૯ | ૬,૫૯,૫૨૧ |
| અફીણ ... ... ... ... | ૨૦,૦૪,૫૩૦ | ૯,૪૨,૧૦૦ |
| ઘી ... ... ... ... | ૩,૦૨,૨૫૪ | ૨,૫૭,૫૭૦ |
| દીવેલી ... ... ... ... | ૫,૪૧,૮૦૯ | ૮,૭૭,૨૨૩ |
| ટોપરાં ... ... ... ... | ૩,૬૬,૨૭૫ | ૬૨,૮૬૦ |
| કપાસીયા... ... ... ... | ૧૨,૧૬,૭૧૦ | ૨,૩૨,૫૮૬ |
| ભોંયસીંગ ... ... .. | ૪,૪૬,૮૪૨ | ૭,૯૯,૧૮૪ |
| અળસી .. ... ... ... | ૩૬,૪૯,૦૦૧ | ૧૧,૨૫,૨૧૦ |
| ખસખસ... ... ... ... | ૨૦,૭૪૪ | ૨,૪૮,૦૬૮ |
| સરસવ ... ... ... ... | ૩,૬૪,૭૮૬ | ૧૧,૦૭,૧૫૬ |
| તલ ... ... ... ... | ૩,૬૦,૬૩૮ | ૧૫,૪૮૭ |
| તેલનો ... ... ... ... | ૫.૭૧,૦૧૯ | ૩,૪૫,૬૨૪ |
| ખાંડ ... ... ... ... | ૪૨,૧૩૯ | ૫૭,૯૯૪ |
| ચા .. ... ... ... | ૩,૫૨,૨૪,૪૪૨ | ૨,૧૦,૭૦,૭૬૬ |
| કાચું રૂ ... ... ... | ૫૬,૭૩,૮૯૮ | ૧,૦૨,૩૩,૧૮૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૬૬,૬૩,૩૯૧ | ૬૬,૮૪,૪૭૯ |
| રૂમાલ અને શાલો ... .. ... | ૧,૦૩,૨૭૭ | ૧,૧૫,૫૮૬ |
| પીસ ગુડઝ ... ... ... | ૮,૪૨,૯૩૨ | ૧૫,૩૨,૬૪૫ |
| શણ ... ... | ૨,૮૯ ૭૨૮ | ૩,૭૫,૨૬૭ |
| જ્યુટ કાચું ... | ૧,૬૧,૩૨,૬૦૪ | ૨,૦૪,૫૨,૩૭૮ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... .. | ......... | ૧૦,૦૦૦ |
| ગની બેગઝ ... ... ... | ૧,૬૯,૬૫,૮૩૬ | ૧,૯૨,૭૫,૮૮૪ |
| ગુણપાટ ... ... ... | ૧,૭૪,૭૬,૯૭૮ | ૧,૨૦,૦૯,૮૯૫ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૨,૨૦,૨૧૫ | ૬૩,૩૮૯ |
| રેશમ કુલ ... ... ... | ૨,૩૩,૪૦૭ | ૯૮,૬૨૯ |
| ઉન કાચું ... ... ... | ૧૮,૪૩,૮૬૦ | ૧૭,૯૦,૦૭૭ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૧,૨૦,૧૩૬ | ૯૬,૯૦૩ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૨,૫૦,૭૯૯ | ૩,૧૬,૮૯૫ |
| લાકડા, પાટીયાં વિગેરે ... ... | ૫,૮૭,૫૯૨ | ૭,૪૯,૪૪૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉની નિકાશ સાથે | ૧૫,૭૦,૭૦,૪૧૨ | ૧૩,૮૪,૩૭,૬૭૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય. | ............ | ૧૩,૮૪,૩૭,૬૭૩ |

—(*)—

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
# સેના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૫ ના નવેંબર મહિનામાં થયેલી સેના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

## IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૪ રૂ. | ૧૯૧૫ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ... ... ... ... | ૪,૫૯,૭૧૭ | ૧૦,૯૮,૨૧૩ |
| મુંબઇ | ખાનગી ... ... ... | ૩૨,૪૭,૨૧૫ | ૨૫,૫૪,૫૭૮ |
| | સરકારી ... ... ... | ......... | ......... |
| સિન્ધ | ... ... ... ... | ......... | ......... |
| મદ્રાસ | ... ... ... ... | ......... | ......... |
| બર્મા | ... ... ... ... | ૮,૧૦૦ | ૧૪,૫૫૦ |
| કુલ | ખાનગી ... ... ... | ૩૭,૧૫,૦૩૨ | ૩૬,૬૭,૩૪૧ |
| | સરકારી ... ... ... | ......... | ......... |

## EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ... ... ... | ૧,૭૨૨ | ૧૪,૯૯૯ |
| મુંબઇ | ખાનગી ... ... | ૧,૦૩,૫૦૦ | ૩૦,૦૧૦ |
| | સરકારી ... ... | ૩,૫૨,૫૦૦ | ......... |
| સિંધ | ... ... ... ... | ......... | ......... |
| મદ્રાસ | ... ... ... ... | ૪૪૨ | ......... |
| બર્મા | ... ... ... ... | ......... | ......... |
| કુલ | ખાનગી ... ... ... | ૧,૦૫,૬૬૪ | ૪૫,૦૦૯ |
| | સરકારી ... ... | ૩,૫૨,૫૦૦ | ......... |

## IMPORTS OF SILVER રૂપાની નિકાશ.

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૫ ના નવેંબર માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
|---|---|---|
| ડેનમાર્ક ... ... ... | ...... | ...... |
| જર્મની ... ... ... | ...... | ...... |
| હોલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ...... | ૨૦૨ |
| સ્ટેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૩,૬૫૬ | ૨,૫૩૯ |
| જાવા ... ... ... | ૫,૮૧,૯૧૫ | ૯,૨૩,૦૯૯ |
| ચીન ... ... ... | ૭૮૯ | ૧૬,૮૯૨ |
| જાપાન ... ... ... | ...... | ૨,૪૧૧ |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૧૩૯ | ૭૪૨ |
| ઇજીપ્ત ... ... ... | ...... | ૧૨૬ |
| મોરીશિયસ ... ... ... | ૮૬ | ૮૧,૧૭૭ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| ઓસ્ટ્રેલીયા ... ... ... | ...... | ...... |
| બીજા દેશો ... ... ... | ૧૭ | ૫ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૪ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. |
| બંગાળા | ... | ... | ૪,૬૩,૮૭૫ | ૫,૮૪,૩૮૨ | ૪,૬૩,૮૭૫ | ૫,૮૪,૩૮૨ |
| મુંબઇ | ... | ... | ૭૪,૨૦૭ | ૨,૨૦,૬૧૯ | ૭૪,૨૦૭ | ૨,૨૦,૬૧૯ |
| સિંધ | ... | ૨૦૨ | ૩,૪૯૦ | ૨,૯૯,૧૨૦ | ૩,૪૯૦ | ૨,૦૯,૩૨૨ |
| મદ્રાસ | ... | ... | ૩૩,૪૪૧ | ૪,૮૯૬ | ૩૩,૪૪૧ | ૪,૮૯૬ |
| બ્રમ્હા | ... | ... | ૧૧,૫૮૯ | ૭,૪૦૪ | ૧૧,૫૮૯ | ૭,૪૦૪ |
| કુલ | .......... | ૨૦૨ | ૫,૮૬,૬૦૨ | ૧૦,૨૬,૭૨૧ | ૫,૮૬,૬૦૨ | ૧૦,૨૬,૯૨૩ |

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા સને ૧૯૧૫ ના જાનેવારી માસની તા. ૧૪ સુધી નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| ડબલ્યુ. એમ. એમ. સ્ટુટ | પાણીના પંપમાં સુધારો. |
| એચ. ડી. રેનકીન. | ધાતુવાળા પદાર્થોમાંથી ધાતુ કાઢવાની રીતમાં સુધારો. |
| ઇ. ટી. વીલીઅમ્સ. | રેફ્રીજરેટીંગ મશીનમાં સુધારો. |
| માર્કોની વાયરલેસ ટેલેગ્રાફ કું. લીમીટેડ. | દોરડાં વગર સીગનલ આપવામાં સુધારો. |
| | પાણીના મીટરમાં સુધારો. |

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઈ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ " ઈ. ૧૯૮ | લંડનની એક પેઢી. | ગાડાનાં પૈડાં બનાવનાર જોડે પત્રવ્યવહાર કરવા માગે છે. આ ગાડાં ટ્રાન્સપોર્ટમાં કામ લેવાનાં છે માટે મજબુત આશલુડનાં કે નરમ લોઢાનાં હોવાં જોઇએ. |
| " ઈ. ૧૯૯ | દક્ષિણ ત્રાવણકોરમા કોલાચલનો એક વેપારી. | વીજળીના કામમાં વાપરવા માટે અબરખ ખરીદનારાઓ જોડે પત્રવ્યવહાર કરવા માગે છે. |
| " ઈ. ૨૦૦ | ગંજમ જીલ્લામાં બરહામપોરનો એક વેપારી. | જીનજીલી તથા ભોંયસીંગનું તેલ તથા ખોળના વેચાણ માટે કલકત્તામાં આડતીઓ નીમવા માગે છે. |
| ઈ. ૨૦૧ | મૈસુર રાજ્યનો એક અમલદાર. | રશીઅન સૂર્યમુખી (સનફ્લાવર) નાં બીઆં તથા તેલના ખરીદનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| " ઈ. ૨૦૨ | કેનેડાની એક પેઢી. | સ્ક્રુ મશીનરીની બનાવટનો માલ ખરીદનારા જોડે પત્રવહાર ચલાવવા માગે છે. |
| " ઈ. ૨૦૩ | પંજાબમાં કાંગ્રાવેલીમાં એક કારીગર. | કલકત્તામાં એગેવ (agave)ના રેસા તથા દોરડાં ખરીદનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| " ઈ. ૨૦૪ | સ્વીટ્ઝરલેંડમાં બેઝલની એક પેઢી. | કેસીન (Casein) બનાવનારા જોડે સંબંધ બાંધવા ઇચ્છે છે. |
| " ઈ. ૨૦૫ | મદ્રાસ ઇલાકામાં ટ્રીચીનોપલીની એક પેઢી. | ચુનાના પથરા અને ગાભણ ખરીદનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| " ઈ. ૨૦૬ | સંયુક્ત પ્રાંતોમાં સહરાનપુરનો એક કારીગર | અળસીનું તેલ ખરીદનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| " ઈ. ૨૦૭ | ઇટાલીની એક પેઢી. | કલકત્તા ખાતેથી નિકાશ કરતા વેપારીઓ જોડે બહારોબહાર વ્યહવાર ચલાવવા માગે છે. |

ધી બોરગે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કંઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ,, ઇ. ૨૦૮ | યુનાઇટેડ સ્ટેટ્સમાં બોસ્ટનની એક પેઢી. | હિંદમાંથી બીકાનેર, કંદહાર વિગેરે જાતનાં ઉન વહાણે ચઢાવનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| ,, ઇ. ૨૦૯ | યુનાઇટેડ સ્ટેટ્સમાં ફીલાડેલ્ફીઆની એક પેઢી. | વચ્છ નાગનાં સુળીઆં અને પાવરાં મોકલનારા જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| ,, ઇ. ૨૧૦ | યુનાઇટેડ સ્ટેટ્સમાં ન્યુયોર્કની એક પેઢી. | સસ્તી હલકી ત્રણ બેઠકવાળી મોટર વેચવા માટે કલકત્તામાં આડતીઓ નીમવા માગે છે. |
| ,, ઇ. ૨૧૧ | સ્પેનમાં બારસીલોનાની એક પેઢી. | કપાસ, શણ, બીંડી, વિ. મોકલનારા વેપારીઓની આડત રાખવા માગે છે. |
| ,, ઇ. ૨૧૨ | લંડનની એક પેઢી. | કપાસના જીન માટે કાગળની ચક્રીઓ બનાવનાર જોડે પત્રવ્યવહાર ચલાવવા માગે છે. |
| દેશી વેપારી ચેમ્બર. | સીલોનની એકપેઢી. | સીલોનનો માલ ચા, કોપરાં, કોપરેલ, દોરડાં, સમુદ્રફીણ, સીંદરી, એલચી વિ કમીશનથી મોકલવા ખુશી છે. |

જે ઠેકાણે ઇન્ડીયન ટ્રેડ જર્નલ લખ્યું નથી તે ઠેકાણાની સઘળી બાતમી આ માટે ચેમ્બરમાં જાતે મળવું અથવા પુછાવી લેવું.

ઉપરની બાતમીઓમાં જે ઠેકાણે ' ઇન્ડીયન ટ્રેડ જર્નલ ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી લેવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવું).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે શિવાય તેવી બાતમીઓના જવાબ આપવામાં આવશે નહિ.

Registered No. B. 810
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮ મું VOL. VIII. MARCH. 1916. No. 9 માર્ચ ૧૯૧૬. અંક ૯ મો.

અનુક્રમણિકા.


| વિષય. | પાનું. |
|---|---|
| ૧ અધિપતિની નોંધ ... ... | ૩૬૪ |
| ૨. સાભાર સ્વીકાર ... ... | ૩૬૮ |
| ૩. વેપારી વિષયો .. ... | ૩૭૧ |
| (અ) અર્થ શાસ્ત્રના સિદ્ધાંતો ... | ૩૭૧ |
| (બ) મુખ્ય બ્રિટીશ સંસ્થાનોની સ્વદેશી ઉદ્યોગો તરફ સહાનુભૂતિ ... | ૩૭૮ |
| (ક) સંયુક્ત પ્રાંતોમાં ઔદ્યોગિક પ્રવૃતિ ... | ૩૮૦ |
| (ડ) કાનપુરનું વાણિજ્ય સ્થાન ... | ૩૮૩ |
| (ઈ) મુંબઈમાં ટેકનીકલ લાયબ્રેરી તથા પબ્લીક લેબોરેટરીની જરૂર ... | ૩૮૩ |
| ૪. લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં ... -- | ૩૮૫ |
| ૫. ચેમ્બરનો વિભાગ ... ... | ૩૮૭ |
| ૬. બીજી ચેમ્બરો ... ... | ૩૯૦ |
| ૭ વેપારી ખબરો ... ... | ૩૯૧ |
| ૮. વેપારી બાતમીઓ અને આંકડાઓ ... | ૩૯૬ |


INDEX.


| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study ... ... | 364 |
| 2. Reviews ... ... | 368 |
| 3. Commercial Subjects ... | 371 |
| (a) Elements of Political Economy ... ... | 371 |
| (b) Protection in British Colonies. | 378 |
| (c) Industrial Progress in the United Provinces ... | 380 |
| (d) Emporium ... ... | 383 |
| (e) Technical Laboratory in Bombay. ... ... | 383 |
| 4. War Notes and Notifications ... | 385 |
| 5 Chamber's Section ... | 387 |
| 6. Other Chambers ... | 390 |
| 7. Commercial Notes ... | 391 |
| 8. Commercial Intelligence and Statistics ... ... | 396 |

# અધિપતિની નોંધ.

# EDITOR'S STUDY.

### અબાધિત આયાત પદ્ધતિ
### કે
### બાધિત આયાત પદ્ધતિ.

આપણા દેશમાં પરદેશી માલની આયાત પર જકાત નાંખવી કે નહિ એ સવાલ હાલ સખત રીતે ચર્ચાય છે.

બાધિત પદ્ધતિવાળા એટલે જકાત નાંખવાની તરફેણવાળા, પોતાના સિદ્ધાંતો પ્રજા સમક્ષ મુકે છે તે ઉપરાત તેની વ્યવહારિક સવળતા સિદ્ધ કરવા દ્રષ્ટાંતો આપે છે. આ પ્રમાણે તેઓ સુચના કરે છે કે આયાત થતી મોટરગાડી પર જકાત શા માટે નહિ નાંખવી ? એક પત્રની ગણત્રી પ્રમાણે ગયા દશ મહિનામાં રૂા. ૭ લાખની મોટરગાડી આયાત કરવામાં આવી હતી, ગ્રેટ બ્રીટનમાં આ બહુ પીડારૂપ થઇ પડયું છે કારણ કે ત્યાં માસિક રૂા. ૧,૫૦,૦૦,૦૦૦ ની કીંમતની મોટર ગાડીઓ વગર જકાતે આયાત કરવામાં આવી હતી, જ્યારે ત્યાંનીજ બનેલી વિલાયતી ગાડીઓને ૪૫ ટકા અમેરીકામાં આયાત થતી વખત જકાત આપવી પડે છે.

| | સંખ્યા | કીંમત રૂા. |
|---|---|---|
| મે ૧૯૧૪ | ૬,૯૮૨ | ૧૧,૨૨,૭૭૦ |
| તથા | | |
| મે ૧૯૧૫ | ૧૧,૬૮૮ | ૩૩,૪૦,૦૩૩ |

ની આખરે પુરા થતા ૧૧ માસમાં મોટરની આયાત આ પ્રમાણે થઈ હતી.

ફેલ્ડીના માસિક વેપારી પત્રમાં, જ્યારે યુનાઇટેડ સ્ટેટસના કોઇ પણ ઉદ્યોગ ઉપર પરદેશી હરીફોનો કાંઇ ત્રાપ આવે છે ત્યારે શી શી યુક્તિઓ કામે લગાડે છે, તેની વિગત આપવામાં આવી છે.

આમાંથી બે દાખલા લઇએ. સને ૧૮૯૦ માં યુનાઇટેડ સ્ટેટ્સ ગ્રેટ બ્રીટનમાથી ૩,૪૦.૦૦૦ ટનની રકાબીઓ આયાત કરતું હતું. ત્યાંની સરકારને તપાસ કરતાં લાગ્યું કે યુનાઇટેડ સ્ટેટસમાં શા માટે ટીનની રકાબીઓ નહિ બની શકે. ત્યાર પછી આયાત થતા દર રતલ પર ૨.૨ ટકાની જકાત નાંખી. પરિણામે એ દેશ સૌ દેશ કરતાં વધારે રકાબીઓ બનાવે છે. ૧૯૧૧માં તે દેશમાં રકાબી બનાવવામાં રૂા. ૧૨,૦૦,૦૦,૦૦૦ નું કલાઇ વપરાયું–અને વિલાયતી ઉદ્યોગને સખત ફટકો પડયો. તેમજ ખાંડના ઉદ્યોગ બાબે, જ્યારે મેકકીનલી ટારીફ ઘડાતી હતી ત્યારે આયાત થતી ખાંડ પર દરેક રતલ પર એક આનો જકાત લેવામાં આવતી હતી. તે વખતે અમેરિકામાં ખપતી ખાંડનો આઠમો હિસ્સોજ અમેરિકામાં પેદા થતો હતો. ખાંડની ખપત ત્યાંની પેદાશ કરતા આઠ ગણી હતી એટલે પરદેશી ખાંડ પર નાખવામાં આવતી જકાત ખરીદનારાઓ પાસેથી લેવામાં

આવતા ભાવમાં ઉમેરાતી. આ પ્રમાણે ખાંડની જકાતમાંથી આશરે ૫,૫૦,૦૦,૦૦૦ ડૉલર મળતા, અને સવાલ એ ખડો થયો કે દેશી ખાંડના ઉદ્યોગને કેમ ઉત્તેજન આપવું તથા પ્રજાને આકકતરા કરમાંથી કેમ બચાવવા. સરકારે ખાંડ પરની જકાત કાઢી નાંખી એટલે પરિણામે ૫,૫૦,૦૦,૦૦૦ ડૉલર લોકો પાસે બચ્યા, પણ દર વર્ષે ૭૦,૦૦,૦૦૦ ડૉલર જેટલી મદદ દર રતલ પર એક આના લેખે, સૌથી સરસ ખાંડ બનાવનારાઓને આપવા માંડી. ૧૯૦૨ના સાલમાં યુનાઇટેડ સ્ટેટસમાં દુનિયામાં બનતી ખાંડમાંથી ૬૭ ટકા ખાંડ બનવા માંડી.

---

અત્રેના પરદેશ ખાતાના વેપારમાં જે ચઢતી થતી જાય છે તે નીચેના આંકડા પરથી માલૂમ પડશે.

| | ૧ લી એપ્રીલથી ૩૧ મી જુલાઇ ૧૯૧૪. | ૧૯૧૫ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| આયાત વેપાર ... ... ... .. | ૨૯,૦૬,૦૪,૩૧૯ | ૧૬,૯૭,૩૦,૧૨૪ |
| નિકાશ વેપાર ... ... ... ... | ૩૧,૨૭,૮૪,૬૧૪ | ૧૫,૩૦,૨૮,૧૪૧ |
| કુલ ... ... ... .. | ૬૦,૨૭,૮૮,૯૩૩ | ૩૨,૨૭,૫૮,૨૬૫ |
| | ૧ લી આગસ્ટથી ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૪. | ૧૯૧૫. |
| | રૂ | રૂ. |
| આયાત વેપાર ... ... ... .. | ૨૧,૬૯,૩૩,૧૫૩ | ૨૨,૦૩,૧૩,૪૮૪ |
| નિકાશ વેપાર ... ... ... ... | ૧૦,૨૯,૧૮,૦૮૧ | ૧૯,૪૨,૫૧,૫૫૨ |
| કુલ .. ... ... ... | ૩૧,૯૮,૫૧,૨૩૪ | ૪૨,૪૫,૬૫,૦૩૬ |
| | ૧ લી એપ્રીલથી ૩૧ મી ડીસેમ્બર ૧૯૧૪. | ૧૯૧૫. |
| | | રૂ. |
| આયાત વેપાર ... ... ... ... | ૫૦,૪૫,૩૭,૪૭૨ | ૪૦,૦૦,૪૩,૬૦૮ |
| નિકાશ વેપાર .. ... ... ... | ૪૧,૫૧,૦૨,૬૯૫ | ૩૪,૭૩,૦૯,૮૧૭ |
| કુલ ... ... ... ... | ૯૧,૯૬,૪૦,૧૬૭ | ૭૪,૭૩,૫૩,૪૨૬ |

૧૯૧૫-૧૬ ના પેહલા ત્રણ મહિનામાં પણ જો આ વધારો ટકી રહે તો ૧૯૧૪-૧૫ ના આંકડા (૧૧૫ક્રે કરોડ) કરતાં આ કાંઈ બહુ ઓછા નહિ ગણાય.

---

પરંતુ જ્યારે ૧૯૧૩ તથા ૧૯૧૫ ના વર્ષના આંકડા સરખાવીએ તો પાછા નાસીપાસ થઇએ છીએ. ૧૯૧૩ માં પરદેશનો વેપાર રૂા. ૧,૬૮, ૬૬, ૧૭, ૭૭૩ નો હતો. ૧૯૧૫ માં તે રૂ ૯૮, ૩૯, ૫૭, ૨૫૦ નો હતો એટલે એકદમ ૭૦ કરોડ ઓછો થયો.

ડીસેમ્બરમાં આપણો નિકાશ વેપાર ઘણો જ હતો પરંતુ આયાત વેપાર મંદ હતો એટલે સરેરાશ મંદી હતી.

## આયાત વેપાર.

| આગસ્ટ | | ૧૯૧૪ | ૧૯૧૫ | તફાવત. |
|---|---|---|---|---|
| | | રૂા. | રૂા. | રૂા. |
| ઓગષ્ટ | ... | ... ૫,૩૦૧૧,૬૦૪ | ૪,૮૩,૩૦,૮૪૪ | − ૪૬,૮૦,૭૬૦ |
| સપ્ટેંબર | ... | ... ૨,૭૩,૨૭,૨૮૮ | ૫,૧૧,૩૬,૨૬૨ | + ૨,૩૮,૦૮,૯૭૪ |
| અક્ટોબર | ... | ... ૪,૨૮,૨૪,૮૦૫ | ૪,૮૩,૧૦,૫૨૧ | + ૫૪,૮૫,૭૧૬ |
| નવેંબર | ... | ... ૪,૬૮,૨૮,૧૯૪ | ૪,૬૦,૪૩,૬૭૯ | − ૭,૮૪,૫૧૫ |
| ડિસેંબર | | ૪,૩૯,૪૧,૧૭૨ | ૩,૬૪,૯૨,૧૭૮ | − ૭૪,૪૮,૯૯૪ |

## નિકાશ વેપાર

| | | ૧૯૧૪ | ૧૯૧૫ | |
|---|---|---|---|---|
| | | રૂા. | રૂા | તફાવત રૂા. |
| આગષ્ટ | ... | ૨,૯૧,૦૫,૪૪૫ | ૨,૯૬,૨૭,૯૧૦ | + ૫,૨૨,૪૬૫ |
| સપ્ટેંબર | . | ૧,૧૪,૫૧,૬૫૪ | ૩,૮૨,૪૧,૮૪૩ | + ૨,૬૭,૯૦,૧૮૯ |
| અક્ટોબર | ... | ૧,૪૧,૨૫,૩૯૮ | ૪,૨૮,૦૮,૩૭૧ | + ૨,૮૬,૮૨,૩૯૭ |
| નવેંબર | ... | ૨,૨૬,૮૯.૭૧૫ | ૨.૫૭૭૩,૨૨૫ | + ૩૦,૯૨,૫૧૦ |
| ડીસેમ્બર | ... | ૨,૫૫,૫૪,૮૬૯ | ૪,૫૮,૩૩,૮૪૮ | + ૨,૦૨,૭૮,૯૭૯ |

ગયા વર્ષના નુકસાન કારક વેપારમાં ઘણો ઘટાડો થયો છે અને પરદેશના વેપારની કુલ કિંમતમાં વધારો થયો.

---

આ વખતના લેખોમાં "મુખ્ય બ્રિટિશ સંસ્થાનોની સ્વદેશી ઉદ્યોગો તરફ સહાનુભૂતિ" એક વિચારવા યોગ્ય તથા પુષ્ટિ લાયક લેખ છે. બ્રિટીશ સામ્રાજ્યનાં જુદાં જુદાં સંસ્થાનો આર્થિક સ્વાતંત્ર્યથી પોતાના સ્વદેશી ઉદ્યોગો કેવી રીતે ખીલવે છે, તે આલેખવાનો પ્રયાસ છે. સંસ્થાનો બ્રિટીશ લાભો સ્હામે પણ પોતાના લાભનું રક્ષણ કરવા ટેરીફ અને બાધિત પદ્ધતિ અખત્યાર કરતાં ડરતાં નથી અને આ સ્હામે ઇંગ્લાંડ પણ વાંધો લેતું નથી. એજ બ્રિટનની ઉદારતા અને એજ સંસ્થાનોની વાણિજ્ય ઉન્નતિ પ્રત્યે દીલસોઝી.

સીડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીક્સના ઉત્સાહી પ્રિન્સીપાલ તરફથી અમને જણાવવાની ફરમાશ થઇ છે કે નોટીંગહામ યુનીવર્સીટી કોલેજવાળા પ્રોફેસર જે. એ. ટોડ તા. ૬ ૭ અને ૮ મી માર્ચ ૧૯૧૬ને રોજ સ્હાંજે ૬–૦ (સ્ટા. ..) વાગે મજકુર કોલેજમાં કપાસને લગતાં [illegible] આપનાર છે. પ્રો. ટોડ હાલ પંજાબ યુનીવર્સીટીમાં કામ કરે છે, પણ મુંબાઇના આમંત્રણને ખાસ માન આપી પંજાબ યુનીવર્સીટીએ એમને અત્રે આવવાની રજા આપી છે.

પ્રો. ટોડે કપાસની ખેતીના અભ્યાસ માટે ઇજીપ્ટમાં પાંચ વર્ષ ગાળ્યાં છે. એણે થોડા વખત પર "દુનીયાનો કપાસનો પાક Worlds Cotton Crop" એ નામનું પુસ્તક બહાર પાડ્યું છે. આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે એમ ધારવામાં આવે છે.

પહેલું ભાષણ : લડાઇ અને કપાસનો વેપાર.
બીજું ભાષણ : દુનીઆના કપાસની ઉપજમાં હિંદુસ્તાનનું સ્થાન.
ત્રીજું ભાષણ : હિંદી કપાસ જોડે અમેરિકન ઇજીપ્શીઅન કપાસની સરખામણી.

સીડનહામ કોલેજમાં કપાસના ઉદ્યોગનો એક વર્ગ ઉઘાડવામાં આવનાર છે. આ ભાષણો મજકુર ખાતાના સંબંધમાં આપનાર છે.

આશા છે કે આ ભાષણો બહુ બોધદાયક તથા વિદ્વતા ભર્યાં થશે.

ભાષણો જાહેર છે, પરંતુ ચેંબરના સભાસદોને પધારવા ખાસ ભલામણ તથા આગ્રહ કરવામાં આવે છે.

---

# સ્વદેશી કોઓપરેટીવ સ્ટોર્સ મુંબાઇ.

લડાઇને પરિણામે જર્મન તથા આસ્ટ્રીઅન માલ આવતો બંધ થઇ ગયો છે, અને તેમની ખાલી પડેલી જગ્યા સ્વદેશી માલ લે તે હિંદના દરેક હિતચિંતકની ઇચ્છા છે. કેટલીકવાર સ્વદેશી માલ માટે આપણે ફાંફાં મારવાં પડે છે અને તેને લગતી પુરતી માહીતિ પણ મળી શકતી નથી. આ ખોટ પુરી પાડવા સ્વદેશી કો–ઓપરેટીવ સ્ટોર્સ યથાશક્તિ યત્ન કરે છે. વિલાયતી માલ પાછળ ગાંડા થતા લોકોને માલ ખરીદ કરવા પહેલાં સ્વદેશી સ્ટોર્સમાં જવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ અને એતો ખાત્રીથી કહી શકીએ છીએ કે દેશી મુડી, દેશી મહેનત અને દેશી કારભાર હેઠળ ચાલતાં હિંદનાં મુખ્ય કારખાનાઓનો મધળો માલ અત્રે મળી શકે છે. સ્વદેશી સ્ટોર્સ સ્વદેશી માલનું એક કેન્દ્રસ્થાન, અને સ્વદેશી માલના ઉત્તેજનાર્થે ગામેગામ આવાં કેન્દ્રસ્થાનની ખાસ અગત્ય છે. દુકાને દુકાને ભાવતાલ કેરાવવાનો તથા સ્વદેશી માલની ખાત્રી કરવાનો બધાને અવકાશ હોતો નથી, એટલે આવા સ્ટોરની ઉપયોગીતા સાબીત કરવાની આવશ્યકતા હોતી નથી, એ તો જે લોકો એનો લાભ લે છે તેઓ સંપૂર્ણ રીતે જાણે છે. બીજી અગત્યની બાબત એ છે કે આવા સ્ટોર્સની જોડે ઔદ્યોગીક બ્યુરો Industrial Bureau ખોલવામાં આવતાં હોય તો સ્વદેશી માલની ખપતને ઘણું ઉત્તેજન મળે. આવા બ્યુરોનું કામ વેપારી ડીરેકટરીઓ કરે છે પરંતુ તે ઘણાજ નાના પાયા પર. સ્વદેશી માલને લગતી ઘણી હકીકતો આવા બ્યુરોમાંથી મળી શકે.

તે સિવાય સ્વદેશી સ્ટોર્સના કાર્યવાહકો પર એક બીજી બાબત લક્ષ ખેંચવાની જરૂર છે. સ્વદેશી સ્ટોર્સમાં સ્વદેશી માલને નામે આડકતરી રીતે બીજી વિદેશી ચીજોનો ઉપયોગ થાય છે, એ અટકવો જોઇએ. જેને out-and-out સ્વદેશી એટલે હડહડતું સ્વદેશી કહીએ છીએ એવોજ માલ મળવો જોઇએ. માત્ર એકજ દ્રષ્ટાંત પુરતો થશે. સ્વદેશી દુધ પાઉડર વેચાય છે પણ તેની ટીનની ડબીઓ જર્મન બનાવટની હોય છે. આવી રીતે ઘણી વીદેશી ચીજોનું આડકતરી રીતે વેચાણ થાય છે. સ્ટોર્સ વાળા એવો નિયમ કરે કે હડહડતી સ્વદેશી વસ્તુજ વેચવી તો માલ બનાવનારા પણ તે પ્રમાણે ચેતવણી લે. આ બીના અમે સ્વદેશી સ્ટોર્સના ડીરેકટરોના ધ્યાન પર ખાસ લાવીએ છીએ.

નં. મા. મે.

# સાભાર સ્વીકાર.

No. 3–16

Tables of Cubical Measurement of Patent Sales and Cases.

આંધેલી ગાંસડી અથવા પેટીના ઘન માપનાં કોઠાઓની ચોપડી.

પ્રસિદ્ધ કર્તા—મી. ઈશ્વરદાસ ઇ. મશરૂવાળા બી. એ;

પ્રકટ કરનાર—ધી ફ્રોર્ટ પ્રીન્ટીગ પ્રેસ, કોટ.

કિંમત રૂ. ૧૫.

રૂની બાંધેલી પાકી ગાંસડીઓ અથવા કાપડ સુતર વગેરેની ગાસડી અને પેટીઓ તેમજ લાકડાંના બિલ વગેરે કોઇ પણ વસ્તુ કે જેની લંબાઇ, પહોળાઇ અને ઉંડાઇ ઉપરથી તેનું Cubic ઘનમાપ તાબડતોબ જેને જોઇતું હોય તેને માટે આ પુસ્તક આશિર્વાદ સમાન લેખાશે. લંબાઇમાં રા ફ્રીટથી માંડીને ૩ ફીટ ૮ ઇંચ; પહોળાઇમાં ૧ ફુટ ૧૦ ઇંચ થી ૩ ફીટ ઇંચ અને ઉંડાઈમા ૧૧ ફુટથી ૧ ફુટ ઇંચના ચઢ ઊતર ઇંચના ફરકના એકંદરે ૭૦૦૦ કોઠા આ પુસ્તકમાં આપેલા છે. જે જોતાં તેના યોજકે મહેનત પુષ્કળ કરેલી લાગે છે. કારણકે રા ફ્રીટ લંબાઇ, પહોળાઇના કોઠામાં ૧૧ ફ્રીટ ઉંડાઇની વસ્તુનું ઘન માપ લેવા જઇએ તો તાબડતોબ દેખાશે કે તે ૭. ૬૮૮૩ ફીટ થયું, ગુણાકાર, ભાગાકારની મહેનતમાંથી બચી તાબડતોબ નજર સમક્ષ હિસાબ રજુ થાય અને તેને અંગે નિકાશ માટે શો નૂર નો ભાવ લાગશે તે એક વ્યાપારી આવા કોઠાથી તાબડતોબ કાઢી શકે છે. આ જોતાં રૂના, કાપડના, સુતરના તેમજ લાકડાંના વ્યાપારીઓ મીલ માલેકો અને મુકાદમોને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે એવી આશા રાખી શકાય.

No. 4–16.

હિંદુસ્થાનમાં દુકાળ પડે છે ત્યારે માણસો તથા જાનવરોનો બચાવ કેમ કરવો તે બાબતનું પુસ્તક.

લખનાર અને પ્રગટ કરનાર } –(ડૉ૦) હરખચંદ અમુલખ શાહ જી. બી. વી. સી અને સી

કિંમત રૂ. ૫

આ પુસ્તકનું વસ્તુ ઉત્તમ હેતુથી અને અચ્છી રીતે ગુંથાયલું છે, અને હિંદમાં ઉપરા આપરી પડતા દુષ્કાળ વેળાએ મનુષ્ય તેમજ જનાવરોનું સારી રીતે કેમ રક્ષણ કરવું તે બીનાથી આ પુસ્તક ભરપુર છે. જાનવરોને શા શા રોગો થાય છે અને તેને શી રીતે પારખી શકાય તેમજ તેના નિવારણાર્થે શા ઉપચારો છે તે સહેલી તેમજ સુંદર રીતે સમજાવવામા આવ્યું છે. ટુંકામાં એટલું, કહેવાનું કે જાનવરોના માલેકો, પાંજરાપોળો, સરકારી ખાંતા, ગૌશાળાઓ, જનાવર સંગ્રહ સંસ્થાનો ખેડુતો વગેરેને આ અતિ ઉપયોગી પુસ્તક છે તેમાં શક નથી રૅાયલ આઠપેજી સાઈઝનુ ૨૫૦ પાનાનું નાનું પુસ્તક હોવા છતાં અમને એમ લાગે છે કે તેની કિંમત જે રૂ ૫) રાખવામાં આવી છે તે ઘણી છે. આવી આકરી કિંમતને લીધે આવું ઉપયોગી પુસ્તક જોઇએ એટલુ ફેલાવો પામે એ શંકાસ્પદ છે. છતા સરકારી કેળવણી ખાતું અને રાજા રજવાડાએ અને ખસુસ કરીને Agriculture Department આપણુ ખેતીવાડી ખાતાંઓ તેના યોજક પાસેથી કિંમત ઓછી કરાવી આ પુસ્તકનો ખપત વગેરેમા બહોળો ફેલાવો કરાવશે એવી આશા રાખવામાં આવે છે. ગુજરાતી સાહિત્ય આવા વિષયોથી વાંઝણું છે તેવા સમયે મી. શાહે આ પુસ્તકનો જન્મ આપ્યો એ હર્ષ લાવનારું છે.

No 5-16

## રામાયણનો રસાત્મક સાર.

લેખક—હરગોવિંદ કાનજી ભટ્ટ.

કિંમત ૦-૪-૦

---

લગભગ પચાસ પાનાનાં નાનાં પુસ્તકમાં પદ્યમાં રામાયણનો સાર આપવાનો લેખકે પ્રયાસ કીધો છે. જેઓને કવિતાઓ વાંચવામાં અથવા ગાયનો ઉપર ભાવ અને રૂચિ હોય તેઓને આવાં પુસ્તક રૂપે રામાયણનો સાર જાણી જવો રસાત્મક થઇ પડે એ સંભવિત છે. તેમજ ભાવિક સ્ત્રી અને બાળકો માટે આ નાનું પુસ્તક એક નિર્દોષ પણ ઉપયોગી વાચન પુરૂં પાડે છે એમા શક નથી. છપાઇ અને પ્રુફ તપાસવા તરફ વધુ કાળજી લેવાઇ હતતો પુસ્તક વધુ દીપિ નિકળત

J. L. D. B.

---

No 6-16

## પ્રોફેસર ડાવરની વ્યાપારી કેળવણી આપનારી સંસ્થા.

---

પ્રોફેસર ડાવરનું નામ આપણને હવે અજાણ્યું નથી. મુંબઇ શેહેરમાં જ્યારે વ્યાપારી કેળવણી આપનારી સંસ્થાઓ ઘણી નહોતી ત્યારે સંગીન પાયા ઉપર એક વિદ્યાલય સ્થાપી પ્રોફેસર ડાવરે તેમાં અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કીધું છે. આ વિદ્યાલય વિષે સંપુર્ણ માહિતી આપનારી સચિત્ર એક દિશા નોંધ-Prospectus—પ્રકટ કરવામાં આવી છે, જેની છપાઇ અને અંદરનો વિષય જે સરળતાથી દર્શાવવામાં આવ્યા છે તે પ્રશંસાને પાત્ર છે. પ્રિન્સીપાલ ડાવર, અને વાઇસ-પ્રિન્સીપાલ મી. બાટલીબોઇ વગેરેની આકૃતિથી સચિત્ર કરવામાં આવેલી આ નોંધમા વિદ્યાલયમાથી માન સાથે પરીક્ષા પસાર કરનારાઓને નોંધવામાં આવ્યા છે. જે ઉપરાંત ઇ. સ. ૧૯૦૧-૨ થી માંડીને છેક ૧૯૧૩-૧૪ સુધીના વિદ્યાર્થીઓની છબીઓ આપવામાં આવી છે આ વિદ્યાલય દરેક પ્રકારનું વ્યાપારી જ્ઞાન આપે છે, અને તેમાં હિસાબીને લગતું ઉચ્ચા પ્રકારનું જ્ઞાન; વ્યાપારને લગતો પત્ર વ્યવહાર; વ્યાપારને લગતી જોઇતી વિગતો; (બેન્કીંગ) સરાફી કામકાજ અને ચલણ; વ્યાપારી કાયદા; વ્યાપારી ભુગોળ અને ઐતિહાસિક વિષય; અર્થશાસ્ત્રના સિદ્ધાંતો; કમ્પનિને લગતું કામકાજ અને કાયદા; ભાગીદારીને લગતા કાયદાઓ; હિસાબની તપાસણી, ખજાનચીનાં કામકાજો, ફડચો કરનાર ( Liquidator ) સુપ્રતદાર ( Trustee ) વગેરેના હકો અને ફરજો, નાદારીને લગતા કાયદાઓ; વગેરે દરેક જાતના વ્યાપારી વિષયોનું શિક્ષણ આપવામા આવે છે. આવી રીતની દરેક રીતે સંપૂર્ણ અને મોટામાં મોટી વિદ્યાલય જોવા જઇએ તો મુંબઇ શેહેરમાં પ્રોફેસર ડાવરની (કૉલેજ) વિદ્યાલય મૂખ્ય છે એમ કહીશું તો તે અતિશયોક્તિ કીધેલી જણાશે નહિ.

આ વિદ્યાલય તરફથી ઘણા વિદ્યાર્થીઓને દર વર્ષે ઇગ્લન્ડ ખાતે પરીક્ષા આપવા મોકલવામાં આવે છે. અને પસાર થઇ આવનારાઓમાથી આપણે ઘણાને ઉંચા સ્થાન ઉપર બીરાજેલા નિહાળીએ છીએ. જે બેશક આ

સંસ્થાઓના યોજકોને મગરૂબ બનાવવા લાયક ગણાશે. આ ખાતાંને હિંદુસ્થાનના મુખ્ય રજવાડાઓ અને ખાસ કરીને મહિસુર, ગ્વાલીઅર, વડોદરા, ભોપાલ, પતિઆલા અને ઝીન્દ વગેરેની તરફથી લાગણી સહિત સહાનુભુતિ મળી છે.

---

## No. 7-16.

## પંઢરપુર બાલહત્યા પ્રતિબંધક ગૃહ.

---

કબિરા સોઈ પીરહૈ, જો જાને પર પીર;
જો પર પીર ન જાનઇ, સો કાફિર બે પીર

મુંબઇની આર્યના સમાજના તાબા નિચે પંઢરપુર ખાતે અનાથોને ઉછેરવાનું જે ખાતું ચાલે છે તેના ઇ. સ. ૧૯૧૨ થી ૧૯૧૫ સુધીના સામટા વાર્ષિક અહવાલો અમને મળ્યા છે. ઇ. સ. ૧૯૧૨ ના અહેવાલના મૂખ પૃષ્ટ પર, ઉપર દર્શાવેલી લીટીઓ આપવામાં આવી છે, અને તે સાથે આ સંસ્થાને લગતો જે પૂર્વ વૃત્તાંત આપવામાં આવ્યો છે તે ઉપરથી જણાય છે કે પંઢરપૂરનાં આદ્ય મુનસફ અને અમદાવાદના સુપ્રસિદ્ધ નાગર ગૃહસ્થ સ્વ. રા. બા. લાલશંકર ઉમીઆશંકર ઇ. સ. ૧૮૭૫ ના ઉનાળામાં ચંદ્રભાગા નદીને કાંઠે ચાલતા હતા, ત્યારે તેમની ઠેસે એક તુરતનું જન્મેલું-કે જેની નાળ પણ સરખી કાપવામાં આવી નહોતી તે-લાગ્યું, જેને પાળવાનું તેઓએ માથે લીધું. આ રીતિએ કેટલાંક બાળકો ત્યજાતાં હશે તેનો વિચાર કર્યો કેડે સ્વર્ગસ્થે આવાં ત્યજવામાં આવતાં બાળકોને ઉછેરવા માટે એક સંસ્થા સ્થાપવાનું ઉચિત ધાર્યું અને સ્વર્ગસ્થ ચતુર્ભુજ મોરારજીની સાહ્યતાએ આ સસ્થા ચાલુ કરી, જે અત્યાર સુધી જે ઉત્તમ કાર્ય બજાવતું રહ્યું છે, તે લખાણ દ્વારા દર્શાવી શકાય એમ નથી. આવાં ખાતાં અવશ્ય દરેક પ્રકારની સાહ્યતા મેળવવા લાયક છે, અને તેને જેટલી મદદ આર્યજનો તરફથી મળશે એટલી બેશક ઓછીજ ગણાશે. કારણકે તેથી બે પ્રકારના ફાયદા થાય છે એક તો બીન મોતે મરી જતાં બાળકો બચે છે, અને બીજું જડી આવતાં બાળકોને જે પરકોમના લોકો ઉછેરી વટલાવે છે તે પણ થતું અટકે છે. અંતમાં કહીશું કે:—

અન્નદાન સમ દાન નહીં, વિદ્યાદાન અધીક,
પ્રાણદાન સૌથી અધિક, શાસ્ત્ર સાક્ષિ દે સર્વ.

J. L. D. B.

જામનગરના પ્રખ્યાત વૈદ્યશાસ્ત્રીની આંતક નિગ્રહ ઔષધાલય તરફથી તે સંસ્થાનાં પ્રમાણ પત્રકોના પુસ્તકોના બે ભાગની પહોંચ અમે આભાર સાથે સ્વીકારીએ છીએ. અંદરનાં પ્રમાણ પત્રકો ઉપરથી આ સંસ્થા બહુ ઉપયોગી કામ કરે છે એમ દેખાય છે.

---

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થ શાસ્ત્રના સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર; મી. જેકીસન લ. બારભાયા. )

( ફેબ્રુઆરીના પાના ૩૨૯ થી ચાલુ )

### પ્રકરણ ૭ મું.

### ચીજોની કિંમત.

ઉત્પન્ન થવા સારૂ પુંજીને વ્યવહારમાં કામે લગાડવાની કેટલીએક યુકિતઓ છે. તે વિષે વિચાર કરવા પહેલાં ચીજોની કિંમત અથવા માલનું મૂલ્ય એટલે શું એ સમજવાની આવશ્યકતા છે. એક જિનસના સંબંધ વડે જિનસનો જે ભાવ તેને જ મૂલ કહી શકાય. તેનો પ્રકાર સાંબંધિક મુલ, સાટાં મુલ, વગેરેમાં વહેંચાઇ જાય છે. એક માલને બદલે બીજો માલ આપવો તેને સાટાંમૂલ કહી શકાય. કિંમત એ સાટાં-મૂલના જેવો વ્યાપક શબ્દ નથી. દર એક પદાર્થ માટે જે નાણું મળે તે તેની કિંમત જ થાય; પણ સાટાં મૂલ એટલે કે તે જિનસને બદલે ફકત પૈસો મળે એટલુંજ નહિ પણ જિનસનો કંઇક એક સાધારણ અંશ એકાદા પદાર્થને બદલે મળનો હોય તો તે પદાર્થનું સાટાં મૂલ, તેમજ જ્યારે તે દ્રવ્ય વડે મળે છે ત્યારે તે મૂલ કિંમત કહેવાય.

ચીજોને મૂલ્યના સંબંધમાં નિચે મુજબ ત્રણ વિભાગોમાં વહેંચી નાંખી શકાય છે.

૧. જે ચીજનું મ્હોં માંગ્યુ મૂલ્ય ઉપજી શકે, અને જેની છત વધારી શકાતી નથી તે. ઉદાહરણ રૂપે મૃત્યુ પામેલા ઉત્તમ ચિતારાની છબી સ્વર્ગસ્થ સાક્ષરની લોકપ્રિય હસ્ત-લિખિત નકલો.

૨. જે ચીજનું ઉત્પાદન ખર્ચ તેમની પેદાશ વધારવામાં આવે તેમ વધતુંજ જાય. દાખલા તરીકે ખેતીની અથવા ખનિજની પેદાયશ.

૩. ઉત્પાદન ખર્ચ વધાર્યા વિના જેની પેદાયશ વધારી શકાય તેવી ચીજો. જેવાકે સિદ્ધ પદાર્થો.

ઉત્પાદન ખર્ચ એટલે શું ? જાણીતો અર્થ-શાસ્ત્રી મીલ કહે છે કે ઉત્પાદન ખર્ચમાં ફકત મુશારા અને નફાનોજ સમાવેશ થઇ શકે. પરંતુ પ્રોફેસર કેયનર્સ તેને માટે જુદી વ્યાખ્યા દોરે છે. એ ઉત્પાદન ખર્ચના નિચલા ત્રણ અંશ આલેખે છે:—

## ઉત્પાદન ખર્ચ.

મહેનત. જોખમ.

### અનુપભોગ

ખરી રીતે મેહનત કામ કરનાગઓને જ કરવી પડે છે અનુપભોગ ( = ઉપભોગમાં દ્રવ્ય ન ખર્ચાય તે.) મુડીવાળાઓજ ખમે છે અને જોખમ તો કર્મકાર અને મુડીવાળાઓ એ બન્નેને શીર પોતપોતાના પ્રમાણમાંજ રહે છે. કર્મકારને તેની મહેનત અથવા જોખમના બદલામાં જે મળે છે તે મુસારો કહેવાય છે અને મુડીદારને અનુપભોગ અને જોખમના બદલામાં જે મળે છે તે નફો. આ ત્રણ અંશો નિયમીત કરતાં તેનો સઘળો આધાર ખપ અને છત ઉપર અવલંબીને રહેલો જણાય છે. ખપ અને છત વિષે બોલનારાઓ ઘણી વેળાએ પોતે શું બોલે છે તે સમજી શકતા નથી. ચીજોની કિંમત હમેશાં એવીજ રહે છે કે તેનો ખપ અને છત એક સરખાં બનીને રહે છે. કોઇ પણ વસ્તુની કિંમતમાં ઘટાડો થાય તો તેનો ખપ વધે છે અને કિંમતમાં વધારો થાય તો ખપ ઘટે છે. એક બેંકે મોતી ઉપર નાણાં ધીર્યાં હોય અને તે નાણાં મોતીનાં બઝાર ભાવના બદલ લેખીને તેમાંથી ચાલીસ ટકા ફેર રાખી આપ્યાં હોય, એટલેકે અમુક જથ્થામાં રહેલાં મોતીની આજે જો બઝારમાં કિંમત એક લાખ રૂપીઆ થતી હોય તો તેના ઉપર સાઠ હજાર રૂપીઆ આપવામાં આવ્યા હોય. હવે બેંક પાસે મોતી મુકી તેના બદલમાં નાણાં લેનાર વ્યાપારી મરી જાય અથવા દિવાળું કહાડે, અને બેંકને તે મોતી બઝારમાં લીલાઉથી વેચાણ કરીને વેચવાં પડે ત્યારે મોતી ખરીદનાર છ વ્યાપારીઓ હોય જેઓ પોતાની શકિત પ્રમાણે મોતી ખરીદવા માંગે બધાની સ્થિતિ એવી છે કે બધાય મોતી ૨૦ હજારના ભાવે ખરીદી શકે. લીલામ કરતાં ભાવ વીસ હજાર ઉપર બોલાય ત્યારે જેની શકિત ૨૦ હજાર કરતાં વધુ આપવાની ન હોય તે ખસી જાય અને તે રીતે ઊંચો ભાવ જે આપે તે લઇ જાય. આ જોતાં ઉંચા ભાવે જયારે ખરીદનાર એક છે ત્યારે નિચા ભાવે ખરીદનાર એક કરતાં વિશેષ હોય છે એમ સહજ રીતે જાણી શકાય છે.

ઉત્પાદન ખર્ચથી નકકી થયેલી વાસ્તવિક કિંમતમાં ઉપર કહેવા મુજબ જે ફેરફાર થાય છે તેને જાણીતો અર્થશાસ્ત્રી મિલ દરિયાનાં મોજાં ઊંચાં ચઢે અને નિચાં ઉતરે તે સાથે સરખાવે છે. સ્વ. કવિ નર્મદાશંકર પણ બઝારની તેજી મંદીને ભરતી અને ઓટની ઉપમા આપે છે. આનો અર્થ એમ થાય છે કે જેમ વારાફરતી મોજાં ઊંચા નિચાં થાય છે, પણ દરિઆની સપાટીનું એક પણ બિંદુ બીજાં બિંદુ કરતાં કાયમ માટે ઊંચું કિંવા નિચું રહેતું નથી, અને જેમ આખા દરિઆની સપાટી એક સરખી રહે છે, તેમજ કોઇ પણ ચીજના બઝાર ભાવમાં વખતો વખત ભલે વધઘટ થાય, પરંતુ તેવોજ વધારો કિંવા ઘટાડો કાયમ માટે ટકી શકતો નથી. પરંતુ ઉત્પાદન ખર્ચથી નકકી થયેલી વાસ્તવિક કિંમતનું કરી રહેવા પ્રતિ વલણ જણાય છે.

### ઉંચા પ્રકારની વસ્તુઓ પોતાની કિંમત શી રીતે નિર્માણ કરે છે?

કેટલીક વસ્તુઓ એવી છે કે તેની ગમે તેવી ભારે કિંમત આવતી હોય છતાં તેની છત વધારે કરી શકાતી નથી, અને તેને લીધેજ તેની કિંમત અવશ્ય વધુ રહેવા પામે છે. મરી ગયેલા ચિતારાનાં ચિત્રો, મરી ગયેલા લેખકનાં અપ્રસિદ્ધ કાવ્યો, નાશ થઇ ગયેલાં રાજ્યો અને દેશોના અસલી સિકકાઓ, જમણા મુખવાળા શંખો, જુની ખાણના પાણીદાર પાનાઓ, કોહિનુર જેવા હિરાઓ વગેરે. કારણ કે આ વસ્તુઓમાં પ્રથમ જણાવેલી વસ્તુ તેને પેદા કરનારની હૈયાતિ ઉપર આધાર રાખે છે, ત્યારે બીજી ચીજોનું આસ્તવ કુદરતને આધીન હોય છે, અને તેથી તે વસ્તુઓનો વધારો કરવો એ મનુષ્ય કૃતિથી દુર છે. આવી વીરલ વસ્તુઓ પોતાનું મુલ્ય પોતાની મેળેજ જમાનાને અંગે

આંકે છે. આ સિવાયની બીજી વસ્તુઓ કે જે વિનિમય ( અદલા બદલીના ) મુલ્યની હોય છે તેમાં બે ખાસ નિશ્ચલા ગુણો રહેલા હોય છે:—

વિનિમય મૂલ્ય વસ્તુ

ઉપયોગિતા. — શ્રમલભ્યતા.

૧. ઉપયોગિતા શબ્દમાં એવા ગુણો રહેલા છે કે જે કંઈ આપણી ખોટ પુરી પાડે અથવા કંઇ કોડ પુર્ણ કરે. શરીર ઢાંકવા કાજે આપણે કપડાં પહેરીએ છીએ, માટે કપડાં એ ઉપયોગિ વસ્તુ છે કારણ કે શરીર ઢાંકવા પ્રાત જે ખોટ હતી તે તેથી પુર્ણ થઈ અને આપણા તે પ્રતિ કોડ પુરા કીધા.

૨. **શ્રમ લભ્યતા.** જે વસ્તુમાં વિનિમય મુલ્યનો ગુણ રહેલો છે તે તેની જેમ ઉપયોગિતાને લઈને છે તેમજ તે સાથે તેની સાથે શ્રમલભ્યતાનો પણ કુદરતી રીતે તેમાં જોડાયલો રહેલો હોય છે. કારણ કે કોઇ પણ વસ્તુ કે જેમાં પેદા કરવા માટે શ્રમ લેવો પડતો નથી તે વસ્તુની કશીએ કિંમત હોતી નથી. વસ્તુને ઉપયોગિ કરવા શ્રમ લેવોજ પડે છે અને શ્રમ લીધા વિના તે પેદા થતુંજ નથી. કપડું બનાવવાને શ્રમ લેવાય તો તે બને, અને તે કપડું ઉપયોગમાં લેવાય તો તેની અદલા બદલીની ચીજ-વ્યાપાર-તરીકે કિંમત લેવાય અથવા તે ગણત્રીમાં આવી શકે.

એ વાત તો જાણીતીજ છે કે આપણને જે ચીજની જરૂર હોય છે તે ઉપરથી તેની ઉપયોગિતા આપણને જણાય છે. અને તેવી રીતે દુનિયાના ભિન્ન ભિન્ન મનુષ્યોની જરૂરીઆતને અંગે દરેક વસ્તુ જે પેદા કરવામાં આવે છે તેની ઉપયોગિતા તે ઉપરથીજ સાબેત થાય છે અને તેની સાબેતીને લીધેજ કારીગરો તે વસ્તુ તૈયાર કરવા માટે શ્રમ લેય છે.

છતાં આપણે ઉપર જે ત્રણ ઉદાહરણો—મૃત્યુ પામેલા ચિત્રકારનાં ચિત્રો; સ્વર્ગસ્થ કવિનાં અપ્રસિદ્ધ કાવ્યો અને જેનો નાશ થઇ ગયો છે એવાં રાજ્યોના સિક્કાઓના—આપી ગયા તેમાં ઉપયોગિતાનો અંશ વધુ પ્રમાણમાં અસ્તિત્વ ભોગવે છે. આ વસ્તુઓ એવી છે કે તેની બીલકુલ છત છેજ નહિ અને તેની કિંમત ખરીદનારની મરજી અને વેચનારની ગરજ ઉપરજ રહે છે, છતાં ખરીદનારની મરજી એજ ઉપયોગીતા જાહેર કરે છે અને વેચનારની ગરજ શ્રમ લભ્યતાનો ગુણ દાખવે છે.

**ખેતીની પેદાયશની કિંમત.** જે ચીજો એવી છે કે તેની છત વધારવાથી વધે છે તે ચીજોમાં નિશ્ચલી વસ્તુઓ મુખ્યત્વે આવી હોય છે:—

| | | |
|---|---|---|
| ૧ ખેતીની પેદાયશ | આનો આધાર જમણી બાજુએ દર્શાવેલા બે કારણોને આગેજ હોય છે | ૧ વધારે મહેનત |
| ૨ ખાનજ પદાર્થો. | | ૨ ,, મુડી. |

પરંતુ આવી ચીજોની છત જેમ વધારવામાં આવે તેમ તે વધુ મોંઘી પડતી જાયછે. એમ ધારીએ કે એક ફળદ્રુપ પ્રદેશમાં પચાસ માણસો મળી એક નવું ગામડું વસાવે છે, હવે તેઓ પોતાના નવા ગામની નજદીકની ફળદ્રુપ જમીન ઉપયોગમાં લેય છે અને વળી આપણે એમ ધારીએ કે તેઓને જેટલું જોઇએ એટલું ધાન્ય તે જગ્યામાંથી મળી આવે છે. હવે થોડાં વર્ષ આ પ્રમાણે જવા દિધા બાદ તેનું શું પરિણામ આવશે? આપણે એમ ધારીએ કે તે પચાસ માણસોનો કુટુંબકબીલો વધ્યો અને ઘર દીઠ બે ફરજંદોની સરેરાસ લઇએ તો દોઢસો માણસ ત્યાં થયાં, અને તે પ્રમાણે તેઓને આગળ કરતાં ત્રણ ગણું અનાજ જોઇએ એમાં શક નથી. હવે આ વધારે ધાન્ય લાવવું ક્યાંથી? સાધારણ બુદ્ધીઓ કોઇ એમ કહેશે કે જરા દુર પડેલી બીજી વધુ જમીન ખેડવાથી વધુ અનાજ પાકશે. આ વાત ખરી પણ

પાસેની જમીનમાંથી અનાજ લઇ આવવાના જે વધુ ખર્ચ લાગે એ ખુલ્લું છે અને તેથી તે નવી ઉપજનું ધાન્ય જુની ઉપજ જેટલું સોંઘું હોઇ શકે નહિ.

**વસ્તી વધે તેમ ખોરાકની કિંમત વધવાનું વલણ થવા લાગે છે.** વસ્તીનો વધારો થવાથી ત્યાં અનાજ વધુ પ્રમાણમાં જોઇએ, અને તેથી તે અનાજ ઘણું દુરથી વધુ જથ્થામાં લાવવાથી તે મોંઘું થાય એ સંભવિત છે, અને તેને લીધે એમજ કહી શકાય કે વસ્તી વધવાને લીધે ખેતીવાડીની પેદાશની કિંમત વધે એવું પ્રત્યક્ષ વલણ હોય છે. હમેશાં છત અને ખપ સરખાંજ હોવાં જોઇએ. વસ્તીના વધારા સાથે ખપ વધે તો વધુ ખર્ચ કરવા સિવાય વસ્તુની છત વધારી શકાય નહિં. છતાં વસ્તુના વધારા સાથે ખેતીની પેદાયશ ઉપરનું મૂલ્ય વધતું કંઇક અંશે નિચલાં બે કારણોએ અટકાવી શકાય છેઃ—

૧ અન્ય દેશથી ખેતીવાડીની વધુ પ્રમાણમાં થયેલી પેદાયશ લાવવાથી.

૨ ખેતી કરવામાં સારાં યંત્રો અને સુધરેલાં ઓજારો કામે લગાડવાથી.

૩ ખાતરો તેમજ રસાયણ શાસ્ત્રની (સાયન્સ) ની શોધો દ્વારા ઉપજતાં અનાજનો વધારો થાય એવાં સાધનો લેવાથી.

ખનિજ પેદાયશ ખેતીવાડીની પેદાયશના નિયમોજ આ જાતની પેદાયશને લાગુ પડે છે. ૧૮૭૧-૭૨ માં વિલાયત મધ્યે લોખંડનો વ્યાપાર પુષ્કળ તેજી ઉપર હોવાથી ત્યાં કોલસાનો ઉપયોગ ઘણા મોટા જથ્થામાં થવા લાગ્યો. આ ખપને પુગી વળવા કાજે જુની ખાણો કરતાં ઓછી ઉત્પાદક કોલસાની નવીન ખાણોનો વધારો કરવો પડયો અને તેથી કોલસાની કિંમત વધી ગઇ ખાણોનો વધારો થયો છતાં ભાવ વધ્યો તેનું કારણ વધુ પ્રમાણમાં જાગેલી માંગણી હતી.

**સિદ્ધ પદાર્થોની કિંમત નિયમીત કરનારા નિયમો.** સિદ્ધ પદાર્થો બનાવવા માટે જે કાચી વસ્તુની જરૂર હોય છે તે સઘળી જમીનમાં પાકે છે કાપડ બનાવવા રૂ એ પ્રથમ આવશ્યક ચીજ છે જે જમીનમાંથી પાકે છે. તે રૂની કિંમત આખો કપડાનો તાકો બનાવવા આપે તેના પ્રમાણમાં ઘણી નજીવી હોય છે, કારણકે રૂ મળ્યા પછી તેના ઉપર અનેક પ્રકારની ક્રિયા કરવામાં આવે છે અને તે માટે અનેક પ્રકારના મુસારા પગાર કરવા પડે છે. ઉપરાંત તે ધંધામાં નાંખેલી મુડી પણ પાછી તેમાંથીજ ઉપજવી જોઇએ. મુસારામાં જે રકમ આપવી પડે તે ઉપરથી મજુરી મોંઘી કે સસ્તી એમ કહેવાય નહિ. કારણ કે કામે લગાડેલી મહેનતથી થયેલી પેદાયશ ઉપરજ તેનો મુખ્ય આધાર રહે છે. મુડી ભંડોળનો ખરો અર્થ અગાઉ સમજાવવામાં આવ્યો છે અને તે ઉપરથી જાણી ચુકયા છીએ કે જમીન, મહેનત અને ભંડોળ એકઠાં થઇ જે દ્રવ્ય ઉત્પન્ન કરે છે અને તેનો જે ભાગ મુડીને મળે છે તેજ મુડી ઉપરનો નફો કહેવાય, આ નફો જુદા જુદા કામે અને જુદા જુદા જનસમુહમાં ભિન્નતા ભોગવે છે. વિલાયતમાં સાધારણ સમયમાં સો રૂપીઆ ઉપર ત્રણ ટકાનું વ્યાજ મળે તો ઘણું સારૂં કહેવાય. મુંબઇમાં સાડા સાત ટકાનું વ્યાજ વ્યાપારી વ્યાજ કરતાં વધુ પડતું લેખાય ત્યારે બર્મામાં નવ ટકાનું વ્યાજ એ ઓછું લેખાય.

**નફો અને કિંમત ઉભય વચ્ચે સંબંધ.** ભંડોળ રોકનાર અને મહેનત કરનાર એ બેઉના સંબંધથી એક વસ્તુ પેદા થાય ત્યારે આ બેઉની મહેનતનું પ્રમાણ તેની કિંમતમાં આવી જવા પામે. એટલે કે કિંમત એવી હોવી જોઇએ કે તેમાંથી બેઉ પક્ષને પોતાના પ્રમાણમાં નફો મળે. વળી ધ્યાનમાં રાખવાનું છે કેઃ—

૧. જયારે મહેનત અને મુડીની ઉત્પાદનશકિત વધે છે ત્યારે મુસારો અને નફો તેના પ્રમાણમાં વધવા પામે છે અને તેનું ઉત્પાદન ખર્ચ તેના પ્રમાણમાં ઘટે છે. (જુઓ ઉપોદ્ઘાત).

૨. જ્યારે આવી રીતિએ ઉત્પાદકશક્તિ વધે છે ત્યારે મુસારો નફો વધે અને કિંમત ઘટે છે.

૩. જ્યારે એક બાજુથી ભંડોળ રોકનાર અને બીજી તરફથી કામ કરનારાઓ વચ્ચે સ્પર્ધા ચાલે છે ત્યારે ભંડોળ અને મહેનતની ઉપજશક્તિનો વધારો અને તેનો ફાયદો આખરે ગ્રાહક લઈ જાય છે. કારણ કે ઉત્પાદક શક્તિ વધવાથી કિંમત ઘટે છે જ્યારે મહેનતને મળતા મુસારામાં અને મુડીને મળતા નફામાં કાયમ વધારો થવા પામતો નથી.

કિંમતો ઉપર છત અને ખપની અસર નિચે મુજબ હોય છેઃ—

૧. પ્રથમ વર્ગની વસ્તુઓ કે જેની છત વધારી શકાતી નથી તેના સબંધમાં છત્ર અને ખપ બરોબર કરવા માટે કિંમત ઘણી વધારે રાખવી પડે છે એટલે તેનો ખપ ઓછો થાય છે.




૨. બીજા વર્ગની ચીજો જેની છત-ઉપજનો ખર્ચ વધાર્યા વગર વધી શકતો નથી અને જેના સંબંધમાં ખપ પણ ઓછો થઈ શકતો નથી.




૩ ત્રીજા વર્ગની ચીજો કે જેની છત ઉત્પાદન ખર્ચ વધાર્યા વિના ગમે એટલી વધારી શકાય અને જેનો ખપ છત કરતાં વધુ હોય, ત્યારે માત્ર કિંમત વધે અને તેથી ખપ ઓછો થાય તેના ભોગે ખપ છત એક સરખાં કરવાં પડે




વિનિમય અથવા અદલાબદલીના સિદ્ધાંતો દ્વારા દ્રવ્ય કિંવાં સંપત્તિના નિચે મૂજબ વિભાગો થવા પામે છેઃ—

ધી ઓરમ્બે ટાઈલ માર્ટ ૨૧ એંઠ ઓટ ફોર્ટ મુંબઇ.


સંપત્તિ.
ઉપજ
અદલાબદલી
વિભાગ
મહેનત
ભંડોળ
કિમત
ભાવ
નાણા
ચીજો
નૈસર્ગિક કારણો
ધાતુ
કાગળની નોટો
સોનુ
રૂપુ
ત્રાંબુ
નિકલ
બેંકના ચેક
મુદતિ હુંડીઓ
જેની છત વધારી શકાય
છત વધવાથી જેના ઉપર ખર્ચ વધે
છત વધવાથી જેના ઉપર ખર્ચ વધતો નથી
ઉપયોગિતા
શ્રમવ્યયતા
સરકારી જોખમદારી
મુદતીપાવતીઓ
ભાડુ
નફો
બીજી જોખમદારી
સંસ્થાઓના શેરો
ડીબેન્ચરો
(આના વિભાગો હવે પછીના ભાગમા આપવામા આવશે)

## પ્રકરણ ૮ મું.

### વિભાગ

### જમીન ભાડું.

દ્રવ્યના વિભાગમાં ત્રણ ચીજોનો સમાવેશ થાય છે. જમીનભાડું, મુસારો અને નફો. ઉપજના વિષયોમાં આપણે વાંચી ગયા કે ઉપજ કરવા બદલ ત્રણ સાધનોની આવશ્યકતા રહે છે અને તે જમીન, મહેનત અને મુડી છે. ત્યારે એતો ખુલ્લું દેખાશે કે આ સાધનોથી ઉત્પન્ન થયેલું દ્રવ્ય ઉપજના આ ત્રણે સાધનો પેદા કરનાર જે માલેકો હોય તેમાં પુનઃ કામે લાગવું જોઇએ. આ માલીકો તે જમીનદારો કર્મકારો અને મુડીદારો છે. હવે જમીનના માલેકને જે મલે તે જમીનનું ભાડું કહેવામાં આવે છે, કર્મકારને જે મલે છે તે તેની મહેનત, મુસારો અથવા મજુરી કહેવાય છે. અને મુડીદારોને જે મળે તે નફાને નામે ઓળખાય છે. આ ત્રણ વિભાગોને પરિપુર્ણ સમજવાની જરુર છે.

પુંજી થકી ઘણું કરીને થનારા નફા કરતાં ખેતી કરનારા વધુ નફો મેળવવા પામે છે પોતાની ઉપજ ગાંઠેથી ધારો ભરી બાકી રહેલી ઉપજ થકી સર્વ સાધારણ જે નફાનો દર, તે કરતાં જો ઓછો નફો થવા લાગ્યો તો ખેતીના કામમાં શા માટે કોઇ પોતાની પુંજી નાંખે? વળી ખેતીમાં અદ્યપિ નફો ન થયો તોપણ અન્ય ધંધા કરતાં ખેતી ઉત્તમ છે કારણ કે તેથી બે જાતના લાભ થાય છે. એક તો ઘણા દિવસ સુધી સુરક્ષીતપણે પોતાનીજ પાસે રહે એવી સ્થાવર મિલકત એટલે જમીન પોતાને હસ્તક રહે છે અને બીજું તેના ઉપર પોતાની મરજી મૂજબ ગમે ત્યારે ગમે તેવો ફેરફાર કરી શકે છે, એટલે કે તે જગ્યા ખેતર તરીકે કામ ન લાગતું હોય તો ત્યાં મકાન બાંધી રહેવાની જગ્યા કરી શકાય છે.

ઉપર કહેલા ત્રણે ભાગો ભાડું, મુસારો અને નફો જુદા જુદા દેશમાં કામના પ્રમાણમાં ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. આપણા દેશમાં ઘણી ખરી જમીનના માલેક નામદાર સરકાર છે. વિલાયતમાં બંગાળના જેમ જમીનદારી હોય છે અને જમીનદારો પાસેથી મુડીદારો જમીન ઇજારે રાખે છે, અને ત્યારબાદ તેઓ કર્મકારો પાસે તે ખેડાવે છે. સ્વીટઝર્લેન્ડ, નૉર્વે વગેરે દેશોમાં જમીન મહેનત અને પૈસા રોકનાર એ ત્રણે વસ્તુનો માલેક એકજ જણ હોય છે.

આપણા દેશમાં ઘણું ખરૂં મહેનત અને પૈસાનો માલેક હોય છે અને જમીનના માલેક સરકાર હોય છે. તે સ્થળે આ ત્રણે વસ્તુનો માલેક એક હોય છે ત્યાં તેઓની સ્થિતિ સર્વોત્તમ લેખાય છે. વિલાયતમાં જમીનદાર મુડીદાર અને ખેડનાર આ ત્રણે જુદા હોય છે અને તેથી તેઓમાં હમેશાં સ્પર્ધા ચાલે છે અને તેથીજ ત્યાંની ખેતી ઉત્તમ લેખાતી નથી. આ બે દાખલાઓમાં આપણો દેશ મધ્યમ સ્થિતિમાં આવે છે.

જમીન ભાડું. સંપત્તિનોને હિસ્સો જમીનનો માલિક મેળવે છે તેને જમીન ભાડું એટલે પોતાની જમીન વાપરવા દેવાની તે સ્વરુપે તેને કિંમત મલે છે. કેટલાક દેશમાં જમીનભાડું અમુકજાતના રિવાજથી નક્કી થાય છે અને કેટલેક ઠેકાણે તેમાં હરિફાઇથી નક્કી કરવામાં આવે છે. આપણા દેશમાં જે ભાગવટીનો રવૈયો છે તે રિવાજને અંગે નક્કી થયેલ ભાડું છે, એટલે કે રાજા ખેડુત પાસેથી પેદાયશનો અમુકજ હિસ્સો લેય એવો ધારો વિદ્યમાન છે. અગાઉના વખતમાં ખેડુતનો જમીન ઉપરનો કાયમ હક નહોતો, અને જ્યારે જમીનની કિંમત વધતી ત્યારે વધુ પૈસા આપનારને જમીન ફેરવી આપવામાં આવતી હતી આથી ખેડુતોને દુ:ખ પડતું અને તેઓ તન મનથી ખેતી કરતા નહોતા. આ તેઓનું દુઃખ ટાળવા અર્થે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ૧૮૮૫માં "ટેન્સી એક્ટ" નામનો કાયદો પસાર કરી ખેડુતોને જમીન ઉપરના

કાયમના હક કરી આપ્યા. આથી જેમ ફાયદો છે તેમ નુકશાન છે. સારા વખતમાં જ્યારે અનાજ પાક્યું હોય ત્યારે રાજ્યને પૈસા ભરવા એ ખેડુતને જેટલું સુગમ થઇ પડે તેટલું ખરાબ વખતમાં જ્યારે દુકાળ પડ્યો હોય ત્યારે સહેલું થઇ પડતું નથી. કારણકે સારા અથવા ખરાબ કોઇ પણ સમયમાં ખેડુત એક સરખું સરકારને ભરવાને બંધાયલો છે. વિલાયતમાં જમીનનું ભાડું હજુ સ્પર્ધાથી નક્કી કરવામાં આવે છે અને ત્યાં તેનો અમલ ચાલ્યો જાય છે. આ સ્પર્ધાની રીતિએ ભાડું શી રીતિએ નક્કી કરવામાં આવે છે તે જાણવું અગત્યનું થઇ પડશે.

સ્પર્ધાથી નકકી થતું જમીન ભાડું. જમીનના માલેકો જેઓએ પોતે જમીન ઉત્પન્ન કીધી નથી છતાં તેઓ જમીનના માલેક કેમ કહેવાયા? એક જમીન કે જેના ઉપર એક જણનો હક સાબેત થયો અને તે બાદ તેમનો હસ્તક ફેરફાર થાય તે વ્યકિતનો તેના ઉપર માલેકીનો હક પ્રજાએ કાયદાઓ ઘડીને સ્વીકાર્યો. હવે દુનિયા ઉપર જેટલો જમીનનો વિસ્તાર હોય એટલોજ હોઇ શકે કે વધારવો એ મનુષ્યકૃતિનું કાર્ય નથી જમીન એ આવશ્યક અને અને દુનિયાનાં વ્યવહારમાં ઉપયોગી અને ખરેખરી વસ્તુ છે તેનું કામ સર્વને પડે છે. એક મગરૂબ માણસ ભલે એમ ધારતો હોય કે હું જમીન ઉપર પગ નહિં મુકું પરંતુ આ તેનું મિથ્યાભિમાન છે જો તે ઘોડા ઉપર ફરતો હશે તો તેને (ઘોડાને ચાલવાને -નહિં તો દોડવાને-) જમીન જોશે

---

## PROTECTION IN BRITISH COLONIES.

## ...ખ્ય બ્રિટિશ સંસ્થાનોની સ્વદેશી ઉદ્યોગો તરફ સહાનુભૂતિ.

(લેખકઃ-પુરૂષોત્તમ ઝીણારામ પાઠક.)



આ લેખમાં ૪ મુખ્ય બ્રિટિશ સંસ્થાનોની નીતિ વિષે લખવાની યોજના છે. (૧) કેનેડા (૨) ઓસ્ટ્રેલીઆ (૩) સાઉથ આફ્રિકન યુનીયન (૪) ન્યુઝીલાંડ.

### કેનેડા.

ઉદ્યોગ અને વાણિજ્યને મદદ કરવાના સરકાર પાસે ત્રણ રસ્તા છે.

(૧) સીધી રીતે આર્થિક મદદ અથવા ઉદ્યોગના જરૂરી અંગોમાં છૂટછાટ.

(૨) બાધિત (Protective) વ્યાપાર નીતિ.

(૩) માહિતી આપનારાં કુશળ ખાતાંઓની સ્થાપના

દુનિયાનો કોઇપણ દેશ પોતાના ઉદ્યોગો ખીલવવા માટે કેનેડાના કરતાં વધારે મદદ આપતો નથી. ત્યાંની સરકાર તે વિષયમાં બહુજ રસ લે છે. ત્યાંની પ્રજાકીય સંસ્થાઓ તેના તરફ સંપૂર્ણ સહાનુભૂત છે અને ત્યાંની પ્રજા પોતાની તકો અને શકયતાઓ સારી રીતે જાતે છે. માતૃદેશ ગ્રેટબ્રિટનને પણ જકાતની બાબતમાં એવી છૂટછાટ આપવા તેઓ તત્પર નથી કે જે છૂટછાટથી તેમની પોતાની ઔદ્યોગિક પ્રજા તરીકેની ખીલવટમાં અંતરાય આવે. ત્યાંના વહાણો ઉપર પહેલું કેનેડા (Canada first) એવો મુદ્રા લેખ પાડેલો હોય છે.

આ ઉપરથી સમજાશે કે સામાન્ય રીતે કેનેડા સર્વથા પોતાના ઉદ્યોગો ખીલવવા મચી રહ્યું છે. હવે આપણે આ ઉદ્યોગો કેવી રીતે મદદ મેળવે છે તેનો હેવાલ વિગતે તપાસીએ.

સંયુકત, પ્રાંતિક અને મ્યુનિસિપાલ ગવર્નમેન્ટો, કેનેડાનાં ઔદ્યોગિક સાહસો તરફ પિતાભાવ રાખે છે અને વ્યવહારૂ મદદ કરે છે. મ્યુનિસિપાલટી પાસે પૈસા, મુફત જગ્યા, પાણી યાંત્રિકશક્તિ, અથવા મ્યુનિસિપાલિટીના કરથી મોકળાપણું મેળવવા માટે, વ્યકત અને કંપનીઓ તરફથી ઘણી અરજીઓ આવે છે. ભુતકાળમાં આવી મદદો કોમને પ્રત્યક્ષ ફાયદો કરે એવાં ઘણાં સાહસોને અપાઇ છે.

મધ્યસ્થ સરકાર બાઉન્ટીઓ દ્વારા ઉદ્યોગો પોષે છે, બાધિત વ્યાપાર નીતિ દ્વારા રક્ષે છે અને સરકારી અધિકારીઓ દ્વારા ખીલવે છે.

કેનેડામાં જતા કાચા માલ ઉપર, જે દેશમાંથી તે માલ નિકાશ થતો હોય ત્યાંની સરકાર, નિકાશ જકાત નાખે તો તેટલા પુરતી બાઉન્ટી કેનેડીઅન સરકાર તે માલ ઉપર આપે છે. એટલે નિકાશ જકાતને લીધે માલનું મુલ્ય વધવાની અસર કેનેડીઅન ખરીદનારાઓ ઉપર થતી નથી. જો કોઇ માલ જે દેશમાં તે બન્યો હોય તે દેશમાં તેની જે કિમત હોય તેના કરતાં ઓછી કિમતે કેનેડામાં વેચવામાં આવે તો તેની ઉપર તેટલા પ્રમાણની જકાત નાખવામાં આવે છે. આથી કેનેડાના ઉત્પાદકો અને કારખાનાંવાળાઓની સાથે તે માલ હરીફાઇ કરી શકતો નથી. ઇલેકટ્રોલીટીક પદ્ધતિથી કાઢેલી કેનેડીઅન ધાતુમાંથી બનાવેલાં લોઢાં અને ગજવેલ ઉપર ત્યાંની સરકાર બાઉન્ટી આપે છે. આવી રીતે બાઉન્ટીથી ઉદ્યોગોને પોષવામાં આવે છે.

બાધિત વ્યાપાર નીતિ ધારણ કરીને ત્યાંની સરકાર ઉદ્યોગોનું રક્ષણ કરે છે. જોકે બ્રિટનને માટે કેનેડાએ પ્રેફરેન્શીઅલ ટેરીફનું ધોરણ સ્વીકારેલું છે પણ તે કંઇ કેનેડાના ઉદ્યોગોની સાથે નાશકારક હરિફાઇ કરવામાં બ્રીટન ફાવી જાય તેટલા માટે નહિ. કેનેડાની સરકાર જાણે છે કે અમારે ત્યાં એટલો બધો વેપાર છે કે અમે એને પહોંચી વળવા અસમર્થ છિયે. બીજા કોઇએ પણ એમાં ભાગ લેવો જોઇએ ત્યારે જો બ્રીટન તેનો લાભ લેતું હોય તો તેને મદદ કરવી એ સારૂં છે. આવા ઉદ્દેશથીજ બ્રિટનની સામે થોડીક ઓછી જકાત નાંખી છે. ૨૦ થી ૩૦ ટકા, પણ બીજા દેશોમાં માલ ઉપર ૨૫ થી ૩૫ ટકા જેટલી જકાત રાખવામાં આવી છે. જે માલની આયાતથી કેનેડાના ઉદ્યોગોને મદદ મળે તેવા માલ ઉપર મુદ્દલ જકાત રાખવામાં આવતી નથી. કેટલાક માલને થોડી છૂટ છાટ મૂકી દાખલ કરવામાં આવે છે. પણ આવી છૂટ છાટ જ્યાંસુધી એમ દેખાય કે એના આપવાથી કેનેડાના ઉદ્યોગોને મદદ મળે છે ત્યાં સુધીજ હોય છે.

ઉદ્યોગોની ખીલવણી થાય તેટલા માટે પૃથ્વીમાં સ્થળે સ્થળે કેનેડાના ટ્રેડ કમીશનરો અને કમરશીઅલ એજન્ટો છે. આંકડામાં ખબરો આપવાથીજ તેમનું કામ પૂરૂં થતું નથી. તેઓ કેનેડાનાં કારખાનવાળાઓ સાથે હંમેશાં સંબંધમાં રહે છે. અને તેમને માટે માલ મોકલવાના ઓર્ડરો પણ તેઓ લે છે. ઘણા વિસ્તારમાં તેઓ હોવાથી કેનેડાના માલને

ધી બોમ્બે ટાઈલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

ધાતુના દીવા બનાવવાનાં બીબાં માટે વિલાયતમાં તજવીજ ચલાવવામાં આવે છે. આને માટે ના. સરકારે રૂા. ૨૦૦૦ મંજુર કર્યા છે.

ઉદ્યોગ ખાતાએ દેશી ભાજીપાલાના રંગની બનાવટની બાબતમાં તરત પગલાં ભર્યાં હતાં, અને એને લગતી માહિતિ આપવા માટે એક યાદી બહાર પાડવામાં આવી હતી. આ ઉપરાંત, એક બીજી યાદી દેશી ભાષામાં તૈયાર થાય છે. પ્રાંતના ઘણા ભાગોમાં રંગના પ્રયોગો કરવામાં આવે છે અને કાનપુર ખાતે એક રંગની શાળા ખોલવામાં આવી છે.

તેલનાં બીયાંના અખતરા ચાલુ છે, કારણ કે સાધારણ માન્યતા એવી છે કે એ પ્રાંતમાં બી કચડવાનો ઉદ્યોગ ઘણા મોટા ઉપાડે વધારી શકાય. આને માટે આ પ્રાંતની સૌથી મોટી મીલને સસ્તા દરે નાણાની રકમ ધીરવામાં આવી છે, જેથી પોતાનું સાંચાકામ છેલ્લી, સુધરેલી ઢબનું બનાવે અને તેલનો ઉદ્યોગ [illegible] શકયતા પર નિશ્ચય કરે. પછી ખોળની ખપતનો સવાલ ખડો થાય છે. આને માટે ના. સરકારે રૂા. ૫૦૦૦ ની મંજુરી કરી છે. આ રકમની સહાયથી ખોળને ખાતર તરીકે વાપરવાના અખતરા કરવામાં આવે છે.

હુન્નર ઉદ્યોગમાં સાધારણ રીતે મેગ્નેશ્યમ કલોરાઇડની અછત હતી. પ્રયોગ શાળાએ મીઠાંના અગરમાં શેષ તરીકે રહેલા ભાગને વાપરવાના પ્રયોગ કર્યા. આ પદ્ધતિ મુંબાઇમાં અખત્યાર કરવામાં આવી છે અને મદ્રાસમાં થશે એવી આશા છે.

સુરોખાર બનાવવા માટે નામદાર સરકારે ખાસ સવળતા કરી આપી છે અને તેને લગતી ખબરપત્ર એપ્રીલ માસમાં બહાર પડી ચુકી છે.

થાઇમોલની બનાવટ બાબે તપાસ ચલાવી હતી અને તેને લગતો રીપોર્ટ થોડા વખતમાં બહાર પડશે. દેહરાદુનની એક કંપનીએ તે બનાવવા પણ માંડયું છે અને અમુક જમીન ઉત્તેજન ખાતર જુજ ભાવે પટે આપવા પર ના. સરકાર વિચાર ચલાવે છે.

કનોજના સુગંધી બનાવનારા જોડે વાતચિત કરવામાં આવી છે. અને પરિણામે તેઓ એક પ્રયોગ શાળાવાળી સંસ્થા ના. સરકારના આશ્રય હેઠળ કાઢવા વિચાર ચલાવે છે. અત્તરના અર્ક બનાવવા માટે પણ વિચાર ચાલે છે પણ આમાં જકાતનો સવાલ સંડોવાયલો છે. આનાપર પણ લક્ષ આપવામાં આવે છે.

કાનપોરમાં એક ચામડાંના ઉદ્યોગ માટે શાળા ખોલવામાં આવી છે અને તેને માટે ના. સરકારે ૪,૮૨૫ રૂા. ની મદદ આપવાની ગોઠવણ કરી છે.

બોરીઆં તથા પેન્સીલ વિગેરે ઝીણા ઝીણા ઉદ્યોગો માટે પણ પ્રયોગો કરી ઉત્તેજન આપવા માટે બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝને સવિસ્તર યોજનાની વરદી આપવામાં આવી છે

ચામડાં રંગવા માટેના પ્રયોગો પર ધ્યાન આપવામાં આવે છે અને પરિણામે ઉદ્યોગ ખાતું રંગવામાં નવા પદાર્થો દાખલ કરી શકયું છે.

બીન કેળવેલાં ચામડાંની નીકાશ બાબતમાં વિચાર ચલાવવામાં આવે છે કે ત્યાંજ ચામડાં કેળવી શકાય કે નહિ.

બરેલીનાં દીવાસળીનાં કારખાનાં તરફ ના. સરકારનું ધ્યાન ખાસ ખેંચાયું છે અને લાકડાં પુરાં પાડવા બાબતને લગતા કોલકરારોમાં સુધારો કરવામાં આવ્યો છે, જેથી માલેકો સંતુષ્ટ થયા લાગે છે અને આશા રાખવામાં આવે છે કે હવે પછી પરદેશી બનાવટ સામે આ કારખાનું ટક્કર ઝીલી શકશે.

## (EMPORIUM.)

## કાનપુરનું વાણિજ્ય સ્થાન.

ના. સરકારે. કાનપુરની આસપાસનાં ભાગ ગામડાંમાં બનતો બધો માલ એક સામાન્ય સ્થાને લાવવાની સગવડ માટે એક વાણિજ્યસ્થાન ( Emporium ) સ્થાપવા માટે રૂા. ૧૦,૦૦૦ મંજુર કર્યા છે. આ સ્થાનની સ્થાપના તા ૧ લી ઓકટોબરે થઇ ચુકી છે અને કંઇક અંશે તેમાં ફતેહ પણ મળી છે. આશા રાખવામાં આવે છે કે આ વાણિજ્યસ્થાન તે પ્રાંતના ન્હાના ન્હાના ઉદ્યોગો માટે કેન્દ્રસ્થાનની ગરજ સારશે. કારણકે અત્યાર સુધી ન્હાના ઉદ્યોગો માટે બહુ દુરના ભાગોમાં બજાર નહિ હતી. પરંતુ હવેથી આવા કેન્દ્રસ્થાનની સહાયથી તેમને ઉત્તેજન મળશે. એક મોટું સુચિપત્ર તૈયાર થાય છે અને નિકાશ વેપારને ઉત્તેજન આપવા માટે બહાર ગામના વેપારીઓ જોડે મસલત ચલાવવામાં આવે છે.

બારીકાઇથી જોતાં માલુમ પડશે કે જર્મનીથી આવતા કોઇપણ માલ જોડે હરિફાઇમાં ઉતરે એવા ઉદ્યોગને ઉત્તેજન મળ્યું નથી. આનું મુખ્ય કારણ એ છે કે એવો માલ બનાવવો સંયુકત પ્રાંતોમાં લાભકર્તા થઇ પડે એમ નથી. જે ઉદ્યોગો હસ્તીમાં છે તે તથા જે ઉદ્યોગો માટે આર્થિક સ્થિતિ અનુકુળ છે તેના તરફજ પુરતું લક્ષ તથાં ઉત્તેજન અપાય છે.

પણ જો એમ જણાય કે જે માલ પહેલાં જર્મની બનાવતું અને હાલ તેને માટે સંયુકત પ્રાંતોમાં સંયોગો અનુકુળ છે, તો તેને માટે ના. સરકાર પોતાની બનતી સહાય આપવા ચુકશે નહિ.

---

## TECHNICAL LABORATORY IN BOMBAY.

## મુંબઇમાં ટેકનીકલ લાયબ્રેરી તથા પબ્લીક લેબોરેટરીની જરૂર.

લખનાર ડા. પ્રભાકર કૃષ્ણાજી પંગે.

---

લડાઇની શરૂઆતથી આપણે જોતા આવ્યા છીયે કે પ્રજામાં નવા નવા ધંધા અને રોજગાર કરવાની ઉલટ જાગ્રત થઇ છે પણ તે ઉલટને ઉત્તેજન નહી મળવાથી થોડાજ વખતમાં તે ઉલટનો લોપ થઇ જાય છે. જે ધંધાઓમાં રસાયનીક ક્રીયાનું પ્રાધાન્ય છે એવા ધંધાઓની માહીતી ભેગી કરવાનો મને બહુ શોખ હોવાથી આવા નવા નવા ધંધાઓની માહીતી માંગવા માટે લડાઇની શરૂઆતથી ઘણા માણસો આવી ગયા અને આ બાબત આખા દેશના લાભની હોવાથી તે સંબંધી ખાસ લખાણ કરવાની મારી ફરજ છે એમ મેં ધાર્યું.

લાઇમજ્યુસ-બુટક્રીમ, બુટપોલીશ, કાળું, પીળું તથા સફેદ બુટ પોલીશ, હારનેસ-ડ્રેસીંગ, તેમજ મીલના જુના ચામડાના પટાઓને ( Belting ) મજબુત બનાવવાનું ડ્રેસીંગ-Belt Dressing, મીણ બત્તીઓ-સાબુ-રંગ શાઇ, જરીના તારના સંચાઓ તથા તે પર ચઢાવવાનો ઢોળ તથા તેની રસાયની કેળવણી, ફ્રેંચ વારનીશ, ભેલતેલ, ડીસઇન્ફેક્ટન્ટ-રસાયનીક સુગંધી પદાર્થો તથા કપુર, ધાતુની, રંગબેરંગી ટકાઉ બંગડીઓ, સ્લેટપેનો, લખવાની ટાંકો,

અલ્યુમીનીયમ તથા કોબાલ્ટની વીજળીક ગીલીટ કરવાની ક્રીયા, મીઠાંમાંથી મેગનેશીયમ કલોરાઇડ તથા થોરમાંથી પોટાશ કાઢવાની ક્રીયા, ચીકોરી બનાવવાની ક્રીયા વિગેરે સવાલો તથા પૂછપરછ ઘણી થાય છે તેથી જનસમાજની એવી પ્રવૃત્તિ દેખાય છે કે જે ધંધામાં બહુ ઉંડા પ્રયોગ તથા શિક્ષણની જરૂર નથી એવા સહેલા અને બહુ મોટી યાંત્રીક ક્રીયાઓની સહાયતા વગર થઇ શકે એવા ધંધાઓ શોધવા પણ તેમાં પણ લોકોને મુશ્કેલી એ નડે છે કે મોટી મોટી લાયબ્રેરીઓમાં પણ રસાયનીક ધંધાને લગતી નવી નવી ચોપડીઓ મળતી નથી. હું આજ દીવસ સુધી એમ ધારતો હતો કે મુંબઇમાં મોટામાં મોટી લાયબ્રરી તે રૉયલ એશીયાટીક લાયબ્રેરી હશે જે ટાઉનહૉલમાં છે, પણ તેમાં તપાસ કરતાં આવી જાતની ચોપડીઓનો તેમાં તદન અભાવ છે. માત્ર કેટલાક બુકસેલરો પાસે કેટલીક ચોપડીઓની ૧-૨ નકલો હોય છે અને તે અચાનક ખપી જાય છે. તેમ આવી ચોપડીઓની કીંમત બહુ ભારે હોય "આવા છે, [illegible] ત્તાં ખા[illegible] મુશ્કેલી ઠર[illegible] બનાવે [illegible]ને માટે કઇ ચોપડી ખીલવવાની શક્યતા પર નિશ્ચ[illegible] હોય તો ભારે ખોળની ખપતનો સવાલ ખડો થા[illegible]ોપડી ઘરમાં માટે ના. સરકારે રૂા. ૫૦૦૦ ની મંજુરી આપે છે. આ રકમની સહાયથી ખોળને ખાતર તરીકે વાપરવાના અખતરા કરવામાં આવે છે.

હુલર ઉદ્યોગમાં સાધારણ રીતે મેગ્નેશ્યમ કલોરાઇડની અછત હતી. પ્રયોગ શાળાએ મીઠાંના અગરમાં શેષ તરીકે રહેતા ભાગને વાપરવાના પ્રયોગ કર્યા. આ પદ્ધતિ મુંબઇમાં અખત્યાર કરવામાં આવી છે અને મદ્રાસમાં થશે એવી આશા છે.

સુરોખાર બનાવવા માટે નામદાર સરકારે ખાસ સવળતા કરી આપી છે અને તેને લગતી ખબરગયા એપ્રીલ માસમાં બહાર પડી ચુકી છે.

હોય છે કે સાધારણ ફોરમ્યુલા અગર બનાવટ ક્રીયાઓ ઘરમાં બની શકે એવાં સાધન હોતાં નથી. અને ખાનગી રસાયન શાળાના માલેકો બહુ ભારે ફીની માંગણી કરે છે. આ બધી બાબતોનો જો વિચાર કરીયે તોજ જણાશે કે મુંબઇમાં રાસાયનીક અને યાંત્રીક ધંધા સંબંધીજ પુસ્તકો તથા છાપાંઓવાળી લાયબ્રેરી અને સર્વોપયોગી સસ્તી રસાયનશાળાની કેટલી બધી જરૂર છે. જો મુંબઇની ડાયરેકટરી આપણે તપાસીયે તો કેટલાક વૃદ્ધાવસ્થાને પહોંચેલ અને ઘરના સુખી એવા પ્રોફેસરો અથવા રસાયન શાસ્ત્રીઓ પડેલા છે જેમને ત્યાં રસાયનીક શાળાને ઉપયોગી સાધનો ધૂળખાતાં હોય છે, અથવા તો કાટ ચડતો જાય છે. તેવાઓ આવા કામને માટે મદદ કરે તો કેટલું યોગ્ય કહેવાય? તેમજ અમારા જાણવામાં આવ્યું છે કે ધંધા તથા રસાયનીક વીષયોની લાયબ્રેરી મુંબઇમાં જગ્યા વધારે રોકે અને ભાડું ચડે માટે બહારગામ ઘરભેગી કરવામાં આવી છે. આ કેવો સ્વાર્થ ? જો તેનો લાભ જનસમાજને આપ્યો હોત તો કેટલો લાભ થાત? માટે આ બાબતની ખોટ પુરી પાડવાની સહુને ઈચ્છા હોય તો એક કમીટી સ્થાપન કરી જલદી કામ હાથમાં લેવું એમ કરવાથી બીચારા હજારો માણસો ધંધે લાગશે અને સ્વતંત્ર ધંધો રોજગાર કરી પેટ ભરવાની આદિચ્છાને પોષણ મળશે એજ.

ખાતુ
શકયું

વિચાર
કેળવી

ના.
લાકડાં
કરારે
માલેકો
વામાં આ
સામે જ

ફ્રોકનમોઝેક ટાઇલ્સના ડીઝાઇનો કો ડીઝાઇનો જોશો કે?

# WAR NOTES AND NOTIFICATIONS.

# લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોના

સભાસદ સાહેબો જોગ,

નામદાર સરકાર તરફથી નીચે મુજબ જાહેરનામાં બહાર પડયાં છે.

મહેરબાન સાહેબ,

સેન્ટ લુસીઆની ઇનામી કોર્ટમાં જીનીસી નામના વહાણને લગતો મુકદમો હાથ ધર્યાની ખબર આવી છે. તા. ૪ થી ડીસેમ્બર. (૬-૧-૧૯૧૬)

બ્રીટીશ ઇનામી કોર્ટમાં નીચે પ્રમાણે વહાણોને લગતા મુકદમા હાથ ધર્યાની ખબર આવી છે.

| કોર્ટનું નામ. | વહાણનું નામ. | મુકદમાની તારીખ. |
|---|---|---|
| કમર્સીઅલ કોર્ટ ઓફ માલ્ટા | મોન્ટાના | ૮ મી ડીસેમ્બર. |
| ,, ,, | સ્કીવીઆ<br>(માલને લગતોજ મુકદમો) | ,, ,, |
| સુપ્રીમ કોર્ટ ઓફ જીબ્રાલ્ટર. | આઇયોલા | ૧૨ મી ,, |
| ,, ,, | આઇયોનીલા | ,, ,, |
| ,, ,, | સ્ટ્રૅથેટ | ૧૫ મી ,, |

(૧૦-૧-૧૯૧૬)

નોર્વે, સ્વીડન, ડેનમાર્ક, નેધરલેન્ડઝ, ઇટલી, ફ્રાન્સ, અલજીરીઆ, ફ્રેન્ચ સંસ્થાનો, રશીઆ, સ્વીટઝરલેંડ, સ્પેન, પોર્ચુગલ, પાડોશના ટાપુઓ તથા જાપાન–આ બધા દેશોમાંથી અટકાવવામા આવેલી તથા કાબુ હેઠળ મુકાયલી નિકાશની ચીજોનું છેલ્લામાં છેલ્લું લીસ્ટ અમને મળ્યું છે. જે મેમ્બરોને વધુ વિગત જોઇતી હોય તેણે ચેમ્બરમાં ખબર કાઢવી.

(૧૭-૧-૧૯૧૬)

યુનાઇટેડ સ્ટેટ્સમાં કઇ કઇ પેઢી પર ચાલતાં મોકલી શકાય તેઓના નામનું છેલ્લામાં છેલ્લું અને સુધારેલું લીસ્ટ અમને મળ્યુ છે. વધુ વિગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી.

(૧૯-૧-૧૯૧૬) તથા (૨૫-૧-૧૯૧૬) તથા (૩૧-૧-૧૯૧૬)

હિંદુસ્તાનમાથી ખનીજ તથા ગામઠી કોલસા ડચ ઇસ્ટ ઇન્ડીઝ ખાતે ચઢાવવાને લગતી ખબરો બહાર પાડવામાં આવી છે વધુ ખબર ચેમ્બરમાંથી મળશે.

સ્પેન ખાતે બીન કેળવેલાં ચામડાં મોકલવાના પરવાના માટે અરજીઓ ધ્યાનમાં લેવામાં આવશે. એમ મુંબઇના કલેક્ટર ઓફ કસ્ટમ્સ તરફથી જણાવવામાં આવે છે. જે લોકો માલ ચઢાવવા માગતા હોય તેણે ચેમ્બર મારફત કલેક્ટર પર અરજી કરવી, જેથી માલ ચઢાવવાની શરતો વિ. પુરી પાડવામાં આવશે.

(૨૨-૧-૧૯૧૬)

ના. હિંદી સરકારના વેપાર ઉદ્યોગ ખાતા તરફથી એક યાદી બહાર પાડી જણાવવામાં આવે છે કે લંડનના ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટમાં ટેકનીકલ ઇન્ફરમેશન બ્યુરો—ઉદ્યોગને લગતી ખબરો આપવાનું ખાતું-ખોલવામાં આવ્યું છે. આ ખાતાનો હેતુ ઉદ્યોગને લગતી બધી જાતની માહીતિ ભેગી કરવી તથા જે જે વેપારી બાતમીઓમા પ્રયોગ શાળામાં પ્રયોગ કરવાની જરૂર નથી હોતી તેવી બાતમીઓ ભેગી કરવી. આવી ભેગી કરેલી ઉપયોગી હકીકતો આખા સામ્રાજ્યના વેપારીઓ, માલ બનાવનારાઓ તથા કારીગરોને પુરી પાડવી. ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટના હાલના સાયન્ટીફીક અને ટેકનીકલ ડીપાર્ટમેન્ટના વિભાગથી આ બ્યુરો જુદું જ કામ કરશે. ટેકનીકલ ડીપાર્ટમેન્ટ સામ્રાજ્યના જુદા જુદા ભાગોમાંથી મળી આવતી અપ્રસિદ્ધ ચીજો તથા નવીન પદાર્થોના અખતરા તથા અજમાવશ, જેમ અત્યાર લગી કરતું આવ્યું છે, તેમ કર્યા કરશે.

( ૨૬-૧-૧૯૧૬ )

યુનાઇટેડ કિંગડમમાંથી મનાઇ થયેલી અને કાબુ હેઠળ મુકાયલી ચીજોની છેલ્લી યાદી અમને મળી છે. વધુ વિગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી.

ના. મુંબાઇની સરકારના મહેસુલી ખાતા તરફથી એક યાદી બહાર પાડી જણાવવામાં આવે છે કે મુંબાઇ તથા અમદાવાદમાં બનાવવામાં આવતા લડાઇના સામાનને માટે એક સલાહકારક કમીટી નીમવાની ના. સરકારને અગત્ય લાગી છે. આ અગત્યના કામમાં રેલ્વે કંપનીઓ, મીલો તથા ખાનગી પેઢીઓએ જે મદદ કરી છે તે માટે ના. સરકાર તેમનો આભાર માને છે. ભાવષ્યમાં ગંભીર પ્રશ્નો ઉભા થાય તેનું તરત નિરાકરણ કરવા માટે એક ૧૦ આદમીની કમીટી નીમવામાં આવી છે. આ કમીટીના પ્રમુખ મુંબાઇના કલેક્ટર તથા સેક્રેટરી સ્ટીમ બોઇલરના વડા ઇન્સ્પેક્ટર મી૦ મેકીનટોશ છે. આ કમીટીમાં અમદાવાદની મીલ ઓનર્સ એસોસીએશનનો એક પ્રતિનિધિ આવશે.

દારૂગોળા બનાવવાનું કામ સરળ અને સીધું કરવાનું, ભાવતાલ ઠેરવવા માટે સલાહ આપવાનું, બનતા માલના જથ્થા વિ. નું કામ કરશે.

(૪-૨-૧૯૧૬)

અમને જણાવવાની ફરમાશ થઇ છે કે આ ટર્મમાં સીડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીક્સ-વેપારી કોલેજમાં જે ભાષણો આપવાના છે તેમાં નીચેનાં પણ છે.

તા૦ ૧ લી માર્ચને રોજ ૬-૦ (સ્ટા. ટા.) વાગે ઓ. શેઠ મનમોહનદાસ રામજી તરફથી "ઇન્ડીઅન બેંકીંગ" (દેશી બેંકો) પર ભાષણ આપવામાં આવશે, જે વખતે મુંબઇ બેંકના સેક્રેટરી મી૦ રોબર્ટ એટકેન પ્રમુખપદે બિરાજશે.

આ ભાષણમાં પધારવા ચેમ્બરના સભાસદોને વિનતિ કરવામા આવે છે. આ ભાષણો જાહેર છે.

મુંબાઇ ખાતે ફ્રાન્સના કોન્સલ તરફથી અમને જણાવવાની ફરમાશ થઇ છે કે ફ્રાન્સમાં માર્સેલ્સમાં મી. ફર્ડીનાન્ડ ગાન્ડી (૧૪ રૂ ડ્રેગન, માર્સેલ્સ, ફ્રાંસ) મુંબાઇની જે પેઢીઓને આડત આપવી હોય તે લેવા ખુશી છે.

ના સરકારના મેહસુલી ખાતા તરફથી, બંધ થયલી અને કાબુ નીચે મુકાયલી ચીજોનુ છેલ્લામાં છેલ્લું લીસ્ટ અમને મળ્યું છે. વધુ વિગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી.

(૧૯-૨-૧૯૧૬.)

અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટ્સમાં કઇ કઇ પેઢીઓ પર ચામડાં મોકલી શકાય તેનું છેલ્લામાં છેલ્લું લીસ્ટ અમને મળ્યું છે, વધુ ખબર ચેમ્બરમાંથી મળશે (૧૫-૨-૧૯૧૬)

---

મટીરીઅલ શીખીંગથી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી० મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબઇના મી० કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનું સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યુ હતું. આટલું છતાં મી० મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમાં સર્વ સલામત રહ્યું હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી० મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો. આ ઉપરથી મી० મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી० મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી० મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી० મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં

મુંબઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડ પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યુ અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

**ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.**

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનિવારે તા. ૮ મી જાનેવારી ૧૯૧૬ ને રોજ સ્હાંજે ૨-૩૦ (મું. ટા) વાગે મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

૧) ઓ. શેઠ દીનશા એદલજી વાચ્છા.
૨) ઓ. શેઠ મનમોહનદાસ રામજી.
૩) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૪) ,, જેઠાભાઇ વાલજી.
૫) ,, મોતીલાલ વલ્લભજી
૬) ,, મોતીલાલ કાનજી.
૭) ,, ગોપાળજી વાલજી સુંદરજી.
૮) ,, ચતુરભુજ શીવજી.
૯) ,, રતનસી મુળજી.
૧૦) ,, પી જે. ખીલ્લીમોરીઆ.
૧૧) ,, લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાની.
૧૨) ,, એમ પી. માદન.

(૧) ગઇ વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

(૨) મુંબાઇની લેજીસ્લેટીવ કૌન્સીલની ચુંટણી બાબતમાં ના. સરકારનો પત્ર આવ્યો હતો તેની અંદર તે ચુંટણી માટેના દિવસોની તારીખ સુચવવામાં આવી હતી, જે બાબે ચેમ્બરનો મત માગવામાં આવ્યો હતો, તે તારીખો બરાબર છે એમ લખી મોકલવાનો ઠરાવ થયો હતો.

(૩) રૂની ગાંસડીઓ રજીસ્ટર કરાવવા માટે ના. સરકારને નવા નિયમોનો ખરડો મોકલાવ્યો હતો, જેની નોંધ લેવામાં આવી હતી.

(૪) ના. સરકાર તરફથી પ્રગટ થતા સુતર તથા કાપડના આંકડાઓમાં કેટલાક સુધારા કરવા બાબત આંકડા ખાતાના વડા મી. શીરાસનો પત્ર આવ્યો હતો, જે બાબેનો વિચાર મુલતવી રાખવામાં આવ્યો હતો.

(૫) પાકના વરતારા માટે તારથી ખબર આપવા બાબત કેટલીએક ખબર મી. શીરાસ તરફથી આપવામાં આવી હતી, જેની નોંધ માસિકમા છપાવવાનો ઠરાવ થયો હતો.

(૬) ના. હિંદી સરકાર તરફથી પ્રગટ થતા આંકડાઓનાં પુસ્તકો માટે એક નવી ગોઠવણ કરવામાં આવી હતી, એ પ્રમાણે મી. શીરાસનો પત્ર આવ્યો હતો, જેની નોંધ લેવામાં આવી હતી.

(૭) પોર્ટ ટ્રસ્ટ ડૉક રેલ્વે બાબે કેટલીએક ફરિયાદ કરનારો પત્ર મેસર્સ ઝવેરીની કુંપની તરફથી આવ્યો હતો જે બાબે વિચાર કરવા માટે નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નીમવામાં આવી હતી

૧) ઓ. શેઠ મનમોહનદાસ રામજી.
૨) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૩) શેઠ મોતીલાલ વલ્લભજી.
૪) શેઠ સોરાબજી એદલજી વારડન.

(૮) હિંદુ દેવતાઓનાં જે ચિત્રો ટ્રેડ-માર્ક વિગેરેમાં આવેછે તે માટે આ ચેમ્બરે કરેલા રીપ્રીઝેન્ટેશનને વડોદરા ચેમ્બર ઓફ કોમર્સે ટેકો આપ્યો હતો તેની નોંધ લેવામાં આવી હતી.

( ૯ ) કમીશન એજંટસ એસોસીએશન તરફથી પત્ર આવ્યો હતો કે એસોસીએશન તરીકે ચેમ્બરની જે ફી વધારવામાં આવેલી છે તે તેઓ આપી શકતા ન હોવાથી તેમને માટે ખાસ ઓછી ફી રાખવી. કમીટીએ દીલગીરી દર્શાવી હતી કે તેઓ અમુક વ્યક્તિ માટે અપવાદ કરી શકતા નથી.

( ૧૦ ) રેશમના ઉદ્યોગ બાબત ના. સરકાર તરફથી પ્રો. લીફ્રોયની રેશમના એકસપર્ટ તરીકે નીમણુક થવાની ખબર આપવામાં આવી હતી તથા મુંબઈમાં તે માર્ચ મહિનામાં આવશે એવું જણાવવામાં આવ્યું હતું.

( ૧૧ ) મી. શીરાસે કમીટી સાથે તેની મુલાકાત વખતે જે કામકાજ થયું હતું તેને લગતી મીનીટની પહોંચ સ્વીકારતાં કેટલીક સૂચના કરી હતી, જેની નોંધ લેવામાં આવી હતી.

( ૧૨ ) શેઠ લલ્લુભાઈ ઝવેરચંદ મુનીએ રાજીનામું મોકલ્યું હતું તે સ્વીકારવામાં આવ્યું

(૧૩) શેઠ દ્વારકાદાસ કલ્યાણદાસે ચેમ્બ[illegible] થવા માટે અરજી કરી હતી તે [illegible]

(૧૬) ત્યાર બાદ નામદાર વાઈસરોય લૉર્ડ હાર્ડીંજ તથા નવા આવતા વાઈસરોય લૉર્ડ ચેમ્સફર્ડને માનપત્ર આપવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ઇન્ડીઅન મર્ચંટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનિવાર તા. ૨૨મી જાનેવારીએ બપોરે ૧૧-૨૦ (મું. ટા.) વાગે મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

૧ ) ઓ. શેઠ દીનશા એદલજી વાચ્છા.
૨ ) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
૩ ) ઑ. સર ફાજલભાઈ કરીમભાઈ
૪ ) સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી.
૫ ) શેઠ સોરાબજી એદલજી વારડન.
૬ ) ઓ. શેઠ લલ્લુભાઈ સામળદાસ.
૭ ) શેઠ પી. જે. બીલીમોરીઆ.
૮ ) શેઠ રેવાશંકર જગજીવન.
૯ ) શેઠ એસ. પી. સાહત.
૧૦ ) શેઠ જગન્નાથજી.
૧૧ ) શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ બોખાની.

માલની વર્ગણીની કમીટીના (Goods Classification Committee) સભાસદો સાથે અમુક જાતના માલની સસ્તાવાર વર્ગણીમાં કેટલીક રેલ્વેવાળાએ વધારો કર્યો તે બાબતપર વિવેચન કરવા આ સભા મળી હતી. માલની વર્ગણીની કમીટીના નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

૧) મી. રમ્બોલ—જી. આઈ. પી. ટ્રાફીક મેનેજર.
હેન્સન— બી. બી. એન્ડ સી. આઈ. જનરલ ટ્રાફીક મેનેજર.
૧૨) સેક્રેટરી તથા ઇન્ડી[illegible] એસોસીએશનના સેક્રેટરી [illegible] વિવેચન ચલાવ્યા [illegible] આ બાબતપર [illegible] એસોસીએશનપર અરજી મોક[illegible] ઉપરોક્ત સદગૃહ[illegible] હતો.

ગુડઝ કલાસીફીકેશન બાબે આ ચેમ્બરે કરેલું રેપ્રેઝન્ટેશન.

દેશી વેપારી ચેમ્બરના સેક્રેટરી તરફથી.

ઇન્ડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરી જોગ. મુ. આગ્રા.

મુંબાઈ તા. ૨૬ જાન્યુઆરી ૧૯૧૬.

સાહેબ,

કેટલીક રેલ્વેપર અમુક ચીજોની મત્તાવાર માલની વર્ગણીમાં કરવા ધારેલા વધારા બાબત આ ચેમ્બર અને આપની એસોસીએશન વચ્ચે ચાલેલા પત્રવ્યહવાર સંબંધે મારી કમીટીએ આપને જણાવવાને મને ફરમાશ કરી છે કે તેમની તથા માલની વર્ગણીની કમીટીના સભાસદો વચ્ચે હમણાં ચાલેલા વિવેચનને પરિણામે માલની નવી વર્ગણીની બરાબર અજમાયશ માટે તેને દાખલ કરવા અને વેપારી વર્ગોને તે કેટલો સતોષ આપે છે તે જોવા માટે ચેમ્બરની કમીટીએ હા પાડી છે.

---

હિંદુસ્તાન અને ઇલાકાઓના રૂના વર તારા અને અડમટ્રા મંગાવવા માટે તારનો ખર્ચ રૂા. ૪ (ચાર) પડશે તેની સાથે રૂની વેપારી વર્ગણી પ્રમાણે ખબર જોઇતી હશે તો રૂા. ૨ (બે) વધારે પડશે. જે લોકોની મરજી હોય તેણે ચેમ્બર મારફત તાર મંગાવવા. તારનોનમુનો ચેમ્બરમાં બતાવવામાં આવશે.

ના સરકારના મેહસુલી ખાતા તરફથી હિંદુસ્તાનમાં બંધાયલી રૂની ગાંસડીને રજીસ્ટર કરવા માટે સુધારો વધારો કરેલા નિયમોની નકલ અમને મળી છે. વધુ વિગત માટે ચેમ્બરમા કાઢવી. (૨૪-૧૧-૧૯૧૫)

ઇન્ટરનેશનલ ટ્રેડ ડેવેલપર (ચીકાગો, અમેરિકા) ના સેક્રેટરી તરફથી એક માસિક સરકયુલર કાઢવામાં આવે છે જેમાં અમેરિકામાં વેપાર કરતા, આયાત-નિકાશ કરતા, તથા એજન્સી લેવા માગતા વેપારીઓનાં નામની ટીપ આપવામાં આવી છે. આશા છે કે આવી ટીપ બહુ ઉપયોગી થઇ પડશે. જે મેમ્બરોને આ બાબતમાં વધુ માહિતી માટે આવા સરકયુલરો-જે મફત મોકલવામા આવે છે—જોઇતા હોય તેમણે ચેમ્બરમાં અરજી કરવી. આ અરજી ઇન્ટરનેશનલ ટ્રેડ ડેવેલપર પર રવાના કરવામાં આવશે. આ માટે કાંઇ લવાજમ લેવામાં આવતું નથી.

નિષ્ફળતાનું પરિણામ એજ આવ્યું કે જાપાની લોકો વધારે અનુભવી બનતા ગયા અને સુધરેલી ઢબપર દીવાસળીનાં વધારે કારખાનાં ખુલતાં ગયાં. એમ જણાવવામાં આવે છે કે પહેલું કારખાનું ખુલ્યા પછી સાત વરસમાં દીવાસળીનો ઉદ્યોગ એટલો બધો વધી ગયો કે પોતાના દેશની ખપત તો પુરી પાડવા માંડી પણ તે ઉપરાંત પરદેશ ખાતે નિકાશ કરવા લાગ્યા.

જાપાનમાંથી દીવાસળીની નિકાસ.

| | | |
|---|---|---|
| ૧૮૭૮ | ૨૦,૦૦૦ | યેનની કિંમતની. |
| ૧૮૮૮ | ૭,૪૦,૦૦૦ | ,, ,, |
| ૧૮૯૦ | ૧૫,૦૦,૦૦૦ | ,, ,, |
| ૧૮૯૧ | ૪૫,૦૦,૦૦૦ | ,, ,, |
| ૧૯૦૦ | ૫૭,૫૦,૦૦૦ | ,, ,, |
| ૧૯૧૫ (જાનેવારીથી સપ્ટેંબર) | ૭,૦૦,૦૦,૦૦૦. | ,, ,, |

એકદમ આટલા બધા વધારાનું કારણ સરકારનું રક્ષણ, અમલદારોની દેખરેખ તથા સાર્વજનીક સંસ્થાઓની મદદ છે. આ પરથી આપણે તથા આપણી સરકારે ઘણો બોધ લેવાનો છે. માત્ર દીવાસળીના હુન્નરમાંજ જાપાની હરીફાઇને સરકારી મદદ છે એમ નથી, સત્તાવાર રીતે અમને ખબર છે કે મુંબાઇના મીલ માલેકો હવે જાગૃત થઇ સમજ્યા છે કે તેમના ધાર્યા કરતાં વધુ પ્રમાણમાં જાપાની માલની જોડે હરીફાઇ કરવાની છે.

## INTER-COLONIAL TRADE.

## શહેનશાહતની અંદરનો વેપાર.

નિકાશ કરતાં આયાત વધી જવાથી પરદેશી રાજ્યોના આપણે દેવાદાર થઇએ છીએ. એ દેવું મટાડવાને માટે વેપારીઓ તથા માલ બનાવનારાઓએ જોઇતો અગત્યનો માલ તથા ઉદ્યોગ માટે કાચો માલ શહેનશાહતની અંદરથી ખરીદવો જોઇએ. દાખલા તરીકે ઇંગ્લાંડ લઇએ શહેનશાહતમાં ઘણા પ્રદેશો છે, જેમાં ઇંગ્લાંડને જોઇતી ખોરાકની વસ્તુઓ તથા કાચો માલ મળી આવે. દક્ષિણ આફ્રીકામાં મકાઇ ઘણા પાકે છે, તેમાં આ વર્ષે બહુ સારો પાક ઉતરવાની આશા છે. આર્જેન્ટાઇના અને યુનાઇટેડ સ્ટેટ્સ ને બદલે કાનડામાંથી ઓટ ખરીદ કરવા. કાનડામાંથી જવ, ન્યુઝીલાંડમાંથી વટાણા, આસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાંથી માખણ, કાનડા અને આસ્ટ્રેલીઆમાંથી શેબ ફળ, આસ્ટ્રેલીઆમાંથી દારૂ, ચીન ને જાપાને બદલે હિંદુસ્તાન અને સીલોનમાંથી ચહ. પશ્ચિમ ઇન્ડીઝ અને ગોલ્ડ કોસ્ટમાંથી કોકો, સીલોન અને મલાયામાંથી રેસાઓ, કાનડા અને ન્યુફાઉન્ડલાંડમાંથી કાગળનો માવો, આર્જેન્ટાઇના ચીલી, વિ૦ પર રાજ્યોને બદલે આસ્ટ્રેલીઆ, ન્યુઝીલાંડ, દક્ષિણ આફ્રીકા અને ફાકલાંડ ટાપુઓમાંથી ઉન, હિંદુસ્તાન, નાતાલ, આસ્ટ્રેલીઆ અને બ્રીટીશ ઇસ્ટ આફ્રીકામાંથી ચામડાં કેળવવાની ચીજો, પશ્ચિમ ઇન્ડીઝમાંથી બીબાંનું લાકડું, કાનડામાંથી ઇમારતી લાકડું, હિંદુસ્તાન, પશ્ચિમ આફ્રીકા, પશ્ચિમ ઇન્ડીઝ અને આસ્ટ્રેલીઆમાંથી સંગીન લાકડાં, આસ્ટ્રેલીઆ અને આફ્રીકામાંથી ત્રાંબુ, મલાયા, નાઇજેરીઆ, દક્ષિણ આફ્રીકા અને આસ્ટ્રેલીઆ અને હિંદુસ્તાનમાંથી મેગેનીઝ સીલોનમાંથી પ્લમ્બેગો હિંદુસ્તાન, આફ્રીકા અને આસ્ટ્રેલીયાથી બીન કેળવેલાં ચામડાં, વગેરે એમ કહેવામાં આવે છે કે લડાઇનાં પરીણામનો આધાર નાણાના જોર પર છે. જે દેશ ખોરાક વિ. માં તથા લડાઇને લગતો સામાન, દારૂગોળો વિગેરે બનાવવામાં સ્વતંત્ર હશે, એટલે આ માટે તે બીજા કોઇ દેશપર આધાર નહિ રાખતું હોય, તે પોતાનું બળ લાંબો વખત સુધી ટકાવી રાખશે, બેશક આવી સ્થિતિ બ્રીટીશ શહેન-

# COMMERCIAL SUBJECTS.

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થ શાસ્ત્રના સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર; મી. જેઠીસન લ. બારભાયા. )

( માર્ચના પાના ૩૭૮ થી ચાલુ )

પાંચમાં કે સાતમાં માળ ઉપર બેસી દરિયો નિહાળતો હશે, અને આખો દિવસ બીલીઅડ રમવામાં ગાળી જો કોઈને મળતો નહિં હોય તોપણ જે ઘરમાં પાંચમા કે સાતમા માળા ઉપર તે બેઠો છે તે ઘર જમીન હતી તો તેના ઉપરજ બંધાયું છે એરોપ્લેન-વિમાન-માં બેસી જો આકાશમાં ભ્રમણ કરતો હશે તો એરોપ્લેન બનાવવા માટે જમીન જોશે એટલુંજ નહિં પણ આકાશમાં ઉડવાનું પણ જમીન ઉપરથીજ કરી શકશે આ જોતાં જમીન એ સર્વોપયોગી અને અતિમહત્વની આવશ્યક વસ્તુ છે એ વિષય ઉપર મીલ કહે છે કે "જમીનદારો જમીનનું ભાડું લેવા શક્તિવંત હોય છે તેનું કારણ એ છે કે જમીન એવી ચીજ છે કે તે સર્વને જોઇએ છે, અને વળી તે જમીનના માલેકો સિવાય બીજાઓ પાસેથી મળી શકે એમ નથી. કારણ કે તે બનાવવી અશક્ય છે." સ્પર્ધાથી નક્કી કરવામાં આવતું જમીન ભાડું એટલે કે ખેડાણ કરવામાં વપરાતી સૌથી વધારે ખરાબ જમીનના ઉત્પન્ન કરતાં તેમાં જેટલું વધારે ઉત્પન્ન કરી શકાતું હોય તે પ્રમાણમાં તેનું નક્કી કરવામાં આવતું ભાડું એટલેકે સ્પર્ધા સિદ્ધ જમીનનું ભાડું.

ખેતી કરવાની જમીનનું ભાડું બે રીતિએ નક્કી કરી શકાય છે. એકતો જમીનની ફળદ્રુપતા અને બીજું ત્યાં રહેલી સગવડો આ બે માહેલું એક પણ સાધન ત્યાં ન હોયતો બીલકુલ ભાડુ ઉપજે નહિં, કારણ કે ખેડવાથી ત્યાં ઉપજ થાય નહિં અથવા મહેનત કરતાં ઘણું ઓછું મળે એવી જમીન કોઇ ખેડવા લેગજ નહિં. અને તેથી કરીનેજ ડુંગરો અને ડુંગરો ઉપર આવેલી જમીનો ખેડાણ કીધા વગર પડી રહેલી મળી આવે છે. જમીન ગમે તેવી ફળદ્રુપ હોય પણ કત્રગે સ્થળે પડેલી હોય તોપણ ભાડું કોઇ આપવા તૈયાર થાય નહિં. જમીન ભાડા વિષે રિકાર્ડો નામનો અર્થ શાસ્ત્રી નિચે મૂજબ વિવેચન કરે છે.

ખેડવામાં આવતી અતિ ખરાબ જમીન જેનું નામનુંજ ભાડું ઉપજાવી શકાય છે. હવે આવી ખરાબ જમીનમાંથી જે ઉપજ થતી હોય તેના પ્રમાણમાં જેમ જેમ બીજી જગ્યામાં વધુ ઉપજ થાય તેમ તેમ બીજી જગ્યાનું ભાડું તેના પ્રમાણમાં વધારે આંકી શકાય આપણે સાધારણ રીતે એમ માનીયે કે દરેક દેશમાં એવી જમીન હોયજ કે વેરાન પડી રહેલી હોય. હવે

આવી જગ્યા ખેડવા માટે લેનાર શું આપે ? એ એટલુંજ આપે કે જેથી તેને મહેનત ખર્ચ્યા બાદ સહેજ વધુ મળે તો તે આવી જગ્યા કાંતો મુફ્ત ખેડવા લેય અથવા નામનું ભાડું આપે પરંતુ બીજી જગ્યા કે જ્યાં મહેનત ખર્ચ્યાથી તુરત વધુ સારો નફો મળતો હોયતો તે નફાના પ્રમાણમાં તે જગ્યાનું વધુ ભાડું આપવા તૈયાર થાય, માટે આ ઉપરથી એટલું નક્કી થાય છે કે ખેડવામા આવતી સૌથી ઓછી ઉપજ કરનારી જમીન જેનું જે ભાડું ઉપજતું હોય તેની પેદાશ કરતા બીજી જગ્યા જેમાં જેટલી વધારે પેદાશ થાય તે ઉપરથી તે અમુક જગ્યાનું ભાડું નકકી કરી શકાય. ખેડવામા લેવાતી સૌથી ઓછી ઉપજવાળી જમીન જેનું ભાડુ ન મળતું હોય તે "ખેડાણની સીમા" ઉપર છે એમ રિકાર્ડોનું કહેવું છે. પરંતુ તેનો ખરો સિદ્ધાંત આ નિયમે નકકી થાય છે ખેડાણની સીમા આવી રીતે મનાયલી જમીન ઉપજ કરવાના ક્રમમાં જે પાયરીએ હોય તેના ઉપર ખેતીની પેદાશની કિંમતનો આધાર રહે છે. ખેતીવાડીની ઉપજમાં મોઘામાં મોંઘો ભાગ તૈયાર કરતાં જે ખર્ચ લાગે તે ઉપરથી ખેતીની પેદાશ પરત્વે કિંમત નકકી થાય છે. કઈ પાયરીની જમીન ખેતીની સીમ
જોઈએ તે બધા દેશોમાં વસ્તીની જરૂરીઆતો અને તે પુરી પાડવાના જે સાધનો હોય તે ઉપર જ તેનો આધાર રહે છે. જે દેશમા ઉપજ સિવાય ધાન્ય બીજા દેશમાથી લઈ આવી શકાય એમ નથી તો જો ત્યા વસ્તી વધેતો જે જમીન ખેડાણમા ન લેવામાં આવી હોય તે ખેડાણમા લેવાની જરૂરીઆત લાગે. આમ થવાથી ખેડાણની સીમા નીચે ઉતરી અને તેથી ખેતીની પેદાયશની કિંમત અને જમીન ભાડું ઉપર ચઢ્યું. પરંતુ વસ્તી વધે તે પ્રમાણમા ધાન્ય બીજા દેશમાંથી લાવી શકાયતો ખેડાણની સીમા તેથી વગર તેને પહોચી વળાશે વિલાયતમાં ૧૮૭૪ થી માંડીને ૧૮૮૪ સુધી એટલે દશ વર્ષ સુધી આમ ચાલેલું. વધેલી વસ્તીના પ્રમાણમા બીજા દેશોમાથી જોઈએ એટલું સોધુ ધાન્ય લાવી શકાવાથી ધાન્યની કિમત ત્યાં ઘટી અને તેમ થવાથી ખેડાણની સીમા ઉંચી ચઢી. આનો પ્રત્યક્ષ પુરાવો એટલા ઉપરથી સિદ્ધ થયો કે ત્યાં જમીન ખેડાતી બંધ થવા લાગી અને જમીનના ભાડામાં પણ સામાન્ય ઘટાડો થવા લાગ્યો.

ખેતીની પેદાયશની કિંમત વધે તોજ ખેડાણની સીમા નિચે ઉતરે કારણ કે ખેડાણની સીમાની નિચેની જમીન જો પેદાશની કિંમત વધે તોજ ખેડાણમાં લેવી પરવડે ખેતીની પેદાયશની કિંમત તેનો ખપ વધે તોજ વધે અને તે ખપ જો વસ્તી વધે તોજ વધે એટલે કે વસ્તીનો વધારો થયેથી ખેતીની પેદાયશની કિમત વધી શકે છે આને પરિપુર્ણ સમજવા માટે એક દ્રષ્ટાંત લઈશુ:—

એમ ધારીએ કે એક ખેતર 'ક' ની ઉપજ શકિતના પ્રમાણમાં તેની કિંમત ૧૦૦ છે અને ખેડાણની સીમા ઉપર આવેલી જમીનની ઉત્પાદક શકિત ૩૦ છે તો પહેલા ખેતર 'ક' નું ભાડું ૭૦ થાય. પરંતુ એમ ધારીએ કે કાલ સવારે ખેડાણની સીમા નિચી ગઈ અને તે ૩૦ ને બદલે ૨૦ થઈ તો સારી ઉપજ કરનારી ઉપલી "" જમીનનું ભાડુ ૮૦ થશે.

| જમીન ૧૦૦ | | | જમીન ૧૦૦ | |
|---|---|---|---|---|
| સારી જમીન | ખરાબ જમીન | | સારી જમીન | ખરાબ જમીન |
| ૭૦ | ૩૦ | = | ૮૦ | ૨૦ |

ઘણી વેળાએ આપણે લોકોને એમ કહેતા સાભળીએ છીએ કે જુઓ પેલો દેશ કેટલો આબાદ છે. ત્યાં આટલા લાખ માણસો વસે છે' આપણા દેશી વર્તમાન પત્રોના લેખકો જેઓ અર્થશાસ્ત્રના નિયમોથી અજ્ઞાન હોય છે તેઓ પણ ઘણી વેળાએ એમ લખી મારે છે કે "જુઓ ફલાણો દેશ કેવો આબાદ છે તે વાચકો ત્યા વસ્તી આટલી લાખ મનુષ્યની વસ્તી ઉપરથી પારખી શકશે

છે. પરંતુ શું આમ કહેવું એ ખરૂં છે? ઇંગ્લેંડ જેવા દેશને માટે આમ કહેવામાં આવે તો ખરૂં પડે કારણ કે ત્યાંની જમીનની ફળદ્રુપતાના પ્રમાણમાં વસ્તીનો વધારો ઓછો નથી, પણ આપણા દેશમાં વસ્તી કુદકે અને ભુસ્કે વધતી જાય છે તે જોતાં દેશની સંપત્તિ જોઇએ એટલી વધતી નથી. એકાદ વર્ષે દુષ્કાળ પડે તો લાખો મનુષ્યો જે દેશમાં ભુખથી ટળવળીને મરણ વશ થાય તે દેશને આબાદ તે શી રીતે કહી શકાય? વસ્તી વધતી જતી હોવાને લીધે માથા દીઠ આવક ઘટતી ચાલી છે (જુઓ વિલીઅમ ડીગ્બીનું "પ્રોસપરસ ઇન્ડીઆ).

વળી રિકાર્ડોના સિદ્ધાંત ઉપરથી બીજું અગત્યનું અનુમાન એ કરી શકાય છે કે ખેતીની પેદાયશની કિમતમાં જમીનના ભાડાનો સમાવેશ થઇ શકતો નથી, એટલે કે જો બધી જમીનનું ભાડુ અન્તર માફ કરવામાં આવે તો પણ ખેતીની પેદાયશ સસ્તી થઇ શકશે નહિં. કારણ કે લોકોને ધાન્ય જેટલું જોઇતું હતું એટલુંજ જોઇશે અને તેથી જેટલી જમીન ખેડાણમાં લેવામાં આવે છે એટલીજ જમીન ખેડાણમાં લેવામાં આવશે માટે ખરૂં પુછતા ભાડું જે આપવામાં આવે છે તે ઉપજને અંગે હોય છે. આ બધું વિવેચન સ્પર્ધાથી નક્કી કરવામા આવતાં ભાડાં વિશે થયું. પરંતુ આપણા દેશમાં તેમ ભાડું લેવામા આવતું નથી.

દેશી રાજ્યોમાં પણ ઘણે ખરે ઠેકાણે ભાગવટીની રીતિ મુજબ ભાડું લેવામા આવે છે, એટલે કે રાજા ખેડુત પાસેથી પેદાશનો અમૂક ભાગ લેય છે. યુરોપના ઘણાક ભાગમાં પણ એવો રિવાજ છે. જમીનદારો કે જેઓ ડયુકસ તરીકે ઓળખાય છે તેઓ ઉપજનો અર્ધો ભાગ લેય છે. આવીરીતે ભાગવટીની જમીન ખેડવાનું ખેડુતને વધુ સુગમ કરી પડે છે. કારણકે તેથી તેને ખાત્રી રહે છે કે જેટલું પોતે વધુ [illegible] ત્યે એટલું તેને વધુ લાભદાઇ થઇ પડશે. આના કરતા પણ પોતા માલેકીનું ખેતર જો પોતેજ (ખેડુતજ) ખેડતો હોય તો તે વધુ ઉત્સાહી બને છે, કારણ કે તેને ખાત્રી હોય છે કે પોતે જાણે છે કે તે જેટલું વધુ તે ઉપર ખર્ચશે તેટલું તે વધુ મેળવશે આ મળતર તે નફો છે, પરંતુ તે નફો મુસારો આપ્યા બાદ મેળવાય છે. માટે તે મુસારો સમજવાની આવશ્યક છે.

---

## પ્રકરણ ૯ મું

### મહેનતપણું અથવા મજુરી

---

મહેનતના પ્રમાણમાં જે મહેતાણું મજુરોને આપવું પડે છે તેનું નામ મજુરી. મુડી રોકનારને પોતાની ચીજ ઉપર આવક થાય અને નફો મળે ત્યાં સુધી રોકાઇ રહેવું પડે છે પરંતુ મજુરોને મહેનતાણું તાબડતોબ આપવું પડે છે અને તે આપનાર મુડીવાળો હોય છે પણ ખરી રીતિએ જોતાં મહેનતજ વસ્તુ પેદા કરે છે. એક વેળાએ થાપણદાર ન હોય તો ચાલે ચાલે પણ મજુરી કરનાર ન હોય તો ચાલે નહિં. આને લીધેજ મજુરો હડતાલ પાડવાથી ફાવી શકે છે. તો પણ હડતાલ પાડનારાઓ જોઇએ એટલા ફાવી શકતા નથી તેનું કારણ એજ હોય છે કે રોજમુજરો સ્પર્ધાથી નક્કી કરવામાં આવે છે. આપણા દેશમાં કારીગરોના રોજમુજરા રીવાજથી નક્કી કરવામા આવ્યા છે, છતા કારીગરોમા પાશ્ચિત્ય દેશોના કારીગરોનો પવન આવવા માંડયો છે. કડીયાઓ, સુથારો, સોનીઓ, અને દરજીઓનું આપણા દેશમાં ધંધાને અંગે જ્ઞાતિતત્વ એવું શુદ્ધ રીતે સંઘટન થયેલું છે કે તેઓ જ્ઞાતિદ્વારાજ પોતાના રોજ મુજરાનું પ્રમાણ નક્કી કરે છે, અને તેથી કારીગરોને તેઓની હુશીયારીના પ્રમાણમાં સ્પર્ધામાં ઉતરવું કેટલેક વખતે અશક્ય

[1] ઢંગધ લાદીઓની સુંદર ડીઝાઇનો ગમે છે?

થઇ પડે છે. વળી મુડીવાળાઓ જેઓ કારીગરોની મહેનતેજ પૈસા કમાય છે તેઓના હસ્તક મુડી હોવાથી તેઓ બન્ને એટલા કારીગરોને દબાયલા રાખવા માટે તત્પર હોયછે મહેનત કરી રળનારા ધંધાર્થીઓ અને અન્ય ધંધાર્થીઓમાં ફેર હોય છે. વકીલ સોલીસીટર અને બેરીસ્ટરો પોતાની અક્કલનુસાર ધંધો કરનારાં છે, તેઓ પોતાની મહેનત અને સાથે કામ કરનારાઓની મહેનત એ બેના સરખા હિસ્સાએ રળનારા કહી શકાય. જે વર્તમાનપત્રોના માલેકો પોતે સારૂં લખી શકતા હોય તેઓ પણ તેજ કોટીમાં મૂકી શકાય. પરંતુ જેઓમાં લખવાની શકિત હોતી નથી, અન્ય જે વિદ્વાનો ઉતમ લખી શકે છે તેઓને તેઓની શકિત જેટલું ન આપતાં, તેની મહેનતનો નફો મેળવનારા વર્તમાનપત્રોના જે માલકો હોય તેઓ કનિષ્ટ કોટીમાં આવે છે. તેથી વધુ ખરાબ સ્થિતિમાં આવનારા તે સટોડીઆઓ છે. કારણ કે વ્યાપાર કરવાની ગુંજાસ કરતાં તેઓ વધુ વ્યાપાર કરે છે અને બિન મહેનતે પ્રજાનું દ્રવ્ય એક હાથ કરવા પ્રયાસ કરે છે.

એવા ઘણા ધંધાઓ છે કે જેમાં રોજ મુજરો આપવામાં ઘણો ભાગ ખર્ચાવા પામે છે. ઘડીયાળનો વાળ બનાવવા માટે પુષ્કળ દિવસ જોઇએ છે હાથી દાંત ઉપર બારીક કારીગરી કરવામાં પુષ્કળ સમય જાય છે, આવી જાતના ધંધાઓમાં મુસારાનો દર ઘણો આપવો પડે છે, અને કામના તથા કામ કરનારા માણસોની છત આ બેને અનુસરીને મુસારાનો દર નક્કી થાય છે. આપણી વિશ્વવિદ્યાલય દર વર્ષે હજારો મેટ્રીક્યુલેશનમાં પસાર થનારા તેમજ તેથી ઉંચી વિદ્યા મેળવનારા બાહાર પાડે છે, અને તેથી મેટ્રીક ભણેલા અને બી. એ. થયેલા પંદરથી ત્રિશ રૂપીએ નોકરીએ રહેવા જાય છે પણ કોઇ પણ વ્યાપારમાં પ્રવિણતા મેળવનારા તેટલા પગારમાં મેળવી નહિં શકાય. નવા પસાર થયેલા વકીલ કરતાં સોલીસીટરની ઓફીસમા દશ વર્ષ સુધી અનુભવ લેનારા મેનેજીંગ કલાર્કનો દરમાયો વધુ આપવો પડશે. તુરતનો પસાર થયેલો એમ એ. સો રૂપીએ નોકરી રહેશે પણ એક હુશિઆર કપડાં ફાડનાર (કટર) દોઢસો રૂપીએ નહિં મળે. કટર પેદા કરનારી અને મેનેજીંગ કલાર્ક તૈયાર કરનારી કૉલેજો જો નિકળે તો તેઓના દરમાયા ઓછા થાય, પણ જ્યાં સુધી તેવી રીતે ઊંટને શિંગડા નથી" મળ્યાં ત્યાં સુધી તેના ખપના પ્રમાણમાં તેની કિંમત અંકાયજ.

વસ્તી વધવાથી મજુરી વધે છે. વસ્તી વધવાથી હરિફાઇ વધે છે, પણ મજુરી ઘટતી નથી. કારણકે વસ્તી વધવાથી લોકોની માગણી વિશેષ થાય છે તેઓને અનેક પ્રકારની નવિન વસ્તુ જોઇએ છીએ, અને વળી દિવસે દિવસે જે નવીન શોધો થતી જાય છે તેને અંગે પ્રવીણોની જરૂર પડે છે, તે જોતાં મજુરીનો ખપ અને હરિફાઇ વધે છે અને તેમાં પ્રવિણોની માંગણી વધુ થતી હોવાથી તેઓની તુલના વધુ સારી રીતે થવા પામે છે.

મહેનતનું પ્રમાણ વધવાથી મજુરીનો દર વધે છે જેમ વધુ મહેનત કામે લાગે છે તેમ મહેનતનું નાણું વધુ આપવું પડે છે. જમીન, મહેનત અને ભંડોળ એ ત્રણના સંક્રાન્તિએ જે સંપત્તિ પેદા થાય છે તેનો જેમ વધારો થતો રહે છે તેમ માલેકને ભાડારૂપે, કારીગરને મજુરી તરીકે, અને મુડીદારને નફારૂપે વધુ મળવુંજ જોઇએ એવો સિદ્ધાંત છે. છતાં દુનિયામાં બિનઅનુભવિ, લોકોમાં ન ભળાતા અને સુગરા કેટલાક એવા પણ આસામીઓ મળી આવે છે કે જેઓ પોતે પોતાની રોકેલી મુડીના પ્રમાણમાં વધુ નફો મેળવવા ઇંતેઝાર થાય, તોપણ કામ કરનારાઓને તેનો લાભ આપવા તત્પર નહોય. આવા લોકોને ત્યા કારીગરો તનમનથી કામ કરતા નથી, અને તેટલીજ આવકમાં બીજે ઠેકાણે કામ મળે તો તાબડતોબ પહેલાં થાપણદારને ત્યજી જાય છે. તે જોતાં મુડીવાળાને સારો કારીગર જતો રહે તેનું નુકશાન

વખતે મૉનથ્યુ બાશિયા નામના વિદ્વાને નિચે મૂજબ લખાણ કરી ઉપલી માન્યતાનો રદીઓ આપ્યો હતો:-

એક ગામડામાં જેમ્સ નામનો સુથાર હતો અને તે રાત અને દિવસ મ્હેનત કરતો હતો ત્યારબાદ તેને એક દહાડો વિચાર આવ્યો કે તેની પાસે ફક્ત વાંસલો, કરવત અને હથીઆરડીજ હોવાને લીધે તે સફાઈબંધ સમાન બનાવી શકતો નથી અને તેથી તે જોઇએ એટલું કમાતો નથી. પ્રથમ તેને રંદાની જરૂર જણાઈ અને પોતે જાતે રંદો બનાવ્યો અને તે રંદો વાપરવાથી તેને શો વધારે ફાયદો થશે તેના વિચારના હવાઇ કિલ્લા બાંધવા લાગ્યો. આ મૂજબ તે વિચાર કરતો હતો એટલામાં ત્યાં તેનો વિલીયમ નામનો ઓળખીતો આવ્યો કે જે પણ સુથારજ હતો તેની નજર પેલા રંદા ઉપર પડી, અને તે રંદો પોતે તેની પાસે માંગ્યો. વિલીયમે કહ્યુ " આ રંદો તમે મને એક વર્ષ માટે ધીરો." આના પ્રત્યુતરમાં જેમ્સ બોલ્યો " હું તમને તે આપું તેનો બદલો શો ?"

વિ૦—"કઇજ નહિં. તે માગી લઉં છું પછી તેનો બદલો હોતો હશે ?"

જે૦—"ભાઈ મ્હેં રંદો તમને આપવા કાજે, નથી બનાવ્યો."

વિ૦—"ઠીક, રંદાના બદલામાં તમે શું ચાહો છો ?"

જે૦—તમે વર્ષ સુધી રંદો વાપરો એટલે તે ત્યારબાદ નકામો થઈ જવાનો માટે બોલી એ કરોકે તમારે મને નવોજ રંદો આપવો.

વિ૦—તે વાજબી છે તમે એટલાથી સંતોષ થાય છો ને ?"

જે૦—ના રંદા બદલે રંદો વર્ષે આપશો પણ આટલો વખત સુધી રંદો વાપરો અને નફો મેળવો તે બદલ તમારે મને એક લાકડાનો કટકો આપવો.

બંન્ને એ આ શરતો કબુલ કીધી ત્યારબાદ દર વર્ષે જેમ્સ રંદો ઉપલી શરતો મૂજબ ભાડેજ ફેરવતો અને ભાડા રૂપે લાકડું લેતો જે બીજો રંદો બનાવવા લેતો. આથી બેઉને સવળતા થતી જેમ્સનો પ્રથમ બનાવેલો રંદો એ ભંડોળ હતું.

હવે જો જેમ્સની ઉપલી શરતો વ્યાજબી લેખાયતો પછી જેઓ પોતાના નાણાંની સગવડ આપણને કરી આપે અને તેના બદલામાં વાજબી બદલો માગે તે કેમ ગેરવાજબી લેખાય. ?

મુંડી અથવા ભંડોળને લગતો નફો ત્રણ અંશોને આધીન છે.




વ્યાજ. કોઈ પણ દેશમાં નાણ વ્યાજ.કેટલું લભ્ય છે તે જાણવું હોય તો તે દેશમાં બિન જોખમે અને આપણને વ્યવસ્થા કરવાની મહેનત ન પડે એવી રોકાણ ઉપર કેટલું વ્યાજ ઉપજે છે તે જાણવું જોઇએ. આપણા દેશમાં સરકારી સેવિંગ્સ બેંકમાં નાણું રોકવામાં આવે છે તેમા નાણું રોકનારને રતિભારનું પણ જોખમ છેજ નહિં. સરકારે લડાઇને અંગે કાઢેલી નવી લોનમાં નાણું રોકનારને કોઇ પણ પ્રકારના ઉચાટ વગર સદ્દર જામીનગીરીએ (૪) ચાર ટકાનું નાણું ઉપજે છે, એટલે સદ્ધર જામીનગીરી ઉપર વ્યાજનો દર ચાર ટકાનો લેખાય.

જે ધીરધારમાં આના કરતાં વ્યાજનો દર વધુ ઉપજે ત્યાં એમજ સમજવું કે રૂપીઆ આપનારને લેનારની શાહુકારીમાં ઓછો વિશ્વાસ છે, અને જેમ વિશ્વાસ ઓછો તેમ વ્યાજનો દર વધુ. જેમ શાહુકારીમાં વિશ્વાસ ઓછો તેમ નાણું ડુબ જવાનો સંભવ વધુ અને તેથી નાણું રોકનારને નફો પણ વધુ રહેવો ઘટે છે.

# COMMERCIAL EDUCATION IN BOMBAY.

## મુંબઇમાં વાણિજ્યનું શિક્ષણ.

લેખકઃ—(પુરૂષોત્તમ ઝીણારામ પાઠક.)

ઉદ્યોગ અને વ્યાપારને લગતાં શિક્ષણની આપણા દેશમાં ઘણી જરૂર છે એમ હવે સર્વાંશે સ્વીકારવામાં આવ્યું છે. શહેરમાં નીકળતી વાણિજ્ય શાળાઓ એની સાબિતી છે પરંતુ આપણી જરૂરીઆતને સર્વાંશે પહોંચી વળવાની આ શાળાઓની સંખ્યા નથી, શિક્ષણક્રમ નથી અને દેશી ભાષાને તેમાં મુદ્દલ સ્થાન નથી.

વેપાર ધંધામાં પડનારા વિદ્યાર્થીઓને ત્રણ ભાગમાં વહેંચી શકાયઃ (૧) દુકાનના સાધારણ ચાકર તરીકે નોકરી કરતો વર્ગ, (૨) કારકુની મહેતાગિરી કરનારો વર્ગ (૩) વકરાવાળા અને મેનેજરના જેવું કામ કરનારો વર્ગ. સાધારણ રીતે આ બધા વર્ગના માણસોની કારકીર્દિ સાધારણ ચાકર તરીકે શરૂ થયેલી હોય છે. પછી ધીમે ધીમે અનુભવથી ઘડાતાં, ઉમર વધતાં, વિશ્વાસ મેળવતાં હુશિયારી અને ભાગ્યના પ્રમાણમાં તેમાંથી ઉપર ચઢાય છે. ખરેખર આમાં પણ એક પ્રકારનું વ્યવહારૂ શિક્ષણ મેળવાય છે અને એની ખાસ જરૂર છે પરંતુ આમાં એક દોષ આવે છે, ચીલા ઉપરજ ચાલવું પડે છે, અને મુશ્કેલીમાંથી માર્ગ કાઢવા માટે જોઇની શક્તિ આવતી નથી. ઘણી જરૂરી બાબતોનું સામાન્ય જ્ઞાન મેળવ્યા પછીજ એક બાબતનું ખાસ જ્ઞાન મેળવવાના પ્રયત્નથીજ તે વિષયનું નવીન જ્ઞાન મળે છે તે નિયમનું પાલન આ અનુભવ્યા જ્ઞાનમાં થતું નથી એટલે અપૂર્ણતા ઘણી રહી જાય છે વેંચવાનું કામ જાણે પણ નામાનું સાધારણ જ્ઞાન હોય નહિ, ખરીદી વિષેનું ભાન હોય નહિ, પત્ર વ્યવહારનું ઠેકાણું હોય નહિ એવા માણસને વકરાના કામમાં હુશિયાર હોય છતાં દુકાનનું કામ પૂર્ણ રીતે સોંપાય નહિં. કારણ કે તેનામાં ગફલત થવાના સંભવો બહુ રહે છે. આમ માત્ર એકજ વિષયનું જ્ઞાન ધરાવનાર કુશળ વેપારી થઇ શકે નહિં. કુશળતાની ગેર હાજરીને લીધે વ્યાપારની વૃદ્ધિ જેટલી થવી જોઇએ તેટલી થાય નહિં.

સારા કામદારો મેળવવા વેપારીઓ હંમેશાં આતુર હોય છે. પરંતુ તેવો કુશળ કામદાર વર્ગ કેમ ઉભો કરવો તે વિષે તેઓને ગમ નથી અથવા તેઓ ખરાખર સ્વાર્થ સાધવામાં શિથિલ છે. મ્હને લાગે છે કે પહેલું કારણ ખરૂં છે

શિક્ષણથી મનુષ્યની શક્તિઓ ખીલે છે અને એ ખીલવાના પ્રમાણમાં કુશળતા વધે છે. માટે કુશળ કામદારો મેળવવા માટે વાણિજ્યનું શિક્ષણ આપે એવી શાળાઓ હસ્તીમાં આવવી જોઇએ આવી શાળાઓ હસ્તીમાં આણવા માટે ખરી રીતે એકજ ઉપાય છે. અને તે એજ કે વેપારીઓએ આવી શાળાઓમાં શીખેલા અને તેમાંથી પાસ થઇ પ્રમાણપત્ર મેળવેલા માણસોને વધારે અને વધારે પ્રમાણમાં ચાકરીમાં રાખવાનું ધોરણ સ્વીકારવું.

મુંબઇ શહેરમાં ૧૫ થી ૭૫ રૂપીઆ સુધી, મહિને દિવસે, પગાર મેળવનારા ઘણા માણસો વેપારીઓની નોકરીમાં હશે. તેમાંના એક સારી સંખ્યા હજુ ૧૫ અને ૨૨ વર્ષની ઉમરના છોકરાઓની હશે આ બધા છોકરાઓ મોટે ભાગે દેશીભાષામાં છ-સાત ધોરણ સુધી કેળવાયલા હશે. હવે જો આ લોકોને દેશી ભાષાદ્વારા વ્યાપારી વિષયોનું શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો વ્યાપારીઓને શિક્ષિત માણસો મળે અને તેના ફળની અસરથી દેશમાં બીજે ઘણે સ્થળે એવું શિક્ષણ આપનારી શાળાઓ સ્થપાય.

મુંબઇને માટે આવી એકાદી શાળા રાત્રિએ) ચલાવી શકાય તેમ છે. દેશી વેપારીઓનાં જુદા જુદાં મંડળો ધારે અને ઐકયથી કામ કરે તો બહુ સહેલાઈથી આ યોજના પાર ઉતારી શકાય

શિક્ષણક્રમ ગોઠવવા માટે એક મંડળ ઉભું કરવું જોઇએ. તેમા જુદા જુદા ધંધાના વેપારીઓ, પ્રોફેસર મજુમદાર અને સુમેદાર જેવા વિલાયત જઇ વ્યાપારી વિષયોનો અભ્યાસ કરી આવેલા વિદ્વાનો, અને આવી બાબતમાં રસ લેતા સર્વન્ટસ ઓફ ઈન્ડીઆ સોસાયટીના મેમ્બરોમાંથી આ મંડળના સભાસદો ચૂંટાવા જોઇએ.

અભ્યાસક્રમ નક્કી થાય ત્યાર પછી ખર્ચની જોગવાઇ કરવાની શાળાની વ્યવસ્થા કરવાની, અને વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા થાય તેમ કરવાની ગોઠવણ કરવાની જરૂર રહે છે.

મુંબઇના શ્રીમંતો માટે નાણાંની ગોઠવણ કરવાનું કામ કંઇ મુશ્કેલ નથી. આ શાળામાં મોટો ખર્ચ થવાનો નથી. મારકેટના હોલોમાંથી એકાદ રાત્રિના વપરાશ માટે મેળવવામા આવે, અને તે કરવાનું કામ વેપારીઓ માટે મુશ્કેલ નહિ જ ગણાય, તો બાકીનું ખર્ચ માસિક પચાસ-સાઠ રૂપીઆ કરતાં વધારે શરૂઆતમાં બે ત્રણ વરસ સુધી આવવાનો સંભવ નથી અને આટલા રૂપીઆ ઉભા કરવા માટે જો તેટલાજ વેપારીઓની સખ્યા માસિક એક કે રૂપીઓ આપવાનું કબુલ કરે તો બસ થઇ પડે તેમ છે. શું આ બની શકે તેમ નથી?

શાળાની વ્યવસ્થા કરવા માટે એક વ્યવસ્થાપક મંડળ ઉભું કરવું જોઇએ આ મંડળના સેક્રેટરી તરીકે કોઇ ઉત્સાહી, અને વખતવાળા સજ્જનને નીમવા અને એમના તરફથી મંડળની મંજુરીઆત પ્રમાણે શાળાની વ્યવસ્થા થવી જોઇએ.

શરૂઆતમા વિદ્યાર્થીઓ મેળવવાની જ રાક મુશ્કેલી નડશે. પણ જો વેપારીઓ પોતાના ચાલાક લાયક નોકરોને શાળામાં હાજરી આપવાની થોડીક અનુકૂળતા કરી આપે અને તેમને તેમની લાયકાત વતે ને પ્રમાણમા ઉત્તેજન આપવાનું વચન આપે તો થોડા વખતમાં વિદ્યાર્થીઓની તાણ રહેશે નહિં જેમ જેમ લાભ દેખાતા જશે તેમ તેમ વિદ્યાર્થીઓની સંખ્યા વધશે. કારણકે સ્વાર્થ સમજાય એટલે મનુષ્ય પ્રાણી તે સાધવા પ્રયત્ન કર્યાવિના રહેજ નહિં એવી એની ખાસીઅત છે.

પદ્ધતિસર કેળવાયેલા, વ્યાપારમાં મદદગાર થઇ પડે તેવા અને જાણકાર કામદારો મેળવવા માટે, ગરીબ વર્ગના નોકરોના ભલા માટે, અને સાધારણ રીતે આપણી નિશાળમાથી મુંબઈ આવતા બાળકોનું જરાક વધારે કેળવણી લેવા તરફ લક્ષ થાય એ માટે જો વ્યાપારીઓ આ વિષયમાં કંઇક કરે તો બેશક કામની ઉપયોગિતા અને ઉત્પાદકતા વધે.

---

## NEW TAXES IN ENGLAND.

## વિલાયતમાં નવા કરો.

ગયે એપ્રિલમાં બજેટ વખતે ઇંગ્લાંડના ચાન્સેલર ઓફ ધી એક્સચેકર મી મેકકેનાએ નવા કરો દાખલ કર્યા હતા તેની વિગત નીચે મુજબ છે.

ઇન્કમટેક્સ—આવક વેરો

ચાલુ કરમાં ૪૦ ટકા વધારો કરવામાં આવ્યો છે. દાખલ કરતી વખતે સરકારી વર્ષ પુરૂં થવાને માત્ર ૬ મહિનાજ હતા એટલે નવી માગણી ૨૦ ટકા અગાઉથી બરાબરીજ હતી. જુના અને નવા કરોનુ કોષ્ટક નીચે મુજબ છે-

| | જુનો કર. | નવો કર | ચાલુ સાલ માટે સુધારેલો કર. |
|---|---|---|---|
| કમાણી વગરની આવક. દર પૌંડે | ૨ શી. ૬ પે. | ૩ શી ૬ પે. | ૩ શી |
| કમાણી વાળી દર પૌંડે આવક. | ૧ શી. ૬ પે | ૨ શી. ૧ પે. | ૧ શી. ૯½ પે. |
| | | (આશરે) | (આશરે) |

પહેલાં ૧૬૦ પૌંડ અને તેથી ઓછી કમાઇ વાળાઓ આ વેરામાંથી છુટા હતા પણ હવે ૧૩૦ પૌંડ સુધી હદ બાંધવામાં આવી છે જે લોકો દર અઠવાડીએ ૨ પૌંડ અને ૧૦ શીલીંગ કે વધારે કમાતા હશે તેને આવક વેરો આપવો પડે છે. ૧૬૦ થી ૭૦૦ પૌંડની આવક પર ઘટ આપવામાં આવતી હતી તેનું પ્રમાણ પણ ઓછું કરવામાં આવ્યું છે. ઘટ માટે વધારેમા વધારે રકમ ૧૨૦ પૌંડ રાખવામાં આવી છે એટલે જે આદમી ૧૩૧ પૌંડ કમાતો હશે તેને ૧૧ પૌંડ પર કર આપવો પડે છે ઘટમાટે અસલ રકમ ૧૬૦ પૌંડને બદલે ૧૨૦ પૌંડ રાખવામા આવી છે, અને ૧૫૦ અને ૧૨૦ ને બદલે ૧૦૦ રાખવામાં આવી છે.

ખેડુતોએ આપવાના કરમાં એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે શીડયુલ (બી)પ્રમાણેની ( જમાબ ધી ) અમલ ભાડાનો ત્રીજો હિસો ગણાતો તેને બદલે તેને આખો હિસ્સો ગણવામાં આવશે. ખેડુત હજી પણ શીડયુલ-(ડી)મા આપવાનો દાવો કરી શકે એટલે કે તેના નફા ઉપરજ જકાત આપી શકે.

આવક વેરો સીધો વેરો આપનારાઓ વરસમા બે હપતે એટલે ૧ લી જાનેવારી અને ૧ લી જુલાઈએ ભરી દેવો જોઇશે, અને બીજા બધા નોકરીઆત વર્ગે વરસમાં ચાર હપતે ભરવા જોઇશે જે આદમી એમ સાબીત કરી આપશે કે તેણે જે રકમપર આવકવેરો ભર્યો છે તે રકમ કરતાં પોતાની બધી જાતની વાર્ષિક કમાણી પાંચમે હિસ્સે વધારે છે તો તેને વધારો પાછો આપવામાં આવશે.

કમાયલી આવકપર જુના અને નવા કરોના થોડાક દાખલા નીચેના કોઠકમાં આપવામાં આવ્યા છે નવો કર આ વર્ષ માટે ૧ શી૦ અને ૯½ પે૦ લેખે, અને કરના પહેલા પુરા વર્ષ માટે ૨ શી૦ અને ૧ પે૦ લેખે ગણવામાં આવ્યો છે:—

| આવક પૌંડ | જુનો કર. પૌં. શી. પે. | ચાલુ સાલનો કર. પૌ. શી. પે. | પુરો નવો કર. પૌં. શી. પે. |
|---|---|---|---|
| ૧૩૧ | કાંઇ નહિ | ૦-૧૯-૮½ | ૧—૨-૧૧ |
| ૧૬૦ | કાંઇ નહિ | ૩-૧૧—૮ | ૪—૩—૪ |
| ૧૬૧ | ૦—1—૬ | ૩-૧૩-૫½ | ૪—૫—૫ |
| ૨૦૦ | ૩—૦—૦ | ૭—૩—૪ | ૮—૬—૮ |
| ૩૦૦ | ૧૦-૧૦—૦ | ૧૬—૨—૬ | ૧૮-૧૫—૦ |
| ૪૦૧ | ૧૮ ૧૬—૦ | ૨૬-૧૯-૩½ | ૩૧—૭—૧ |
| ૫૦૧ | ૨૬—૫—૦ | ૩૫-૧૮—૫½ | ૪૧-૧૫—૫ |
| ૬૦૧ | ૩૯-૧૬—૬ | ૪૭-૧૧—½ | ૫૫—૬—૩ |
| [illegible]૦૧ | ૫૮-૧૧—૬ | ૬૨-૧૫-૧૧½ | ૭૩—૦—૫ |
| ૧૦૦૦ | ૭૫—૦—૦ | ૮૯-૧૧—૮ | ૧૦૪—૩—૪ |

૮,૦૦૦ પૌંડ ઉપરની આવક પર અત્યાર પહેલાં દર પૌંડ શી૦ ૨ પૈં૦ ૮ લેખે કર હતો તેને બદલે હવે નીચે પ્રમાણે લેવામા આવે છે.

| | | શી૦ પે૦ |
|---|---|---|
| પૌંડ ૮,૦૦૦ થી | ૯,૦૦૦ | ૨-૧૦ |
| પૌંડ ૯,૦૦૦ થી | ૧૦,૦૦૦ | ૩—૨ |
| પૌંડ ૧૦,૦૦૦ થી | વધારે | ૩—૬ |

૧૯૧૪-૧૫ ની સાલમાં આવકવેરાની ગણત્રીના નફા કરતાં જેનો નફો ૧૦૦ પૌંડ વધારે હશે તેવા ધંધા અને ઉદ્યોગો પર ૫૦ ટકાનો ખાસ કર નાખવામાં આવ્યો છે.

ખાંડ.

સપ્ટેંબરની ૨૨ મી તારીખથી દર હંડ્રવેટ પર ૧ શી૦ ૧૦ પે૦ ને બદલે ૯ શી૦ ૪ પે૦ લેવામાં આવી છે. વેચાણની કિંમતમાં ઘટાડાને પરિણામે કિંમતમાં દર હંડ્રવેટ પર પાચ શીલીંગ એટલે દર રતલે અડધી પેની જેટલો ચોખ્ખો વધારો થશે. દાણાવાળી ખાંડ ૩½ ને બદલે ૪ પેન્સે રતલ લેખે વેચાશે અને લોંદીઆ ખાંડના ભાવમાં અસાધારણ વધારો થશે. ચા, તબાકુ, કોકો કોફી, ચીકોરી અને સુકા મેવા વિગેરે પરની જકાતમાં ૫૦ ટકા વધારો કરવામાં આવ્યો છે. જુના અને નવા કરોનું કોષ્ટક નીચે મુજબ છે.

| | જુના દર | | નવા દર દર રતલે |
|---|---|---|---|
| ચા .. ... . | દર રતલે | ૮ પે૦ | ૧ શી૦ |
| તંબાકુ છુટો... ... | ,, ૪ શી૦ ૧ ,, | | ૬ ,, ૧૫ પે૦ |
| કોકો ... .. ... | ,, ...... ૧ ,, | | ૧૫ ,, |
| કોફી ... .. ... | ,, .. ... ૨ ,, | | ૩ ,, |
| ચીકોરી .. ... | ,, .... ૨ ,, | | ૩ ,, |
| સુકો મેવો .. ... | દર હંડ્રવેટે ૭ શી૦ | | ૧૦ શી૦ ૬ ,, |

મોટર સ્પીરીટની જકાતના દરમાં દર ગેલને ૧૫ થી ૩ પેન્સને બદલે ૪૫ થી ૬ પેન્સ પ્રમાણે વધારો કરવામાં આવ્યો છે ૨૦ મી અકટોબર થી પેટંટ દવાઓપર દર શીલીંગે ૧૫ પેન્સને બદલે ૩ પેન્સ લેવામાં આવશે.

આયાત માલ પર જકાત

મોટરગાડી, મોટરસાઇકલ, તેના જુદા જુદા ભાગો, સીનેમાફીલમ, નાનાં મોટા યંત્રો વાંજીત્રો, કાચની રકાબીઓ, ટોપીઓ વિ૦ આયાત થતા માલપર કિંમત પ્રમાણે ૨૯ મી સપ્ટે બરથી ૩૩ ⅓ ટકા લેખે જકાત નાંખવામા આવી છે.

ટપાલના દરમાં વધારો.

ટપાલ, તાર અને ટેલીફોનના દરોમાં પણ કેટલાક અગત્યના સુધારા કરવામા આવ્યા છે. તેમાં અગત્યના નીચે પ્રમાણે છે —જુનો દર ચાર ઔંસ માટે એક પેની અને બે ઔંસ માટે અડધી પેની હતો નવો દર એક ઔંસ માટે એક પેની, એકને બે ઔંસ વચ્ચે બે પેન્સ અને દરેક વધારાના બે ઔંસ માટે અડધી પેની. એ પ્રમાણે છે

અડધી પેનીના પોસ્ટ કાર્ડને બદલે હવે પેનીવાળા પોસ્ટ કાર્ડ દાખલ કરવામા આવ્યા છે.

ઇન્લૅંડ પેકેટ અને રજીસ્ટર્ડ ન્યુસ પેપરનો દર અડધી પેનીથી એક પેની કરેવામાં આવ્યા છે.

પારસલો માટે એક પેની વધારવામાં આવી છે, એટલે એક પૌંડને બદલે ૪ પેન્સથી માંડીને વધારેમાં વધારે ૧૧ પેંાડ માટે એક શીલીંગ એમ ઠરાવવામાં આવ્યું છે.

પોસ્ટલઓર્ડરમા છ પેન્સથી બે શીલીંગના ઓર્ડરપર અડધી પેનીને બદલે એક પેની લેવામાં આવશે.

છપેન્સવાળા તાર કાઢી નાખવામાં આવ્યાં છે અને તેને બદલે બાર શબ્દ માટે નવ પેન્સ અને દરેક વધારાના શબ્દ માટે અડધી પેની લેવામા આવશે

વર્તમાન પત્રોના તારોના નવા દર— પહેલા સરનામા માટે દીવસે રા શીલીંગમાં ૭૫ શબ્દો અને રાત્રે ૧૦૦ શબ્દો એમ ઠેરવ

ઓકનમોઝેક ટાઇરસની દીઝાઇનો ક્યાં જોવા મળશે ?

વામાં આવ્યા છે પહેલા સરનામા પછી ની જાગ્યે માટે નકલ કરવાની ફી ૮ પેન્સ (૧૦૦ શબ્દો શરે અથવા ૭૫ શબ્દો દીવસે) રાખી છે જુનો દર દર સો શબ્દ માટે ૧ શીલીંગ અને નકલ કરવાની ફી બે પેન્સ હતો.

| | જુનો દર. | નવો દર. |
|---|---|---|
| ૨૫ માઇલ | ૩ પે. | ૪ પે. |
| ૫૦ „ | ૬ , | ૮ „ |
| ૭૫ „ | ૯ „ | ૧ શી. |
| ૧૦૦ „ | ૧ શી | ૧ „ ૪ પે. |
| વધારાના દરેક ૪૦ માઇલ ૫૪ | ૬ પે. | ૮ પે. |

ટેલીફોન—ક્લેંડના દરોમાં લંડનમા ૧૭ પૌંડને બદલે ૨૦ પૌંડ અને બહાર ગામ ૧૦ ને બદલે ૧૨ પૌંડ એ પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે અહુકોના કૉલની એક પેની ચાલુ ગણવામા આવી છે.

ટ્રંક સર્વીસમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામા આવ્યા છે—

કૉલ ઓફીસની ફીમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે.

| | જુનોદર | નવેદર. |
|---|---|---|
| લંડન | ૨ પે | ૩ પે. |
| પ્રાવીન્સીસ | ૧ પે | ૨ પે. |

ખેતીવાડી માટે પટેલના નાણીયા પંપો કે જે

# WAR NOTES AND NOTIFICATIONS.

## લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામાં કયા કયા વેપારીઓ પર ચામડાં તથા ચામડીઓ મોકલી શકાય તેમના નામનું છેલ્લામાં છેલ્લું અને સુધારેલું લીસ્ટ અમને મળ્યું છે. વધુ વગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી. તા૦ (૧૯-૨-૧૯૧૬) (૨૪-૨-૧૯૧૬) (૨૮-૨-૧૯૧૬) (૯-૩-૧૯૧૬.) (૨૪-૩-૧૯૧૬).

---

યુનાઇટેડ કીંગડમ, બ્રિટીશ મુલકો અને બ્રીટીશ રાજ્યના રક્ષણ હેઠળનાં રાજ્યો સિવાયનાં બીજાં રાજ્યોપર મરી અને લવંગીઆ મરચાં મોકલવાની બંધી કરવામાં આવી છે. યુરોપમાંના તટસ્થ રાજ્યો ખાતે માલ મોકલવા માટેના પરવાના આપવાનો હિંદી પ્રધાને સ્વહસ્તે હક રાખ્યો છે. તે સિવાયનાં બાકીનાં સ્થળોએ સાધારણ જથ્થામાં પરવાનાથી માલ જવા દેવા માટે કસ્ટમ્સ કલેક્ટરને સત્તા આપવામાં આવી છે. (૨૧-૨-૧૯૧૬).

---

સ્વીટ્ઝરલેંડની સોસાયટી સ્વીસ ડી સર્વેલંસ ઇકોનોમીકના પર મોકલી શકાય એવા માલનું લીસ્ટ અત્રેના કસ્ટમ્સ કલેક્ટર તરફથી મોકલવામાં આવ્યું છે. હિંદુસ્તાનમાંથી નીકાશ માટે બંધી કરવામાં આવેલા માલની યાદી-માંની કોઇ પણ ચીજ મોકલવા માટે ખાસ પરવાનો મંગાવવો જોઇશે.

---

મુંબઇના કસ્ટમ્સ કલેક્ટર તરફથી જણાવવામાં આવ્યું છે કે સ્વીટ્ઝરલેંડ ખાતે મોકલવાના માલ માટે પરવાનાઓ મેળવવા માટે પહેલાં ત્યાંની આયાત કરનારાઓની પેઢીએ ફૉરીન ઓફીસ પર અરજી કરવી પડશે. આ અરજી સાથે સોસાયટી સ્વીસ ડી સર્વેલાંસ ઇકોનોમીકનું બાંહ્યધરીપત્રક બીડવું જોઇશે. જો આ અરજી માટે પરવાનો આપવામાં આવશે તો ના. હિંદી સરકાર પર તેની ખબર મોકલવામાં આવશે, જે મુંબઇના કસ્ટમ્સ કલેક્ટરને જણાવશે અને ત્યાર પછીજ સરટીફીકેટો કાઢી આપવામાં આવશે.

સરટીફીકેટો માલ જોડે મોકલવાં જોઇશે.

(૩-૩-૧૯૧૬).

---

ના. હિંદી સરકારે ચલાવેલી તપાસ પરથી માલમ પડે છે કે હવેથી ખાંડની આયાત બાબે જાણવામાં આવેલી જર્મન પેઢીઓથી હિંદુસ્તાન સ્વતંત્ર રીતે વેપાર કરી શકશે, માટે દેશી વેપારીઓને અરજ કરવામાં આવે છે

કે હવેથી જાવામાં આવેલી ગાડમાન અને સીલકેન નામની પેઢી સાથે વેપાર ચલાવવો નહિ કારણકે તે પેઢી શત્રુપ્રજાની છે એમ જણાવવામાં આવે છે. (૭-૩-૧૯૧૬)

---

જેમ્સ હેમ્સ નામના વ્હાણના સબંધમા જીબ્રાલ્ટરની વડી અદાલતમાં કામ ચલાવવામાં આવ્યુ છે. આ વહાણ પરના માલમાં જે કોઈનું લાગતું વળગતુ હોય તેણે અરજી નોધાવવી

હોંગ કોંગની ઈનામી કોર્ટ આગળ સેનેગામ્બીઆ નામના જર્મન વહાણ સંબંધી ચાલેલો મુકદ્દમો મુકરરવામાં આવ્યો છે તેમાં વહાણ તથા નધણીઆતા માલ જપ્ત કરવામાં આવ્યાં છે.

(૨૯-૨-૧૯૧૬)

સ્ટીમર "ઓરીયાના" પરના કેટલાક માલના સંબધમા જીબ્રાલ્ટરની વડી અદાલતમાં કામ ચલાવવામા આવનાર છે, જેઓને એ માલ સંબધી લાભ હોય તેમણે અરજી કરવી.

---

# WAR NOTES AND NOTIFICATIONS.

## લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામાં કયા કયા વેપારીઓ પર ચામડાં તથા ચામડીઓ મોકલી શકાય તેમના નામનું છેલ્લામાં છેલ્લું અને સુધારેલું લીસ્ટ અમને મળ્યું છે. વધુ વગત માટે મેમ્બરોએ ચેમ્બરમાં ખબર કાઢવી. તા૦ (૧૯-૨-૧૯૧૬) (૨૪-૨-૧૯૧૬) (૨૮-૨-૧૯૧૬) (૯-૩-૧૯૧૬.) (૨૪-૩-૧૯૧૬).

---

યુનાઇટેડ કીંગડમ, બ્રિટીશ મુલકો અને બ્રીટીશ રાજ્યના રક્ષણ હેઠળનાં રાજ્યો સિવાયનાં બીજાં રાજ્યોપર મરી અને લવંગીઆ મરચાં મોકલવાની બંધી કરવામાં આવી છે. યુરોપમાંના તટસ્થ રાજ્યો ખાતે માલ મોકલવા માટેના પરવાના આપવાનો હિંદી પ્રધાને સ્વહસ્તે હક્ક રાખ્યો છે. તે સિવાયનાં બાકીનાં સ્થળોએ સાધારણ જથ્થામાં પરવાનાથી માલ જવા દેવા માટે કસ્ટમ્સ કલેકટરને સત્તા આપવામાં આવી છે. (૨૧-૨-૧૯૧૬).

---

સ્વીટ્ઝરલેંડની સોસાયટી સ્વીસ ડી સર્વેલંસ ઇકોનોમીકના પર મોકલી શકાય એવા માલનું લીસ્ટ અત્રેના કસ્ટમ્સ કલેક્ટર તરફથી મોકલવામાં આવ્યું છે. હિંદુસ્તાનમાંથી નીકાશ માટે બંધી કરવામાં આવેલા માલની યાદી-માંની કોઇ પણ ચીજ મોકલવા માટે ખાસ પરવાનો મંગાવવો જોઇશે.

---

મુંબઇના કસ્ટમ્સ કલેકટર તરફથી જણાવવામાં આવ્યું છે કે સ્વીટઝરલેંડ ખાતે મોકલવાના માલ માટે પરવાનાઓ મેળવવા માટે પહેલાં ત્યાંની આયાત કરનારાઓની પેઢીએ ફૉરીન ઓફીસ પર અરજી કરવી પડશે. આ અરજી સાથે સોસાયટી સ્વીસ ડી સર્વેલાંસ ઇકોનોમીકનું આત્રોપત્રક બીડવું જોઇશે. જો આ અરજી માટે પરવાનો આપવામાં આવશે તો ના. હિંદી સરકાર પર તેની ખબર મોકલવામાં આવશે, જે મુંબઇના કસ્ટમ્સ કલેકટરને જણાવશે અને ત્યાર પછીજ સરટીફીકેટો કાઢી આપવામાં આવશે.

સરટીફીકેટો માલ જોડે મોકલવાં જોઇશે.

(૩-૩-૧૯૧૬).

---

ના. હિંદી સરકારે ચલાવેલી તપાસ પરથી માલમ પડે છે કે હવેથી ખાંડની આયાત બાબે જાણવામાં આવેલી જર્મન પેઢીઓથી હિંદુસ્તાન સ્વતંત્ર રીતે વેપાર કરી શકશે, માટે દેશી વેપારીઓને અરજ કરવામાં આવે છે

કે હવેથી જાવામાં આવેલી અડમાન અને સીલકેન નામની પેઢી સાથે વેપાર ચલાવવો નહિ કારણકે તે પેઢી શત્રુપ્રજાની છે એમ જણાવવામાં આવે છે. (૭-૩-૧૯૧૬)

---

જેમ્સ હેમ્સ નામના વ્હાણના સંબંધમાં જીબ્રાલ્ટરની વડી અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું છે. આ વહાણ પરના માલમાં જે લોકોનું લાગતું વળગતું હોય તેણે અરજી નોંધાવવી.

હોંગ કોંગની ઇનામી કોર્ટ આગળ સેનેગામ્બીઆ નામના જર્મન વહાણ સંબંધી ચાલેલો મુકદ્દમો ચુકવવામાં આવ્યો છે તેમાં વહાણ તથા નધણીઆતા માલ જપ્ત કરવામાં આવ્યાં છે.

(૨૯-૨-૧૯૧૬)

સ્ટીમર "ઓરીયાના" પરના કેટલાક માલના સંબંધમાં જીબ્રાલ્ટરની વડી અદાલતમાં કામ ચલાવવામાં આવનાર છે, જેઓને એ માલ સંબંધી લાભ હોય તેમણે અરજી કરવી.

---

# CHAMBER'S SECTION.

## ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનિવાર તારીખ ૫ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને રોજ સ્હાંજે ૨-૩૦ (મું. ટા) વાગે મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.—

(૧) ઑ. શેઠ દીનશા એદલજી વાચ્છા.
(૨) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.
(૩) શેઠ મોતીલાલ વલ્લભજી
(૪) શેઠ મોરારજી વેલજી
(૫) શેઠ જગન્નાથજી
(૬) શેઠ રેવાશંકર જગજીવન
(૭) શેઠ પી. જે. બીલ્લીમોરીઆ
(૮) શેઠ એમ પી માદન
(૯) શેઠ રતનશી મુળજી
(૧૦) શેઠ જેઠાભાઇ વાલજી

(૧) ગઇ વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામા આવી હતી તે પસાર કરવામાં આવી હતી

(૨) નામદાર વાયસરોય લોર્ડ હાર્ડીંગ તથા નવા આવતા વાયસરોય લોર્ડ ચેમ્સફર્ડને આપવાના માનપત્રોના ખરડા થોડાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યા હતા, તથા તે માટે રૂા ૪૦૦) (રૂપીઆ ચારસો) ખર્ચ માટે મંજુર કરવામાં આવ્યા હતા.

(૩) તમાકુની બાબતમા આ ચેમ્બરે કરેલી અરજનો જવાબ ના. સરકાર તરફથી આવ્યો હતો, જે ઉપર વિચાર કરતા તે બાબત મુલતવી રાખવામા આવી હતી

(૪) સ્મોલ કોઝ કોર્ટ બાબે શેઠ વલ્લભ નારાયણ દાણીની સૂચના વધુ તપાસ માટે મુલતવી રાખવામા આવી હતી

(૫) મુંબઇની લેજીસ્લેટીવ કૌંસીલને માટે આ ચેમ્બર તરફથી થનારી ચુંટણી માટે ખાસ સાધારણ સભા તા૦ ૧૧ મી માર્ચ ૧૯૧૬ ને રોજ સ્હાંજના ૨-૩૦ (મું ટા.) વાગે બોલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ વખત થઇ જવાથી બાકીનું કામ મુલતવી રાખી સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચંટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની મુલતવી રહેલી સભા શનિવાર તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને રોજ સ્હાંજે ૨-૩૦ (મું. ટા ) વાગે મળી હતી, જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

(૧) ઑ. શેઠ દીનશા એદલજી વાચ્છા
(૨) શેઠ સોરાબજી એદલજી વરદન
(૩) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ
(૪) શેઠ એમ. પી માદન
(૫) શેઠ ગોપાળજી વાલજી
(૬) શેઠ જેઠાભાઇ વાલજી.
(૭) શેઠ મોરારજી વલ્લજી
(૮) શેઠ પી. જે. બીલ્લીમોરીઆ
(૯) શેઠ જગન્નાથજી
(૧૦) શેઠ મુલજી હરિદાસ

આગલે શનિવારે બાકી રહેલું કામ હાથ ધરવામાં આવ્યું હતું.

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબાઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનુ સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યુ હતું. આટલું છતા મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટ લખી આપી હતી કે આખા ઘરમાં સોમાં વખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમા સર્વ સલામત રહ્યુ હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી હતી અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલાં સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મે જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં

મુંબાઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમા જુદા જુદા મેકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યુ અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

કૅન્સ્ટી, તથા ઝુમરો વીગેરેમાં અને

બાળવા માટે )

 **સુર્ય છાપ**

લાંબી | ધોળી



મોટી | લાલ

( મજુ ઉત્તમ )

# મીણ—બતી

કાચનાં જાડા ગલાસો. નાની-મોટી ( કાચના પોટા સાથે કેન્ડલ.)

| મોટી કૅન્સ્ટી માટે | ગાડીનાં ફાનસોમાં બાળવાની | નાની કૅન્સ્ટી માટે. |
|---|---|---|
| ૧૦-૧૨-૧૬ ઈંચની | ( ૬ અને ૮ ) | લાલ-લીલી-પીળી, રંગીન. |
| ( લાલ સફેદ ) | લાલ સફેત | ( રંગીન ૩૨ વાળી ) |
| મીણ—બતી. | મીણ—બતી | મીણ—બતી. |

તેમજ પીળું-સફેદ વગેરે મીણ જથાબંધ છુટક સસ્તા ભાવે મળશેજી.

## બાબુભાઇ આણંદજી મીણવાળા.

વડગાદી (માંડવી) મુંબઇ ૩

☞ ( નવું મકાન બાંધે છે-તેની બાજુમાંજ નીચે ) ☜

(૬) રૂપું આયાત કરનારા ૧૫ ટકા તથા રૂપાંનો માલ આયાત કરનારા ૫૦ટકા જકાત આપે છે તે બાબત થોડાક વિવેચન પછી મુલતવી રાખવામાં આવી હતી.

(૭) ચેમ્બરે રેલ્વે ગુડઝ કલાસીફીકેશનની બાબતમાં કરેલાં રેપ્રેઝન્ટેશન માટે રેલ્વે કોન્ફરન્સ એસોસીએશનના સેક્રેટરી મી૦ બ્લીસ તથા બી બી. એન્ડ સી. આઇ. રેલ્વેના જનરલ ટ્રાફીક મેનેજર મી૦ હેન્સન તરફથી ઉપકાર માનનારા પત્ર આવ્યા હતા જેની નોંધ લેવામાં આવી હતી.

(૮) શેઠ સી. વી. મેહતા તરફથી પત્ર આવ્યો હતો કે બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે પર જે સ્ટેશનોએ કોલસા મોકલવામા આવે છે તે સ્ટેશનો પર માલ લેનાર ધણીને માટે ફરી જોખવામાં આવતો નથી. આથી રસ્તામાં ઓછા થયલા કોલસા પર પણ માલધણીને નૂર ભરવુ પડે છે. આ ફરીયાદ મજકુર કંપનીના ધ્યાનપર લાવવા પત્રમાં ભલામણ કરવામાં આવી હતી. શેઠ સી. વી. મેહતાને જણાવવાનો ઠરાવ થયો હતો કે માલ ઓછો થયો હોય તેના વિગતવાર દાખલા અને પુરાવા મોકલવા, પછી ચેમ્બર જે તે બાબત હાથ ધરશે.

(૯) સુતર અને રૂના આંકડામાં ચોક્કસ ફેરફારો કરવા બાબેના ના. સરકારના પત્ર પર વધુ વિચાર મુલતવી રાખવામાં આવ્યો હતો.

(૧૦) રશીઆ ખાતે હિંદુસ્તાન તરફથી મીણ મોકલવામાં આવે છે તેમાં હલકા પદાર્થોની મેળવણી કરવામા આવે છે, એ મતલબની ફરીયાદ કરનારો પત્ર ના. સરકાર તરફથી આવ્યો હતો, જે બાબત, ચોકકસ માહિતી મેળવવા માટે મુલતવી રાખવામા આવી હતી.

(૧૧) ઇટાલીથી હિંદુસ્તાનમાં બટાકા આયાત કરવા માટે ના. સરકારે ચોકકસ પેઢીને ખાસ હક આપ્યો છે તે માટે ફરીયાદ કરનારો પત્ર મી. એદલજી બી. પારેખ તરફથી આવ્યો હતો. આ બાબતમાં વધુ ખબર મેળવવા માટે મી. પારેખને કમીટીની આવતી મીટીંગમાં બોલાવી ખુલાસો માંગવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ સભા બરખાસ્ત થઇ હતી.

# OTHER CHAMBERS

# બીજી ચેમ્બરો.

બર્મા ચેમ્બર.

બર્મીંગહામના યુનીયન ઓફ એજ્યુકેશનલ ઇન્સ્ટીટ્યુશનના આશ્રય હેઠળ લેવાતી વાર્ષિક વેપારી પરીક્ષાઓ રંગુનમાં લેવાનું ચાલુ કરવામાં આવે એવી સુચના ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન્સ તરફથી કરવામાં આવી હતી તેની ના. લેફ્ટનંટ ગવર્નરે મંજુરી આપી છે એ પ્રમાણેના નામદાર સરકારના પત્રની નોંધ લેવામા આવી હતી.

ના. સરકાર તરફથી કાગળ આવ્યો હતો કે વિલાયત ખાતે મોકલવામા આવતા મીણમાં હલકી જાતનાં મીણનો ભેળસેળ કરવામાં આવે છે તે બાબે ફરયાદ કરવામા આવી હતી. બર્મા ચેમ્બરે સૂચના કરી છે કે ભેળસેળ વિરૂદ્ધ પ્રાન્ત કાયદો ઘડવાની જરૂર છે, જેથી ઘણા પદાર્થોમાં થતા આવી જાતના ભેળસેળ અટકે.

બર્માના ચીફ કલેકટર ઓફ કસ્ટમ્સ તરફથી પત્ર આવ્યો હતો કે કાથાનાં દોરડાં તથા તાડના રેશાઓ પરદેશ મોકલવા માટે ના. હિંદી સરકારનો પરવાનો જોઇશે, માટે દાગીનાની વિગત સાથે મજકુર કલેકટર પર અરજી કરવી. આ પત્રની નોંધ લેવામાં આવી હતી.

બ્રીટીશ ઇમ્પીરીઅલ કાઉન્સીલ ઓફ કોમર્સ તરફથી પત્ર આવ્યો હતો કે ચેમ્બર્સ ઓફ કોમર્સની નવમી કોંગ્રેસ જે ૧૯૧૬ ના સપ્ટેંબર મહિનામાં ભરવામાં આવનાર હતી તે ૧૯૧૭ના સપ્ટેંબર લગી મુલતવી રાખવામાં આવી છે, પણ આખા શહેનશાહતની ચેમ્બરોના પ્રતિનિધિઓનું એક કોન્ફરંસ લંડનમાં તા. ૫ મી જુન ૧૯૧૬ થી શરૂ થતા અઠવાડીઆમાં મળશે. આમાં પ્રતિનિધિ મોકલવા બર્મા ચેમ્બરને આમંત્રણ મોકલવામાં આવ્યું છે. આમાં લડાઈ પછીના વેપારની સ્થિતિપર વિચાર ચલાવવામાં આવશે. તે ઉપરાંત સૂચના કરવામાં આવી છે કે હવે પછી બર્મા ચેમ્બરે પોતાના નોટ પેપર વિ. પરનાં નામ પછી "ઇમ્પીરીઅલ કાઉન્સીલ ઓફ કોમર્સ સાથે જોડાયલી" એવા શબ્દો ઉમેરવા. બર્મા ચેમ્બરે બે પ્રતિનિધિ ચુંટી કાઢ્યા છે તથા મજકુર સૂચના બહાલ રાખીછે.

સીલોન ચેમ્બર ઓફ કોમર્સ તરફથી પત્ર આવ્યો હતો તેમાં રંગુનમાં અંગ્રેજી પેઢીઓને જર્મન ચોખાની મીલોનો પત્તાનો કઇ શરતે મળે છે તે પુછવામાં આવ્યું હતું. ચેમ્બરે જણાવ્યું કે રંગુનની જર્મન પેઢીઓએ પોતાની મીલોનો ઇજારો આપવા ઇજારદારો જોડે બારોબાર ગોઠવણ કરી છે, પણ ભાડું સરકારને આપવાનું ઠરાવવામાં આવ્યું છે. એકે જર્મનોએ પોતાની મીલો ઇજારે આપવી એવો ફરજીઆત કાયદો નથી તો પણ એવો કાયદો ઘડવો કાંઇ અઘરો નથી.

ચેમ્બરના એક સભાસદ તરફથી પત્ર આવ્યો હતો કે નૂરમાં તથા વીમાના દરમાં વધારો થયાથી વધી જતો ખર્ચ આયાત કર-

નારાઓએ સંપ કરીને ગ્રાહકો પાસેથી વસુલ લેવા તજવીજ કરવી. ચેમ્બરે જવાબ વાળ્યો હતો કે ઠરાવનામામાં જો એવી શરત નહિ હોય તો વધારે ભાવો લેવા બની શકે નહિ, અને વધારાના ભાવો વસુલ કરવાનું કામ દરેક વ્યક્તિએ સ્વતંત્ર રીતે કરવું જોઇએ અને આ બાબતમાં ઇમ્પોર્ટ સબ-કમીટી કાંઇ સૂચના કરી શકતી નથી.

બંગાળ ચેમ્બર.

નિકાશ કરવાના જ્યુટને સ્ટીમર પર લેવામાં થતી ઢીલ વિગેરેના સવાલ પર તપાસ ચલાવવા ચેમ્બરે કમીટી નીમી હતી. આ કમીટીએ ઘણા મહિના સુધી તપાસ ચલાવી હતી. કમીટીએ નીચે મુજબ સુચના કરી હતી:—

(અ) પોતાની સ્ટીમરમા રહી શકે તે કરતાં વધારે માલ એજંટોએ સ્વીકારવો નહિ.

(બ) એક ઠરાવ, જે પ્રમાણે વહાણે ચઢાવનાર, આગબોટવાળા જોડે માલ ચઢાવવાનો કરાર કરે છે તે અને બીજો કરાર જે જે પ્રમાણે વહાણે ચઢાવનાર ખરીદનાર જોડે સાટું કરે છે, આ બે કરાર બને ત્યા લગી સુદ્દતમાં મળતા કરવા જોઇએ.

(ક) માલ મોકલનારે જોવું જોઇએ કે કસ્ટમના પાસ તુરત કાઢવામા આવે છે કે નહિ, અને સ્ટીમરનાં સાટાં કરતી વખતેજ માલ નહિ મોકલી આપવો.

(ડ) સ્ટીમરવાળાઓને સૂચના આપતી વખતે પુરતો વખત હોવો જોઇએ.

(ઇ) સ્ટીમશીપ કંપનીઓએ માલ લેતી વખતે હોડીઓપર વધારે કાળુ રાખવો જોઇએ.

(ફ) બોટ-નોટસ લેવા માટે દરેક સ્ટીમર પર એજંટોએ એક અમલદાર મોકલવો જોઇએ, અને કાળા હાથના રસીદના અડધીયાપર આગબોટનું નામ, તારીખ અને વખત નોંધવા જોઇએ.

(ગ) શીપીંગ ઓર્ડરની તારીખ તથા નબર નહિ હોય તેવી ચરદીઓ માલ મોકલનારાઓએ આપવી નહિ તથા બીલવાળાઓએ સ્વીકારવી નહિ.

(હ) જે બોટ નોટસ પર નંબર તથા શીપીંગ ઓર્ડર નહિ હોય તેનો સ્ટીમશીપ કંપનીઓએ ઇનકાર કરવો જોઇએ.

કમીટીએ આશા દર્શાવી હતી કે જે કાગળોને લઇને આ તપાસ ચલાવવામા આવી છે તે કારપેટ જ્યુટના ધંધાના લાગતા વળગતાઓ —મોકલનાર, સ્ટાગારવાળા અને બીલવાળાઓ— આ સૂચનાઓ ધ્યાનમા રાખી કામ લેશે.

---

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## PULP FOR PAPER.

### કાગળનો માવો

સ્વીડનની સરકારે કાગળના માવાની નીકાશ બંધ કરવાનો ઠરાવ કર્યો છે ત્યારે ઇંગ્લાંડ સ્વીડન પાસેથી કેટલા મોટા જથ્થામાં માવો ખરીદ કરતું હતું તે તરફ બધાની નજર દોડે છે જો ઇંગ્લાંડે બ્રીટીશ શહેનશાહતની અંદરથીજ માવો મેળવવા માટે સાધનો ખીલવવા યત્ન કર્યો હત તો તેને જેટલા પ્રમાણમાં જોઇએ છે તેટલા પ્રમાણમાં મળી શકત, કારણ શહેનશાહતમાં આવા પદાર્થોની ખોટ નથી સ્વીડનમાં કાગળનો માવો પોચા, શંકુ આકારના લાકડા, જેવા કે દેવદાર, પાઇન અને સ્પ્રુસ આમાથી બનાવવામાં આવે છે કાનડા અને ન્યુફાઉન્ડલેંડમાં આ જાતના લાકડાના ઘોર જંગલો છે કાગળ બનાવવા માટે આ દેશોમાં આ જાતના લાકડામાથી બનાવવામાં આવતા માવાનો જથો, એ દેશોની શકિત અને સાધનોના પ્રમાણમા, તદન નજીવો જેવો છે

શહેનશાહતના બીજા ભાગોમા પણ માવાના સાહિત્યો છે આ પદાર્થોપર ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટયુટમા અજમાયશ કરવામા આવે છે અને ભાગ્યેજ એકાદ મહિનો એવો જતો હશે કે જેમા કોઇને કોઇ નવા પદાર્થ પર પ્રકાશ પાડવામા નહિ આવતો હોય

ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમા જંગલી ઘાસના વનના વન છે, જે અત્યારે લેશમ પણ આર્થીક ઉપયોગમા લેવાતા નથી ઘાસમાની ઓછામા ઓછી છ જાતમાથી સરસમાં સરસ માવો મળી આવે છે મૈસુર રાજ્યના જંગલમા બરાબર તપાસ ચલાવવામા આવે તો ઓછામા ઓછો દર વર્ષે ૬૦,૦૦૦ ટન માવો નીકળી શકે એમ છે હિન્દુસ્તાનના બીજા ભાગોમા પણ માવાના બારના વાંસના ઝુંડો છે, તેમા ખાસ કરીને લોઅર બર્મા અને દક્ષિણ હિંદુસ્તાનમા ઘણા છે જાપાનીસ ફોર્મોસા અને ફ્રેન્ચ હિંદી ચીનમા તો કાગળ બનાવવાની મીલો પણ ખોલવામા આવી છે. હિંદુસ્તાનમા પણ એક મીલમા આ સંબંધી ફતેહમંદ અખતરા કરવામા આવ્યા છે પણ લડાઇને પરિણામે કામ ધીમુ પડી ગયુ છે

બ્રીટીશ આફ્રીકામા, યુગાન્ડામા "એલેફન્ટ ગ્રાસ" નામનુ ઘાસ થાય છે, જેમાથી પણ માવો મળી શકે એમ છે આ ઘાસ આખી ટ્રોપીકલ આફ્રીકામા એક પટામા ઉગે છે આ ઘાસ આ સંસ્થાનના ખેડુતોને બહુ હરકતકર્તા થઇ પડ્યુ છે ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટમા આ ઘાસમાથી ઉત્તમ માવો બનાવવામા આવ્યો છે, અલબત્ત કોઇ પણ ઉદ્યોગની યોજનાની વેપારી ફતેહનો આધાર માલ બનાવવાના તથા પરદેશ ખાતે ચઢાવવાના ખર્ચ પર રહે છે પુર્વ આફ્રીકામા, જરૂરના પદાર્થો અને બળતણ મળી શકે એમ છે એલેફન્ટ ગ્રાસનો જથો ખીલવવુ ખુટે એમ નથી અને હાલ જે જમીનપર તે ઉગે છે તેને જંગલી જમીન ગણવામા આવે છે

ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટમાં આવેલા કાગળના માવા માટે ખાસ ઉપયોગી પદાર્થો સુદાન, ક્ષણ અને પૂર્વ આફ્રીકા, બ્રીટીશ ગાયેના, ફેડરેટેડ મલાયા સ્ટેટ્સમાં અને બ્રીટીશ વેસ્ટ ઇન્ડીઝથી મળી આવ્યા છે. અત્યાર સુધી બળતણના કામમાં વપરાતા શેરડીના કુચામાંથી માવો કાઢવાનું કારખાનું ત્રીનીદાદ ખાતે ખોલવામાં આવ્યું છે.

(લંડન ચેમ્બર ઑફ કૉમર્સ જર્નલ પરથી.)

---

નામદાર હિંદ સરકારને હિસાબે નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટે હિંદમાં જરૂરીયાત કેટલાક માલો માટે યુરોપની પેઢીઓ સાથે કરેલા સોદાની વિગત નીચે મુજબની હમને મોકલવામાં આવી છે.

| માલ. | પેઢી. |
|---|---|
| ૧. ચાકળો વિગેરે. | જે. રેબોન એન્ડ સન્સ તથા હૉકલી ઍબે વર્કસ. (બરમી ગહામ.) |
| ૨ શાર પાડવાનાં વૈધક યંત્રો (શારડી.) ફીશઓન્ટસ. | ઇ જી રીગલીની કું (બરમીંગહામ). ગેસ્ટ, કીન એન્ડ નેટલ ફોલ્ડસ, લન્ડન વર્કસ. (બર્મીંગહામ પાસે). |
| લીનો ટાઇપ યંત્રો | લીનો ટાઇપ એન્ડ મશીનરી લી. (૧૮૮ ફ્લીટ સ્ટ્રીટ ઇ. સી) |
| ચામડા રંગવાની દવા (Extract) કાઢવા માટેના યંત્ર. | બ્લેર કૅમ્પબેલ એન્ડ મૅકલીન (ગોવાન—ગ્લાસગો) |
| પથ્થર કાપવાના યંત્રો | બ્રમલી એન્જીનીયરીંગ કું (બ્રમલી. લીડસ). |

---

## WORLD'S PRODUCTION OF RAW SILK.

## દુનીયામાં નીપજતુ કાચું રેશમ.

"ઇકોનમીસ્ટ યુરોપીઅન" નામના પત્રની ગણત્રી પ્રમાણે આખી દુનિયામાં ૧૯૧૪ માં રેશમનો પાક ૨૧,૮૭૦ મેટ્રીક ટન ઉતર્યો હતો, જ્યારે ૧૯૧૩ મા ૨૭,૭ ૦ ટન ઉતર્યો હતો. નીચેના કોઠામા દુનીઆના જુદા જુદા ભાગો ૧૮૭૧ થી ૧૯૧૦ માં પાંચ પાંચ વર્ષની સરેરાશ પ્રમાણે કુલે કેટલું રેશમ નીપજ્યું તે આપવામા આવ્યું છે, તથા ૧૯૧૧ થી ૧૯૧૪ સુધીમાં દર વર્ષે કેટલું નીપજ્યું તે પણ આપવામાં આવ્યું છે

| સાલ | યુરોપ. મેટ્રીક ટન | લેવાંટ. મેટ્રીક ટન | એકસ્ટ્રીમઓરીએન્ટ. મેટ્રીક ટન | કુલ. મેટ્રીક ટન. |
|---|---|---|---|---|
| ૧૮૭૧-૭૫ | ૩,૬૭૬ | ૬૭૬ | ૫,૧૯૪ | ૯,૫૪૬ |
| ૧૮૭૬-૮૦ | ૨,૪૭૫ | ૬૩૯ | ૫,૭૪૦ | ૮,૮૫૪ |
| ૧૮૮૧-૮૫ | ૩,૬૩૦ | ૭૦૦ | ૫,૧૦૮ | ૯,૪૩૮ |
| ૧૮૮૬-૯૦ | ૪,૩૪૦ | ૭૩૮ | ૬,૫૨૨ | ૧૧,૬૦૦ |
| ૧૮૯૧-૯૫ | ૫,૫૧૮ | ૧,૧૦૭ | ૮,૬૭૦ | ૧૫,૨૯૫ |
| ૧૮૯૬-૧૯૦૦ | ૫,૨૨૦ | ૧,૫૫૨ | ૧૦,૨૮૧ | ૧૭,૦૫૩ |
| ૧૯૦૧-૦૫ | ૫,૩૧૨ | ૨,૩૦૪ | ૧૧,૪૭૬ | ૧૯,૦૯૨ |
| ૧૯૦૬-૧૦ | ૫,૪૬૦ | ૨,૮૧૫ | ૧૪,૯૦૮ | ૨૩,૧૮૩ |
| ૧૯૧૧ | ૪,૩૩૦ | ૨,૯૬૦ | ૧૭,૨૮૦ | ૨૪,૫૭૦ |
| ૧૯૧૨ | ૪,૯૮૨ | ૨,૨૩૩ | ૧૯,૭૦૦ | ૨૬,૯૧૫ |
| ૧૯૧૩ | ૪,૨૪૫ | ૨,૩૧૫ | ૨૦,૭૬૦ | ૨૭,૩૨૦ |
| ૧૯૧૪ | ૪,૮૬૦ | ૧,૫૫૫ | ૧૫,૪૫૫ | ૨૧,૮૭૦ |

---

યુનાઇટેડ કીંગડમ, યુરોપ અને અમેરિકા ખતે કલકત્તાથી ૧૯૦૮ થી ૧૯૧૫ લગીમાં નીચે પ્રમાણે બિન કેળવેલાં ગાયનાં ચામડાં ચઢાવવામાં આવ્યાં હતાં.

| | યુનાઇટેડ કીંગડમ ખાતે | યુરોપ ખાતે. | અમેરિકા ખાતે. | કુલ. |
|---|---|---|---|---|
| ૧૯૧૫ | ૪,૦૮,૬૦૩ | ૪૧,૯૨,૯૪૯ | ૧૩,૨૨,૨૧૬ | ૫૯,૨૩,૭૬૮ |
| ૧૯૧૪ | ૧,૫૪,૨૧૧ | ૫૬,૭૬,૩૯૫ | ૩,૪૩,૦૯૬ | ૬૧,૭૩,૭૦૨ |
| ૧૯૧૩ | ૧૭,૫૩૦ | ૬૯,૮૧,૯૪૭ | ૨,૬૧,૦૬૦ | ૭૨,૬૦,૫૩૭ |
| ૧૯૧૨ | ૩૯,૫૮૩ | ૭૮,૧૨,૬૨૬ | ૮,૦૧,૨૨૧ | ૮૬,૫૩,૪૩૦ |
| ૧૯૧૧ | ૧,૩૫,૧૩૪ | ૮૧,૫૯,૨૩૧ | ૧,૯૪,૧૦૦ | ૮૪,૮૮,૪૬૫ |
| ૧૯૧૦ | ૯૮,૭૭૨ | ૭૭,૨૧,૦૯૭ | ૨૧,૧૭૨ | ૭૮,૪૧,૦૪૧ |
| ૧૯૦૯ | ૧,૬૬,૪૬૬ | ૭૨,૫૭,૭૮૩ | ૨૬,૯૭૦ | ૭૪,૫૧,૨૧૯ |
| ૧૯૦૮ | ૨,૧૫,૮૩૪ | ૭૦,૮૧,૦૦૫ | ૫,૭૬૦ | ૭૩,૦૨,૫૯૯ |

## COMMERCIAL MUSEUM.
## વેપારી સંગ્રહસ્થાન.

૧, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા.

| ખુલ્લું રહેવાનો વખત | |
|---|---|
| સોમ થી શુક | ૧૦ ૩૦ (સવાર) થી ૫ ૩૦ સાંજે |
| શનિવાર | ૧૦ ૩૦ (સવાર) થી ૨-૩૦ બપોરે |

માલ દાખલ કરવા માટે લવાજમ નથી.

દેશી કારીગરો અને વપારીઓને એક બીજાના પરિચયમાં લાવવા માટે કમર્શીઅલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેંટને અંગે જાથુક માટે એક વેપારી સંગ્રહસ્થાન ખોલવામાં આવ્યું છે. આથી આ ખાતું દરેક રીતની વ્હેપારી માહિતી પુરી પાડવાનું જે કામ કરે છે, તેમાં મજકુર સંગ્રહસ્થાન ઉમેરો કરશે. આશા રાખવામાં આવે છે કે આ દેશની કુદરતી સંપત્તિ ખીલવવામાં આ સંગ્રહસ્થાન સહાયભુત થઇ પડશે.

આ સંગ્રહસ્થાનમાં મળી શકે તેટલા દેશી બનાવટના માલના નમુના મુકવામાં આવ્યા છે. તેની સાથે બનાવનારનું નામ, તેના એજન્ટનું નામ, કિંમત વિ૦ બની શકે તેટલી વિગત આપવામાં આવી છે. પરદેશથી આયાત કરવામાં આવતા માલના પણ કેટલાક નમુનાની જાતો તેની કિંમત સાથે રાખવામાં આવી છે, જેને લીધે કેવી જાતના પરદેશી માલ સાથે પોતાને હરીફાઇ કરવાની છ તે દેશી માલ બનાવનારાઓને ખબર પડી શકે.

નમુનાઓ બરાબર વર્ગમાં ગોઠવવામાં આવ્યા છે, તેનાં પત્રક તથા બને તેટલા આંકડાઓ પરથી પરદેશ ખાતેથી આયાત થતા માલનું પ્રમાણ જણાઇ આવે છે. માલની વરદી માટે ઓર્ડર બુક રાખવામાં આવી છે જેમાં માલ બનાવનારાઓ અથવા તેમના આડતીઆઓ ઉપર માલની વરદી નોંધવામાં આવે છે.

આ સંગ્રહસ્થાનને પેટે એક ઇન્કવાયરી (પુછપરછની) ઓફીસ ખોલવામાં આવી છે. કોઇ પણ જાતના માલ માટે, પછી તે સંગ્રહસ્થાનમાં મુકવામાં આવ્યો હોય કે નહિ, જેને જે કાંઇ માહિતી જોઇતી હોય તેણે બારોબાર ડીરેક્ટર—જનરલ અથવા ક્યુરેટર ઓફ ધી મ્યુઝીયમને લખવું, અથવા જાતે ઇન્કવાયરી ઓફીસમાં ખબર કાઢવી.

## જાપાનમાં રૂ કાંતવાનો ઉદ્યોગ.

જાપાનમાં રૂ કાંતવાના ઉદ્યોગમાં ઘટાડો કરવામાં આવ્યો તે સંબંધમાં ઓસાકા ખાતે ના. સરકારના વાઇસ કોન્સલ મી. ઓ વ્હાઇટ, બોર્ડ ઓફ ટ્રેડને જણાવે છે કે ૨૪ મી નવેંબરને દીવસે મળેલી જાપાનીસ કોટન સ્પીનર્સ એસોસીએશનમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે જાનેવારી ૧૯૧૬ની આખરે બહાર કાઢવામાં આવતા માલના જથ્થાને લગતી ગોઠવણ રદ કરવી, જે પછી બધી મીલો પુરો વખત કામ કરશે મી. વ્હાઇટ વધુ જણાવે છે કે કાંતનારી મીલો બધી જોડાતી જાય છે. છેટલામાં છેલ્લી "નીપન" "આમાગાસ્કી સ્પીનીંગ કંપની" જોડે મેળવી દેવામાં આવી છે. આ કંપની હવે ૩,૩૮,૧૪૪ સ્પીન્ડલ ચલાવે છે, તેમાં ૩,૨૫,૨૬૪ રીંગ છે ને ૧૨૮૮૦ મ્યુલ છે. વધુમાં જણાવ-

વામાં આવે છે કે હિંદી રૂ લઇ જતી બ્રીટીશ અને જાપાનીસ શીપીંગ કંપનીના પ્રતિનિધિઓ અને જાપાનના રૂ કાંતનારાઓ વચ્ચેનું વાર્ષિક કોનફરન્સ ૨ જી ડીસેમ્બરે પુરૂ થયું હતું, જે વખતે ૧૯૧૬ ની સાલમાં જાપાનને ૧૩,૭૦,૦૦૦ રૂની ગાંસડીઓ પુરી પાડવા માટે વહાણનુની ગોઠવણ કરવામાં આવી હતી. ૧૯૧૫માં ૧૨,૩૦,૦૦૦ ગાંસડીઓ માટે કરાર કરવામાં આવ્યા હતા. ૧૯૧૬ની ગોઠવણ પ્રમાણે નીપોન યુસેન કૈશા જોડે દશ સ્ટીમરમાં ૬,૦૦,૦૦૦ ગાંસડીઓ, ઓસાકા સોશેન કૈશા જોડે ૭ સ્ટીમરમાં ૪,૫૦,૦૦૦ ગાંસડીઓ પેનીન્સ્યુલર અને ઓરીએન્ટલ કંપની જોડે ૮૦,૦૦૦ ગાંસડીઓ મહિના આથવા બે મહિનાના હફતાએ લાવવા ઠરાવ થયો હતો. ૨,૪૦,૦૦૦ ગાંસડીઓ ૭ મહિના સુધી માસિક બે લેખે ચાર્ટર્ડ સ્ટીમરો મારફત મંગાવવામાં આવશે.

## યુનાઇટેડ કીંગડમનો ખોળનો વહેપાર.

૧૯૧૫ ના ડીસેમ્બર માસમાં પુરાં થતાં વર્ષમાં યુનાઇટેડ કીંગડમમાં ખોળની આયાત નીચે પ્રમાણે થઇ હતી. તે કુલે ૪,૨૫,૧૧૩ ટન હતી એટલે ૧૯૧૪ ના કરતાં ૯૫,૬૮૨ ટન વધારે અને ૧૯૧૩ કરતાં ૧૮,૪૧૩ ટન વધારે. નીચે પ્રમાણેની જાતના ખોળ આવ્યા હતાઃ—

| | ૧૯૧૫ | ૧૯૧૪ | ૧૯૧૩ |
|---|---|---|---|
| કાપાસીયાનો ખોળ | ટન. ૨,૧૭,૪૬૪ | ૧,૮૩,૧૬૯ | ૨,૩૬,૭૨૩ |
| અળશીનો ખોળ | ૬૬,૬૯૭ | ૪૭,૫૫૫ | ૮૩,૬૭૯ |
| સમ્પવનો ખોળ | ૭,૭૫૫ | ૩૭,૪૨૧ | ૨૯,૮૮૨ |
| પરચુરણ | ૧,૧૩,૧૯૭ | ૬૧,૨૮૬ | ૫૭,૪૧૬ |

યુનાઇટેડ કીંગડમે ગયે વર્ષે ૩૦,૧૨૫ ટન, ખોળ બહાર મોકલ્યો હતો. આ જથ્થો આગલા વર્ષ કરતાં ૧૧,૪૪૧ ટન ઓછો તથા ૧૯૧૩ કરતાં ૨૨,૩૨૩ ટન ઓછો હતો. ૧૯૧૫ માં ૧૮,૫૬૬, ૧૯૧૪ માં ૮૮ ૪૫ તથા ૧૯૧૩ માં ૨૯,૯૦૩ ટન સોયનો ખોળ ચઢાવવામાં આવ્યો હતો. કપાસનો ખોળ ૧૯૧૫ માં ૩,૧૦૩, ૧૯૧૪, ૪,૪૩૦ અને ૧૯૧૩ માં ૭,૭૬૨ ટન મોકલવામાં આવ્યો હતો.

૧૯૧૫ માં માર્સેલ્સમાં તેલના બીના આયાતી આકડા બુમહ્રોર્સ ઓઇલ સીડ ન્યુસ પરથી લેવામાં આવ્યા છે. સાથે સરખામણી માટે આગલા વર્ષના આકડા પણ આપવામાં આવ્યા છે.

| | ૧૯૧૫ | ૧૯૧૪ | ૧૯૧૩ | ૧૯૧૨ | ૧૯૧૧ |
|---|---|---|---|---|---|
| | (વજન ટનમા આપવામાં આવ્યું છે) | | | | |
| અળશી ... ... | ૧૧,૨૪૦ | ૧૪,૮૪૦ | ૨૫,૬૨૮ | ૧૭,૧૮૫ | ૧૧,૫૪૦ |
| સરસવ ... ... | ૨,૯૮૨ | ૮,૧૯૭ | ૬,૬૬૦ | ૪,૯૯૮ | ૪,૪૪૧ |
| કપાસીઆ ... .. | ૨,૧૦૦ | ૫,૮૨૮ | ૫,૩૪૮ | ૧૪,૭૬૭ | ૯,૧૮૦ |
| તલ ... ... | ૧૪,૬૧૨ | ૨૯,૬૧૫ | ૨૬,૧૦૮ | ૧૮,૭૯૮ | ૮૦,૨૬૬ |
| ભોંયસીંગ .. ... | ૨,૯૫,૦૬૫ | ૪,૨૧,૫૨૮ | ૩,૮૦,૮૬૭ | ૩,૫૯,૨૯૬ | ૩,૪૦,૬૯૯ |
| કોપરાં ... ... | ૧,૪૬,૨૦૮ | ૯૭,૮૨૪ | ૧,૭૩,૧૩૬ | ૧,૫૫,૧૯૭ | ૧,૭૩,૦૫૬ |
| તાડનાં ફળ . ... | ૧૬,૭૦૫ | ૩,૬૫૭ | ૨,૭૩૬ | ૨,૫૦૨ | ૩,૦૮૬ |
| દીવેલી ... ... | ૧૩,૫૭૯ | ૧૩,૯૫૭ | ૧૯,૦૦૪ | ૧૫,૯૮૯ | ૧૪,૨૧૨ |
| ખસખસ ... ... | ૨,૩૬૬ | ૧૧૧ | ૧,૦૩૧ | ૯૮૦ | ૧,૩૨૩ |

### જાપાનમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ.

"ફાર ઇસ્ટર્ન રીવ્યુ" ના કહેવા પ્રમાણે જાપાનમા કાગળની મીલો બહુ સંતોષકારક કામ કરે છે, પણ આયાતી માવાની અછતને લીધે તેમને બહુ ખમવું પડે છે, કારણ ઉંચી જાતના ત્રીજા કાગળ બનાવવા માટે માવો બહુ અગત્યનો છે. પરિણામે જાપાનમાં કેટલાક કાગળના વેપારીઓએ માવો બનાવવા શરૂઆત કરી છે. સખાલીનમાં ઓજી પેપર મીલે પહેલ કરી છે બીજી મીલો સારી જગ્યા નહિ મળી શકવાથી હજી શરૂઆત કરી શકી નથી, અને તેથી માવો મોટા જથ્થામાં બની શકતો નથી. સખાલીનમાં બનતો માવો કાનડાના માવા કરતાં ઉંચી જાતનો ગણાય છે.

---

દીવાલના માટે ફ્રેન્ચ ટાઇલ્સની છેલ્લી ડીઝાઇનો જોશો કે?

# જુદા જુદા દેશોમાં જતા માલપર ત્યાંની સરકારે નાખેલી જકાત.

જયારે હિંદમાં આયાત થતા માલપર, સ્વદેશી માલના રક્ષણ ખાતર, જકાત નાખવી કે નહિ એ સવાલ પુરજોસમાં ચર્ચાય છે ત્યારે નીચેના આંકડા હિંદની આર્થિક તથા ઔદ્યોગિક સ્થિતિની સમતુલના કરવા માટે સહાયભૂત નીવડે એવા ઉદ્દેશથી આપવામાં આવ્યા છે.

| દેશનું નામ. | માલની કિંમતપર લેવાતી સરેરાશ જકાત-ટકામાં. | દેશનું નામ. | માલની કિંમતપર લેવાતી સરેરાશ જકાત-ટકામાં. |
|---|---|---|---|
| રશીઆ... ... ... | ૧૩૧ | કેનેડા ... ... | ૨૫ થી ૩૫ |
| સ્પેન ... ... ... | ૭૬ | ન્યુઝીલાંડ ... ... | ૨૦ |
| યુનાઈટેડ સ્ટેટ્સ... ... | ૭૩ | રૂમાનીઆ... ... | ૧૪ |
| પોર્ચુગલ ... ... | ૭૧ | બેલજીઅમ ... | ૧૩ |
| ઓસ્ટ્રીઆ-હંગરી .. | ૩૫ | નોર્વે ... ... | ૧૨ |
| ફ્રાંસ ... ... ... | ૩૪ | આસ્ટ્રેલીઆ ... | ૧૦ |
| આર્જેન્ટાઈન રીપબ્લીક ... | ૨૮ | જાપાન ... ... | ૧૦ |
| ઈટાલી ... ... . | ૨૭ | દક્ષિણ આફ્રીકા ... | ૮ |
| જર્મની... ... .. | ૨૫ | હિંદુસ્તાન... ... | ૮ |
| સ્વીડન ... ... ... | ૨૩ | | |
| ગ્રીસ અને ડેનમાર્ક ... | ૧૯ | | |

હિંદુસ્થાન અને યુનાઇટેડ સ્ટેટ્સ એ બન્ને દેશોમાં આયાત થતા જે માલપર જકાત ...વામાં આવે છે તેનો સરખામણી.

| | | |
|---|---|---|
| ...સું, બટન વિ. | ૫૦ | ૫ અને મફત. |
| ...મળા વિ | ૪૦ | ૫ |
| ...સ્તકે ...ગાડીની પુરા | ૨૫ | મફત |
| ...જકુર સંગ્રહસ્થાન ઉભેરા હ્રી | ૫૦ | ૫ |

| | | |
|---|---|---|
| ઇન્ડીઆ રબરની બનાવટનો માલ | ૩૦ | ૫ |
| લોઢાનો માલ | ૪૫ | ૧ તથા મફત |
| ગુંથેલો માલ | ૫૦ | ૫ |
| ચામડાનો માલ | ૩૫ | ૫ |
| લીનનનો માલ | ૪૫ | ૫ |
| પોલાદ તથા તેનો માલ | ૫૦ | ૧ તથા મફત |
| સ્પીનર્સ એ... | ૪૫ | ૫ |
| આવ્યું હતું કે ... | ૪૦ | |
| બહાર કાઢવામાં ... | | |
| લગતી ગોઠવણ | ૨૬ | ૫ |
| ગીલો પુરો વખત કામ... | | |
| વધુ જણાવે છે કે ૪ | | ૫ |
| જોડાતી જાય છે. કેટલા | | |
| "આમાગાટકી સ્પીનીંગ ... | | મફત |
| દેવામાં આવી છે. આ ક... | | મફત |
| ...સ્પીન્ડલ ચલાવે છે, તેમ... | | ૫ |
| છે ને ૧૨૮૮૦ મજુર | | |

...ામા આવે છે કે આ દેશની કુ-...ખીલવવામાં આ સંગ્રહસ્થાન સહા...રશે.

આ સંગ્રહસ્થાનમાં મળી શકે તેટલા દેશી બનાવટના માલના નમુના મુકવામાં આવ્યા છે. તેની સાથે બનાવનારનું નામ, તેના એજન્ટનું નામ, કિંમત વિ૦ બની શકે તેટલી વિગત આપવામાં આવી છે. પરદેશથી આયાત કરવામાં આવતા માલના પણ કેટલાક નમુનાની જાતો તેની કિંમત સાથે રાખવામાં આવી છે, જેને લીધે કેવી જાતના પરદેશી માલ સાથે પોતાને હરીફાઈ કરવાની છે તે દેશી માલ બનાવનારાઓને ખબર પડી શકે.

નમુનાઓ બરાબર વર્ગમાં ગોઠવવામાં આવ્યા છે, તેનાં પત્રક તથા બને તેટલા આંક-

| માલનું નામ | યુનાઈટેડસ્ટેટ્સમાં કિંમત પર જકાત ટકામાં | હિંદુસ્થાનમાં ટકામાં |
|---|---|---|
| રેશમનો માલ | ૩૫ થી ૬૦ | ૫ |
| ખાંડ | ૫૭ થી ૯૬ | ૫ |
| તંબાકુ | ૮૦ થી ૧૦૦ | મફત |
| ઘડીઆળ | ૪૦ | ૫ |
| પીવાનો દારૂ | ૭૦ થી ૧૫૦ | |
| લક્કડ કામ | ૨૦ | ૫ |
| ઉન | ૪૦ | મફત |
| ઉનનો માલ | ૬૦ | ૫ |
| ચોખા | ૩૫ થી ૬૦ | મફત |
| કાચનો માલ | ૫૦ થી ૬૦ | ૫ |
| રસાયણિક પદાર્થ, તેલ, અને રોગાન | ૩૦ | ૫ અને મફત |
| કાગળ અને તેનો માલ | ૨૫ | મફત |
| સંઢ્ઢાંઝ | ૩૩ | મફત |
| જાત જાતનાં શણનો માલ | ૪૫ | ૫ |
| ધાતુ અને તેનો માલ | ૩૫ થી ૪૫ | મફત |
| સૂતરના દોરા | ૫૦ | મફત |

## બેંકને લગતા કેટલાક આંકડા.

ગયાં ૪૩ વરસમા આપણા દેશમાં બેંકોની સ્થિતિ વિષે સ્હેજ ખ્યાલ આપવા માટે નીચેના કોઠા આપવામાં આવ્યા છે

### ઈલાકાની બેંકો.

| | થાપણ તથા રીઝર્વ ખાતે રૂા. | અનામત ( ડીપોઝીટ ). રૂા |
|---|---|---|
| ૧૮૭૦ | ૩,૬૧,૮૨,૦૦૦ | ૧૧,૮૨,૬૬,૦૦૦ |
| ૧૯૦૦ | ૫,૫૯,૬૧,૦૦૦ | ૧૫,૬૮,૮૦,૦૦૦ |
| ૧૯૧૩ | ૭,૪૮,૦૭,૦૦૦ | ૪૨,૩૭,૧૬,૦૦૦ |

### એકસચેન્જ બેંકો

| | બેંકની સંખ્યા. | થાપણ તથા રીઝર્વ ખાતે | હિંદુસ્તાનમાં અનામત( ડીપોઝીટ ) |
|---|---|---|---|
| ૧૮૭૦ | ૩ | ૨૧,૮૪,૦૦૦ | ૫૨,૩૧,૦૦૦ |
| ૧૯૦૦ | ૮ | ૧,૫૭૭૪,૦૦૦ | ૧૦,૫૦,૩૫,૦૦૦ |
| ૧૯૧૩ | ૧૨ | ૩,૭૮,૨૫,૦૦૦ | ૩૧,૦૩,૫૪,૦૦૦ |

### દેશી જોઇન્ટ સ્ટૉક બેંકો.

| | બેંકની સંખ્યા | થાપણ તથા રીઝર્વ ખાતે | અનામત ( ડીપૉઝીટ ) |
|---|---|---|---|
| ૧૮૭૦ | ૨ | ૧૧,૬૫,૦૦૦ | ૧૩,૯૫,૦૦૦ |
| ૧૯૦૦ | ૯ | ૧,૨૭,૭૨,૦૦૦ | ૮,૦૭,૫૨,૦૦૦ |
| ૧૯૧૪ | ૧૮ | ૩,૬૪,૨૭,૦૦૦ | ૨૦,૫૯,૧૯,૦૦૦ |

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કીંમત

◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆ ◆

ઇ. સ. ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ માં ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કાઢવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યું છે. તેમા પ્રથમ જાનેવારી માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેની એક હંડ્રવેટની સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યું છે, અને બીજા કોલમમાં વરશની શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કીંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૬ ના જાનેવારી માસમાં થયેલી આયાત. | | ૧૯૧૫ અકટોબરથી જાનેવારી ૧૯૧૬ સુધી થયેલી આયાત. | |
|---|---|---|---|---|
| | જથ્થો હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. રૂ. આ. | જથ્થો. હંડ્રવેટ | દર હંડ્રવેટની સરેરાશ કીંમત રૂ. આં. |
| ખાંડ ગાગડીવાળી બીટ જાતની | ૪ | ૧૩-૧૨ | ૫૧૧ | ૧૬-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમા સુધારેલી | ૪૩,૩૫૮ | ૧૬--૪ | ૧,૧૧,૫૮૩ | ૧૬--૪ |
| ,, ,, જાપાનમાથી | ૨૨,૨૮૫ | ૧૬--૦ | ૩૧,૭૧૬ | ૧૬--૦ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ...... | ...... | .... | ... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૪,૬૦,૫૭૧ | ૧૬-૧૨ | ૨૩,૭૫,૬૪૪ | ૧૫-૧૨ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૨,૮૦,૩૪૧ | ૧૪-૮ | ૧૪,૫૩,૯૨૬ | ૧૪--૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ...... | ..... | ..... | .... |
| ,, ,, મોરીગીયમની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી આફ્રી ... | ૨૪,૬૫૨ | ૧૭-૪ | ૧,૩૮,૦૪૧ | ૧૬--૮ |

માર્સેલ્સની રંગીન લાદીઓ સફાઇદાર અને મજબુત.

# JOINT-STOCK COMPANIES
## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૫ ના ડીસેમ્બર મહિનામાં નીચેની જોઇન્ટ સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમાં રજીસ્ટર થઇ હતી.

| નામ અને જાત. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ |
|---|---|---|---|
| **વ્હેપાર માટે.** | | | |
| ૧. મેકબેથ બ્રધર્સની કું. લી૦ | મુંબઇ. | જાહેર બાંધકામ વિગેરે માટે. | ૫,૨૫,૦૦૦ |
| ૨. વૉલ્ટર બુશલ લી૦. | કલકત્તા | ચસમા વિગેરેની બનાવટ તથા ધંધા | ૧૦૦,૦૦૦ |
| ૩ બંગાળ સ્ટીમ લૉન્ડ્રી કું. લી૦. | ,, | કપડા ધોવા તથા અસ્તરી કરવાનો ધંધો ચલાવવા. | ૩૫,૦૦૦ |
| ૪. ધી મૉટર એકસ્ચેન્જ લી૦. | ,, | મૉટરકાર વિગેરેને લગતા કારખાના તથા આયાતી વ્હેપાર કરવા. | ૧૦૦,૦૦૦ |
| ૫. ઓરીયેન્ટલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ, વર્કસ લી૦. | ,, | રસાયણો, દવાઓ તથા તેલો બનાવવાના કામ માટે. | ૨૫,૦૦૦ |
| | | વ્યાપારાર્થે કુલ ... | ૭,૮૫,૦૦૦ |
| પ્રીન્ટીંગ તથા સ્ટેશનરી. | | | |
| ૬. બાઇના પ્રેસ લી૦. | ,, | છાપવાના કામ માટે. | ૧૫,૦૦૦ |
| રેલ્વે. | | | |
| ૭ ધી કટખલ લાલા બાજીર રેલ્વે કું. લી૦. | ,, | કટખલથી લાલાબાઝીર સુધીની રેલ્વે લાઇન બાંધવા. | ૧૦,૦૦,૦૦૦ |
| ચાહ રોપવા વિગેરે માટે. | | | |
| ૮. ધી જ્યુરીબરી ટી કું. લી૦. | ,, | ચાહ, કૉફી રોપવા વિગેરે. | ૫૦૦,૦૦૦ |
| | એકંદર કુલ... | ...... | ૨૩૦૦,૦૦૦ |

# SPINNING & WEAVING RETURNS.

## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૫ ના ડીસેમ્બર માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઈન્ડીયા | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|
| મુંબઇ | | ૩,૪૧,૬૩,૪૬૨ | ૪,૩૩,૬૫,૪૩૪ |
| મદ્રાસ | | ૩૮,૫૭,૦૪૭ | ૩૯,૩૩,૬૦૬ |
| બંગાળા | | ૨૮,૧૦,૭૨૩ | ૨૭,૯૮,૬૨૦ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | (અ) | ૪૮,૦૬,૪૯૧ | ૪૩,૮૫,૭૯૮ |
| અજમેર મેવાડ | (ક) | ............ | ૨,૭૬,૦૩૬ |
| પંજાબ | (ખ) | ૫,૪૮,૮૦૬ | ૪,૩૮,૬૩૫ |
| દીલ્હી | (ગ) | ............ | ૨,૪૧,૭૦૬ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | | ૨૮,૯૪,૩૩૫ | ૩૧,૩૪,૬૮૫ |
| બ્રિટીશ ઇંડીયામાં કુલ | | ૪,૯૦,૮૦,૮૬૪ | ૫,૮૫,૬૪,૫૨૦ |
| દેશી ગજ્યો | | ૫,૧૮,૨૬,૦૪૭ | ૩૫,૨૮,૦૬૨ |
| કુલ ... | | ૪,૬૬,૨૫,૪૧૪ | ૫,૫૭,૫૬,૬૦૩ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | | ૧૯૧૪ | ૧૯૧૫ |
|---|---|---|---|---|
| મુંબઇ | રતલ | | ૨,૩૭,૧૩,૬૩૬ | ૩,૧૪,૪૧,૪૮૮ |
| | વાર | | ૯,૮૧,૬૬,૫૮૯ | ૧૨,૯૪,૭૫,૦૨૮ |
| મદ્રાસ | રતલ | | ૮,૫૩,૮૨૪ | ૧૦,૧૮,૪૭૧ |
| | વાર | | ૩૨,૫૧,૪૨૫ | ૨૯,૪૩,૬૮૧ |
| બંગાળ | રતલ | | ૫૭,૪૩૧ | ૨,૭૨,૦૮૩ |
| | વાર | | ૨,૮૬,૩૩૦ | ૧૩,૯૫,૧૪૫ |
| યુનાઇટેડ પ્રૉવીન્સીઝ | રતલ | અ. | ૧૨,૫૫,૬૦૬ | ૧૧,૯૫,૦૨૩ |
| | વાર | | ૪૩,૧૯,૪૩૬ | ૩૭,૪૪,૭૩૫ |
| પંજાબ | રતલ | ખ. | ૪૬,૬૮૫ | ૯૭,૧૯૩ |
| | વાર | | ૧,૪૪,૦૬૦ | ૩,૦૫,૬૬૭ |
| મધ્ય પ્રાંતો અને બિરાર | રતલ | | ૧૧,૦૬,૬૧૬ | ૧૪,૨૫,૫૮૪ |
| | વાર | | ૪૧,૮૩,૪૪૫ | ૫૧,૬૫,૧૫૮ |
| અજમેર મેવાડ | રતલ | ક. | ............ | ૧,૦૪,૬૮૯ |
| | વાર | | ............ | ૪,૯૩,૪૧૦ |
| દીલ્હી | રતલ | ગ | ............ | ૨,૬૨૮ |
| | વાર | | ............ | ૫,૨૫૨ |
| બ્રિટીશ હિંદુસ્તાનમાં કુલ | રતલ | | ૨,૭૦,૩૩,૨૯૮ | ૩,૫૫,૫૭,૧૫૯ |
| | વાર | | ૧૧,૦૩,૫૪,૨૮૫ | ૧૪,૮૫,૨૮,૦૭૬ |
| દેશી રાજ્યો | રતલ | | ૧૨,૬૯,૧૫૭ | ૨૦,૦૦,૯૫૪ |
| | વાર | | ૪૭,૦૩,૧૦૮ | ૭૫,૭૭,૩૮૪ |
| એકંદર ટોટલ | રતલ | | ૨,૮૩,૦૨,૪૫૫ | ૩,૭૫,૫૮,૧૧૩ |
| | વાર | | ૧૧,૫૦,૫૭,૩૯૩ | ૧૫,૧૧,૦૫,૪૬૦ |

(અ) અજમેર મેવાડના આંકડા એમાં આવી જાય છે

(ક) આના આંકડા યુનાઇટેડ પ્રોવીન્સીઝના આંકડામાં સમાયેલા છે.

(ખ) દીલ્હીના આંકડા એમાં આવી જાય છે

(ગ) પંજાબના આંકડામાં આના આંકડા સમાયલા છે

---

ઉંચી પોલીસ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો ?

## IMPORT OF COTTON YARN.

## સુતરની આયાત.

ઇ. સ ૧૯૧૬ ના જાનેવારી મહિનામા બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નબર ૩૧ તથા તેથી ઉંચા નબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું.

| જાત અને નબર. | બગાળા. | મુબઇ | સિધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ |
|---|---|---|---|---|---|---|
| મ્યુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૨,૭૬,૯૮૦ | ૨,૨૭,૪૯૧ | ૪૬,૦૦૦ | ૪૨,૫૦૦ | ૨,૦૦૦ | ૫,૯૪,૯૩૧ |
| નં. ૪૧ થી ૫૦. | ૪૭,૬૧૬ | ૮૪,૩૪૦ | ૫૦૦ | ૬૩,૦૩૦ | ...... | ૧,૯૫,૪૮૬ |
| નં. ૫૦ થી ઉપર | ૧,૧૫,૯૭૯ | ૬૦,૯૫૬ | ૨,૫૦૦ | ૩૯,૭૭૫ | ... | ૨,૧૮,૪૬૦ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગોવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૩,૦૮,૨૯૬ | ૮૩,૯૭૪ | ૧,૨૯,૫૦૩ | ૩,૮૯,૮૭૭ | ૨૯,૭૦૦ | ૯,૪૧,૩૫૦ |
| ન ૪૧ થી ૫૦ | ૨,૬૨૫ | ૧૭,૪૫૦ | ... | ૪૨,૮૦૦ | ૧૬,૧૮૫ | ૭૯,૦૬૦ |
| નં. ૫૦થી ઉપર | ૯,૫૦૦ | ૨,૬૫૦ | ..... | ૪૫,૯૦૦ | ૧૦,૫૦૦ | ૬૮,૫૫૦ |
| ટોટલ | ૭,૬૦,૯૪૬ | ૪,૭૬,૮૨૧ | ૧,૭૮,૫૦૩ | ૬,૨૩,૧૮૨ | ૫૮,૩૮૫ | ૨૦ ૯૭,૮૩૭ |

## COMPARATIVE STATEMENT OF TRAFFIC AT THE PORT TRUST WAREHOUSES FOR THE MONTH OF FEBRUARY 1916.

## ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસ માટે પોર્ટટ્રસ્ટની વેરહાઉસીઝમાંના વેપારને લગતા સરખામણી કરનારા આંકડા.

| માલની જાત | ૧૯૧૬ ના તા ૩૧ મી જાનેવારી ને દિને સ્ટૉક | ૧૯૧૬ ના ફેબ્રુઆરીમા થયેલી ડીલીવરી | ૧૯૧૬ના ફેબ્રુઆરીની ૨૯ મી તારીખે સ્ટૉક | ૧૯૧૫ ની ૨૮મી ડીસેમ્બર ને દિને સ્ટૉક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાસડી | ૩૭,૪૯૨ | ૫,૭૩૩ | ૩૭,૪૨૭ | ૫૮,૫૭૦ |
| ,, ,, પેટી | ૩૧,૦૬૮ | ૧૨,૯૪૭ | ૩૭,૨૯૯ | ૯૭,૭૭૮ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાસડી | ૩૮૪ | ૮૫ | ૩૮૧ | ૯૭૮ |
| રેશમ તથા ઉનની પેટી | ૧,૦૦૧ | ૧,૮૪૫ | ૧,૦૨૦ | ૨,૪૩૦ |
| ટ્વીસ્ટ અને યાન (સુતરાઉના)પેકેજીઝ | ૫,૬૯૫ | ૨,૯૩૦ | ૫,૭૪૮ | ૯,૫૫૧ |
| ,, રેશમ તથા ઉનના પેકેજીઝ | ૩,૨૧૫ | ૬૯૧ | ૩,૦૯૮ | ૧,૮૨૧ |
| ત્રાબાના ટન | ૩,૩૫૨ | ૮૨ | ૩,૨૭૦ | ૩,૯૮૩ |
| પીતળના ટન | ૧,૫૨૩ | ૨૭ | ૧,૪૯૮ | ૨,૬૦૭ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ મુંબઇ.

## SEA-BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૧૬ ના જાનેવારી માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી:

| ચીજનું નામ. Imports. | આયાત. ૧૯૧૫ માં રૂ. | ૧૯૧૬ માં રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૧૧,૦૧,૫૯૫ | ૪,૧૩,૪૨૭ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૨,૮૯,૬૨૧ | ૩,૭૦,૯૦૦ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૪,૧૩,૫૩૭ | ૩,૬૮,૫૨૦ |
| બુટસ અને શુઝ ... ... | ૨,૪૪,૦૨૭ | ૩,૦૯,૮૫૬ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૮,૭૩,૪૬૪ | ૭,૦૪,૪૫૨ |
| મીણબત્તી ... ... ... | ૨૩,૧૪૦ | ૪૩,૭૪૭ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૧,૦૧,૪૩૬ | ૯૨,૮૦૨ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૯,૨૭,૮૮૭ | ૧૧,૦૫,[illegible]૫૭ |
| ઘડીયાળો ... ... | ૯૯,૦૮૪ | ૧,૦૦,૦૧૩ |
| કોલસા ... ... ... | ૮,૬૪,૪૭૬ | ૧,૫૦,૪૨૭ |
| કૉફી ... ... ... ... | ૬૧,૮૯૫ | ૧,૬૧૨ |
| કાથો (સીંદરી) ... ... | ૩,૮૨૨ | ૩,૦૬૭ |
| દોરડાં ... ... ... ... | ૧,૦૦,૪૩૫ | ૧,૧૩,૯૩૧ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૮૫,૮૪૪ | ૮૭,૮૨૬ |
| સાઈકલો ... ... ... | ૧,૬૬,૧૯૭ | ૨,૩૩,૨૬૫ |
| કપુર ... ... ... | ૨,૦૫,૮૨૨ | ૨,૧૬,૧૩૧ |
| બીજી જાતની દવા મળી કુલ ... | ૯,૭૦,૮૮૪ | ૧૦,૦૯,૩૩૦ |
| લુગડાં રંગવાની ચીજો .. ... | ૧,૦૬,૬૯૦ | ૧,૬૮,૪૭૯ |
| ફટાકડા ... ... ... | ૩૦,૧૦૨ | ૧૨,૦૪૧ |
| ફરનીચર ... ... ... | ૧,૦૯,૯૨૧ | ૧,૭૮,૦૨૭ |
| કાચનો સામાન ... ... ... | ૬,૧૭,૩૮૦ | ૧૦,૭૬,૬૬૦ |
| ચોખા ... ... ... | ૨,૫૫,૨૮૫ | ૨,૮૫,૨૧૦ |
| ઘઉં ... ... ... | ૩૬,૩૦૦ | ......... |
| ઘઉંનો લોટ ... ... | ૧,૦૧,૨૭૦ | ૪૩૦ |
| હાર્ડવેર ... ... ... | ૧૬,૦૦,૧૦૨ | ૨૨,૫૯,૪૨૦ |
| ધુપ ... ... ... | ૩,૪૦૪ | ૪૨,૫૫૬ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૧,૦૬,૭૨૮ | ૧,૬૭,૩૮૫ |
| ઈલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૫,૭૭,૪૮૫ | ૬,૭૨,૬૬૭ |
| સંગીત વિગેરેને લગતાં હથીઆરો કુલ. | ૮,૮૩,૮૮૩ | ૧૧,૫૨,૫૭૫ |
| ગ્યાસતેલ ... ... ... | ૧,૪૮,૭૫૧ | ૨,૦૪,૬૬૩ |
| ઝવેરાત ... ... ... | ૨૬,૧૪૨ | ૧,૧૫,૬૪૫ |

ગોટેલીક શીવીંગનો સારી ઈલાઈન ગમશે કે?

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| કેળવાએલાં ચામડાં... ... ... | ૧,૯૯,૪૪૯ | ૨,૭૪,૮૦૫ |
| દારૂ ... ... ... ... | ૧૩,૨૪,૧૨૭ | ૧૫,૪૪,૪૨૫ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૪૧,૦૧,૫૬૭ | ૩૬,૯૭,૨૨૦ |
| દીવાસળી ... ... ... ... | ૧૨,૬૦,૩૭૩ | ૧૩,૪૭,૯૪૮ |
| પીત્તળ ... ... ... ... | ૬૨,૧૭૫ | ૨,૧૩,૬૮૪ |
| ત્રાંબું ... ... ... ... | ૯,૦૨,૪૧૦ | ૨,૪૧,૧૮૯ |
| જર્મન સીલ્વર ... .. ... | ૫૧,૧૦૨ | ૨,૬૨૫ |
| લોઢું ... ... ... ... | ૧,૫૬,૫૨૪ | ૨,૯૦,૩૯૩ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૬૨,૮૨,૩૨૩ | ૬૩,૬૧,૩૬૬ |
| સ્ટીલ ... ... ... ... | ૩,૭૧,૯૮૦ | ૧૧,૦૭,૦૩૬ |
| સીસું ... ... ... ... | ૨,૧૧,૫૭૩ | ૩,૧૦,૧૮૬ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૮,૫૭,૯૪૨ | ૧૦,૫૧,૯૬૫ |
| કેરોસીન તેલ ... ... ... | ૩૫,૯૬,૭૮૩ | ૪૫,૪૫,૨૩૩ |
| અળસીનું તેલ ... ... ... | ૬૨,૮૪૭ | ૨૦,૬૭૯ |
| બીજી જાતનાં તેલો મળી કુલ .. | ૫૧,૮૨,૮૬૨ | ૫૭,૫૦,૫૯૯ |
| રંગ રોગાન વિગેરે ... ... ... | ૫,૬૨,૬૮૨ | ૬,૦૪,૮૦૩ |
| કાગળો ... ... ... ... | ૮,૬૧,૫૧૬ | ૧૪,૩૬,૮૭૪ |
| રેલ્વે ગાડીઓ તથા સામાન મળી કુલ... | ૬૩,૬૭,૨૭૨ | ૨૩,૦૫,૯૩૧ |
| ત્રીકું ... ... ... .. | ૧,૭૬,૧૮૦ | ૧૩,૭૭,૧૧૯ |
| સાબુ ... ... ... ... | ૭,૧૫,૭૬૭ | ૬,૭૧,૭૦૨ |
| સોપારી ... ... ... ... | ૧૨,૦૨,૨૮૪ | ૧૦,૯૧,૯૭૭ |
| તેજાનો કુલ ... ... ... | ૧૮,૩૩,૫૦૭ | ૧૮,૯૩,૪૬૯ |
| સ્ટેશનરી ... ... ... ... | ૩,૭૯,૩૦૩ | ૫,૫૩,૯૨૯ |
| ખાંડ ... ... ... ... | ૭૦,૪૦,૩૦૫ | ૧,૩૦,૪૩,૮૭૩ |
| સુતર કાચું ... ... .. | ૧,૯૭૦ | ૧,૩૫,૦૦૧ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... ... | ૧૮,૧૧,૬૪૦ | ૨૮,૮૬,૫૪૦ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૧,૫૩,૨૩,૪૪૯ | ૧,૫૭,૧૨,૯૧૭ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૮૧,૨૬,૨૮૯ | ૧,૦૦,૨૪,૪૪૫ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૭૧,૬૫,૮૮૫ | ૯૦,૬૫,૦૬૨ |
| શીવવાના દોરા .. ... ... | ૧,૬૦,૨૦૯ | ૩,૭૦,૦૬૩ |
| સુતર એકંદર ... ... ... | ૩,૩૬,૭૨,૩૫૦ | ૩,૯૭,૫૧,૮૯૧ |
| રેશમ કાચું ... ... ... | ૧૦,૮૪,૯૦૭ | ૬,૭૦,૩૭૭ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૮,૬૫,૦૪૬ | ૧૯,૫૨,૪૮૦ |
| કાચુ ઉન ... ... ... | ૨,૧૨,૯૮૪ | ૨,૭૫,૩૩૦ |
| હોઝીઅરી ... ... ... | ૪૨,૮૫૦ | ૮૧,૧૨૯ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૪,૬૧,૧૧૯ | ૫,૧૬,૨૨૬ |
| ઉન કુલ ... ... .. | ૯,૬૬,૪૦૪ | ૧૦,૬૪,૨૯૩ |
| તંબાકુ ... ... ... | ૬,૪૭,૧૬૨ | ૮,૫૬,૦૪૬ |

ધી બોમ્બે ટાઇલ માટે ૨૧ બેંક ઓફ કોર્ટ મુંબઇ.

| | ૧૯૧૫<br>રૂ. | ૧૯૧૬<br>રૂ. |
|---|---|---|
| લાકડા ... ... ... | ૮,૪૫,૯૭૩ | ૬,૦૧,૭૬૯ |
| રમકડા ... ... ... | ૧,૫૨,૯૭૯ | ૩,૮૬,૯૪૧ |
| છત્રીઓ ... ... ... | ૧,૦૮,૧૪૩ | ૭૨,૮૪૭ |
| છત્રીઓનો સામાન ... .. ... | ૧,૨૭,૪૭૮ | ૧,૯૯,૨૦૩ |
| કુલે આયાત ... | ૧૦,૦૫,૯૩,૮૧૨ | ૧૧,૭૭,૮૭,૭૦૫ |

Exports. નિકાશ.

| ચીજનું નામ. | ૧૯૧૫-રૂા. | ૧૯૧૬-રૂા. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૭૭,૫૯૯ | ૨,૦૯,૧૭૩ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૭૨,૯૯૪ | ૨૨,૭,૨૦ |
| મીણબત્તી ... ... ... | ૧,૩૬,૩૮૨ | ૨,૩૫,૫૭૪ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૩,૧૦,૯૦૮ | ૪,૪૭,૧૮૪ |
| કોલસા .. ... ... ... | ૬,૪૭,૪૪૨ | ૫,૭૬,૪૩૩ |
| કૉફી ... .. ... ... | ૧૨,૬૨,૨૬૬ | ૨,૭૯,૨૪૧ |
| કાથો, (સીંદરી) .. ... ... | ૯,૪૨૨ | ૧૧૦ |
| દોરડાં ... ... ... .. | ૧૦,૯૨,૧૪૪ | ૧,૬૪,૬૮૫ |
| દવાઓ ... ... ... ... | ૧,૧૮,૯૮૨ | ૨,૪૧,૯૩૯ |
| ગળી . ... ... ... | ૩૪,૧૬,૨૮૦ | ૪૨,૫૨,૬૪૧ |
| હરસાં ખેડાં ... ... ... | ૨,૪૫,૧૫૨ | ૫,૨૫,૬૫૮ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ.. ... | ૩૭,૮૬,૯૦૪ | ૪૯,૭૬,૬૭૭ |
| ફળ ને શાક ... ... ... | ૫,૮૮,૮૫૭ | ૫,૨૯,૬૧૪ |
| ડાંગર ... ... ... ... | ૧,૯૩,૩૯૬ | ૧,૦૦,૫[illegible]૩ |
| ચોખા ... ... ... ... | ૯૬,૪૫,૯૯૬ | ૧,૧૪,૫૧,૬૦૨ |
| ઘઉંની સરકારી ચઢત ... ... ... | ......... | ......... |
| કુલ ઘઉં ... ... ... ... | ૩૬,૭૫,૮૪૨ | ૫૮,૪૭૩ |
| ઘઉંનો લોટ ... ... ... | ૮,૭૭,૭૦૪ | ૬૬,૧૬,૬૮૩ |
| બીજી જાતનો દાણો ... ... | ૧૬,૯૭,૦૬૭ | ૩૦,૧૭,૨૫૫ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૪૪,૩૦,૩૦૧ | ૧,૦૪,૩૪,૧૫૭ |
| લાખ ... ... ... .. | ૧૦,૫૪,૪૩૦ | ૧૩,૧૧,૦૪૮ |
| કેળવાયલા ચામડા ... ... ... | ૩૩,૨૮,૫૧૪ | ૫૦,૭૨,૪૨૧ |
| દારૂ ... ... ... ... | ૧૦૩ | ૧૭,૪૮૧ |
| રબાર ... ... ... ... | ૧૮,૪૧,૫૩૭ | ૧૩,૧૭,૧૮૪ |
| ખાતર . ... ... ... | ૩ ૬૬,૫૧૩ | ૪,૫૪,૨૨૪ |
| મેંગેનીઝ ... ... ... | ૪,૫૫,૩૧૨ | ૫,૦૫,૫૧૨ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૯૨,૦૮૮ | ૨,૮૩,૧૨૧ |
| ધાતુ કુલ ... ... ... | ૯,૭૭,૧૦૧ | ૧૬,૫૬,૨૩૭ |
| ગીબુ ... ... ... | ૨૧,૧૭૯ | ૨૪,૧૭૯ |
| ગાભરણ ... ... ... | ૯૧,૭૮૦ | ૧,૩૩,૩૨૨ |
| દીવેલ ... ... .. | ૬૭,૯૫૯ | ૨,૪૬,૩૦૧ |
| કોપરેલ ... ... ... | ૮,૨૦,૭૫૮ | ૩,૧૨,૫૫૩ |

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... | ૧૫,૧૩૭ | ૨૬,૭૩૦ |
| બીજી જાતનાં તેલ મળી કુલ ... ... | ૧૩,૯૫,૬૬૫ | ૧૦,૮૦,૪૧૨ |
| ખોળ ... ... ... ... | ૯,૧૭,૬૮૭ | ૧૦,૪૩,૪૩૩ |
| અફીણ ... ... ... ... | ૧૪,૧૯,૪૧૫ | ૧૪,૮૭,૭૫૦ |
| ઘી ... ... ... ... | ૨,૩૦,૨૦૯ | ૨,૮૭,૧૬૨ |
| દીવેલી ... ... ... ... | ૨,૮૦,૫૬૯ | ૧૨,૩૯,૯૭૭ |
| ટોપરાં ... ... ... ... | ૧૧,૭૯,૨૯૨ | ૭૩,૭૧૪ |
| કપાસીયા ... ... ... ... | ૨,૫૩,૬૬૫ | ૫,૬૮,૫૯૩ |
| ભોંયશીંગ ... ... ... | ૬,૬૧,૩૦૦ | ૩૧,૯૭,૫૬૩ |
| અળસી ... ... ... ... | ૨૬,૧૩,૪૫૭ | ૨૪,૬૨,૬૨૦ |
| ખસખસ ... ... ... ... | ૮,૭૫૭ | ૭૩૭ |
| સરસવ ... ... ... ... | ૧,૬૯,૭૯૭ | ૧૬,૪૭,૧૬૬ |
| તલ ... ... ... ... | ૩,૫૭,૫૪૩ | ૭૪,૬૭૪ |
| તેજાનો ... ... ... ... | ૬,૩૨,૩૫૮ | ૩,૨૦,૯૪૯ |
| ખાંડ ... ... ... ... | ૮૩,૪૫૫ | ૧,૧૫,૮૭૫ |
| ચા ... ... ... ... | ૧,૨૦,૭૮,૩૪૫ | ૧,૩૬,૨૮,૮૬૩ |
| કાચું રૂ ... ... ... ... | ૧,૩૧,૬૫,૨૨૮ | ૧,૭૪,૪૨,૨૮૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૪૮,૩૫,૪૨૭ | ૪૨,૫૧,૪૭૦ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૧,૨૭,૭૦૦ | ૨,૨૫,૫૪૪ |
| પીસ ગુડ્ઝ ... ... ... | ૧૩,૮૩,૧૩૬ | ૨૦,૯૫,૨૬૫ |
| શણ ... ... ... ... | ૭,૯૨ ૫૪૩ | ૧,૧૬૦ |
| જ્યુટ કાચું ... ... ... | ૧,૨૩,૬૨,૧૬૨ | ૭,૪૬,૩૫૬ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ........ | ૧,૧૩,૭૯,૧૨૧ |
| ગની બેગઝ ... ... ... | ૭૨,૯૪,૬૩૯ | ૨૨,૦૧૬ |
| ગુણપાટ ... ... ... | ૮૦,૨૯,૪૧૬ | ૧,૨૬,૨૧,૧૭૨ |
| રેશમ ( કાચું ) ... ... ... | ૬,૧૯૩ | ૧,૨૭,૬૦,૪૨૨ |
| રેશમ કુલ ... ... ... | ૧૫,૦૯૬ | ૨,૪૦,૮૧૪ |
| ઉન કાચું ... ... ... | ૧૯,૩૯,૮૧૫ | ૨,૬૩,૧૫૪ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૭૫,૨૭૪ | ૨૯,૦૨,૩૬૬ |
| તંબાકુ, બીડી વિગેરે ... ... | ૩,૧૫,૪૪૫ | ૧,૧૮,૪૮૨ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... ... | ૪,૯૭,૧૯૯ | ૩,૨૪,૩૪૫ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે. | ૧૧,૨૮,૪૪,૯૩૭ | ૧૪,૧૭,૦૩,૨૪૨ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉંની સરકારી નિકાશ સિવાય. | ........... | ૧૪,૧૭,૦૩,૨૪૨ |

—(*)—

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

## IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
## સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૬ ના જાનેવારી મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

### IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | | ૫,૦૬,૨૫૨ | ૭,૬૨,૪૭૦ |
| મુંબઇ | ખાનગી | ૨૬,૩૪,૯૩૯ | ૩૨,૧૭,૯૧૯ |
| | સરકારી | ૧૫ | ...... |
| સિન્ધ | | ૩,૦૦૦ | ...... |
| મદ્રાસ | | ...... | ...... |
| બર્મા | | ૬,૨૫૦ | ૨૪,૧૦૦ |
| કુલ | ખાનગી | ૩૧,૫૦,૪૪૧ | ૪૦,૦૪,૪૮૯ |
| | સરકારી | ૧૫ | ...... |

### EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | | ૩,૧૬૪ | ૫,૬૮,૯૭૮ |
| મુંબઇ | ખાનગી | ૨,૩૭૨૯૩ | ૭,૧૫,૦૧૯ |
| | સરકારી | ...... | ...... |
| સિંધ | | ...... | ...... |
| મદ્રાસ | | ૮૧૨ | ૧૨૦ |
| બર્મા | | ...... | ...... |
| કુલ | ખાનગી | ૨,૪૧,૨૭૯ | ૧૩,૦૪,૧૧૭ |
| | સરકારી | ...... | ...... |

### IMPORTS OF SILVER. રૂપાની નિકાશ.

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૧૨,૩૩,૬૭૦ | ૩૧,૦૬,૫૬૮ |
| | સરકારી | ...... | ...... |
| મુંબઈ | ખાનગી | ૯૫,૯૯,૬૮૮ | ૩૫,૯૬,૨૯૨ |
| | સરકારી | ૧,૬૨,૬૨૦ | ...... |
| સિંધ | ખાનગી | ૧,૧૬,૮૮૩ | ૬૩,૦૬૫ |
| | સરકારી | ...... | ૧,૫૦,૦૦૦ |
| મદ્રાસ | | ૧,૨૮,૩૩૨ | ૨,૪૫૫ |
| બર્મા | | ૩૫ | ૧૪૯ |
| કુલ | ખાનગી | ૧,૧૦,૭૮,૬૦૮ | ૬૭,૬૮,૫૨૯ |
| | સરકારી | ૧,૬૨,૬૨૦ | ૧,૫૦,૦૦૦ |

### EXPORTS OF SILVER. રૂપાની આયાત

| | | | |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી | ૩૪,૧૧૦ | ૧,૫૯,૪૫૬ |
| | સરકારી | ૩,૦૦,૦૦૦ | ...... |
| મુંબઇ | ખાનગી | ૨,૧૫,૦૦૩ | ૪,૦૧,૫૦૦ |
| | સરકારી | ૧૦,૦૦,૦૦૦ | ૯,૦૦,૦૦૦ |
| સિંધ | ખાનગી | ૧,૮૮૨ | ...... |
| | સરકારી | ૩,૨૦૦ | ...... |
| મદ્રાસ | | ૧૦,૦૦૦ | ૪૪,૦૦૦ |
| બર્મા | | ૫૨,૦૦૦ | ૨૭,૦૦૦ |
| કુલ | ખાનગી | ૩,૧૨,૯૯૫ | ૬,૩૧,૯૫૬ |
| | સરકારી | ૧૩,૦૩,૨૦૦ | ૯,૦૦,૦૦૦ |

## IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઈ. સ. ૧૯૧૬ ના જાનેવારી માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઈ હતી.

| જે દેશોમાંથી આયાત થઈ હોય તેનું નામ. | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૨૭ | ૧,૨૦૫ |
| જર્મની ... ... ... | ...... | ...... |
| હોલાંડ ... ... ... | ...... | ...... |
| બેલજીયમ ... ... ... | ...... | ...... |
| ફ્રાન્સ ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ૩૫ | ...... |
| સ્ટ્રેટ્સ સેટલમેન્ટ્સ. ... ... | ૨,૩૬૧ | ૨,૯૭૫ |
| જાવા ... ... ... | ૪,૨૪,૨૯૫ | ૭,૩૮,૩૬૧ |
| ચીન ... ... ... | ૭,૫૮૧ | ૪૩,૬૦૦ |
| જાપાન ... ... ... | ...... | ૨૨,૨૮૫ |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ...... | ૫૫૨ |
| ઇજીપ્ત ... ... ... | ૮૧,૯૮૭ | ૨૪,૬૫૨ |
| મોરીશિયસ ... ... ... | ...... | ...... |
| વેસ્ટ ઈન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ૪૪ | ૨૦ |
| ઑસ્ટ્રેલીયા ... ... ... | ૧ | ૪ |
| બીજા દેશો ... ... ... | | |
| કુલ— | ૫,૧૬,૩૬૧ | ૮,૩૩,૬૫૪ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| નામ. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. |
| બંગાળા | ૩૫ | ૪ | ૧,૯૬,૧૮૪ | ૩,૦૮,૭૫૦ | ૧,૯૬,૨૧૯ | ૩,૦૮,૭૫૪ |
| મુંબાઇ | ... | ... | ૧,૨૧,૦૦૬ | ૨,૮૦,૮૦૧ | ૧,૨૧,૦૦૬ | ૨,૮૦,૮૦૧ |
| સિંધ | ... | ... | ૧,૩૬,૯૧૩ | ૧,૩૬,૫૪૫ | ૧,૩૬,૯૧૩ | ૧,૩૬,૫૪૭ |
| મદ્રાસ | ... | .. | ૨૬,૯૮૬ | ૩૦,૩૬૬ | ૨૬,૯૮૬ | ૩૦,૩૬૬ |
| બર્મા | ... | ... | ૩૨,૫૩૧ | ૭૩,૧૫૮ | ૩૨,૫૩૧ | ૭૩,૧૫૮ |
| કુલ | ૩૫ | ૪ | ૫,૧૬,૩૨૬ | ૮,૩૩,૬૫૦ | ૫,૧૬,૩૬૧ | ૮,૩૩,૬૫૪ |

# NEW PATENTS.

## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા તા૦ ૨૯ ફેબ્રુઆરી સુધીં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| એચ. આલાદીન અને એચ એ અઝીઝ. | સુધારેલું તાળું- |
| એ. એ. બેકમાન. | પેટ્રોલ અથવા એવા બીજા ઉડી જાય તેવા પદાર્થો ભરવાના વાસણને બંધ કરવાની યુક્તિ માટે |
| મીસીસ એમ. જે. લેમન. | Automatic Sanitay Pan અને સંડાસનો ફ્લશ. |
| ડબલ્યુ એચ. સીલ્ક અને સી. ફ્રીટઝ જરલ્ડ. | તંબુનાં દોરડાં, વિ. ને સખત રાખવાની યુક્તિ. |
| ધી. હેમ્પડન કલોનકરી કોપર માઈન્સ લીમીટેડ. | ગ્યાસ બનાવવાના યંત્રમાં સુધારો . |
| ડબલ્યુ જે. ચીવર્સ અને એ. પી સાઉન્ડર્સ | પમ્પને લગતો સુધારો. |
| બી. ની રોલાંડસન. | પોતાની મેળે બંધ થઇ શકે એવી તાળાની યુક્તિ. |
| જે. હારચીઝ. | શાળમાં સુધારો. |
| ઇશ્વરદાસ વર્મા. | તેલ કાઢવાની ચક્કી. |
| સી. જે. રોડઝ અને ટી. એચ. પેન. | નવું, સુધારેલું પેકીંગ કેસ. |
| જે. ગ્રીડી. | પંપ, મોટર વિ. યંત્રોમાં સુધારો. |

ઉંચી પોલીશીરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યા જશો?

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| જે. ટી. એસ. સ્ક્યુઓ. | પોતાની મેળે ફુટતાં હથિઆરોમાં ટ્રીગરનું યંત્ર |
| જી. નોટ. | એસીટીલીન (Acetelyne ગ્યાસ કાઢવામાં સુધારો. |
| એ. ક્રેવન | બકસમાં સુધારો. |
| બી. કે. શુસા. | બારી, બારણાં, વિગેરેને એક સાથમાં બે બોલ્ટ દેવાય એવી યુક્તિ. |
| ઓવરોલ મેકલે લીમીટેડ | કાણાં પાડવાનાં યંત્રમાં સુધારો. |
| ઇ. ડબલ્યુ મેરી | ચામડાં રંગવામાં સુધારો. |
| જી. કાલવર્ટ. | ફોર્માલ્ડી હાઇડ (Formaldey hyde) ની બનાવટમાં સુધારો. |
| ડબલ્યુ. સુલ્ટન. | સાંચાવાળી બંદુકો વિગેરેને ને તાકીને જોવામાં સુધારો. |
| ” ” | રાઈફલ વિ. ને તાકીને જોવામાં સુધારો. |
| જનરલ ઈલેકટ્રીક કંપની. | તારનાં દોરડાં વગર સીગલ આવવાની યુક્તિમાં સુધારો. |
| પીટર ફ્રાઇ અને સન્સ લીમીટેડ. અને એચ. ફ્રાઇ. | લાઇટ રીફ્લેકટર્સ, શેડઝ, વેગીઝ વિ. તથા ફ્રેઇમ, ભીંત, છત વિગેરેની લાદી વિ. બનાવવામાં સુધારો. |
| અશર-વોકર લીમીટેડ અને સી. ઇ. સ્લોન. | છાપનારનાં રોલર માટે resilient Compoei-tion માં સુધારો. |
| મોનોટાઇપ મશીન સીન્ડીકેટ લીમીટેડ. | multiplex composing machine માં સુધારો. |

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| ન્યુ ઇરા સાઈન્સ લીમીટેડ. | ફ્લેશલાઇટથી જાહેર ખબર બતાવવાની યુક્તિમાં સુધારો. |
| ઇ કમર. | ઘડીયાળના યંત્રમાં સુધારો. |
| ઇ. એ. ગામીટર. | હાથે બાંધવાની ઘડીયાળ હાથપર બરાબર મજબુત રાખવાની યુક્તિ |
| એ એ બસ. | કલાઇવાળાં પતરાંથી છાપરાં, ભીંત વિગેરે ને ઢાકવાની યુક્તિ. |
| ફ્યુએલ, લીમીટેડ. | ધુમાડા વગર આગ કરવા તથા બાઇ-પ્રોડક્ટ ઉડી જતી અટકાવવા માટે કાર્બનવાળા પદાર્થોને ડીસ્ટીલ કરવાના યંત્રમાં સુધારો |

| | |
|---|---|
| | પોતાના બળ બ યુક્તિ |
| જે. હારચીન્સ | શાળમા સુધારો |
| ઇશ્વરદાસ વર્મા | તેલ કાઢવાની ચક્કી. |
| સી જે. રોડ્ઝ અને ટી એચ. વેબ. | નવુ, સુધારેલુ પેકીગ કે |
| જે. ક્રીકી. | પંપ, મોટર વિ. યંત્રોમા ક |

# COMMERCIAL INTELLIGENCE.

## વેપારી બાતમી.

આ મથાળાં નીચે અમે જુદા જુદા દેશના કૉન્સલો તરફથી તથા બીજા મુલકો તરફથી આવેલી બાતમીઓ આપશું. અત્રેના કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે કોઇ પણ જાતની વેપારી બાબત સંબંધ બાંધવા ઇચ્છા હશે તે પણ આ કૉલમમાં દાખલ કરીશું.

| ખબર મોકલનારનું નામ. | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ધી ઇન્ડીઅન ટ્રેડ જર્નલ ,, ઇ. ૨૪૬ | લંડનની એક પેઢી. | વગર ધોએલી, વગર સાફ કરેલી સુંઠ કે આદુ (Ginger), જે જીન્જર બીઅર ના બનાવની હોવી જોઇએ તે નિકાશ કરનારાઓ જોડે પત્ર વ્યહવાર ચલાવવા માગે છે. |
| ,, ઇ. ૨૪૭ | કાનડામાં મોન્ટ્રીઅલની એક પેઢી. | લેધ બાઇન્ડર્સ અનેઇલીકટ્રાક ડ્રીલ્સ નાં વેચાણ માટે આડત આપવા માગે છે. |
| ,, ઇ. ૨૪૮ | રજપુતાનાની એક પેઢી. | મેંદીનાં પાત્તાં ખરીદનાર તથા પરદેશ ખાતે ચહાવનાર જોડે પત્ર વ્યહવાર કરવા માગે છે. |
| ઇ. ૨૪૯ | ફ્રાંસમા પ્રોવેંસની એક પેઢી. | ઑલીવ આઇલ વેચવા માટે આડત આપવા માગે છે. |
| ,, ઇ. ૨૫૦ | ઇગ્લાંડમાં બેડફર્ડની એક પેઢી | લીક થતાં રેડીએટર્સ ટયુબ્સ, જોઇન્ટસ વિગેરે તેમાં ખાસ કરીને મોટરકાર રેડીએટર્સને સુધારવાને ખાસ દવા માટે એકલી આડત આપવા માગે છે. |
| ,, ઇ. ૨૫૧ | પુણાનો એક અમલદાર. | લાલ સેન્ડર્સ (Sanders)નાં લાકડાં પુરા પાડનાર જોડે પત્ર વ્યહવાર કરવા માંગે છે. |
| ,, ઇ. ૨૫૨ | ઇગ્લાંડની એક પેઢી | એસટીલીન લંપ્પ વેચવા માટે ખરીદનાર અથવા કમીશન એજંટ જોઇએ છે. આ આડત લાંમાં અનુભવના હાર્ડવેરના વેપારીઓ માટે છે |
| ,, ઇ. ૨૫૩ | મુંબાઇનો કારીગર. | Chrome ore યુનાઇટેડ કીંગડમ ખાતે ચહાવનાર જોડે પત્ર વ્યહવાર કરવા માગે છે. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કંઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ઇ. ૨૫૪ | ઇંગ્લાંડમાં સફોકની એક પેઢી | દોરડાનાં પથરણાં, સાદડી વિગેરે પુરાં પાડનાર જોડે તથા ગુંથેલો અને બાંધેલો માલ બનાવનાર જોડે પત્ર વ્યહવાર કરવા માંગેછે |
| „ ઇ. ૨૫૬ | ઇજીપ્ટમાં કેરોની એક પેઢી. | જાડા, છાપેલા, સુતરાઉ રૂમાલ બનાવનાર તથા પુરા પાડનાર જોડે પત્ર વ્યહવાર કરવા માગેછે. |
| „ ઇ ૨૫૬ | રજપુતાનાની એક પેઢી. | henna કે મેંદીના પાતરાં ખરીદનાર કે પરદેશ ચઢવનાર જોડે પત્ર વ્યહવાર કરવા માગે છે. |
| „ ઇ. ૨૫૭ | અપર આસામમાં ચા રોપનાર. | નાહોર (Nahor) નાં ઝાડનાં બી ખરીદનાર જોડે પત્ર વ્યહવાર કરવા માગે છે. |

જે ઠેકાણે ઇન્ડીયન ટ્રેડ જર્નલ લખ્યું નથી તે ઠેકાણાની સઘળી બાતમી આ માટે ચેમ્બરમાં જાતે મળવું અથવા પુછાવી જોવું.

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે ' ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલું છે તેના સંબંધમાં સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમાં લખવુ).

નોટ.

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સંબંધમાં તે બાતમી માગનાર પારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે શિવાય તેવી ાતમીઓના જવાબ આપવામા આવશે નહિ.

Registered No. B. 810.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮મું VOL. VIII. MAY 1916. No. 11 મે ૧૯૧૬. અંક ૧૧ મો.

અનુક્રમણિકા.


| વિષય | પાનું. |
|---|---|
| ૧ અધિપતિની નોંધ ... ... ... | ૪૬૦ |
| ૨ સાભાર સ્વીકાર ... ... | ૪૬૪ |
| ૩ વેપારી વિષયો ... ... ... | ૪૬૯ |
| (અ) અર્થશાસ્ત્રના સિદ્ધાંતો ... ... | ૪૬૯ |
| (ક) ૩ જા તથા ઇન્ટર મીડીએટ વર્ગના ઉતારૂઓ અર્થે રેલ્વે બોર્ડ તરફથી થએલી સગવડો ... ... ... ... | ૪૭૨ |
| ૪ લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં ... ... ... | ૪૭૫ |
| ૫. ચેમ્બરનો વિભાગ ... .. ... | ૪૭૮ |
| ૬. બીજી ચેમ્બરો .. ... ... | ૪૮૭ |
| ૭ વેપારી ખબરો . ... ... | ૪૮૯ |
| ૮. વેપારી બાતમીઓ અને આંકડાઓ .. | ૪૯૨ |


INDEX.


| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study ... ... | 460 |
| 2. Reviews ... ... ... | 464 |
| 3. Commercial Subjects ... ... | 469 |
| (a) Elements of Political Economy ... ... ... | 469 |
| (b) The Railway Board and the Third and Intermediate Classes ... ... ... | 472 |
| 4. War Notes and Notifications ... | 475 |
| 5. Chamber's Section ... ... | 478 |
| 6. Other Chambers ... ... | 487 |
| 7. Commercial Notes ... ... | 489 |
| 8. Commercial Intelligence and Statistics ... ... ... | 492 |

# EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

ચાલુ લડાઇને લીધે સારા કાગળની અછત ને લીધે તેના ભાવમાં અસાધારણ વધારો થઇ ગયેલો હોવાથી આ માસિકના કાગળમાં પણ ફેરફાર કરવો પડયો છે. હમોને સંતોષ એટલોજ છે કે હાલ જે કાગળ વાપરવામાં આવે છે તે આપણા સ્વદેશી બનાવટના છે,

* * *

ગયા માસમાં સ્થાનિક બે મોટાં વ્હેપારી-મંડળોની વાર્ષિક સભા ભરાઇ હતી. તે વખતે તે મંડળોના રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્તના ટેકામાં તે મંડળોના પ્રમુખ તથા ઉપ પ્રમુખ તથા સભ્યોએ કરેલાં ભાષણોમાં ગયા-સાલના વ્યાપારની દર્શાવવામાં આવેલી સ્થિતિ ઉપરાંત કરવામાં આવેલી વ્યાપારોપયોગી સુચનાઓ ઘણી મનનીય છે.

* * *

ઑન. મી. મનમોહનદાસ રામજીએ પીસ ગુડસ એસોશીસએશનની સભામાં પ્રમુખપદેથી ભાષણ કરતાં જાપાને કરવા માંડેલી કાપડની હરીફાઇના સંબધમાં જણાવ્યું હતું કે આગલે સાલ લડાઇને લીધે રૂના ભાવો ઘટી ગયા હતા તેનો લાભ લઇ સસ્તા ભાવનું રૂ જાપાનીસોએ હાથ કરવાથી મોટાં પ્રમાણમા આપણી મારકીટમાં સસ્તે ભાવે કાપડ તેઓ લાવી શકયા હતા. જાપાને અત્રે આણેલા માલનો મોટો ભાગ વિલાયતથી આવતાં કાપડની હરીફાઇ કરે તેવો હતો. ભવીષ્યમાં જોવાનું રહશે કે તે કેટલોક માલ સ્થાનીક મીલે. બનતા માલની સાથે હરીફાઈમાં ઉતરે છે, તેમજ યુરોપથી આયાત થતા માલની સાથે તે કેટલી હરીફાઇ કરી શકે છે જાપાનમાં બધી મળીને સને ૧૯૧૫ સુધી ૨૫૪૪૩ લુમો હતી, જ્યારે હિંદુસ્તાનમાં બધી મળીને ૧૦૮૦૦૯ લુમો હતી. જાપાને છેલાં ત્રણ વરસોમાં નીચે પ્રમાણે અત્રે કાપડ મોકલ્યું હતું. ૧૯૧૨-૧૩ માં એ કાપડ રૂપીયા ૮૨૨૪૧૩ નું, ૧૯૧૩-૧૪ માં રૂા ૯૮૦૮૧૮ નું અને ૧૯૧૫ માં રૂા. ૧૩૧૩૩૩૩ નું આપણા બંદરમાં આયાત કર્યું હતું.

* * *

હજી જાપાનની હરીફાઇ જોઇએ તેવી વધી નથી પણ આટલું તો નકી છે કે તે પોતાનો પગપસારો વધુ ને વધુ પ્રમાણમાં દર સાલ કરતું જાય છે. ભવીષ્યમાં તે કેટલો વધારો કરે છે તેનો આધાર તેની આગળ વધવાની શકતી ઉપર રાખવામા આવે છે. તે અમેરીકાથી પોતાના વહાણો મારફતે સસ્તા દરે રૂ લાવી શકે જાપાનીસ વ્યાપાર તેમજ હીંદુસ્થાનથી રૂ લાવી શકવાનાં તેવીજ રીતે સસ્તે ભાવે કારણો લઇ જઇ શકે છે. વળી તૈયાર કરેલું કાપડ પણ સસ્તે નોલને ભાવે તે અત્રે લાવી શકે છે

* * *

**જાપાનીસ સરકાર તરફથી મળતી મદદ.**

વળી જાપાનીસ સરકાર પોતાનાં કાપડ બનાવવાનાં કારખાનાઓને મદદ કરે છે ત્યારેજ તેઓ નવાં બજારોમાં પગપેસારો કરી શકે છે અને હરીફાઈમાં ફાવી શકે છે. નાણાં સંબંધી બધી સગવડ તેઓની સરકાર તરફથી તેઓને બેંકો મારફત મળે તેવી ગોઠવણ છે, જ્યારે બધી બાબતમાં તેનાથી ઉલટી રીતે અત્રે કામ લેવું પડે છે. ઇંગ્લંડનાં કારખાનાવાળાઓનો બચાવ કરવા જતાં અત્રેના કારખાનાવાળાઓને ભોગે જાપાન, જરમની, ઇટલી વગેરે દેશો પોતાનો વેપાર આ દેશમાં વધારવામાં ફાવી જાય છે.

**બેંક તરફથી મળતી સગવડ.**

વળી જાપાન તેમજ જરમની પોતાની બેંકો મારફતે નાણાંની સગવડ પોતાના વેપારીઓ માટે કરી શકે છે. દાખલા તરીકે લડાઇ શરૂ થયા પછી જ્યારે અત્રે રૂ બજારમાં ગભરાટ થયો ત્યારે જાપાનીસ બેંકે જાપાનીસ વેપારીઓને જેટલું રૂ ખરીદ કરે તેટલા બધાને માટે નાણાંની સગવડ કરી આપી હતી, જ્યારે અત્રેના વેપારીઓ ગભરાટમાં હતાં. આ તો જાણીતી વાત છે કે નાણાંની જોઇતી સગવડ હોય તો વેપાર મોટા પ્રમાણમાં થઇ શકે છે પણ આપણે જોઇએ છીએ તેમ વેપારને સાધારણ વખતમાં બેંકો મારફત જરમની વગેરે દેશો નાણાંની મદદ કરે છે. આનું પરીણામ એ આવે છે કે તેવી સગવડને લીધે તે વેપારમાં વધારો કરી શકે છે. જ્યારે લડાઇ શરૂ થઇ ને પછી દુશમન જરમન પેઢીઓનો વહીવટ બંધ કરવાને જે સરકારી ખાતું ખોલવામાં આવ્યું હતું તે ખાતાંના વડાએ મને જણાવ્યું હતું કે મોટી રકમના માલનાં નાણાં વેપારીઓ પાસે આંગ ઉધાર જરમન પેઢીઓનાં નીકળતાં હતાં જ્યારે પરદેશી વેપારીઓ આવી રીતે છુટથી નાણાંની ધોરનર કરે અને માત્ર અત્રેની વેપારી પેઢીની આંટ ઉપર મહીનાઓ સુધી આંગ ઉધાર આપે ત્યારે અત્રેના વેપારીઓને સાધારણ રીતે મોટું વ્યાજ ભરવું પડે છે. સાધારણ રીતે અત્રે ૬ ટકા વ્યાજનો દર હોય છે પણ મોસમમાં તે વધીને આઠ અથવા નવ ટકા જેટલો થાય છે, ત્યારે આપણી સરકાર પોતાનું ફાલતું નાણું ઇંગ્લેંડમાં ઓછાં વ્યાજને દરે રોકે છે. તે નાણું જો ચોકસ પ્રમાણમાં અત્રે પ્રેસીડેનસી બેંક મારફત રોકવામાં આવે તો નાણાંનો વ્યાજનો દર ઘણો ઓછો રહે છે. વેપાર કરવાને નાણાંની છુટ રહે અને તેથી દેશનો વેપાર વધે અને પરદેશીઓ તેનો થોડો લાભ લઇ શકે.

* * *

તુરના સંબંધમાં હાલ પડતી સઘવડ તથા તેથી મળેલા અનુભવથી શીખી એક દેશી સ્ટીમર કંપની ઉભી કરવાની આવશકતા જણાવતાં ઉપ પ્રમુખ મી૦ ગોપાળજી વાલજી સુંદરજીએ જણાવ્યું હતું કે આ સાહસ સાથે ઉઠાવવામાં ઘણી મહેનત ઉઠાવવી પડશે. પણ યાદ રાખવું જોઇએ કે આપણી એસોસીએશન યુરોપ ખાતે માલ નીકાશ કરનારા વેપારીઓની મંડળી સાથે ચોકસ શરતો કરે અને નીકાસનો માલ તે સંસ્થાઓ પાસેથી મેળવે અને તેવીજ રીતે કાપડ ઉપરાંતનો બીજો માલ ઇંગલાંડથી આયાત કરનારા બીજા વેપારીઓને વીશ્વાસમાં લઇ સંતોષકારક શરને જો માલ ચહડાવવા ગોઠવણ થાય તો હું ધારૂં છું કે આપણે કોનટ્રેકટથી અથવા માલેકીના સ્ટીમરો ફેરવી શકીએ. આ ઉપરાંત આ સાહસમાં આપણા દેશના બાહોશ વેપારીઓની સહાયતાની પણ જરૂર છે અને તેવા કેટલાકોએ થોડાં વરસ પેહેલાં સ્ટીમર કંપની ઉભી કરવા યોજના ઘડી હતી. તે યોજનાના માલકો સાથે મસલત કરી આપણે પરીણામ લાવવાની જરૂર છે કારણકે તેમ નહી થશે તો ભવીષ્યમાં તુરની બાબતમાં આપણો વેપાર બીજાઓની દયાપર રહેશે.

* * *

ધી એડ્વરટાઇઝર માટે ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

મીલ માલીકોની ઍસોસિએશનની વાર્ષિક સભામાં મી. જહાંગીર ભમનજી પીટીટે આ શહેરના રૂના ઉદ્યોગની સ્થિતિ તથા વિગત વિષે ઘણીજ ઉપયોગી વિગત આપવામાં આવી હતી. ઉદ્દભવેલી આ ઉદ્યોગના માર્ગમાં લડાઇને લીધે ઉદ્દભવેલી મુશ્કેલીઓમાં કોલસાના જથ્થાની અછત વિષે તેઓએ ખાસ ઇસારો કર્યો હતો. મીલ મજુરોનાં છોકરાંઓને શીક્ષણ આપવાની તથા મીલોના લત્તામાં ચાલીઓ બંધાવી આપવાની ખાસ આવશ્યકતા મી. પીટીટે જણાવી હતી. આ સવાલો પર આગળ ઘણીએ ચર્ચા ચલાવવામાં આવી છે પણ હજુ એ સંબંધમા કંઇ પણ કરવામાં આવ્યું નથી એમ તેઓ તરફથી જણાવ વામા આવ્યું હતું મીલ મજુરોની આર્થિક સ્થીતિ, તેઓને શીર વધી પડેલાં કરજો સંબંધી ગણતરી કરતાં મી. પીટીટ તરફથી જણાવવામા આવ્યું હતું કે રૂ ૨૧ લાખ જેટલી રકમ દર વર્ષે મીલ મજુરો તરફથી મારવાડીઓને વ્યાજ તરીકે આપી દેવામા આવેછે આ દેશના આવા અગ્રગણ્ય ઉદ્યોગના સંબધમા તથા મુંબઇ જેવા શહેરમાં મજુરોની આર્થીક સ્થીતિ આવી રહે એ ઉદ્યોગના લાગતા વળગતાઓ માટે ઠપકાપાત્ર છે એવું જણાવી તેઓએ મીલ મજુરોની આર્થીક સ્થીતિ સુધરે એવા યોગ્ય પગલાં લેવામા આવે એવી આવશ્યકતા જણાવી હતી.

* * *

હિંદી માલો બનાવવાની રીત સંબંધી વિવેચન કરતા તેઓએ દિલગીરી બતાવી જણાવ્યું હતું કે આપણા દેશી લોકો એક બીજાની તરાહ તથા ક્વૉલીટીની નકલ કરવા બહુ આતુર હોઇએ છીએ. આપણો મુખ્ય નેમ પૈસા કમાવાનો હોય છે તથા ખર્ચ કમી કરવા તથા બીજાની સાથે હરીફાઇમાં વધારે ફાવવા માટે સારી અને ચાલુ ક્વૉલીટીને પણ હલકી કરી નાખીએ છીએ.

હાલને પ્રસંગે નાણાંને લગતી ભીડને વળવા માટે આયાત કરવામાં આવતા માલોપર આયાતી જકાત નહીં વધારવા નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટની ર સંબંધી પણ આ સભામાં ટીકા કરવામાં હતી.

* * *

કુમાજીરો ઇંવાટ સ્યુબો નામના જાનના એક આયાત અને નિકાશ કરનાર એક વ્હેપારી તરફથી હમને નીચે મુજબનો એક પત્ર મળયો છે જેમાં એણે કરેલી સુચના જાપાન સાથ વ્હેપાર કરનારાઓને અગત્યની થઇ પડે એવી છે.

સાહેબ,

" હું આયાત અને નિકાશનો વ્હેપારી છું અને એ લાઇનનો લાંબા વખતનો અનુભવ છે અને તે મુજબ નીચેની યોજના આપ રજુ કરું છું જે બાબત લક્ષમાં લેવા મહેરબાની કરશો.

જાપાનમાંના કેટલાંક માલોના કારખાનાવાળાઓ તથા વ્હેપારીઓ તે નિકાશ કરવા માટે તે માલના ખરીદદારો સાથે વ્હેપારી સંબંધ બાંધવા ઇચ્છા રાખે છે પણ કમભાગ્યે તે સંબંધ કેવી રીતે બાંધવો તે તેઓને ખબર નથી. વળી પરદેશમાંના ખરીદદારોને જ્યારે કંઇ માલ મંગાવવો હોય ત્યારે તે માલ બનાવનારાઓની શાખ માટે તેઓને એક મારફત તપાસ કરતાં તે બરાબર મળી શકતી નથી. હું જાણું છું તે મુજબ કેટલાક માલ બનાવનારાઓ તથા વ્હેપારીઓ સધ્ધર આસામીઓ છે જેઓને કેટલાક ખાસ માલ મંગાવવા હોય તેઓને આ સધ્ધર કારખાનાવાળો તથા વ્હેપારીઓ સાથે સંબંધ હું બાંધી આપી શકું છું. અને તે બાબત પત્ર વ્યવહાર, શીપીંગ તથા માલની તપાસ વિગેરેની મહેનત મ્હારે માથે હું લેવા તૈયાર છું. ફક્ત સોદા કારખાનાવાળા-

જાઓ તથા ખરીદનાર વ્હેપારીઓએ પોતેજ કરવા પડશે.

મ્હારી મહેનત માટે મને ખરીદદાર તરફથી જ્યારે સોદો પુરો થાય ત્યારે ૨॥ ટકા આપવા પડશે. પણ અત્રેના કારખાનાવાળાઓ તરફથી કોઇ જાતનુ કમિશન હું લઇશ નહિં.

આ પ્રમાણેની ગોઠવણથી ખરીદદારોનો સારો માલ, કિફાયત ભાવે અને જલદી મળી શકશે.

કેટલાક ખાસ માલો નીચે મુજબના છે.

| | |
|---|---|
| હોઝીયરી | ખોરાકના ડબ્બાઓ |
| વનસ્પતી ચીજો | સ્ટ્રોબ્રેઇડ |
| ઇનેમલ્ડ વાસણો | કાચનો સામાન |
| ચીપનાં બટનો | કપુર |
| લોખંડનો સામાન | બ્રશ |
| ખીલોરી કાચના સામાન | દુંણ્યુટી |
| ગંધક | રમકડાં |
| પંખા | વિગેરે |

અત્રેના કારખાનાવાળા તથા વ્હેપારીઓ જેઓ સાથે આ યોજના બાબત મ્હારે વાત થઇ હતી તેઓ આ યોજના પસંદ કરે છે અને તેઓ કબુલ થયા છે.

ખરીદદારો માલ મંગાવવા માટે ઓરડર મોકલે તે સાથે, વળી જેવી રીતે માલ વેચનાર તરફથી હું જામીન થાઉં છું તેવી રીતે શીપીંગ ડોકયુમેન્ટ બેંકને આપવામાં આવે ત્યારે તેના પર નાણાં મને આપવા માટે જપાનમાંની કોઇ બેંક પર શાખપત્ર મને મોકલવો પડશે.

મ્હારી શાખના સંબંધમાં પુછ પરછ કરવી હોય તો ધી વનહન્ડેડથ બૅન્ક લીમીટેડની કયોટોની શાખા પર લખી પુછાવવી.

* * *

આવક ઉપર નવા નાંખવામાં આવેલા કરના સંબંધમાં મેસર્સ નગીનદાસ ઍન્ડ માણેકલાલની કું. ઑડીટરો તથા આવક વેરાને લગતા અનુભવી તરફથી નીચે મુજબની એક અગત્યની સુચના કરવામાં આવી છે જે વ્હેપારી કંપનીઓની જાણ માટે અત્રે પ્રસિદ્ધ કરવામાં આવી છે. અને તે તરફ કંપનીઓનું ધ્યાન ખેંચીએ છીએ.

"સુધારેલા આવેકવેરાના ઍકટ મુજબ કંપનીઓના શેર હોલ્ડરો જેઓની કુલ આવક રૂ ૨૫૦૦૦), રૂ. ૧૦૦૦૦), રૂ. ૫૦૦૦) રૂ. ૨૦૦૦), અને રૂ. ૧૦૦૦). થી ઓછી હોય તેઓને એક રૂપીએ અનુક્રમે ૩, ૬, ૯, ૮ અને ૧૨ પૈનુ રીફન્ડ મળી શકશે.

આ રીફન્ડ મેળવવામાં શેર હોલ્ડરોને સુગમતા મળે તે માટે તથા જે શેર હોલ્ડરને એવો રીફન્ડ મેળવવો હોય તેની વિનંતીથી કંપનીઓના મેનેજરો તથા એજન્ટોને ઇન્કમ-ટૅકસ કલેકટર સમક્ષ પોતાનાં શેર લેજરો રજુ કરવામા જે મહેનત અને વખતનો વ્યય થાય તે બચાવવા માટે નીચે મુજબની સુચના કરવામાં આવે છે કે કંપનીઓએ ડીવીડન્ડ વૉરન્ટની બેવડી નકલ કાઢવી જેમાંની એક નકલ પર "ઇન્કમ ટૅકસ માટેની નકલ" એ મુજબ છાપવું. આ બીજી નકલ શેર હોલ્ડર રાખી શકે અને રીફન્ડ મેળવવા માટે જ્યારે શેર હોલ્ડર ઇન્કમ ટૅકસ કલેકટરને અરજી કરે ત્યારે તે સાથે મોકલી શકે."

* * *

હિંદી ઉદ્યોગોની ખીલવણીના સવાલ પર નીમવામાં આવેલા બાદશાહી કમીશનમા નીચેના ગૃહસ્થોની નીમણુંક થયેલી જણાય છે.

સર થૉમસ હૉલૅન્ડ. (હિંદી જીઓલોજીકલ સર્વેના માજી ડીરેક્ટર) (પ્રમુખ).
સર હૉરેસ પ્લન્કેટ. (આઇરીશ ડીપાર્ટમેન્ટ ઓફ એગ્રીકલચર).
ડૉ ઇ. હૉપકીન્સન. (ગ્રેટ બ્રીટનના મેસર્સ મૅથર એન્ડ પ્લેટ કુ ના મેનેજીંગ ડીરેક્ટર).
મી. એફ. એચ સ્ટુઅર્ટ. સી. આઇ. ઇ. (કલકત્તા)
(હિંદમાંના યુરોપીઅન વેપારી વર્ગના પ્રતિનિધિ)

સર દોરાબ તાતા.
સર રાજેન્દ્રનાથ મુકરજી
ઓન. સર ફાઝલભાઇ કરીમભાઇ
} હિંદી વ્હેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ.

મી. સી. ઇ. લો. (સેક્રેટરી હિંદી સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતાના સેક્રેટરી તે નામદાર હિંદી સરકારના પ્રતિનિધિ)



# સાભાર સ્વીકાર.



## બાળકોને બે બોલ.

કર્તા:-ચંદ્રવદન ઈ. પ્રા. ખાનસાહેબ, સુરત

કિંમત ૦-૩-૦

આ નાનું પણ સુંદર પુસ્તક અમને અભિપ્રાયાર્થે તેના કર્તા તરફથી મળ્યું છે. બાળકોને આનંદ આપે એવાં સહેલી ભાષાના આવાં પુસ્તકો જેટલાં અંગ્રેજીમાં મળી આવે છે એટલાં ગુજરાતીમાં દેખાતાં નથી-મુળગાં છેજ નહિં એમ કહીએ તોપણ ચાલે. આવાં પુસ્વકોના દુષ્કાળમા જે નાની ચોપડી તેના કર્તા તરફથી પ્રકટ કરવામાં આવી છે તેન આપણે હર્ષ ભર્યો આવકાર આપીશું. જ્યારે મનુષ્યનું મગજ સુકોમળ હોય તે વખતે આપણે તેના જેવા સંસ્કાર પાડીયે તેવા પડે છે અને જીવન સુખી કરવામાં તેથી સહાયતા પ્રાપ્ત થાય છે. આવા દૃષ્ટિબિંદુથી આ પુસ્તકમાં ભિન્ન ભિન્ન પણ યોગ્ય અને મનન કરવા જોગ વિષયો ઉપર જે વિવેચનો કરવામાં આવ્યાં છે, તે જોતાં બિન શકે એમ કહી શકાય કે બચ્ચાંઓ જો આવી ચોપડીઓ વાંચે તો બેશક નીતિ, રીતિ શિખી સુખી જીંદગી ગાળી શકે.

## સોનેરી શબ્દો.

લેખક:—ચંદ્રવદન ઈ. પ્રા. ખાન સાહેબ.

કિંમત-૦-૧-૦

બાળકોને મનન કરવા યોગ્ય જે સારાં વાકયો અને કહેવતો છે તેનો આ નાનકડી ચોપડીમાં ઘણાજ મોટા અક્ષરે સંગ્રહ કરવામાં આવ્યો છે. છપાઈ અને કદ સુંદર તેમજ આકર્ષક છે. અતિ નાનાં બચ્ચાંઓ માટે આ નાનકડી ચોપડી આશિર્વાદ સમાન લેખી શકાય, અને તેથી અમને આશા છે કે એક આનાની નજીવી કિંમત ખર્ચી બચ્ચાંઓને ઉત્તમ જ્ઞાન આપવા માટે હિંદવાસીઓમા વાણીજય કરવા માટે નામના કાઢનાર ગુર્જરો પાછી પાની નહિં કરે.

*J. L. D. B.*

## લન્ડન કમરસીઅલ ઇન્સ્ટીટયુટ.

લન્ડનની ઇનકૉરપૅરેટેડ એકાઉન્ટન્ટની પદ્ધતિ પ્રાપ્ત કરનારા જુવાન મી. ફરામ રોજ આર. મર્ચન્ટ તરફથી ચાલુ કરવામાં આવેલાં ઉપલાં ખાતાંની વિગત બતાવનારી એક માર્ગ દર્શિકા અમને પહોંચાડવામાં આવી છે. થોડા સમયમાં મી. મર્ચન્ટે પોતાની હુશિઆરી જાહેર કરી ઉપલાં ખાતાંને સરકાર તરફથી સ્વીકાર કરાવવામાં સફળતા મેળવી છે. ઉપલાં ખાતામાં હિસાબીને લગતું તમામ જાતનુ છેક છેલ્લી પદ્ધતિ અનુસાર કાર્યક્રમ શિખવવામાં આવે છે. મહેનતના પ્રમાણમાં આ ખાતું વિદ્યાર્થીઓ પામે સાધારણ અને સવળ પડતું લવાજમ લેય છે, તેજ આ ખાતાંની ધ્યાન ખેંચવા યોગ્ય વસ્તુ છે.

## મેસર્સ ઇબ્રાહિમ કરીમ અને સન્સ કું. નું છત્રીઓ બનાવવાનું કારખાનું.

આપણાં શેહેરમા આવેલું ઉપલું કારખાનું જોવાને અમને આમંત્રણ આપવામાં આવ્યું હતું, જ્યાં આગળ તેને લગતી સઘળી વિગતાથી અમને તેના માલકોએ ફેરવીને વાકેફ કીધા હતા. ઇગ્લન્ડ અને ફ્રેન્સમા જેમ છત્રીઓ બનાવવાનાં મોટાં કારખાનાઓ ચલાવવામાં આવે છે તેવીજ રીતે આ કારખાનામાં મોટા જથ્થામાં છત્રીઓના જુદા જુદા ભાગો ભિન્ન ભિન્ન સ્થળેથી લાવવામાં આવે છે, અને તેને જોડી છત્રીઓ બનાવવામા આવે છે ઇગ્લન્ડ અથવા ફ્રેન્સમાં એક ટેલીફોન કરવાથી જુદા જુદા ભાગો બનાવનાર કારખાનાવાળાઓ તુરતજ જોઇએ તે ભાગો ગમે તેટલા મોટા જથ્થામાં પુરા પડે છે. આપણા દેશની વસ્તુ સ્થિતિ તેથી વિપરીત હોવાથી મેસર્સ ઇબ્રાહીમ કરીમ અને સન્સ કું. એ જુદા જુદ ભાગો ઘણા મોટા જથ્થામાં રાખવા પડે છે. વળી તે ભાગો ભિન્ન ભિન્ન તરફેના આવતા હોવાથી તેના જથ્થાની કિંમત લગભગ રૂપીયા આઠ લાખ જેટલી થવા જાય છે. એટલી મોટી પુંજી માત્ર આજ વસ્તુને માટે મેસર્સ ઇબ્રાહીમ કરીમ અને સન્સને રોકવી પડે છે.

વળી છત્રીઓને મુખ્ય શોભા આપનાર તે દાંડો, તેને લગતી લાકડીઓ જે મુખ્યત્વે ખાખ્ખુમાંથી બને છે તે ઘણું ખરૂં ચીનથી અત્રે આવે છે. તે લાકડીઓ ચીનથી મંગાવી તેના ઉપરનો ભાગ હાથો કરવાની નેમથી વાપવામાં આવે છે આવી લાકડીઓ ચીનથી ઇગ્લન્ડ સુધા મોકલવામાં આવે છે જ્યા તેના ઉપર ચકચકીટ પોલીસ કરી અત્રે મોકલવામા આવે છે. દાર્જીલીંગ પાસે ઘણા પ્રકારના બાબુ ઉગે છે અને તે છત્રીઓમાં વાપરવા માટે કલકત્તાના કારખાનાવાળાઓ વાપરે છે. આ દાંડાઓ કિંમતમાં ઘણા સસ્તા હોય છે તેની કિંમત લગભગ દરેક ડઝનની ૬ આના જેટલી થવા જાય છે. છતાં આ જાતના દાંડામાં એક જાતનો દુર્ગુણએ હોય છે કે તેમાં સડો પેસી સફેત કચરો તેમાંથી બાહાર આવે છે. આ સડો અટકાવવા અત્રેના તેમજ કલકત્તાના વ્યાપારીઓએ ઘણી રીતે કોશેષ કરી જોઇ છે પણ તેનો ઉપાય મળી શકયો નથી, તે સીવાય લાકડાના બીજા દાંડાઓ ઇંગ્લન્ડ અને જાપાનથી પણ આવે છે. આ માહેથી કયા દાંડા છત્રીઓ માટે કામ લાગે તે મેસર્સ ઇબ્રાહીમ કરીમ અને સન્સની કું. કહી શકે નહિં. છતાં જેઓને જરૂર હોય તેઓને આ પેઢી તરફથી નમુના મોકલવામાં આવે છે.

કારખાનામાં જે સંચાઓ વાપરવામાં આવે છે તે માત્ર સીવવાના સંચાઓજ હોય છે. મોટા પ્રમાણમાં જથ્થાબંધ જુદી જુદી જાતનાં કાપડના તાકાઓ સંગ્રહી રાખવામાં આવે છે. આ સંચાઓને એક નાની પૉવરવાળા કન-

ઉનની સાહ્યતાએ પોતાની મેળે ચાલતા બનાવવામાં આવેલા છે અને તેથી એક મીનીટના સમયમાં ૨૫૦૦ ટાંકા ભરાય છે, .બાકીનું બધુ કામ હાથે થાય છે, છતાં સાધારણ સમયમાં પણ રોજની ૨૦૦૦ છત્રીઓ બનાવી શકાય છે, પરંતુ જ્યારે ચોમાસાનો સમય હોય છે ત્યારે તો બીજાં વધુ માણસો રાખી રોજ બનતી સંખ્યા ઘણી વધારે હોય છે. આપણા શેઠેરોના સ્વદેશી સ્ટોરના આદ્ય મેનેજરે અત્રેના ઘણા ગીલ માલેકોને છત્રીનું કપડું બનાવવા સુચના કીધી હતી, પરંતુ તેમ તે વખતે થઇ શક્યું ન હોતું. પુનાવાળા મેસર્સ પાજમાસની કુંએ તે કપડું તૈયાર કરવા પ્રયાસ કીધેલો પરંતુ તેમાં તેઓ નિષ્ફળ નિવડ્યા હતા. છતાં તેમાં હારી ન ખાતા પ્રયાસ ચાલુ રાખવાથી હાલમાં તેઓ મારૂં કપડું બનાવવા ફળીભુત થયા છે છત્રી બનાવવાનું કારખાનું થોડી પુંજીમાં ચાલુ કરી શકાય એમ છે. માત્ર જે અડચણ છે તે જુદા જુદા ભાગો મોટા પ્રમાણમાં રાખવા અને તેને લગતી પુંજી રોકવી એજ છે. છતાં મેસર્સ પાજમાસની કુંના જેમ પ્રયાસ કરીને આપણા લોકો જુદા જુદા ભાગો તૈયાર કરવા તરફ વલણ બતાવે તો અમારૂં ધારવું છે કે હિંદમાં છત્રીઓનો ઉદ્યોગ પગ ભર થવા પામે અને નવીન સ્વદેશી હુન્નરને અવકાશ મળે અને તેનું ક્ષેત્ર વિસતૃત બને.

J. L. D. B.

---

### નડીઆદ હિંદુ અનાથાશ્રમનો વાર્ષિક અહેવાલ

ઉપલા ખાતાનો સાતમાં વર્ષનો સચિત્ર અહેવાલ મળ્યો છે, જે જોઇ ખુશાલી પ્રદિપ્ત થાય છે કે આ ખાતુ નડીઆદ ખાતે એક અતિ પુણ્યશાળી કાર્ય કરતું રહ્યુ છે. આ આશ્રમ પ્રારંભમાંજ કોઇ પણ પ્રકારની બંધાણ સાહ્યતા વગર ઉભુ કરવામાં આવેલું હોવા છતાં, તેના કાર્યવાહકો હાલમાં લગભગ ૧૨૫ બાળકોનું પોષણ કરવા તત્પર થયા છે જે તેઓને માટે ઓછું અભિનંદનિય નથી. ખરી રીતે અનાથોના પોષણનો આધાર દાત તરફથી મળતા દાન ઉપરજ નિભે છે, તો આવા રૂડાં ખાતાને ફુલ નહિં તો ફુલની પાંખડી ' ની કહેણી અનુસાર યથાશક્તિ જે મદદ આપવી યોગ્ય લાગે તે આપવાને સજ્જને પછાત નહિં પડે એવી અમારી ધારણા છે. અહેવાલ ઉપરથી એ દ્રષ્યમાન થાય છે લોકોએ રૂ ૧ અને ૨ ની રકમો આપીને પણ આશ્રમને મદદ કરી છે જેનો કાર્યવાહકોએ ઉપકાર સાથે સ્વિકાર કીધો છે.

J. L. D. B.

---

### ધી ઇન્ડીઅન નેશનલ એસોસિએશન જંગબાર.

જંગબાર ખાતે સ્થાપિત થયેલાં ધી ઇન્ડીઅન નેશનલ એસોસિએશન નામનાં મંડળે ચાલુ વર્ષથી વ્યાપારી વિષયોવાળું એક માસિક પ્રસિદ્ધ કરવા માંડયું છે, જેના જાન્યુઆરી અને ફેબ્રુઆરીના મળી અમને બે અંકો મળ્યા છે. આ માસિક જેટલુ મોટું છે તેટલું પ્રસ્તુત માસિક કદમાં મોટું નથી તેમજ ' ડેમાઇ ઓકટેવો ' જેટલા નાના ઘાટમાં હોઇ માત્ર પાંચ ફૉર્મનું કાઢવામાં આવ્યુ છે. છતાં એસોસીએશનનો વિભાગ, વ્યાપારી વિષયો, વ્યાપાર વિષયક માહિતી, અને એવા ઉપયોગી વિષયો તેમાં આપવામાં આવ્યા છે તે જોતાં જેઓ જંગબાર સાથે વ્યાપાર કરે છે અથવા વ્યાપારનો સંબંધ કરવા ઇચ્છા હોય તેને માટે આ માસિક અવશ્ય ઉપયોગી છે એમાં બીલકુલ શક નથી.

J. L. D. B.

---

ગેરૂ શીક શીલીંગ ધી અન્ડીગનો ઓરર્ડ ચોળે છે.

## શ્રી ગુજરાત શારદા અને ઉદ્યોગ ભવન

---

'ઉપલે નામે એક સંસ્થા ઉભી કરવાની યોજનાવાળું' સુચીપત્ર અમને તેના નેતા અને અમદાવાદના જાણીતા બેરીસ્ટર શ્રી. જીવણલાલ વ્રજરાય દેશાઇ તરફથી ત્યાંની ગોખલે સોસાયટીએ પ્રકટ કીધેલું અમારા અભિપ્રાય માટે મોકલવામાં આવ્યું છે.

જે યુવકો અંગ્રેજી પાંચ કે છ ચોપડીનો અભ્યાસ કીધા પછી અભ્યાસ છોડી દેય છે અને કોઇ પણ પ્રકારની નોકરી કરવા માંડે છે તેને શીખેલો અભ્યાસ જે નકામો થઇ પડે છે, તેને બદલે તેનો કોઇ પણ રીતે સદ્ઉપયોગ થાય એવા હેતુએ અનેક યોજનાઓ ઉધાડવી એ આ સંસ્થાનો આશય છે. તદ્ઉપર ભિન્ન ભિન્ન વિષયોનું જ્ઞાન માતૃ ભાષામાં આપી, અંગ્રેજી શિક્ષણ ફરજીઆત બીજી ભાષાના શિક્ષણ રૂપે આપવું એ એક ધ્યાન ખેંચનારી વસ્તુનો તેમા સમાવેશ કરવામાં આવ્યો છે. સંસ્થાના મુખ્ય ઉદ્દેશ બે છેઃ—(૧) કેળવાયલા ગણાતા વર્ગમાં તેમને વધુ વિદ્યાભ્યાસની અનુકુળતા આપીને તેમનામાં હુન્નર ઉદ્યોગના જ્ઞાનનો પ્રચાર કરવો અને તેમનામા (Dignity of labour) જાત મહેનતમા રહેલી મહત્તાની ભાવના જાગ્રત તથા ઉત્તેજીત કરવી. (૨) કારીગર વર્ગને તેમના પોતાના ધંધાને લગતા હુન્નરને ઉપયોગની અનુકુળતા આપવી અને તેના સંબંધનું ઊંચું જ્ઞાન આપવું તથા તે સાથે તેમને કેળવણીની મહત્તા સમજાવી તેમનામા સામાન્ય કેળવણીનો પ્રચાર કરવો. ઉપરોક્ત સંસ્થાની સ્થાપના હાલમા અમદાવાદ ખાતે કરવાનો ઇરાદો છે જેને માટે ૫૦ વીઘાં જમીન લેવી જેમા ૨૦ વીઘાં જમીન વર્કશૉપ માટે રાખી ૩૦ વીઘા જમીન ડેરીફાર્મ માટે રાખવી એવો વિચાર છે. અને તેમાં અંગ મહેનતનું શિક્ષણ ચાર પ્રકારનું કહેતાં ૧. ખેતીવાડી, ૨. હાથની કારીગરી, ૩ સંચા કામ, અને ૪. વિજ્ઞાનની જરૂર પડે તેવા હુન્નરો એ ખાસ આપવાનો આશય છે

યોજના સારી છે. આવી યોજના માટે અગાઉ થોડીક ચર્ચા કરવામાં આવી હતી. નિચે સહી મુકનાર (J. L. D. B.) ને બે વર્ષ ઉપર એવો વિચાર ઉત્પન્ન થયો હતો કે હિંદના જાણીતા શેહેરોમા હુન્નરક્રમ પુર્ણ કરનાર શિક્ષણ આપનારી સંસ્થાઓ—Compliltion Schools ની આવશ્યકતા છે અને તે ઉપર તેઓએ અત્રેના જાણીતા વર્તમાન પત્ર 'મુંબઇ સમાચાર' મા થોડાક અગ્રલેખ લખેલા. તેમજ ઑન૦ મી લલ્લુભાઇ સામળદાસ વગેરે ગૃહસ્થોને તે માટે ચર્ચા શરૂ કરવાનું સુચવેલું હતું. આવી સંસ્થા ઉભી કરવાની આવશ્યકતા છે અને તેના ઉપર ભિન્નભિન્ન પ્રકારના વ્યાપારીઓ તેમજ શિક્ષકો, શાસ્રીઓ અને કારીગરોના અભિપ્રાય જાણવાની જરૂર છે, તે માટે જો એક સારી કમીટી નીમવામાં આવે તો અમારૂં ધારવું છે કે વસ્તુ વધુ ઉત્તમ રીતે પાર પાડી શકાય.

J. L. D. B.

---

## આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન

---

લેખક—મી. મોહનદાસ કરમચંદ ગાંધી.

પ્રકાશક—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

કિં. ૦-૬-૦

કુદરતી, સાદા અને સહેલાઇથી કરી શકાય એવા ઉપચારોથી આરોગ્યતા કેવી રીતે સાચવી શકાય તે વિષે કટકે કટકે એક નિબંધ રા. રા. મો. ક. ગાંધીએ ફિનીક્ષ (નાતાલ) મધે પ્રકટ થતાં 'ઇનડીઅન ઓપીનીયન' માં આપ્યો હતો. તે આ પુસ્તક દ્વારા પુર્ણ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે લેખક કહે છે કે આપણું શરીર—

પૃથ્વી, પાણી, આકાશ તેજને વાયુ,
આ પંચતત્વનો ખેલ જગત કહેવાયું,

અને પંચતત્વને આધીન રહેવાથી આરોગ્યતા પૂર્ણ રીતે સાચવી શકાય છે. ચોપડીમાંહેલી કેટલીક એવી વસ્તુ છે કે જે સાથે એકત્ર ન થવાય. વખતપર એકત્ર થઇએ તો પણ સરકારના કાયદાનો ભંગ કરવાને લીધે દંડ આપવો પડે બચ્ચાને અમુક વર્ષે શિતળા કઢાવવા એ મુંબઇ શેહેરમા ફરજીઆત છે રા. ગાંધી તેની વિરૂદ્ધ હોય એમ લાગે છે તેઓના કહેવા મૂજબ મુંબઇવાસીઓ કરે તો દંડ ભરીને પણ શાંતિથી બેસી શકે નહિં. અંતમા લેખક કહે છે કે "રાક્ષસી કાયદાને તાબે થવાથી શરીર કદી પણ આરોગ્ય ન મેળવી શકે જ્યા ખરૂં આરોગ્ય છે ત્યાજ ખરૂં સુખ છે, અને ખરૂં આરોગ્ય મેળવવા સારૂ આપણે સ્વાદેંદ્રિય-જીભને જીતવીજ જોઇએ. જો તેમ કરીએ તો બીજી વિષયેન્દ્રિયો પોતાની મેળે વશ રહે છે.....'

---

### સ્ત્રીઓની પદવી અથવા સ્ત્રીઓનું મહત્વ.

લેખક:--ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ.
પ્રકાશક:--કરશનદાસ જ. ચીતલીયા.

ભગીની સમાજ તરફથી પ્રકટ કરવામાં આવતા મણકાઓ માંહેલો આ એક છે, અને તેમાં સ્ત્રીઓની ઊંચી પદવી અને તેના શિક્ષણ ઉપર અચ્છો નિબંધ લખવામાં આવ્યો છે.

### ગુજરાતી સ્ત્રી શિક્ષણ વર્ગો
### પ્રથમ વાર્ષિક વૃતાંત

સેવા સદન હોમ કલાસીસ મારફતે સ્ત્રી શિક્ષણના વર્ગો જે ઉઘડવામા આવ્યા છે તેને લગતો આ વાર્ષિક અહેવાલ છે. વર્ષ દરમ્યાન રૂ ૧૨૧૧-૪-૦ ની મદદ સંસ્થાને મળી હતી અને લગભગ તેટલોજ ખર્ચ થયો હતો કારણ કે પુરાંત નજીવી રૂ. ૧૭-૪-૦ ની બાકી છે. વળી ભગિની સમાજ સ્ત્રી સાહિત્ય પત્રિકા ફંડ ખોલવામાં આવ્યું છે તેનો હિસાબ પણ આમા જણાવવામા આવ્યો છે જેમાં એકંદર ૨૮૦-૪-૦ ની મદદ મળેલી દર્શ્યમાન થાય છે

# COMMERCIAL SUBJECTS

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થ શાસ્ત્રના સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર; મી જેકીસન લ બારભાયા. )

( માર્ચના પાના ૪૨૬ થી ચાલુ )







જોખમ. જંગલી દેશોમા માલ મિલકતની સલામતી ન હોવાથી મુડી ઉપરના નફાનો મોટો ભાગ જોખમના બદલનો લેખાય છે. નામદાર સરકારે નિયમીત કીધેલા કાયદાઓને અંગે રજવાડામા રાજ કૌટુંબીઓ ઉપર ઘણી વખતે 'ડીક્રી' બજાવી શકાતી નથી. માટે તેવા માણસોને જે પૈસા આપવામાં આવે છે તે વધુ વ્યાજના લોભે અપાય છે. એટલે તે બાબદમાં જે વધુ વ્યાજ મળે છે તે જોખમ ખેડવા માટેનું હોય છે. બાપ મરે અમણાં લખી આપનાર પૈસાદારના છોકરાઓને જે મારવાડીઓ પૈસા ધીરે છે, તે પણ મોટા વ્યાજે ધીરે છે કારણ કે પૈસા લેનારનો બાપ ક્યારે મરશે તેની ખાત્રી રહેતી નથી. તેમજ બાપ મરે પૈસા લેનાર છોકરાને ફાળો મળશે જ એવો પણ સંભવ રાખી શકાતો નથી. અને તેથી તેપણ એક પ્રકારનું જોખમજ છે

ભિન્ન ભિન્ન પ્રકારના વાંધા અથવા કામોમાંથી મળતા નફામાંથી જો જોખમ, આબરૂ ગુમાવવાની ધાસ્તી, તેના ઉપરની વ્યવસ્થા અને દેખરેખનો બદલો બાદ કરીએ તો મુડી ઉપરનું ખરેખરૂં વ્યાજ બીન જોખમી રોકાણ જેટલુંજ કિંવા તેથી પણ ઓછું રહેવા પામશે. વળી તેમાં પણ સ્પર્ધા હશે તો બધા ધંધાઓમાં સરખો દર દરેક દેશમાં મળશે. અને તેથીજ જેમાં થોડું જોખમ વ્યાપારી રીતસરનું સમાયલુ

છે તેમાં આપણી તરફનો વ્યાજનો દર છ ટકાનો લેખાય છે. *

જેમ દ્રવ્ય અને વસ્તી વધતાં જાય તેમ વ્યાજનો દર ઘટે છે. આનો સિધ્ધાંત પરિપુર્ણ સમજવા આગળ આપવામા આપેલા રીકાર્ડો ના વિચારો ફરીથી જોઈ જવા આવશ્યક છે. એક માણસ અમુક સમયમાં એક મણ ઘઉંની કિંમત જેટલુ ખર્ચ કરી ૧।। મણ ઘઉ ઉત્પન્ન કરે તો તેનો ભ ડોળ ઉપર ૫૦ ટકા નફો થયેલો કહેવાય; હવે જો ઓછી ફળદ્રુપ જમીન ખેડે તો ૧। મણ ઘઉં પેદા કરે તો નફો ૨૫ ટકા થયેલો કહેવાય. જેમ જેમ ખેડાણની સીમા ઉતરતી જાય અને વસ્તીની જરૂરીઆતો પુરી પાડવા અર્થે જેમ જેમ ઓછી ઓછી ફળદ્રુપ જમીન ખેડવી પડે તેમ તેમ નફા અને મુસારાનો દર ઘટનો જાય છે, અને જમીન ભાડાં વધે છે. તેજીજ રીતે રીકાર્ડો કહે છે કે વસ્તી જેમ વધતી જાય છે તેમ ખોરાકનો વધતો ખપ પુરો પાડવા પહેલા કરતા ઓછી ફળદ્રુપ જમીન પણ ખેડવી પડે છે, અને તેથી પ્રથમ કરતા વધુ ભ ડોળ અને મહેનતનો વ્યય કરવો પડે છે. અર્થાત કે મહેનત અને મુડી પહેલા કરતા ઓછી ઉત્પન્ન થાય છે અને તેથી મજુરી અને વ્યાજ ઘટે છે.

હવે વસ્તી વધવાથી જે વધારે ખોરાક જોઇએ તે જો પહેલા ખેડાણમાં હોય તેટલા ને તેટલીજ જમીનમા પેદા કરવામા આવે તો તેની પણ તેજ અસર થવા પામે, કારણ કે જમીનમાંથી પ્રતિ વર્ષે જેમ પાક ઉતરતો જાય તેમ તેનો રસ ઉતરતો જાય છે, અને તેથી સમય જતા વધુ ભડોળ અને મહેનત તે જમીન પાછળ ખર્ચવા પડે છે જુના દેશોમાં અમુક મહેનત અથવા મુડી જમીન ઉપર કામે લગાડી હોય તો જેટલી પેદાશ થય તેના કરતાં તેટલીજ મહેનત અને મુડી નવીન દેશની ભુમી ઉપર ખર્ચવાથી વધુ લાભ મળે છે. એક દેશમાં અમુક કામ કરવા માટે દર ગજની મજુરી આઠઆના લેખાય છે અને બીજા દેશમાં તે માટેજ એક રૂપીયો લેખાય છે, તો તે ઉપરથી પહેલા દેશમાં બીજા દેશ કરતાં તે ધંધામાં વધુ નફો એમ કહી શકાય નહિં. તેનો ખરો ઉપજ ઉપર રહેલો છે. આઠઆના મજુર જો બે રૂપીઆનો માલ બનાવે રૂપીઓ લેનાર ચાર રૂપીઆનો માલ બનાવે તો સરખુંજ કહેવાય; બલકે બીજે ઠેકાણે વધુ મહેનત ઉઠાવવાની પડી તેના પ્રમાણમાં ઓછું કહેવાય છતાં રૂપીયો લેનારો જો પાંચ રૂપીઆનો માલ બનાવે તોજ ઓછો કહી શકાય, અને તે રૂપીઓ આપવો પરવડે પરંતુ આઠઆના ખર્ચવા મોઘા થઇ પડે.

ચીજોની કિમત વધી જવાથી નફો વધે છે એમ પણ માની શકાય નહિં. કોઇ વખતે તેવું બને છે પણ તે જુજ સમયને માટે આધુનિક લડાઇ ચાલવાને લીધે દુશ્મનના દેશોમાથી આવતો માલ બધ થયો અને તેનો લાભ લઇ જેઓએ પ્રથમથી સાધારણ ભાવે માલ ખરીદી રાખ્યો હતો તેઓએ વધુ પૈસા લીધા તે જોતા તેઓને વધુ નફો થયો ખરૂં પણ તે ક્ષણિકજ હતું. હવે તેજ વ્યાપારીઓ પાછો માલ મેળવવા જાય તો તેઓએ જે નફો લીધો તે પાછો આપતાં પણ વધુ પૈસા આપવા પડે. ઉપજના ખર્ચમા પણ ત્રણ અંશ રહેલા હોય છેઃ—




આ ચારમાથી ગમે તે અંશ વધે તો તેથી તેની અસર અવશ્ય ચીજોના ભાવ ઉપર

* મેટ્રીક શીલીંગથી બીલ્ડીંગનો ઓરડો બને છે.

થાય, ગઈ અમેરિકાની લડાઈ સમયે રૂ મેળવવું એ ઘણું મૂશ્કેલ હતું અને તેથી મોંઘું થયું હતું અને તેથી સુતરાઉ કાપડના ભાવો વધી ગયા હતા, છતા કાપડ બનાવનારાઓને તો ખોટ જતી હતી જો કે મજુરીનો દર પણ કમી થયો હતો. માટે ભાવ વધે નફો વધે એવું નથી પણ તેનો એક બીજો અંશ સાથે સંબંધ રહેલો હોય છે ભંડોળ રોકનારને મહેનતના પ્રમાણમા શું ખર્ચ પડયો અને વસ્તુના મૂલ્યમાંથી કેટલો ભાગ મહેનતાણાં તરીકે મળ્યો તેનો વિચાર નિગલા કારણો ઉપરથી દ્રષ્યમાન થશે

ભંડોળ રોકનારને મજુરી ખર્ચવી પડે છે તેનો આધાર શા ઉપર છે તે નક્કી કરવું જોઇએ. અર્થશાસ્ત્રી મિલ કહે છે કે ભંડોળ રોકનારને પડતું મહેનતાણું ત્રણ બાબતો ઉપરથી નિર્માણ કરી શકાય છે. છતાં તે ત્રણેમાં હમેશ ફેરફાર પડે છે.—

૧. મહેનતની ઉપજ શકિત.

૨. મહેનતનો બદલો-મુસારો-એટલે કે જે બદલો લઇ ચીજ ખરેખર તૈયાર કરવામાં આવે તે

૩ જે પદાર્થોનો ખરા સ્વરૂપમાં સમાવેશ થાય અને પદાર્થ બનાવવાનું અગર વેચાતા લેવાનું જે વધુ ઓછું ખર્ચ લાગે તે

૧. મહેનતની ઉપજ શકિત વધે અને મહેનતાણામાં અને જીંદગીના જરૂરીઆત પદાર્થોમા ફરક પડે નહિં તો ભંડોળ રોકનારને મજુરી ખર્ચ ઓછો પડે. મુસારો વધે અને તે પ્રમાણમાં ઉપજ શકિત વધે નહિં તો ભંડોળ રોકનારને મહેનતાણાનાં પૈસા વધુ પડે.

૨. કામ કરનારને મળતા ખરા બદલામાં જે પદાર્થોનો સમાવેશ થાય છે તે જો સોંઘા થાય અને તે પદાર્થો કામ કરનારા પ્રથમ કરતાં વધુ પ્રમાણમાં વાપરે નહિં તો મહેનતાણુ ઘટે અને ભંડોળ રોકનારને મજુરી ખર્ચ ઓછો પડે.

૩ અમુક મહેનત અને ભંડોળની સંક્રાન્તિએ જે કુલ પેદાયશ થાય તેનો શો ભાગ મહેનતને મળે છે તેના ઉપરજ નફાના દરનો આધાર રહે છે.

ઉદાહરણ. ઑસ્ટ્રેલીયા અને અમેરીકા એ નવા દેશ છે અને ત્યાંની જમીન જાણે એવી રૂપ રૂપ હોવાથી થોડી મહેનત ખર્ચવાથી તેનું ઉત્પન્ન અથવા ઉત્પાદક શકિત ઘણી વધુ છે, અને તેથીજ જીંદગીને જરૂરી પદાર્થો ત્યાં સોંઘા છે. તેથી નફાનો તેમજ મજુરીનો દર ઉભય ત્યાં ઘણા ભારે છે.

જો કોઇ અમુક ધંધામાં મુસારાનો એવો વધારો થાય કે જેને અંગે મુડી રોકનારને સાધારણ દર કરતાં ઓછો નફો પરવડી શકે તો તેવા વધારાથી તે ધંધામાં કામે લાગેલા કામદારોને હમેશ માટે તે ફાયદો લેખાય નહિં. આમ થવાથી દ્રવ્ય તરીકે ઉત્પાદક શકિતનો વધારો થતો અટકશે અને એક બાજુથી જ્યારે ઉત્પાદક શકિતમા વધારો ન થતા તેવીજ સ્થિતિમાએ અને મજુરી વધાર્યા જવાયતો આગલ ચાલતાં તે ધંધો ભંડોળ રોકનારથી ઝાઝો સમય સુધી નિભાવી શકાય નહિ. વળી જો નફો વધુ ઓછો મળે તો ભંડોળ રોકનાર પોતાનુ નાણું બીજા કોઈ વધુ નફો કરનાર ધંધામાં નાણું રોકે અને તે આધારે વખ્ત પણ પોતાના દેશને લાભ થતો અટકે અને તેથી પરદેશને લાભ મળે દેશમાં જે સાધારણ વ્યાજ વટાવનો દર હોય તેમાં ઘટાડો થવાથી તો મુડી એકઠી થતી અટકે અને મુડી પરદેશ જાય. આમ થવાથી દેશની મુડી ઓછી થાય, તેને અંગે જંગમ મુડી ઘટે અને મુસારા એકદમ ઓછા ઉતરે. કર્મકારોના માંગવા મુજબ વધારે મુસારો આવ્યાથી વ્યાજનો દર ઘણો ઘટે કારણ કે પરચુરણ લોકોને નાણાંવાળાઓ પાસેથી જે નાણું ઉછીનું જોઇએ તેની માંગણી ઘટે અને તેથી વ્યાજ વટાવનો દર પણ ઘટે. હવે થોડા સમય સુધી મજુરવર્ગને જે ભારે મજુરી મળી હોય તે દરમ્યાન જે વસ્તી વધી હોય તે નિઃઆશ્રય છે પણ જ્યારે મજુરી ઘટે ત્યારે મજુરવર્ગને પુરૂં ખાવાનું પણ ન મળે એવો સમય પ્રાપ્ત થાય, એટલે હદ ઉપરાંત મજુરી માગવાથી અને તેને ઉત્તેજન મળવાથી બે તરફથી મરો થવા પામે એવી સ્થિતિ ઉત્પન્ન થાય.

# THE RAILWAY BOARD AND THE THIRD AND INTERMEDIATE CLASSES.

## ત્રીજા તથા ઇન્ટરમીડીયેટ વર્ગના ઉતારૂઓ અર્થે રેલ્વે બોર્ડ તરફથી થયેલી સગવડો.

રેલ્વેના ઇન્ટરમીડીયેટ તથા ત્રીજા વર્ગના ઉતારૂઓની સગવડ માટે સને ૧૯૦૫ થી રેલ્વે બોર્ડ તરફથી લેવામાં આવેલા પગલાં.

હિંદીધારા સભાની છેલ્લી બેઠકમાં તા. ૯ મી માર્ચ ૧૯૧૬ ને રોજ આન. મી સુરેન્દ્રનાથ બેનરજીના સવાલના પ્રતિઉત્તરમાં નામદાર સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે સને ૧૯૦૫ ના સાલ કે જેમાં રેલ્વેબોર્ડ સ્થાપવામા આવી હતી ત્યારથી અત્યાર સુધીમાં રેલ્વેના ઇન્ટરમીડીયેટ વર્ગના તથા ત્રીજા વર્ગના ઉતારૂઓની સગવડ માટે રેલ્વે બોર્ડે નીચે મુજબનાં અગત્યનાં પગલાંઓ લીધા હતાં.

(૧) સને ૧૯૦૫માં ઓધ્ધો લીધા બાદ તુરતજ રેલ્વેબોર્ડે નીચેની ત્રણ બાબતો માટે પગલાં લેવા દરેક રેલ્વે કંપનીઓનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું.

(અ) ટ્રેઇનઉપડવા પહેલા ઘણા લાંબા વખત અગાઉ ઉતારૂઓને ટીકીટ મળી શકે એવી ગઠવણ કરી આપવા.

(બ) જંકશન સ્ટેશનોપર ગાડી બદલવા માટે ઉતારૂઓ યોગ્ય પ્લેટ ફોર્મ પર તુરત જઇ શકે એવી સગવડ કરવા.

(ખ) ટ્રેનમાં ભીડ થતી અટકાવવા તથા ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે બેસવાની યોગ્ય ગોઠવણ કરી આપવા.

(૨) કેટલીક રેલ્વેઓના સલાહકારી ઇજનેરોને એવો હુકમ આપવામાં આવ્યો હતો કે કેટલીક જરૂરીયાત સગવડો કરી આપવા માટે તે તરફથી શું શું પગલાંઓ લેવામાં આવે તે પર ધ્યાન રાખવું. એ સંબંધમાં તેઓ તરફથી મળેલા રીપોર્ટ પરથી રેલ્વે બોર્ડ જણાવ્યું હતું કે રેલ્વે બોર્ડની ઇચ્છા અનુસ ઘણો સુધારો કરવામાં આવ્યો હતો

(૩) રેલ્વેઝ ઍક્ટની ૬૨ મી કલમથી સ કારને એવી સત્તા આપવામા આવી છે કે જેથ ગાર્ડ અને ઉતારૂઓ વચ્ચે સંબંધ રહે એવ કોઇક રીતનાં સાધનો ટ્રેઇનમા મુકવામાં આ એવી ફરજ રેલ્વે કંપનીઓપર સરકાર મુ શકે. સને ૧૯૦૬ માં રેલ્વે બોર્ડ તરફથી એ ખાસ પગલું લેવામાં આવ્યું હતું કે જેથી બન શકે ત્યાંસુધી દરેક રેલ્વેઓ તરફથી આવ સાધન મુકવામાં આવે.

સને ૧૯૧૫ ની ૩૧ મી માર્ચ સુધીમ કેટલી કેટલી ટ્રેઇનોમાં આવાં સાધન મુકવામ આવ્યાં હતાં તેની નોંધ સને ૧૯૧૫ ન એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં લેવામાં આવી છે રેલ્વે બોર્ડ તરફથી વળી એવી પણ સુચવણી કરવામાં આવી છે કે એ સાધનો કેવી રીતે વાપરવાં તેની દરેક ગાડીમાં નોટીસ મુકવી.

(૪) રેલ્વે બોર્ડે વળી એવા પણ હુકમ કાઢયા છે કે આ વર્ગ માટેના અલાગ રાખવામાં આવેલાં કમ્પાર્ટમેન્ટની બહાર અંગ્રેજીમાં તથા જે દેશી ભાષા તે ઇલાકામા પ્રચલિત હોય તે ભાષામા છાપેલાં પાટીઆ મારવાં કે એ ડબ્બા સ્ત્રીઓ માટે ખાસ છે.

(૫) આ સગવડ કરી આપવા માટે મી વલ્લભ નારાયણ જયનારાયણ દાનીએ રેલ્વે

બોર્ડ સાથે કેટલીક પત્રવ્યવહાર ચલાવ્યો હતો જેને પરિણામે આ સુધારો કરવામા આવ્યો હતો.

વળી હાલ એવી પણ સુચના કરવામા આવી છે કે સ્ત્રીઓ માટેના ખાસ ડબ્બાના બારણાપર એક સ્ત્રીનું ચીત્ર છાપવું કે જેથી અજ્ઞાન સ્ત્રી વર્ગ જાણી શકે. નૉર્થ વેસ્ટર્ન રેલ્વે કંપનીપર હાલ અખતરો કરવામા આવે છે કે આવી રીતનાં ચીત્રથી કામ ચાલી શકે છે કે કેમ.

(૬) દેશી ઉતારૂઓ માટે નાસ્તાની સગવડ કરવા બાબતપર રેલ્વે બોર્ડનું ધ્યાન ખેચાયું હતું. જુદી જુદી રેલ્વેઓ તરફથી આ બાબત જુદી જુદી રીતની વ્યવસ્થા કરવામા આવી હતી. પણ ખોરાકી માલ જે વેચવામાં આવે તે ચોખ્ખો અને સારો હોય એવી ખાતરી કરવા માટેની તપાસ કરવાની ગોઠવણ દરેક લાઇનો તરફથી કરવામાં આવી હતી.

કેટલાક વર્ષો પહેલાં ધી મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે કંપની તરફથી હિંદુ ઉતારૂઓ માટે ખાવાના વેચવા માટે ખાસ હાથ ગાડીઓમાં દાખલ કરવામાં આવી હતી રેલ્વે બોર્ડ આ રૂઢી તરફ દરેક રેલ્વે કંપનીઓનું ધ્યાન ખેંચ્યું હતું તથા મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વે કું૦ ની એ વ્યવસ્થાની વિગત તેઓને જણાવી હતી. જેના પરિણામે કેટલીક રેલ્વે સંસ્થાઓ તરફથી આ રૂઢી પ્રચલિત કરવા અખતરા કરવામાં આવ્યા હતા પણ ઇસ્ટ ઇન્ડીયન, બંગાળ, નાગપુર અને ઇસ્ટર્ન બંગાળ રેલ્વેઓ પર ન્યાતી બાધને લીધે એ રૂઢી નિષ્ફળ નીવડી હતી. પંજાબમાં આ યોજના સફળ નીવડી હતી અને નૉર્થ વેસ્ટર્ન રેલ્વે દેશી ઉતારૂઓ માટે એવી કેટલીક વધુ ગાડીઓ લાઇનપર દાખલ કરવાનો ઇરાદો રાખે છે. આ સવાલ ઉપર હાલ તરત રેલ્વે બોર્ડ કેટલીક રેલ્વે સંસ્થાઓ સાથે પત્રવ્યવહાર ચલાવે છે

(૭) સને ૧૯૦૬ માં રેલ્વે બોર્ડે નૉર્થ-વેસ્ટર્ન અને ઓઉધ અને રોહીલ ખંડ રેલ્વેઓને, "પૅસેન્જર સુપ્રીન્ટેન્ડેન્ટ" નામના નવા અધિકારીઓ ટ્રેઇન પર નીમવાની સત્તા આપી હતી. હિંદી લશ્કરમાંથી રીટાયર થયેલા હિંદી અધિકારીઓનેજ આ જગ્યા આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. તેઓને નીચે મુજબનાં કામ સોંપવામાં આવ્યાં હતાં.

૧. હલકી જાતના ઉતારૂઓની ફરિયાદ સાંભળવી અને ગાડીમાં તેઓને જગ્યા નહિ મળતી હોય તો જે ડબ્બાઓ ખાલી જગ્યા હોય તે ડબ્બા તેઓને બતાવી તેઓને બેસવાની સગવડ કરી આપવી.

૨ પ્લેટફૉર્મ પર ખાવાનાવાળા ખેમતા હોય તેઓનો માલ તપાસવો અને એકંદરે સ્ટેશનોપર ઉતારૂઓની સગવડ અને આરામ માટે બને તેટલું કરવું.

આ અખતરો સફળ નીવડયો હતો અને જે રેલ્વેઓ પર પહેલાં એ દાખલ કરવામાં આવ્યા હતા ત્યાં એવા અધિકારીઓ કાયમને માટે નીમવામાં આવ્યા હતા તથા બીજી કેટલીક રેલ્વેઓ પર પણ આવા અધિકારીઓની નીમણુક કરવામાં આવી હતી.

ખાસ ત્રીજા વર્ગના ઉતારૂઓને સગવડ વધારી આપવા માટે છેલ્લા ૧૦ વર્ષમા કરવામા આવેલા બધા કામોની વિગત આપવી અશક્ય છે પણ ટુંકમાં નીચે મુજબનાં કામો કરવામાં આવ્યા છે.

૧. ગાડીના વખત પહેલાં બેસવા વિગેરે માટેની સગવડમાં સુધારો વધારો.

૨. કેટલાંક મુખ્ય સ્ટેશનોએ આગળનાં નાનાં પ્લેટફોર્મો કાઢી નાંખી તેને બદલે ઉંચાં પ્લેટફોર્મોની બાંધણી.

૩. ત્રીજા વર્ગના ડબ્બાના કદમા વધારો કરવામાં આવ્યો છે. નવા ડબ્બાઓમાં દરેકમાં બાજરૂ મુકવામાં આવી છે તથા ડબ્બામા સુવા માટે ઉપર બેઠક કરવામાં આવી છે તથા ડબ્બાનાં છાપરાની બાંધણી એવી રીતનો કર વામાં આવી છે કે જેથી તાપ અટકી શકે.

૪) લગભગ દરેક મુખ્ય લાઇનો પર મીક્સ્ડ ટ્રેનોને બદલે પેસેન્જર ટ્રેઇનો દાખલ કરવામા આવી છે અને મેલ ટ્રેઇન જેટલીજ ઝડપથી દોડતી થર્ડ ક્લાસ એક્ષપ્રેસ ટ્રેઇન દાખલ કરવામાં આવી છે

૫) ત્રીજા વર્ગના તથા ઇન્ટરમીડીયેટ વર્ગના ડબ્બાઓમા લાઇટમાં સુધારો.

૬) જાત્રા યા મેળા જેવા ખાસ પ્રસંગો માટેની વ્યવસ્થામા સુધારો. આ બાબતમા કેટલું કરવામાં આવ્યુ છે દાખલાતરીકે હરદ્વારમાં ગયા એપ્રીલ માસમા ભરવામા આવેલા કુંભ મેળા વખતે આઉધ અને રોહીલખંડ રેલ્વે તરફથી કરવામા આવેલી વ્યવસ્થા આના દાખલા રૂપે છે.

સરકાર તરફથી વધુ જણાવવામાં આવ્યું હતું કે હાલ તરત ત્રીજા વર્ગની સગવડમા આ ઉપરાંત વધુ સુધારો કરવાનું બની શકે એમ નથી કારણ લડાઇને લીધે રેલ્વેના ખર્ચોમાં કરકસર કરવની જરૂરીઆત છે તે ઉપરાંત બાંધવા માટે કાચો માલ મળવાની પણ બહુ મુશ્કેલી છે તોપણ જે કંઇ બની શકશે તે જ્યારે રહેલો સ્ટૉક ચાલુ વર્ષમાં સુધારવામાં પડી આવશે ત્યારે કરવામાં આવશે.

રેલ્વે બોર્ડે વળી હાલ એવી ગોઠવણ કરી છે કે જે જે રસ્તાઓ પર બહુજ ભીડ થતી હોવાની ફરિયાદો આવે છે તે તે રસ્તા પરની રેલ્વેની ટ્રેઇનો પરના ઉતારૂઓની સંખ્યાનું એક ખાસ સેન્સસ લેવું. મળેલા રીપોર્ટ પરથી જણાય છે કે જોકે કેટલાક અવસરે એ ઘણીજ ભીડ થાય છે પણ એ રસ્તાઓ પર પણ હમેશ ભીડ થતી નથી.

રેલ્વે બોર્ડ તરફથી હાલ વિચાર કરવામાં આવે છે કે ટ્રેઇનોમા ફેરફાર કરવાથી ભીડ થતી અટકી શકે કે કેમ. જનાબના સંબંધમાં એક ખાસ રીપોર્ટ હાલ મળ્યો છે જેના પર રેલ્વે બોર્ડ વિચાર ચલાવે છે અને એ રીપોર્ટમા કરવામા આવેલી જે સુચનાઓ તપાસ કરતા વ્યવહારૂ જણાય તેને મંજુર કરવા તથા અમલમા મુકાવવા માટે રેલ્વે બોર્ડની ધારણા છે.

# 'WAR NOTES AND NOTIFICATIONS.

# લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

નામદાર હિંદ સરકારના વ્યાપાર ઉદ્યોગ ખાતા તરફથી એક જાહેરનામુંના ૨૨ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજ બહાર પાડી જણાવવામાં આવ્યું છે કે યુનાઇટેડ કીન્ગડમ, ફ્રાન્સ, રસીયા (બાલ્ટીક બંદરો (સિવાય,) ઇટલી, સ્પેઇન, અને પોર્ચુગલ સિવાયના યુરોપ, ભુમધ્ય અને કાળા સમુદ્રનો કોઇ પણ દેશ બધી જાતના તેજાનાની નિકાશની મનાઇ કરવામાં આવી છે સિવાય કે મરી કે જેની નિકાશ યુનાઇટેડ કીન્ગડમ બ્રીટીશ સંસ્થાનો તથા બ્રિટીશ આશરા હેઠળનાં રાજ્યો સિવાયના કોઇ પણ દેશ ખાતે કરવાની મનાઇ એ ખાતા તરફથી પ્રસીધ્ધ થયેલા ૧૦૮૬ કમર્સ્યુ નંબરના જાહેરનામાથી તા. ૧૧ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને રોજ કરવામાં આવી હતી

---

**કોપરાં, કપાસીઆ ભોંયસીંગ તથા અળસીનાં તેલની નિકાશની મનાઈ.**

નામદાર હિન્દ સરકારના વ્યાપાર ઉદ્યોગ ખાતા તરફથી તા. ૨૨ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજ નં. ૨૧૪૮ કમર્સ્યુનું એક જાહેરનામું બહાર પાડી જણાવવામા આવ્યું છે કે બ્રીટીશ રાજ્યથી બ્હાર કોઇ પણ સ્થળે કોપરાનું તેલ, કપાસીયાનું તેલ ભોયસીંગનું તેલ તથા અળસીનું તેલ નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે.

**કોપરાં, અળસી અને મહુડાંની નિકાશની મનાઈ.**

(૨) યુનાઇટેડ કીન્ગડમ, બ્રીટીશ સંસ્થાનો તથા આશરા હેઠળનાં રાજ્યો, ફ્રાન્સ, ઇટલી અને રસીયા (બાલ્ટીક બંદરો સીવાય) સિવાય કોઇ પણ સ્થળે કોપરાં, અળસી અને મહુડાં નિકાશ કરવાની મનાઇ કરવામા આવી છે.

**સ્વીટઝરલેંડ ખાતે રૂ ચઢાવવા માટે આપવામાં આવતાં લાઈસન્સ.**

સ્થાનિક કસ્ટમ્સ કલેક્ટર તરફથી તા. ૫ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજના પત્રથી હમને જણાવવામાં આવ્યું છે કે સ્વીટઝરલેંડ ખાતે રૂ નિકાશ કરવા માટેની અરજીઓ હવે સ્વીકારવામાં આવશે આ માટેની અરજીઓ પહેલાં કસ્ટમ્સ કલેક્ટરની ઑફીસમાં કરવી અને કેટલો માલ ચઢાવવો છે તથા છેવટનો ખરીદદાર કોણ છે તે તે અરજીમાં જણાવવું; જે ત્યાર પછી નામદાર સરકારની મંજુરી માટે મોકલવામાં આવશે. આ સંબંધમાં એક બાબત અગત્યની છે તે એકે જો માલ ચઢાવવાની રજા આપવામાં આવે તો તે સોસાઇટે સુઇસે ડી સરવીલાન્સ ઈકોનોમીક (Societe Suisse de Surveillance Economique.) નામની સંસ્થાપર મોકલવો પડશે. અને એ સંસ્થા તરફથી કન્સાઇન્મેન્ટ સ્વીકારવામા આવે તોજ તેની રજા આપવામાં આવશે.

---

નોર્વે, સ્વીડન, ડેન્માર્ક, નેધરલૅન્ડ્સ, ઇટલી, ફ્રાન્સ (અને આલ્જીરીયા), ફ્રેન્ચ સંસ્થાનો, રસીયા, સ્વીટ્ઝરલેંડ, ગ્રીસ, રૂમેનીયા, સ્પેઇન, પોર્ચ્યુગલ અને નજીકના ટાપુઓ, ઇજીપ્ત તથા જાપાનથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની નવી યાદી હમને મળી છે જેઓને તે જોવી હોય તેમણે આ ચેમ્બરની ઑફીસમાંથી ખબર કાઢવી.

---

યુનાઇટેડસ્ટેટ્સ ઑફ અમેરીકામાં ચામડાં તથા ચામડાંઓ મોકલી શકાય એવી કેટલીક વધુ પેઢીના નામો હમને જણાવવામાં આવ્યાં છે. વધુ વિગત આ ચેમ્બરની ઑફીસેથી મળી શકશે.

---

હાલને પ્રસંગે નિકાશ માટે મનાઇને લગતાં કેટલાંક જાહેરનામાંઓ નામદાર સરકાર તરફથી બહાર પાડવામાં આવે છે તે જાહેરનામાંઓ કેવીરીતે અમલમાં મુકવાં કે જેથી વહેપારને બને તેટલી ઓછી અઘવડ થઇ શકે એ માટે બાંબે ચેમ્બર તરફથી તા. ૨૨ મી એપ્રીલ ૧૯૧૫ ને રોજ નામદાર સરકારને નીચે મુજબની કેટલીક સુચના કરવામાં આવી હતી. ત્યારબાદ એ બાબતમાં નામદાર હિંદી સરકાર તથા નામદાર શહેનશાહની સરકાર સાથે પત્રવ્યવહાર ચાલ્યો હતો. તેને પરિણામે તેઓ તરફથી નામદાર હિંદ સરકારને મળેલો ઓરડરનો હુકમ નીચે મુજબ હમને જણાવવામાં આવ્યો છે

"યુરોપમાંનાં મધ્યસ્થ દેશો ખાતે થતી નિકાશપર જે અંકુશ મુકવામાં આવે તે સંબંધમાં કંઇ છુટ છાટ મુકવાને બદલે તેનો અમલ સખતગીર થવો જોઇએ એવી નામદાર શહેનશાહની સરકારની ઇચ્છા છે. જ્યારે કંઇ નવો મનાઇ હુકમ કરવામાં આવે ત્યારે તેના સંબંધમાં કોઇપણ જાતના અપવાદ વિના તેનો અમલ થવો જોઇએ. મનાઇ હુકમોનું કારણ એ છે કે કેટલીક વખતે તટસ્થ રાજ્યોમાં થઇને દુશ્મન રાજ્યોમાં જાય છે માટે ચાલુ વેપારને જરા ધોકો લાગે તોપણ દુશ્મન રાજ્યોના હાથમા માલ જતો તુરત તુરત અટકાવવાની જરૂર રહે છે."

બોમ્બે ચેમ્બરતરફથી તા. ૨૨ મી એપ્રીલ ૧૯૧૫ ને રોજ નામદાર સરકારને નીચે મુજબ સુચના કરવામાં આવી હતી.

"હિંદમાંથી અમુક માલની નિકાશની મનાઇ સંબંધી હુકમોના સબંધમા વેપાર ઉદ્યોગ ખાતાના સભાસદ ઑ. મર ડબલ્યુ. એચ. કલાર્ક સાથ કમિટીએ ચર્ચા કીધી હતી અને પાછળથી એ સંબંધમાં કેટલીક સુચના નામદાર સરકાર પર લખી મોકલવામાં આવી હતી કે જેથી નિકાશ માટેના મનાઇ હુકમોથી વેપારીઓને એકાએક થતી અઘવડોમા ઘટાડો થાય. દરેક જાહેરનામું બહાર પાડવામાં આવે ત્યાર બાદ તે કઇ તારીખે તથા કેવી રીતે અમલમાં મુકાવું જોઇએ. તે ફક્ત નામદાર હિંદ સરકારજ સમજી શકે. અને દરેક દાખલામાં કેટલી છુટ નામદાર સરકાર આપી શકે એમ છે તે પણ તેઓ સિવાય ચેમ્બર યા વેપારીઓ યા ખુદ કસ્ટમ્સ કલેકટરો પણ જાણી શકે એ અશક્ય છે. કમિટીએ આ પરથી એવી સુચના કીધી હતી કે નીચેનું પત્રક ઘડવામાં આવે તથા તે કલેકટરો પર મોકલવામાં આવે તો ઘણી સવડતા થઇ પડશે અને જ્યારે કેઇ માલની નિકાશની મનાઇને લગતુ જાહેરનામું બહાર પાડવામાં આવે ત્યારે તે એ પત્રકમાના કયા વિભાગ અનુસાર અમલમાં મુકાવું જોઇએ એ મુજબનો કલેકટરોને હુકમ અપાશે.

પત્રક.

(૧) જે દાખલાઓમાં નામદાર સરકાર કોઇ પણ જાતની છુટ આપી શકતી નથી અ

ફેરેફ ચઢત અટકાવવી તથા બંદરોમાંની સ્ટીમરોમાં ચઢેલો માલ પાછો ઉતારી નાંખવો.

(૨) જે દાખલાઓમાં સરકાર ફક્ત એટલીજ છુટ આપી શકે કે સ્ટીમરોમાં માલ ચઢી ચુકયો હોય તેટલોજ જવા દેવો.

(૩) જે દાખલાઓમાં સરકાર એટલી છુટ આપી શકે કે ચઢવા માટે તૈયાર, સ્ટીમર નજીક પડયો હોય તે માલ જવા દેવો

(૪) જે દાખલાઓમા સરકાર એટલી છુટ આપી શકે કે જેટલા માલ માટે કસ્ટમ્સ પાસ પણ કાઢવામાં આવ્યા હોય તેટલા જવા દેવા.

(૫) જે દાખલાઓમાં સરકાર એટલી છુટ આપી શકે કે જેટલો માલ ચઢત માટે તૈયાર હોય તથા જેટલા માલ માટે કસ્ટમ્સ પાસ કાઢવામાં આવ્યા હોય તેટલોજ નહિ પણ વળી જેટલા માલ માટે કલેકટરોને એવો સંતોષ આપવામાં આવે કે તેના વાયદાના સોદા જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હોય તે પહેલા કરવામાં આવ્યા હતા તેવા માલો પણ જવા દેવા.

જાહેરનામું કેમ અને કયારે અમલ મુકવું તેને માટે કસ્ટમ્સ કલેકટરોને સત્તા આપવાની વિરૂદ્ધ કમિટી છે એમ તેઓએ જણાવ્યું કારણ તેમ થાય તો જાહેરનામું અમલમાં મુકવામાં એક બંદરે બીજાના કરતાં વધારે છુટ બતાવવામાં આવે તો અસંતોષ ઉત્પન્ન થાય.

સરકાર તરફથી જાહેરનામું બહાર પાડવામા આવે ત્યાર પહેલાં જુદા જુદા બંદરોપરના કસ્ટમ્સ કલેકટરોની એ મતલબની સલાહ લેવામા આવે કે તે જાહેરનામું કેટલી મુદત પછી યોગ્યરીતે અમલમાં મુકી શકાય તથા તેઓ તરફથી છેવટમા છેવટની મુદત સુચવવામા આવે તે મુદતે તે જાહેરનામું અમલમાં મુકવા હુકમ કાઢવો એ પ્રમાણેની જે સુચના ઑનમી૦ કલાર્ક સાથની કમીટીની છેલ્લી મીટીંગ વખતે કરવામાં આવી હતી તે સુચનાના સંબધમા કમિટીને એવો ભય છે કે જો એ સુચના બદલાવવામાં આવે તો જે માલ ચઢાવવાનો અગાઉથી ધારવામાં નહિં આવ્યો હોય તે માલ ચઢાવવાનો અયોગ્ય લાભ લેવામાં આવે; કારણ મુંબઈના વેપારીઓ ઘણું ખરૂં તુરના સોદા એવી રીતના કરે છે કે તેઓ રૂ, ઘઉં કે બીયા વિગેરે કોઇપણ ચીજ એકને બદલે બીજી ચઢાવી શકે"

ચલાવ્યો તેમાંથી ફારેગ થાઓ છો તે વખતે, આપ નામદારને શુભેચ્છક વિદાયગીરીનું માન-પત્ર આપવા આપ નામદાર સમક્ષ આવવાની રજા લઇએ છીએ.

અમને ઘણી દીલગીરી લાગે છે કે જ્યારે સઘળા આશા રાખતા હતા કે કેટલાક અગત્યના સવાલો જે ગયા વીસ મહિના થયાં ચાલતી લડાઇ—જેમાં કરોડો મનુષ્યોની દોલત તથા સંપતિનાં સાધનોને છિન્ન ભિન્ન થઇ ગયાં છે-તેને લીધે મુલતવી રાખવામાં આવ્યા છે તેનું નિરાકરણ કરવા માટે હિંદની હકુમત આપના હાથમાંજ ચાલુ રહેશે. પરંતુ અમારી દીલ-ગીરી કે સ્વાર્થ ગમે તે હો, પણ આવા અણીને સમયે આપની હાજરીની ઇંગ્લાંડમાં જરૂર પડી એમ સમજીએ છીએ.

આપ આપને શિરે આવનારી કોઇ પણ લોકપ્રવૃત્તિને આપના કિમતી અનુભવથી અને સંશય રહિત મુસદ્દીગીરીથી ઉપાડી લેશો અને આપની એવી સામ્રાજ્યસેવા કીર્તિવંત થશે એટલુંજ નહીં પણ આપના અનુયાયીને હવે આપ જે સોંપી જાઓ છો તે મોટા અને જોખમદાર અધિકારના સફલ વહીવટથી આપને મળેલી ઉજ્જવલતા કરતાં વિશેષ ઉજ્જવલતા અપાવશે, એવો અમને વિશ્વાસ છે

આ દુનીયાની તવારીખમાં અપૂર્વ મોટો વિગ્રહ જાહેર થયો ત્યારથી શાણપણ, ગંભીરતા અને ન્યાયી મુસદ્દીગીરીથી આપની સરકારની પરદેશની રાજનીતિ આપે ઘડી છે, તેનું વિ-સ્મરણ સઘળી હિંદી પ્રજાને થવું અશક્ય છે. આ મહાભારત વિગ્રહના સફળ નિર્વાહ માટે બ્રિટીશ સરકારની સઘળી લશ્કરી અને બીજી હાજતોને વિના દમામે પ્રશંસાપાત્ર રીતે આપ પુરી વળ્યા છો તેની નોંધ તવારીખ લેવા ચુકશે નહિં. શાહી સરકારનાં તેમજ બ્રિટીશ સંસ્થાનોનાં લશ્કરોની સાથે રહીને લડવા યુરોપનાં રણાંગણોમાં હિંદી સૈન્યોને આપે પહેલી વાર મોકલ્યાં તે માટે હિંદી પ્રજા આપની સૌથી વિશેષ આભારી છે.

આપે આ દેશના વહીવટનો અતિ શ્રમ-ભર્યાં અને જોખમદાર કાર્ય પ્રજા પ્રતિના ઉંડા અને ચિરંજીવ સમ ભાવ સાથે આપની ઉંચી વહીવટ મુસદ્દીગીરીથી જેટલી સફળતા મેળવી છે તેટલીજ અસાધારણ ઉંડી રાજ્યદ્વારી કુનેહથી પણ મેળવી છે, એમ વગર અચકાયે જાહેર કરતાં હિંદની સઘળી કોમો સાથે અમને પણ આનંદ થાય છે. લોકની હાજતોના જ્ઞાન જેટલુંજ તેમની લાગણીઓ અને ઇચ્છાઓનું જ્ઞાન કિમતી છે, એ રાજ્યનીતિસૂત્ર આપે આપની જાતથી તેમજ વહીવટથી સાબીત કીધું છે. અમે આપ નામદારના વહીવટના મુખ્ય ધારાઓની ઘટનાનું અગર તો અર્થશાસ્ત્ર અને મહેસુલના અનેક ગંભીરના અને ખાસ કરીને ભયંકર વિગ્રહે તરવરતા ઠરેલા પ્રશ્નોના નિકાલનું, અથવા તો બ્રિટીશ સરકારના આ-ભ્યારવાળા, લાખો લોકના કલ્યાણના, કેળ-વણી અને જનસુખકારી, પરસ્પર સહાયક આંટવાળી હિલચાલ, સ્થાનિક સ્વરાજ્ય, વ્યાપા-રની પ્રગતિ, અને ઉદ્યોગની ખીલવણી તેમજ બીજા એવા પ્રશ્નો સબંધી અનેક ઠરાવોનું અવલોકન કરીએ છીએ ત્યારે જણાય છે કે તેમાં કેવળ વહીવટી અધિકારીથી મુસદ્દી અધિ-કારીને જુદો પાડનારા, ઉચ્ચ બુદ્ધિ, વિશાળ અનુભવ, કળવકળ, શાણો વિવેક, આદિ ગુણો આપે બતાવ્યા છે પરંતુ આપ કાંઇ એકલાં લોકના અંતર કર્યોથીજ તેમને વહાલા થયા નથી, નાનાં મોટાં ભાયાતી રાજ્યો સાથેની આપની નીતિ પણ એવીજ હતી, જેથી એક તાનાં બંધનો વધારે ગાઢ રીતે સંકળાયલાં છે; અને એનો પુરાવો રાજ્યની પોતાની સેવાઓ સામ્રાજ્યના ખરા અણીના પ્રસંગે સમ-ર્પણ કરવાને તેઓ તરીકાઇ કરી ગયા છે તથા રણાંગણમાં અંગત શૂરવીરતા અને રાજ્ય-ભક્તિનાં કાર્યોએ આવ્યો છે.

રાજ્ય અમલની શરૂઆતમાં લૉર્ડ મોરલી અને મિન્ટોના સુધારા પૂરેપૂરી રીતે અમલમાં મૂકવાનું આપને શિરે આવ્યું હતું; જોકે એ સુધારા પ્રગતિ કરનારા લોકની હાજતોને સંપૂર્ણ રીતે પૂગી વળતા નથી, તોપણ તેનો સંતોષકારક અમલ થાય છે. દિલ્હીમાં પોતાનો રાજ્યાભિષેક જાહેર કરવાને ઈગ્લાંડનાં રાજારાણી પધાર્યાં, દિલ્હીમાં પાટનગર ફેરવાયું, લોક લાગણીને માન આપી બંગાળાના ભાગલા રદ થયા, એ સર્વનું સ્મરણ અમારે ભાગ્યેજ કરાવવું પડશે. તેમ વર્ષોથી જે અનેક સંકટો, હાડમારીઓ, અને અયોગ્યતાના ભેદ લોક સહન કરતા હતા તે કાઢી ફગવવાને આપના ઉંચા લાગવગ, તથા ન્યાય અને સમાનતાના આશયથી દક્ષિણ આફ્રિકાની સરકાર ઉપર દબાણ ચલાવી અમારા દેશબંધુઓની માગણીનો જે દીલસોજી ભર્યો સત્કાર આપે કર્યો તે વિષે સૂચના અમે લંબાણથી કરતા નથી; જોકે ત્યાંના સંકટો સંપૂર્ણ રીતે દુર થયાં નથી, પણ આપની મારફતે એટલુંયે મેળવાયું તે માટે દેશ આપનો આભાર માને છે. ભવિષ્યની પ્રજા આપના એ ન્યાય અને ઉંડાં સમભાવવાળા કામની કદર કરશે.

કેટલાક મુખ્ય નિકાશી માલો ખાસ કરીને ઘઉં અને રુના સંબંધમાં ચાલુ વિગ્રહના દબાણને પરિણામે જે રાજ્યનીતિ આપ નામદારની સરકારે અખત્યાર કરી છે તેની કદર હિંદી વ્યાપારી વર્ગ કરે છે અને રુના વ્યાપારના કટાકટીના સમય વખતે નાણાં ખાતાના પ્રધાન તરફથી તે વ્યાપારને તથા બીજા વ્યાપારોને ગંભીર અગવડોમાંથી બચાવવા માટે, ગરીબ ખેડુતોના લાભ સાથ, જે ખાસ પગલાંઓ લેવામાં આવ્યાં છે તે વિષે હમારો સંતોષ જાહેર કર્યા સિવાય હમારાથી રહેવાતું નથી. સામાન્ય રીતે એવું છુટથી કબુલ કરી શકાય છે કે જે રાજ્યનીતિથી વહાણોના તથા વ્યાપારના સંબંધમાં રાજ્યદ્વારી જરુરીયાત માટે હુકમો બહાર પાડવામાં આવ્યાં હતા તે, દેશના ચાલુ વ્યાપારને ઓછામાં ઓછી હરકત થાય એવી રીતે બજાવવામાં આવી હતી.

આ માનપત્ર આપ નામદારને રજુ કરવામાં આવ્યું ત્યારપછી આપ નામદાર તરફથી આપવામાં આવેલાં બે યાદગાર ભાષણો સંબધી આ માનપત્રની તાજે કલમ તરીકે અત્રે ઇશારો કરવા હમે રજા લઇએ છીએ. હિંદી ધારાસભામાંનાં આપનાં છેલ્લાં બે ભાષણો વખતે ગીરમીટની મજુરીની રૂઢી કાઢી નાંખવાની સુચના બાબત આપે જે ઇશારો કર્યો હતો તેનાથી આ દેશનાં લોકોને સૌથી વધુ સંતોષ મળ્યો છે વળી સ્વતંત્ર ધોરણે હિંદી ઉદ્યોગની વધુ પ્રગતિ કરવા માટેની તપાસ કરવા આપ નામદારની સરકાર તરફથી એક કમિટીની નીમણુંક કરવામાં આવી છે તેથી પણ તેટલોજ સંતોષ થયો છે, જે કમિટીના રિપોર્ટની હિંદ ઘણી આતુરતાથી રાહ જોશે. આપનો રાજ્ય વહિવટ મજકુર બે બનાવોથી વધુ યાદગાર રહેશે એમ હમે ધારીયે છીએ.

છેવટે આપ નામદારને નામદાર શહેનશાહ તરફથી નાઇટ ઓફ ધી ગારટરની શ્રેષ્ટમાં શ્રેષ્ટ પદવી એનાયત કરવામાં આવી છે તે માટે આપને અંતઃકરણથી મુબારકબાદી આપીયે છીએ.

આપની હકુમત જે આવી ઉત્તેજક અને આદર્શરૂપ નીવડી છે તેની યાદગારી આનંદ અને આભારથી હિંદ જાળવી રાખશે.

છેવટે હમે કહેવાને હિંમત ધરીયે છીએ કે લૉર્ડ રીપન પછી આવા અસહ્ય કાંટુંબીક દુખોના બોજા છતાં, આવા ઉદાર વિચારો તથા દીલસોજી, શુધ્ધ અંતઃકરણની લાગણી, તથા કાળજી ધરાવનારા તથા આવા ડહાપણ અને ન્યાય નિષ્ટાવાળા વાઇસરૉયની હકુમતમાં પાંચ વર્ષથી વધુ મુદ્દત સુધી રહેવાનું હિંદને ભાગ્ય પ્રાપ્ત થયું નથી.

અત્યંત માન તથા પ્રેમની લાગણીથી આપ નામદારથી છુટા પડતાં એવી પ્રાર્થના કરીયે છીએ કે ઇશ્વર કૃપાથી વધુ માનમરતબાથી આપના દેશની સેવા કરવા ઇશ્વર આપને દીર્ઘઆયુષ્ય બક્ષે તથા આપના ઉદાર અંતઃકરણમાં હિંદનું કલ્યાણ અગ્રસ્થાને રહે.

## ના૦ લોર્ડ હાર્ડીંજનો ઉત્તર.

આનો ઉત્તર વાળતાં ના૦ લોર્ડ હાર્ડિંજે કહ્યું હતું કે, તમારા માયાળુ અભિનંદન માટે હું તમારો તીવ્ર આભાર માનું છું. પાંચ વર્ષ ઉપર તમે મને મિત્રાચારી ભર્યો આવકાર આપ્યો હતો; તે પછી હું મુંબઇ આવ્યો ત્યારે પણ તમે મારી તરફ તમારી લાગણીઓ અને વિશ્વાસ દર્શાવ્યાં હતાં. હવે વિદાયનાં વચનો તમે એટલી બધી માયા અને કદરથી કહ્યાં છે કે તેનો આભાર માનતાં હું મારી લાગણી દર્શાવી શકતો નથી. આપણે છેલ્લા મળ્યા ત્યારે એક પ્રજાના ઉદ્ધત ગર્વ અને મહત્વાકાંક્ષાથી સુધરેલી દુનિયાંને કથલાવી પાડનારો વિગ્રહ જાગશે, એમ કોણ જાણતું હતું? ગયાં વર્ષો ખરેખર શ્રમભર્યાં હતાં, પણ આવનારાં વર્ષો આગળ તો તે કાંઇ વિસાતમાં ન હતાં; અને આવા તોફાની દરિયામાં મારા રાજ્ય અમલનું સુકાન તમને સંતોષકારક લાગે એમ હું ચલાવી શકયો તેથી હું અભિમાન લેઉં છું. મ્હારા રાજ્યનાં અને મ્હારા કામોની માયા ભરી નોંધ તમે લીધી છે, ત્યારે મ્હારે હાથે થયલાં સઘળાં પાપ તમે સુગીબંધ ઉડાવ્યાં છે. હિન્દની ભક્તીનિષ્ઠાથી અચેત થઇને ખુશાલીમાં હું હિન્દ છોડી જાઉં, એવી તમારી ધારણા સ્પષ્ટ દીસે છે. મારાં કામોથી મેં હિંદ તરફ મારી શુભ નિષ્ઠા દાખવવા પ્રયાસ કર્યો છે; અને મારા જીવનના અંત સુધી હું હમેશ હિંદનો વિચાર આતુર સ્નેહથી કરીશ અને મારાથી બની શકશે તેટલે અંશે તેના લાભો વધારવાની ને મળનારી અનુકુળતાઓનો હું ઉપયોગ કરીશ.

વ્યાપારી દૃષ્ટિ બિન્દુથી વિગ્રહે વ્યાપારધંધાની સામાન્ય ખીલવણીને ઢીંગરાવી છે; અને ઘણી દિશાઓમાં, કદી નહીં સંભળાયલા પ્રમાણમાં સરકારને અંકુશ કે આડખીલી નાંખવી પડી છે. શત્રુને પહોંચતી વિવિધ વસ્તુઓ અને દારૂગોળા અટકાવવાને સખ્ત સખત સત્તાઓ અમારે હાથમાં લેવી પડી છે; બીજા લાભોની દરકાર ન કરતાં, અમારા બહાદુર લશ્કરની જરૂરીયાત માટે વ્યાપારી વહાણો ઉપાડી લેવાની અમને ફરજ પડી છે; એ શોચનીય અગવડ બીજાને નડી હશે અને ઘઉંની નિકાશ સંબંધમાં અગત્યના ધોરણો અમારે પોતાને ધંધાદારી વ્યવહારો ઉપાડી લેવા પડયા છે તેમજ બીજી ઘણી ચીજો સંબંધમાં અસાધારણ પગલાં ભરવાં પડયાં છે. બને તેટલી થોડી હાડમારી વેઠવી પડે અને સામાન્ય વ્યાપાર અને તેટલો થોડો અસ્તવ્યસ્ત થાય, એવી અમારી રાજ્યનીતિ છે, એમ તમે કહો છો, તે મને અતિશય આવકારદાયક છે.

નઠારામાંથી હમેશાં સારૂં થાય છે અને પોતાની સત્ય રાજ્યનિષ્ઠા બતાવવાની તક હિંદનો મળી અને સાંપ્રત પ્રસંગે આટલી ઉમંગે રીતે પોતાનું રાજ્યનિષ્ઠાપણું તેણે દાખવ્યું, એ કંઇ નાનીસૂની બાબત નથી. મોટા સામ્રાજ્યના દુરના દેશોમાં પોતાના પુત્રોએ લોહી રેડયાં, એ હકીકત તે ગર્વ ભરી રીતે હમેશાં બતાવી શકશે અને નિરંતર પ્રવાહમાં વહેતી સંપત્તિની ઉમદા બક્ષીસો અને અંગત આત્મભોગનું સ્મરણ ભવિષ્યની પ્રજાને એક સારા વારસારૂપ બનશે હિન્દના લોહીમાં આ ઉદાર લાગણીઓ વહેતી હતી, ત્યારે હું અહીં હતો અને ના૦ શહેનશાહને હસ્તક આ સેવાઓ સોંપવાની અરજનું કામ મારે ભાગ્યે આવ્યું, એ હકીકતથી મને હમેશાં ખુશાલી અને અભિમાન ઉપજશે.

દક્ષિણ આફ્રિકામાં હિન્દી સંકટોના ઉપાયની કદર વિષે તમે સૂચના કર્યું છે, અને એ કે આ વિષયમાં મદ્રાસ ખાતે હું જે લાગણીથી બોલ્યો તે માટે મારી ઉપર ચોકસ ઠેકાણાંઓથી ટીકા થઇ છે. તો પણ હું પ્રમાણિકપણે એમ કહીશ કે, આ કાર્ય કર્યાથી મારૂં અલ કરણ કદી પણ ડંખ્યું નથી. એ કાર્યુજ સ્પષ્ટ કથનને યોગ્ય હતી અને મને જે લાગ્યું તે હું બોલ્યો અને જે મેં મારા શબ્દો તદન

# પાંચ હજાર વર્ષ પહેલાંની વાત.

આ દેશમા જ્યોતિષ, વૈદ્ય વિદ્યા, તર્કશાસ્ત્ર, વ્યાકરણ વિગેરે અનેક વિષયોના લાખો ગ્રન્થો હસ્ત લિખિત તૈયાર હતા; પરંતુ કાળબળે જ્યારે એ ગ્રંથોનો નાશ થવા માંડયો ત્યારે કેટલાક દેશાભિમાની વીર પુરૂષોએ પોતાના પ્રાણ કરતાં પણ તે ગ્રંથોની વધારે કિંમત ગણીને કેટલાક ગ્રંથોનું રક્ષણ કર્યું, અત્યારે પણ એવા ગ્રંથોના મ્હોટા મ્હોટા ભંડારો અસ્તિત્વમાં છે, એવા ઉત્તમ ગ્રંથો પૈકીના પાંચ હજાર વર્ષ પહેલાંના એક વૈદકીય ગ્રંથના આધારે ઔષધો તૈયાર કરી તેનો લાભ અમારા ગ્રાહકોને અમે આપીએ છીએ. કંદર્પ કેસરી અવલેહ એ પણ એક એવાજ વૈદક ગ્રંથને આધારે તૈયાર કરેલી દવા છે અને એ એટલું બધું ચોક્કસ ગુણદાયક છે કે બીજી કોઇ પણ દવા તેની બરોબરી કરી શકે એ બનવા જોગ નથી. સંસાર સુખ ભોગવવાને તદ્દન નાઉમેદ થએલા અનેક માણસોએ એનો ઉપયોગ કરી પુરતો સંતોષ મેળવેલો છે. શક્તિ–તાકાત–ને માટે દવાઓ પાછળ સેંકડો રૂપિયાનો ખરચ કરવા છતાં પણ કેટલાંક નાઉમેદ બનેલાંઓએ છેવટે આ અવલેહનોજ ઉપયોગ કરેલો છે. પહેલીજ તકે જો **કંદર્પ કેસરી** અવલેહનો ઉપયોગ કરવામાં આવે તો ઘણા મ્હોટા ખર્ચમાંથી બચી જવાય. આ અવલેહનો ઉપયોગ કરવાથી શરીરમા બેહદ કૌવત આવે છે શરીરના એકેએક અવયવમા પુરતો જુસ્સો ઉત્પન્ન થાય છે અને કાયમને માટે તેમની ગમ ગીની જતી રહે છે. ખરાબ સોબતથી અથવા ગમે તેવાં બીજાં કારણોથી ઉત્પન્ન થએલું નપુંસકપણું એથી દૂર થાય છે અને વીર્યને સુદૃઢ બનાવી આખા શરીરની રગેરગમાં આશ્ચર્યકારક બળ પેદા કરે છે. કંદર્પ કેસરી અવલેહ એ એક ખાવાનીજ અને કોઇ પણ પ્રકારનું નુકશાન ન કરે એવી નિર્દોષ વનસ્પતિયોની સ્વાદિષ્ટ બનાવટ હોવાથી તેનો ઉપયોગ કરવામા પણ રૂચી ઉત્પન્ન થાય છે. આ દવા તૈયાર કરવામાં કુલ રૂ. ૨૩ ૦-૦ નું ખરચ થાય છે અને બે રૂપિયા ફક્ત નફાના લેવામાં આવે છે–એટલે કુલ પચીસ રૂપિયાનો મનીઑર્ડર કરનારને અથવા વી પી થી મોકલ વાનો ઑર્ડર કરનારને આ દવા મોકલવામા આવે છે નીચેને શિરનામે લખવું અથવા રૂબરૂ મળવું.

**વૈદ્ય હરગોવન્દ હરિદત્ત ઠાકર.**

માલેક—આર્ય ઔષધાલય અને સિંહનાદી ડીપો.

ભુલેશ્વર ગલો—પાંજરાપોળ ઓફીસ પાસે

બ્લૉ નં.–૪.

# તીજોરીવાળાઓની જુઠી સરટીફીકેટો.

થોડા વખત ઉપર ભુલેશ્વરનાં એક ઘરમાં આગ લાગી ઘરમાં પહેલા માળ ઉપર મી૦ મગનલાલ નામે એક માણસ સાબરકાંઠા લૉજ નામે હૉટલ ચલાવતા હતા. એઓ પાસે મુંબાઇના મી૦ કનૈયાલાલની બનાવેલી તિજોરી હતી. એઓની જગ્યામાં આગ એટલી થોડી હતી કે રૂનાં ગાદલાં પણ સલામત રહ્યાં હતાં તેમ તીજોરીનું લાકડાનુ સ્ટેંડ પણ જેવુંને તેવું રહ્યુ હતું. આટલું છતાં મી૦ મગનલાલે તીજોરી બનાવનારને એવી સરટીફીકેટો લખી આપી હતી કે આખા ઘરમાં સૌમાં સખત આગ મારી જગ્યામાં હતી અને તમારી તીજોરીમા સર્વ સલામત રહ્યું હતું

ગોદરેજે ખરી હકીકત બહાર પાડી અને જણાવ્યું કે મી૦ મગનલાલની સરટીફીકેટ જુઠી, હતી, અને તેઓએ પોતાના ભાઇ માટે એક તીજોરીનો ઓર્ડર ગોદરેજને આપ્યો હતો આ ઉપરથી મી૦ મગનલાલે છપાવ્યું કે ગોદરેજ જુઠું બોલે છે. ગોદરેજે આ ઉપરથી મી૦ મગનલાલને રા. બા. સેતલવડ મેજીસ્ટ્રેટ આગળ ઉભા કર્યા. મેજીસ્ટ્રેટ સામે જુબાની એવી પડી કે મી૦ મગનલાલની જગ્યામાં ગાદલા સલામત હતાં તેમજ તીજોરીનું સ્ટેંડ પણ સલામત હતું. આ જોતાં મી૦ મગનલાલ વિચારમાં પડી ગયા અને માફી માગી અને લખી આપ્યું કે મેં જે વાતો છપાવી તે સર્વ જુઠી હતી.

## જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલામમાં

મુંબાઇમાં થોડા વખત ઉપર જુદે જુદે ઠેકાણે આગો થઇ તેમાં જુદા જુદા મેકરોની તીજોરીઓનો કેવો હાલ થયો તે જાણ્યા પછી કેટલાકોએ હજારોની કિંમતની બીજા મેકરોની તીજોરીઓ લીલામમાં મોકલવાનો ઠરાવ કરી ગોદરેજને નવી તીજોરીઓના ઓર્ડર આપ્યા છે.

૧ સર સાસુન જે. ડેવીડે પોતાની હજારોની તીજોરીઓ લીલામમાં મોકલવાનું ઠરાવ્યું અને ગોદરેજને મોટા ઓર્ડરો આપ્યા છે.

૨ મેસર્સ બ્રેડબરીની કંપનીએ પણ એ મુજબ કર્યું છે.

## ગોદરેજ એન્ડ બોઇસ મેન્યુફેકચરીંગ કુંપની.

કારખાનું:—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

સૂક્ષ્મતાથી તોળ્યા નહીં તો તેનો બચાવ મારી લાગણીનું પારિણામ અને મારી લડતની ઉત્તમતા કરશે. આ સાથે નિકટપણે સંબંધ ધરાવતો ગીરમીટ નસાહતનો સર્વ સામાન્ય પ્રશ્ન છે. હું આ કીનારો છોડી જાઉં તે પહેલાં પૂરેપૂરો નિકાલ આણવા જેવા અનેક પ્રશ્નોમાંનો તે એક છે, પણ વડી ધારાસભાની તાજેતર ચર્ચાઓથી તમે એ જાણ્યું હશે કે, મારી સરકાર તેમાં આળસુ નથી; પણ હિંદી વઝીર અને બ્રિટીશ સરકારને હાલની યોજના ખરાબ છે એમ સમજાવવામાં સફળ થઈ છે અને નવી ગોઠવણો દાખલ થયા પૂરતો વાજબી સમય જતાં તેનો અંત આણવાનું ચોક્કસ વચન મેળવ્યું છે, જેથી વ્યક્તિને સંકટમાં અને નીતિના અધોગતિમાં આણનારી તથા સમસ્ત હિન્દ ઉપર કલંક મૂકનારી પદ્ધતિનો હમેશને માટે અંત આવશે.

ઔદ્યોગિક ખીલવણીનું ભવિષ્ય.

જો સમય હોત તો બીજા પ્રશ્નો વિષે હું બોલત; પણ મારા અંતઃકરણમાં સૌથી વિશેષ તરવરતા, અને મારા અનુયાયીનું સૌથી વિશેષ સક્રિય ધ્યાન ખેંચનાર એક પ્રશ્ન વિષે હું કહીશ. એ વિષય ઔદ્યોગિક ખીલવણીનો છે. મારી વિદાયગિરીના થોડા દિવસ આગમજ મારી સરકાર આ પ્રશ્નની તપાસ માટે એક કમીશનનું બંધારણ જાહેર કરવા સમર્થ થઈ છે, એથી મને ઘણી ખુશી થઇ છે; એ કમીશનના શ્રમના સૌથી વિશેષ સફળ પરિણામો આવશે, એમ હું ધારૂં છું.

તમને વિદાયનાં વચનો કહેવાનો સમય હવે આવ્યો છે. મારે તમારા સુંદર શહેરને મારી દૃષ્ટિમર્યાદા હેઠે જોવાને હવે થોડા કલાક રહ્યા છે પણ હિંદ સાથે મને આટલો લાંબો સમય સુધી નિકટપણે જોડનારી સાંકળો તત્કાળ કપાવાની હોય તો સ્નેહનાં અદૃશ્ય પણ ચિરંજીવ બંધનો તેનું સ્થાન લેશે.

———

## લૉર્ડ ચેલ્મસફર્ડને માનપત્ર.

આ ચેમ્બર તરફથી લૉર્ડ ચેલ્મસફર્ડને તા. ૪ થી એપ્રીલ ૧૯૨૧ ને રોજ નીચે મુજબનું માનપત્ર આપવામાં આવ્યું હતું. જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

ઑનરેબલ મી૦ દીનશાહ એદલજી વાચ્છા (પ્રમુખ) ઑન૦ મી૦ લલ્લુભાઈ સામળદાસ સી૦ આઈ૦ ઈ૦ (ઉપપ્રમુખ), ઑન૦ સર ફાજલભાઇ કરીમભાઇ ઈબ્રાહીમ, સર શાપુરજી ભરૂચા, ઑન૦ મી૦ મનમોહનદાસ રામજી, મી૦ દેવીદાસ માધવજી ઠાકરસી, સર વીઠલદાસ દામોદરદાસ ઠાકરસી, મી૦ જેઠાભાઇ વાલજી, મી૦ નારણજી હરીભાઈ, મી૦ રેવાશંકર જગજીવન, મી૦ રતનશી મુળજી, મી૦ ગોપાળજી વાલજી સુંદરજી, મી૦ મોતીલાલ કાનજી, મી૦ સોરાબજી એદલજી વોરડન, મી૦ મોરારજી વેલજી, મી૦ એસ. બી. બીલીમોરીઆ મી૦ એમ. પી. માડન મી૦ લખમીચંદ માણેકચંદ ખોખાણી, મી૦ જગનાથજી, મી૦ જે૦ કે૦ મહેતા (સેક્રેટરી).

"નામદાર રાઇટ ઓનરેબલ

લૉર્ડ ચેલ્મસફર્ડ

પી૦ સી૦, જી૦ સી૦ એસ૦ આઇ૦, જી૦ સી૦ એમ૦ જી૦, જી૦ સી૦ આઇ૦ ઇ૦, હીંદના નીમવામાં આવેલા વાઇસરોય અને ગવરનર જનરલ

છેલ્લા વીસ મહીના થયાં કમનસીબે જે ભયંકર યુદ્ધ ચાલે છે તેનાં પરિણામે દુનયાના વેપારવણજ અને ઉદ્યોગ હુન્નર ઉપર જે જુદી જુદી પ્રતિકૂળ અસરો થઇ છે તેવા વખતે તમો નામદાર તે ઉંચા હોદ્દાનો અખતયાર લો છો. એ ભયંકર લડાઈની અસરમાંથી, તમો નામદાર જાણો છો તેમ હિંદ મુક્ત રહેવા પામ્યું નથી. જો કે, આટલું તો કબુલ કરી

શકાય કે જે નુકસાની થઇ છે તેની અસર, જંગલી રશઠરી દોર અને જુલમગાર ગુલામગીરી ચલાવતાં રાજ્યોનાં લશકરો સામે મિત્ર રાજ્યો જે બહાદુરીથી ટક્કર ઝીલે છે તેમને જેવી નુકસાની ખમવી પડી છે તેવી ભારે ખરાબ અસર હિંદને થઇ નથી. દુનયાના છુટાપણાને ગુલામગીરીની જાુસરીમાથી બાહેર કહાડવાનાં અને ઉપર જણાવેલા કૃપણ લશકરોની ગુલામગીરીમાથી ભવીષ્યમ સુધારાના કામને સરળ બનાવવાના ઉમદા કામ માટે જેઓએ પોતાના ઉત્તમ સાધનો રોકયા છે તેમને ફત્તેહ મળે તેવી રીતે આ મહાન યુદ્ધનો છેડો કયારે આવશે તેની અગમ્ચેતી કરી શકાય તેમ નથી. પણ આપણે સઘળા ઉમેદ રાખયે છીએ કે, તે હેતુ બર આવે તે માટેનો વખત દુર નથી, કે જેથી આ દેશમા સ્નેહ અને ઉદ્યોગ હુન્નરને લગતા કામમા તમો નામદાર તમારૂં એકત્ર ચિત્ત નજદીકના ભવિષ્યમા રોકી રાખવાને શકતીવાન થાઓ.

લડાઈ આગમજ પસાર થયેલા ત્રણ વરસ દરમ્યાન આ દેશ માહેલો તેમજ પરદેશ ખાતેનો વેપાર કાપડના ઉદ્યોગ સાથે ઘણીજ ફતેહમંદ રીતે આગળ વધ્યો હતો તે બિના હીંદી કોમ માટે ભારે સંતોષ લેવા જેવી હતી અને તે હાલ ફારેગ થતા નામાકીત નાજદારીની ઉત્તમ સંભાળ, ભારે દીલગીરીને આભારી છે. જુલાઈ ૧૯૧૪ ની આખેર સુધીમા દરિયા મારફતે ચાલતા વેપારમાં અતિશય વધારો થયો હતો અને તે એટલે સુધી હતો કે વેપારનુ ગમનોલપણું જે આગલાં વરસોમાં આ દેશ માટે અનુકુળ નહીં હતું? તે સંતોષકારક વળણુ દેખાડવા લાગ્યું હતું અને તે નિકાશના વધ્યા જતા જથ્થા અને સામાન્ય રીતે દેશની સુખકારીભરી સ્થિતિને આભારી હતું. તેમ છતાં આ લડાઇથી હિંદી વેપારવણજ અને ઉદ્યોગહુન્નરને કેટલું નુકસાન થયું છે અને તેને પરીણામે થયલી મંદીથી દરિયા મારગે ચાલતો અને દેશના માંહેલા ભાગનો વેપાર કેટલો તુટી ગયો છે તેથી તમો નામદારને વાકેફ કરવાની જરૂર જેવું નથી. આ સ્થિતિ જેમ વધારે પ્રતિકુળ છે તેમ વળી થોડુંક થયું નુરના દરમાં થયલો અસ્વભાવીક અને આગળ નહીં અનુભવેલા વધારાએ તેમાં વધારો કીધો છે. જો આ સ્થિતિ ચાલુ રહી તો એ વેપાર આગળ કરતા પણ વધુ પડી ભાંગવાનો ભય છે. આ સ્થિતિ તરફ જોઈએ તે કરતાં વધુ નિરાશાવાદી નહિં થયાં છતાં પણ સંગીન સુધારો થવાના નજદીકના સારા સભવો હોય એમ વેપારી કોમ જોઈ શકતી નથી. દુનિયાની આર્થિક તવારીખમાં સ્વદેશ અને પરદેશ ખાતાનો વેપાર હુલો થઇ જવાના બનાવ કરતાં બીજી કોઇ પણ બિના કોઈપણ પ્રજાની નજરમાં એટલી બધી નુકશાનકારક નથી, પણ બળવાન બ્રિટીશ કાફલો જેણે મહાસાગરો ઉપર તિક્ષ્ણ અને કાળજીભરી ચોકસાઇ રાખી છે અને મિત્ર રાજ્યો અને અલગ રાજ્યોના વાવટા હેઠળ ફરતાં વહાણોને એક બંદરેથી બીજે બંદરે જે છુટથી આવજા કરવાને શકિતવાન બનાવ્યાં છે તેને હિંદ ભારે આભારી છે. ઇંગ્લંડના આ દરિયાઈ ઉપરના મજબુત કાબુએ દરિયાપારના બીજા સઘળાં બ્રિટીશ સંસ્થાનો સાથે હિંદી વેપારી આલમને કાંઇ પણ હરકત વગર પોતાનું કામકાજ ચલાવવાને શકિતવાન કીધા છે તેનો સ્વીકાર કરવો જોઇએ, અને આટલા સુધી આ દેશે તે અગત્ય કાફલા માટે ભારે આભાર દર્શાવવો જોઇએ.

લડાઇને પુરીણામે ઉભા થયલા આર્થિક અને નાણાં સંબંધી સવાલોએ દુનિયાની જુદી જુદી પ્રજાઓનું ધ્યાન ગંભીર રીતે અત્યાર આગમજ ખેચ્યું છે. તેનો છેવટે સંતોષકારક નીકાલ શોધી કહાડવો જોઇશે જેમાં હીંદને પણ ગણતરીમાં લીધા વિના ચાલે તેમ નથી. અમો ઉમેદ રાખીયે છીએ કે જયારે વખત આવી પોહોચે ત્યારે તમો નામદારની સરકાર પ્રથમ અંદરમાહેલા કેટલાક તાકીદના અને સર્વોપરી અગત્ય ધરાવતા સવાલો ઉપર ધ્યાન આપશો, કે જે સવાલો દેશમાં હાલ ચર્ચાય છે અને જેના સંબંધમાં સંતોષકારક હકિકત જાહેર થવાની અગત્ય વીચારવામાં આવે છે. શેહેનશાહત સાથના જરમન અને આંસ્ટ્રીઅન વેપારને નિર્મૂળ કરવાના સવાલ ઉપરથી સ્વદેશી ઉદ્યોગોની ખીલવણી કરવાની મજબુત ઇચ્છા ઉત્પન્ન થઇ છે. અને તેના સંબધમાં તમો નામદાર ભારે દિલસોજી ધરાવો છો. આ ઇચ્છાને વહેવારૂરૂપ આપી શકાય તે માટે નામદાર સરકારની સહાયતા અને મદદની વિશેષ જરૂર છે. અલબત તે સાથે જાતી મદદ અને ખાનગી સાહસ પણ જોડાવા જોઇશે અને તે ધોરણે કામ લેવાને આ ચેમ્બરે પોતાની અરજીઓમાં અને નામદાર સરકારના પ્રતિનિધિઓને એક કરતા વધુવાર ભલામણ કીધીછે.

વળી વેપારી આલમની આ સ્વભાવિક ઇચ્છા છે કે લડાઇ પુરી થતાં જે પણ કોનફરંસ મળે તેમા હિંદને સ્થાન આપવુ જેથી તેના વેપાર ઐાદ્યોગિક લાભોનું યોગ્ય સરક્ષણ થાય. વળી નાણા સંબધી છુટાપણાનો સવાલ પણ સર્વનું ધ્યાન ખેંચી રહ્યા છે અને તેના સંબંધમાં તમો નામદારની સરકાર પુન્તો વિચાર કરવો પડશે, કેમકે આ સઘળા સ્વાર્થી લાભો અને જુસરી, પછી તે યુનાઇટેડ કીન્ગડમના હોય યા બીજા દેશના હોય, તેમાંથી દેશના વેપાર અને ઉદ્યોગહુન્નરને નજદીકનાં ભવિષ્યમાં સંપુર્ણ છુટકારો આપવાનો સવાલ સમાયલો છે.

બીજો એક સવાલ તેટલોજ અગત્યનો તથા તાકીદનો છે તે હૈયાત રેલ્વેઓ અને હાલમાં જે રૂઢીથી માલ લાવલઇજા કરવામા આવે છે તે સાથે સંબંધ ધરાવે છે દેશના માહેલા ભાગોમાં નવાં બજારો ખોલ વાના હેતુથી ફીડર લાઇનોની મોટી સંખ્યા રાજ્ય તરફની મદદથી અથવા તે વિના ખોલવાની હજી ચાલુ માંગણી થાય છે. એક સ્થળે થી બીજે સ્થળે રેલ્વે મારફતે રૂ લાવ લઇજા કરવાના દરમાં જોવામાં આવતાં તફાવત માટે દેશના જુદા જુદા ભાગનાં આગેવાન વેપારી મંડળો તરફથી થોડી ટીકા કરવામાં આવતી નથી, પણ અત્યારસુધી તેનો કશો અસરકારક ફેરફાર થયો નથી, અને તેથી સ્વદેશી ઉદ્યોગોની ખીલવણીને થોડી ખલલ થતી નથી. તે ઉપરાંત કેટલાક દાખલાઓમાં પરદેશી વેપારી માલને રક્ષણ સમાન થઇ પડે છે જે બીલકુલ ઇચ્છવા યોગ્ય નથી.

જો કે છેલ્લાં કેટલાક વરસ થયા ખેતીવાડીના સુધારાના સંબંધમાં નામદાર સરકાર તરફથી ઠીક ધ્યાન આપવામાં આવે છે અને જો કે અમો આભાર સહિત આ બિનાનો સ્વીકાર કરીયે છીએ કે મહેસુલનો થોડો ભાગ નામદાર સરકાર આવા સુધારા પાછળ ખર્ચે છે તો પણ જુદી જુદી ખાખતો, જેવી ખેતી વાડીની આંટ, તથા ખેતીવાડીની એજંસી સ્થાપવા, અને ખેતીવાડીને લગતી કેળવણી પાછળ વિશેષ ઉદાર ખરચ કરવા વગેરેના સંબંધમાં હજી ઘણું કરવાનું છે એમ અમોને

લાગે છે. આ બાબતમાં નામદાર સરકાર તરફની સહાયતાની જરૂર છે. વળી નહેરને લગતા કામ માટે ઘટતા ખરચે અખ્યાબધ કુવાઓ ખોદાવવાના સવાલપર કાળજીપુર્વક આપવાની જરૂર છે. આ રીતે કુવાઓ મારફતે કરવામાં આવતાં નેહેરની ગરજ સાચવનારાં બાંધકામો જે ખેતીવાડીને માટે ભારે નફાકારક છે તે તરફ ધ્યાન આપવામાં આવતું નથી, પણ હવે નેહેરોને લગતાં મોટા બાંધકામો લગભગ પુરા થવા આવેલાં હોવાથી, એમ લાગે છે કે આ ભારે અગત્ય ધરાવતી બાબત ઉપર ઘટતુ ધ્યાન આપવાનો વખત આવી પહોંચ્યો છે.

છેવટે તમો નામદાર તેમજ લેડી ચેલ્મસફર્ડને આ દેશમાં દીલોજાનથી ભર્યો અમો આવકાર આપવાની રજા લઇએ છીએ અને ભરૂસો રાખીયે છીએ કે પરમેશ્વરની મેહેરબાનીથી જે રાજકારોબાર તમો અખત્યાર કરવાના છો તેમા તમને ભારે ફતેહ મળે

નામદાર વાઈસરોયનો જવાબ

પ્રમુખ અને ગૃહસ્થો, હીંદી વેપારીઓની ચેમ્બર અને બુરો તરફનું માનપત્ર સ્વીકારતાં, તમારા આવકાર માટે હું તમારો આભાર માનું છું.

આ ભયંકર લડાઈથી વેપાર અને ઉદ્યોગ હુન્નરનાં જે ગંભીર ખરાબીઓ થઇ છે તે માટે આપણે ગયળા અફસોસ કરીયે છીએ અને એકવાર ફરીથી આપણું ગયળું ધ્યાન સુલેહ અને ઉદ્યોગ હુન્નરના માર્ગોપરજ રોકીયે એવા દીવસની તમારી માફક રાહ જોઉં છું. પણ હાલની સ્થિતિનો આપણે જોઇએ તે કરતાં વધારે ઉદ્દામ વીચાર કરવો જોઇએ નહિં.

તમોએ તમારી સ્થિતિ યુરોપનાં દેશોની સ્થિતિ સાથે સરખાવી દીલાસો લેવો જોઇએ. ત્યાં વેપાર તદ્દન અટકી પડ્યો છે, અને ત્યાંની અજાની, સઘળી શક્તિ નાશ કરનારી ભયંકર ચીજ દારૂ ગોળો પેદા કરવામાં રોકાયલી છે.

આ દેશમાં તમો તમારો ધંધો વેપાર બ્રીટીશ નૈકા બળને લીધે, લગભગ નહિં જેવી ખલલથી ચલાવી શકો છો. મને મળેલી ખબર મુજબ છેલ્લા થોડા મહિનામાં જમીન માર્ગનો વેપાર આબાદ હાલતમાં હતો. રેલ્વેએ સારી કમાણી કરી છે, રૂના મોટો ભાવ ઉપજે છે, તમારો સ્થાનિક મીલ ઉદ્યોગ આબાદ હાલતમાં છે, અને સઘળી સારી કારોબારવાળી મીલોના ભાવ સારા છે. થોડા વખત અગાઉ આયાત થયલા કાપડનો મોટો જથ્થો ભેગો થયો હતો અને તેથી વેપારી કોમ પર બોજો પડવાની ધાસ્તી હતી, તે માલનો વધુ ઉંચા ભાવે ઉઠાવ થઇ ગયો છે. આથી તમોને નુકસાન ખમવું પડયું છે, એવી મારી ખાત્રી છે, પણ ગ્રેટ બ્રીટન, ફ્રાંસ, રશીઆ, બેલજીઅમ અને સરવીઆને કેટલી ખરાબી ખમવી પડી છે?

હાલનો સમય સુલેહ પછીનાં આવતા વરસોમાં આગળ વધવાની યોજનાઓ રચવાને માટે આપણે તપાસ ચલાવવાનો છે.

મુંબઈ સરકાર એક મજબુત કમીટી મારફતે, સ્વદેશી ઉદ્યોગોની ખીલવણીનો સવાલ બાબે વિચાર ચલાવે છે

હિંદી સરકારે પણ વધુ મોટા પાયાપર તપાસ ચલાવવાને પહેલુ પગલું ભર્યું છે હું તમોને ખાત્રી આપું છું કે હીંદી ઉદ્યોગોની ખીલવણી માટેની કોઇપણ સારી વિચારવંત યોજનાને મારો સંપુર્ણ ટેકો મળશે

તમોએ જણાવેલા બીજા કેટલાક સવાલો બાબે મને પુરતું જ્ઞાન નહિં હોવાથી હું તે બાબે કાંઇ જવાબ વાળતો નથી, પણ તે સવાલને લગતું ખાતું તેની નોંધ લેશે, એવી મારી ખાત્રી છે.

આવી મોટા અને આબાદ વેપારી કોમના પ્રતિનિધિઓને મળતાં મને મોટી ખુશાલી થઇ છે. અને લેડી ચેલ્મસફર્ડ અને મારી તરફથી તમોએ આપેલા દીલોજાન આવકાર માટે હું તમારો એક વખત ફરીથી આભાર માનું છું.

# OTHER CHAMBERS

# બીજી ચેમ્બરો.

## બંગાળ ચેમ્બર ( માર્ચ )

**કોલસાનો સવાલ.**

ઔદ્યોગિક ઉપયોગ અર્થે મુંબઈ, કલકત્તા વિગેરે ઔદ્યોગિક શહેરોમાં કોલસાની તંગીને લીધે પડતી મુશ્કેલી બાબે રેલ્વે બૉર્ડ સાથે કમિટીએ પત્ર વ્યવહાર ચલાવ્યો હતો તેમાં જણાવ્યું હતું કે મુંબઈ જળમાર્ગે કોલસો લઈ જવા માટે નુર મળી શકતું નથી તેમજ રેલ્વે મારફત વૅગનની તાણને લીધે યોગ્ય જથ્થો લઈ શકતો નથી. કમિટીએ સુચના કરી હતી કે પોરટુગીઝ બંદરમાં પડેલી દુશ્મનની સ્ટીમરો ઉપયોગમા લેવી. રેલ્વે બૉર્ડે તેમના પત્ર તરફ દીલસોજી બતાવી હતી તથા તેમની સુચનાને સંમતી આપી હતી.

ઇસ્ટ ઇન્ડીયન રેલ્વેના એજન્ટ તરફથી કમિટીને એવી સુચના કરવામાં આવી હતી કે આવા અસાધારણ સમયમાં રેલ્વે યોગ્ય સેવા બજાવી શકે તે માટે માલ વાપરનારાઓએ રેલ્વે સાથે સહકાર્ય કરવું તથા દરેક મીલ તથા ઔદ્યોગિક સંસ્થાઓના અધિકારીઓએ પોતાની સંસ્થામા દૈનિક કેટલા કોલસાની ખપત છે તેને લગતા આંકડા રેલ્વેને મોકલવા જોઈએ.

## ધી ઇંડીયન ટૅરીફ ઍમેન્ડમેન્ટ ઍક્ટ ૪ (૧૯૧૬)

હિરા વિગેરે કિંમતી પથરાઓપરથી નવી નાખવામા આવેલી જકાત કાઢી નાંખવાની સુચના:—આયાતી માલપર નવી નાખવામાં આવેલી જકાતોમાં હિરા વગેરે વગર જડેલા કિંમતી પથ્થરો તથા મોતીપર ૭॥ ટકાની જકાત નાખવામા આવી હતી મોતીને એમાંથી પાછળથી બાતલ કરવામાં આવ્યાં હતાં. ચેમ્બરની કમિટીનુ ધારવું એવુ છે કે કિમતી પથ્થરોને પણ એવી રીતે બાતલ કરવા ઘણો લાંબો વખત થયાં દેશદેશાંતરોમાથી એ પથરાઓ હિંદમાં આયાત થાય છે. નીલમ અને લાલ સીયામથી તથા ઇન્ગલૅંડથી આયાત થાય છે. મુખ્યત્વે દીલ્હીના કારીગરો હસ્તે તે કાપવામાં આવે છે થોડોક ભાગ દેશમાં વપરાય છે બાકીનો મોટો ભાગ પાછો નિકાશ થાય છે આ માલનો વ્યાપાર બહુજ થોડા કમીશનથી કરવામાં આવે છે. છેલ્લા કેટલાંક વર્ષ થયાં એનો વ્યાપાર ઓછો થતો ગયો છે. નવી જકાતથી એ તદન બંધ પડી જશે. મોતી પરની જકાત કાઢી નાખવામાં આવી તે યોગ્ય પગલું લેવામાં આવ્યુ છે પણ એ કરતા આ માલ પરની જકાત કાઢી નાખવાની વધારે આવશ્યકતા છે. ચેમ્બર તરફથી ઉપલી મતલબનો એક અરજ પત્ર સરકારપર મોકલવામાં આવ્યો છે.

### કરાંચી ચેમ્બર.

**નોર્વે ખાતે રૂની નિકાશ કરવા બાબત**

નામદાર હિંદી સરકારના વ્હેપાર ઉદ્યોગ ખાતા તરફથી જણાવવામા આવ્યું હતું કે નોર્વે રૂ મોકલવા માટેના લાઇસન્સ માટેની અરજી હવે સ્વીકારવામાં આવશે અને તે અરજી કસ્ટમ્સ કલેકટર પર મોકલવી યા અત્રેની પેઢીના વિલાયતના એજન્ટ બારોબાર ઇન્ડીયા ઑફીસ પર મોકલાવી શકશે. જે ધણીના પર માલ ચઢાવવાનો હોય તે ધણીએ નોરવીજીયન કોટન મીલ્સ એસોસિએશનનું સરટીફીકેટ મેળવવું પડશે જે સરટીફીકેટ ફોરીન ઓફીસને મોકલવા માટે ક્રિસ્ચીયાનીયા ખાતેના બ્રિટીશ લીગેશનપર મોકલવુ પડશે

---

કરાચી ચેમ્બર તરફથી નામદાર સરકારનુ ધ્યાન ખેંચી જણાવવામાં આવ્યું છે કે અત્રેથી ઇજીપ્ત તાર મોકલવાનો દર અત્રેથી યુનાઇટેડ કીન્ગડમમા કોઇ સ્થળે મોકલવાના કરતા પણ શબ્દ દીઠ ચાર આના વધારે છે તેમા ઘટાડો કરવો જોઇએ. બીજી એક સુચના કરાચી ચેમ્બર તરફથી કરવામા આવી છે કે ડીફર્ડ તારો અડધે ભાવે મોકલવા માટેની બસરાને સગવડ આપવી જોઇએ.

# COMMERCIAL NOTES.

# વેપારી ખબરો.

## મુંબઇ ઇલાકામાં ચામડાનો ઉદ્યોગ

દેશી ઉદ્યોગોની ખીલવણી કરવા માટે નીમાયલી સલાહકારી કમિટી જણાવે છે કે આ દેશમાં કેળવેલા ચામડાનો ઉદ્યોગ સારો ખીલવી શકાય એવી શક્યતા છે અને તે તરફ મુડી રોકનારા ગૃહસ્થોનું ધ્યાન તેઓ ખેંચવા માગે છે આ સબંધમાં નીચે મુજબના કેટલાક ઘણા અગત્યના આંકડા પ્રસિધ્ધ કરવામાં આવ્યા છે

મુંબઇમાંથી કેળવેલા ચામડાની બનાવટ માટે કાચા પદાર્થોની થયેલી નિકાશ તથા આયાત

| | આયાત | નિકાશ |
|---|---|---|
| ૧૯૧૨-૧૩ | સંખ્યા | કિંમત |
| કાચા ચામડા | ૧,૮૨,૫૫૮ | ૧૧,૩૨,૫૧૩ |
| કાચી ચામડીઓ | ૩૯,૮૭,૧૪૬ | ૫૯,૮૩,૩૭૪ |
| ૧૯૧૩-૧૪ | | |
| કાચા ચામડા | ૧,૪૨,૯૨૮ | ૧૨ ૨૭,૮૪૭ |
| કાચી ચામડીઓ | ૩૫,૭૨ ૭૧૭ | ૫૬,૨૪,૮૨૯ |
| આયાત | ૧૯૧૨-૧૯૧૩ | ૧૯૧૩૧૯૧૪ |
| | કિંમત | કિંમત |
| | રૂ | રૂા |
| આખા તથા અડધા બુટ | ૧૬,૧૮,૨૦૩ | ૨૦,૩૪,૭૩૦ |
| ચામડાના પટા | ૧૫,૨૬,૧૧૭ | ૧૯,૯૩,૮૩૦ |
| બૅગ વિગેરે | ૪૨,૬૧૧ | ૩૭,૦૧૫ |
| જીન હારનેસ વિગેરે | ૧૯૦,૪૭૨ | ૧૬૦ ૧૬૪ |
| બીજી ચીજો | ૩૭૭,૮૫૧ | ૨૭૫ ૨૩૦ |
| કુલ | ૩૭ ૫૧ ૨૫૪ | ૪૩,૯૫'૯૬૯ |

આ વિષયપર જેઓને વધારે માહિતી મેળવવી હોય તેમને મુંબઇ ઇલાકાના ચામડાના ઉદ્યોગપર અને ૧૯૧૦ માં નામદાર સરકારના હુકમથી મી. એગુથરી, કાનપુરની મેસર્સ કુપર એલન્ કું'ના રસાયણ શાસ્ત્રીએ લખેલા રીપોર્ટ માંથી મળી શકશે જેમાં એ ઉદ્યોગનું એક કિંમતી અવલોકન કરવામાં આવ્યું છે અને મુડીદારોને ઘણી જરૂરી વાત વિગતમાંથી મળી શકશે આ પુસ્તકની નકલો ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુક ડેપોમાંથી વેચાતી મળી શકે છે

---

રૂની ચાલુ મોસમની શરૂઆતથી એટલે ૧ લી સપ્ટેમ્બર ૧૯૧૫ થી ૧ લી એપ્રીલ ૧૯૧૬ સુધી મુંબઇમાં રૂની ૨૭,૦૨,૭૯૦ ગાંસડીઓ આવી હતી. જે ૧૯૧૪-૧૫ ના એજ સમય દરમ્યાન, આવેલી ગાંસડીઓના કરતાં ૫૩ ટકા વધારે હતી. પણ સને ૧૯૧૩-૧૪ ના એજ સમય કરતાં ૭ ટકા ઓછી હતી.

---

જ્યુટના માલો દુશ્મનના હાથમાં નહિં જઇ શકે એવી ગોઠવણ કરવા માટે બ્રિટીશ સંસ્થાનોમાંથી દરેક મધ્યસ્થ દેશમાં કરવામાં આવતી કાચા જ્યુટ તથા જ્યુટના માલોની નિકાશપર અંકુશ મુકવાનો નામદાર શહેનશાહની પરદેશ ખાતાની ઑફીસ વિચાર ચલાવે છે. સૅન્ડવિચટાપુઓ સિવાય યુનાઇટેડસ્ટેટ્સ ઑફ્ અમેરીકાના કોઇ પણ સ્થળના સંબંધમાં મજકુર યોજના નક્કી થઇ ગઇ છે અને બ્રિટીશ હિંદથી તે દેશ ખાતે કાચું જ્યુટ નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે. જ્યુટની બનાવટોની તો મનાઇ થઇજ છે. અને હવેથી એ બન્ને માલોની યુનાઇટેડ સ્ટેટ્સ ખાતે નિકાશ પરદેશ ખાતાની લાઇસન્સની યોજના અનુસારજ થઇ શકશે.

---

પનેયા, જુડોટી, પીગી. તથા થેમીસ્ટોકલીસ નામનાં દુશ્મની વહાણોના સંબંધમાં માલ્ટાની કમરશીયલ કોર્ટમાં કામ ચાલવામાં આવનાર છે. જેઓને એ વહાણો પરના માલમાં લાભ હોય તેઓને તાકીદે અરજી કરવી.

ઑલીકઝાન્ડો નામના દુશ્મની વહાણના સંબંધમાં કામ ચાલ્યું હતું તથા વહાણજપ્ત કરવાનો હુકમ કરવામા આવ્યો છે.

---

**જાપાનની મીલ ઉદ્યોગ કેમ ફાવી શકે છે?**

સુતર કાંતવા વણવાના ઉદ્યોગમાં જાપાનને અદ્યાપિપર્યંત મેળવેલી ફતેહનું કારણ જણાવતાં ટ્રેડસટાઇલ મરક્યુરી પત્ર લખે છે કે એ ફતેહ તેઓએ મજુરો પાસે થોડી મજુરી આપી ઘણું કામ કરાવવાની ગેરનીતિથી મેળવી છે. ૧૯ મી સદીનાં પહેલાં વર્ષોમાં જેમ લૅંકેશાયરની મીલોમાં મજુરો પાસે કામ લેવામ આવતું હતું તેવું હાલ જાપાનમા લેવામાં આવે છે. મજુરોનો ભાગ બૈરીઓ તથા છોકરાઓનો છે અને તેઓ પાસેથી રાત્ર અને દિવસના વારા બાંધી કામ કરાવવામાં આવે છે. રવીવારે પણ તેઓ પાસેથી કામ લેવામાં આવે છે, મજુરીનો દર દિવસનો ઓછામાં ઓછો ત્રણ પેન્સથી ધારેમાં વધારે એક શીલીંગ બે પેન્સ જેટલો રાખવામાં આવ્યો છે.

છેલ્લા ફેક્ટરી એક્ટથી કંઇક સુધારો કરવામાં આવ્યો છે અને મજુરોની સ્થિતિ હવે સુધરશે એવી આશા છે.

---

જાપાનની મીલોમાંના સ્પીન્ડલોની સંખ્યા તથા રૂની ગાંસડીઓની જાપાન તરફથી થતી વાર્ષિક ખપત સરખાવતાં જણાય છે કે બીજા દેશો કરતાં સ્પીન્ડલોના પ્રમાણમાં જાપાનીસ મીલો ઘણો વધારે માલ બનાવે છે. દાખલા તરીકે ૧૯૧૩ માં જાપાનની મીલોનાં એકંદર સ્પીન્ડલો ૨૨,૮૮,૮૯૨ હતાં અને તેનાપર રૂની ૧૫,૮૦,૭૮૨ ગાસડીઓ વપરાઇ હતી. જ્યારે ગ્રેટબ્રીટનમા ૪,૯૮,૦૧,૭૬૮ સ્પીન્ડલો છતાં ફક્ત ૩૯,૨૫,૧૫૩ ગાંસડીઓ વપરાઇ હતી. આનું કારણએ કે જાપાનમાં સ્પીન્ડલો દિવસના ૨૨ કલાક ચલાવવામાં આવે છે અને જાપાનમાં ઘણાં ખરા સ્પીન્ડલો રીન્ગફ્રેમ સ્પીન્ડલો છે જે મ્યુલ સ્પીન્ડલો કરતાં દોઢું કામ કરે છે.

---

ગ્રેટબ્રિટનમાં પણ લગભગ ૧,૦૦,૦૦,૦૦૦ ત્રીંઝસ્પીન્ડલો છે જેઓનો મોટો ભાગ થોડો વખત થયાંજ મુકવામાં આવ્યો છે જાપાનના સુતર કાંતવાના ઉદ્યોગની પ્રગતિ તરફ ઈર્ષા અને ચિંતાની નજર મુખ્યત્વે કરી હિંદનીજ છે.

વણાટ ઉદ્યોગને લગતા બ્રિટીશ બનાવટના મશીનરીની આયાત કરનારા દેશોમાં હિંદ કેટલે અગ્રસ્થાને છે અને છેલ્લો કેટલોક વખત થયાં હિંદ એ જાતની મશીનરીની કેવી મોટી આયાત કરતું રહ્યું છે તેનો ખ્યાલ નીચેના આંકડા પરથી આવી શકે છે.

ફેબ્રુઆરીથી આખર થતા બે માસમાં જુદા જુદા દેશોમાં બ્રીટીશ બનાવટના વણાટ ઉદ્યોગને લગતા મશીનરીની આયાત.

| | ૧૯૧૪ | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|---|
| રશીયા .. ... ... | | | |
| જરમની ... ... | ૧,૨૭,૧૫૫ | ૨૪,૬૭૦ | ૫૬,૦૪૯ |
| હોલંડ... ... .. | ૧,૦૩,૩૧૧ | .... .... | ........ |
| ફ્રાન્સ .. ... ... | ૫૦,૮૩૩ | ૧૯,૩૯૯ | ૧૬,૫૩૧ |
| યુરોપમાના બીજા દેશો ... | ૧,૦૮,૨૯૨ | ૧૬,૧૬૧ | ૪૮,૮૯૨ |
| ચીન (હોંગ કોંગ સાથે) ... | ૩૦,૭૦૧ | ૨૫,૬૪૦ | ૨૧,૩૮૩ |
| જાપાન .. ... | ૧,૬૧,૩૬૩ | ૧૪,૭૩૯ | ૫૧,૧૫૦ |
| યુનાઇટેડ સ્ટેટસ... ... | ૫૫,૩૨૬ | ૪૧,૭૧૦ | ૪૦,૨૯૩ |
| દક્ષીણ અમેરીકામાંના દેશો | ૫૫,૨૭૪ | ૨૬,૫૩૦ | ૨૯,૫૨૧ |
| બ્રિટીશ ઇસ્ટ ઇન્ડીઝ ... | ૩,૮૭,૬૫૫ | ૧,૯૭,૧૦૪ | ૨,૧૫,૫૮૧ |
| ઓસ્ટ્રેલીયા . . | ૧૦,૨૨૮ | ૮,૨૬૭ | ૮,૨૪૦ |
| બીજા દેશો ... ... | ૩૫,૮૪૮ | ૯,૮૮૧ | ૧૮,૩૧૮ |
| | ૧૩,૨૪,૨૧૮ | ૪,૪૧,૨૦૯ | ૫,૯૮,૭૪૦ |

ફેબ્રુઆરીથી આખર થતા છેલ્લા ૧૧ માસમાં હિંદી રૂના ઉદ્યોગે રૂ. ૧ કરોડ ૬ લાખ વણાટ કામને લગતા સાંચાકામની ખરીદીમાં હિંદે ખર્ચ્યા છે

સને ૧૯૧૩-૧૪ માં રૂ. ૧ કરોડ ૫૮ લાખ તથા સને ૧૯૧૪-૧૫ માં રૂ ૧ કરોડ ૪૨ લાખ ખર્ચ્યા હતા.

જ્યુટના ઉદ્યોગને લગતા મશીનરી માટે ૧૯૧૫-૧૬મા રૂ. ૮૮ લાખ ૧૯૧૪-૧૫ માં ૮૫ લાખ તથા ૧૯૧૩-૧૪ માં ૧ કરોડ ૩૯ લાખ ખર્ચાયા હતા.

# COMMERCIAL INTELLIGENCE & STATISTICS.

# વેપારી બાતમીઓ અને આંકડાઓ.

## TARIFF VALUATION OF SUGAR.

## ખાંડની જગાત વખતે આંકેલી કિંમત

ઇ. સ ૧૯૧૧ ની સાલના કસ્ટમ સરક્યુલર નંબર ૫ મા માં બતાવેલી રૂઢી પ્રમાણે ઇ. સ. ૧૯૧૬ મા ખાંડ ઉપર કેટલી જગાત થશે તે અંદાજ કહવો સહેલો થઇ પડે તેવા હેતુથી આ કોષ્ટક તૈયાર કરવામાં આવ્યુ છે તેમાં પ્રથમ ફેબ્રુઆરી માસ દરમ્યાન કેટલી આયાત થઇ પડી હતી તે તથા કસ્ટમ હાઉસના રીટર્ન પ્રમાણે તેના એક હંડ્રવેટનો સરેરાશ શી કીંમત હતી તે આપવામાં આવ્યુ છે, અને બીજા કોલમમા વરસનો શરૂઆતથી આજ સુધી થયેલી કુલ આયાત તથા તેટલા વખત દરમ્યાન તેની સરેરાશ કિંમત શી રહી છે તે પણ આપેલું છે.

| ખાંડની જાત | ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમા થયેલી આયાત. | | ૧૯૧૫ અક્ટોબરથી જાનેવારી ૧૯૧૬ સુધી થયેલી આયાત | |
|---|---|---|---|---|
| | જથ્થો | દર હંડ્રવેટની સરેરાશ કીંમત. | જથ્થો | દર હંડ્રવેટના સરેરાશ કીંમત |
| | હંડ્રવેટ | રૂ. આ. | હંડ્રવેટ | રૂ. આ. |
| ખાંડ ગાગડીવાળી બીટ જાતની | ૮ | ૧૯—૪ | ૫૧૯ | ૧૬-૧૨ |
| ,, ,, સુંવાળી ચીનમાં સુધારેલી | ૩૨,૫૦૧ | ૧૬—૪ | ૧,૪૪,૦૮૪ | ૧૬—૪ |
| ,, ,, જાપાનમાંથી | ૩૭,૨૯૭ | ૧૬—૦ | ૬૯,૦૧૩ | ૧૬—૦ |
| ,, ,, સુંવાળી ઇજીપ્ટમાંથી | ......... | ......... | ......... | ..... |
| ,, ,, જાવાની ૨૩ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉપરની | ૨,૮૧,૪૦૬ | ૧૬—૦ | ૬,૫૭,૦૫૦ | ૧૬—૦ |
| ,, ,, જાવાની ૧૬ થી ૨૨ ડચ સ્ટેન્ડર્ડની | ૫૮,૬૪૪ | ૧૪—૪ | ૧૫,૧૨,૫૭૦ | ૧૪—૪ |
| ,, ,, જાવાની ૧૫ ડચ સ્ટેન્ડર્ડની અને હલકી | ......... | ......... | ......... | ......... |
| ,, ,, મોરીશયસની ૧૬ ડચ સ્ટેન્ડર્ડની તથા ઉંચી જાતની ... | ૨,૭૪,૨૪૪ | ૧૬—૪ | ૪,૧૨,૭૮૫ | ૧૬—૪ |

# JOINT-STOCK COMPANIES.

## જૉઇન્ટ—સ્ટૉક કંપનીઓ.

ઇ. સ. ૧૯૧૯ ના જાનેવારી મહિનામાં નીચેની જોઇન્ટ સ્ટૉક કંપનીઓ બ્રિટીશ હિંદુસ્તાનમા રજીસ્ટર થઇ હતી.

| નામ અને જાત. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ. |
|---|---|---|---|
| **બૅંકીંગ, લોન અને ઇન્સ્યુરન્સ** | | | |
| (અ) બેંકીંગ અને લોન | | | |
| ૧. હીંદુ મન્થલી સેવીંગ્સ ફન્ડ, સેવન્થ બ્રાન્ચ. | જ્યોર્જ ટાઉન, મદ્રાસ. | પરસ્પર નાણાં ધીરવા | ૧,૬૮,૦૦૦ |
| ૨ શ્રી નવનીધ કૃષ્ણ સહાય પ્રાઇઝ નીધી. | ટ્યુટીકોરીન, મદ્રાસ. | " | ૫૦,૦૦૦ |
| | | બૅંકીંગ અને લોન કુલ. | ૨,૧૮,૦૦૦ |
| (ક) ઇન્સ્યુરન્સ. | | | |
| ૩ બ્રિટીશ-સીકીમ એન્ડાઉમેન્ટ એન્ડ ચરીટી કંપની. | બંગાળ. | પ્રૉવીડન્ટ ઇન્સ્યુરન્સ | ૫૦,૦૦૦ |
| | | બૅંકીંગ, લોન, અને ઇન્સ્યુરન્સ કુલ...... | ૨,૬૮,૦૦૦ |
| **વ્હેપાર** | | | |
| રેલ્વે તથા ટ્રામવે. | | | |
| ૪ ખુલના-બગીરહાટ રેલ્વે કું. | અમદાવાદ. | રેલ્વે લાઇન બાંધવા તથા ચલાવવા. | ૯,૦૦,૦૦૦ |
| **બીજાઓ** | | | |
| ૫ લેન્ડ ડેવેલપમેન્ટ સીન્ડીકેટ. | બંગાળ. | | ૧,૫૦,૦૦૦ |
| ૬. સૅાલ્ટ એન્ડ જનરલ ટ્રેડીંગ કું. | ગોરખપુર યુનાઇટેડ પ્રોવીન્સીઝ | મીઠા તથા બીજી ચીજોનો વ્હેપાર | ૫૦,૦૦૦ |

| નામ અને જાત. | ઠેકાણું | હેતુ | થાપણ રૂ |
| --- | --- | --- | --- |
| ૭. ગુજરાત કેટલ બ્રીડીંગ કું | કનપીટ. | ઢોર ખરીદવા, ઉછેરવા તથા વેચવા માટે | ૫,૦૦,૦૦૦ |
| ૮. મદ્રાસ લેધર કું. | જયોર્જ ટાઉન (મદ્રાસ). | પાકાં ચામડાનો ઉદ્યોગ. | ૨,૦૦,૦૦૦ |
| ૯. મલબાર ઈકોનોમીક યુનીયન. | મદ્રાસ. | આયાત તથા નિકાશ કરવાનું તથા ઉદ્યોગો ખીલવવાનું | ૧,૦૦,૦૦૦ |
| | | કુલ્લે બીજીઓ...... | ૯,૫૦,૦૦૦ |
| | | વ્હેપાર માટે કુલ... | ૧૮,૫૦,૦૦૦ |
| મીલ તથા પ્રેસ. | | | |
| જ્યુટ મીલો. | | | |
| ૧૦ લોથીઅન જ્યુટ મીલ્સ કું | કલકત્તા | જ્યુટ કાંતવા વણવાનું તથા તેની ગાંસડી બાંધવાનું. | ૨૦,૦૦,૦૦૦ |
| બીજી મીલો તથા પ્રેસો | | | |
| કોટ્યુમલ એન્ડ સન્સ | અમૃતસર | લોટની ઘંટીઓ ઉભી કરવાં. | ૨૦,૦૦૦ |
| | | મીલ તથા પ્રેસ કુલ...... | ૨૦,૨૦,૦૦૦ |
| ચાહ વિગેરે રોપવાની કું. | | | |
| ૧૨ ગહપુર ટી કુંપની | કલકત્તા | ચાહ ખેડવા વિગેરે. | ૬,૦૦,૦૦૦ |
| ૧૩ ડાર્જીલીંગ કુઆર્સટી કુંપની. | બંગાળ | " | ૧,૫૦,૦૦૦ |
| | | ચાહ વિગેરે કુલ....... | ૭,૫૦,૦૦૦ |
| | | એકંદર કુલ... | ૪૮,૮૮,૦૦૦ |

ઉંચી ચોકીથી કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા ક્યાં જશો?

## *SPINNING & WEAVING RETURNS.*
## સુતર અને સુતરાઉ કાપડના આંકડાઓ.

ઇ. સ. ૧૯૧૬ ના જાનેવારી માસમાં હિંદુસ્તાનની મીલોમાં નીચે પ્રમાણે સુતર તથા સુતરાઉ કાપડ બનાવવામાં આવ્યાં હતાં.

સુતર (રતલ)

| બ્રિટીશ ઇન્ડીયા | | 1915 | 1916 |
|---|---|---|---|
| બ્રિટીશ ઇન્ડીયા | | ૧૯૧૫ | ૧૯૧૬ |
| મુંબઇ | | ૨,૯૯,૨૬,૫૩૯ | ૪,૨૧,૩૭,૯૩૭ |
| મદ્રાસ | | ૩૬,૬૫,૧૫૪ | ૩૬,૯૩,૩૬૨ |
| બંગાળા | | ૨૩,૪૨,૫૯૨ | ૨૬,૭૨,૦૯૩ |
| યુનાઇટેડ પ્રોવીન્સીઝ | (અ) | ૪૫,૯૮,૦૯૦ | ૪૨,૭૪,૮૩૦ |
| અજમેર મેવાડ | (ક) | ............ | ૨,૧૯,૯૫૨ |
| પંજાબ | (ખ) | ૫,૩૦,૨૯૬ | ૪,૧૫,૯૬૪ |
| દીલ્હી | (ગ) | ............ | ૨,૫૫,૭૪૯ |
| મધ્યપ્રાંતો તથા બિરાર | | ૨૯,૩૮,૭૦૧ | ૩૧,૩૭,૯૨૯ |
| બ્રિટીશ ઇંડીયામા કુલ | | ૫,૧૦,૦૧,૩૭૨ | ૫,૬૮,૦૭,૮૧૬ |
| દેશી રાજ્યો | | ૨૬,૯૨,૮૩૧ | ૩૩,૭૪,૪૩૩ |
| કુલ ... | | ૫,૩૬,૯૪,૨૦૩ | ૬,૦૧,૮૨,૨૪૯ |

કાપડ

| બ્રિટીશ ઇન્ડીયા | | | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|---|---|
| મુંબાઇ | રતલ | | ૨,૦૫,૧૫,૩૧૮ | ૨,૪૩,૩૫,૫૨૩ |
| | વાર | | ૮,૪૪,૦૩,૭૯૪ | ૧૦,૧૮,૨૬,૨૧૩ |
| મદ્રાસ | રતલ | | ૮,૨૫,૧૪૦ | ૭,૬૬,૯૨૭ |
| | વાર | | ૨૬,૯૭,૮૭૮ | ૨૩,૭૬,૯૩૧ |
| બંગાળ | રતલ | | ૧,૮૫,૦૪૫ | ૩,૦૯,૯૮૭ |
| | વાર | | ૧૧,૮૬,૪૪૦ | ૧૫૭૬,૩૯૬ |
| [યુ]નાઇટેડ [પ્રો]વીન્સીઝ | રતલ | અ. | ૧૧,૫૧,૮૮૪ | ૧૧,૨૮,૦૩૧ |
| | વાર | | ૪૧,૩૬,૫૯૨ | ૩૭,૧૫,૦૮૦ |
| પંજાબ | રતલ | ખ. | ૭૩,૦૪૭ | ૧,૩૦,૪૩૧ |
| | વાર | | ૨,૭૨૪૫૧ | ૪,૪૨,૭૮૪ |
| [મ]ધ્ય પ્રાંતો [અ]ને બિરાર | રતલ | | ૧૦,૧૯,૪૪૫ | ૧૩,૨૯,૬૦૦ |
| | વાર | | ૩૮,૭૬,૦૧૦ | ૪૮,૯૦,૩૩૭ |
| [અ]જમેર મેવાડ | રતલ | ક. | ............ | ૧,૧૬,૫૪૮ |
| | વાર | | ............ | ૫,૩૦,૨૭૯ |
| [દી]લ્હી | રતલ | ગ. | ............ | ૪,૪૫૮ |
| | વાર | | ............ | ૮,૬૫૦ |
| [બ્રિ]ટીશ હિંદુ[સ્તા]નમાં કુલ | રતલ | | ૨,૩૭,૭૦,૮૭૯ | ૨,૮૧,૨૧,૫૦૫ |
| | વાર | | ૯,૬૫,૭૩,૧૬૫ | ૧૧,૫૩,૬૧,૬૭૦ |
| દેશી રાજ્યો | રતલ | | ૧૪,૬૮,૧૧૨ | ૧૮,૯૮,૯૭૪ |
| | વાર | | ૫૫,૪૨,૬૫૫ | ૭૩,૮૨,૩૯૪ |
| એકંદર (ટોટલ | રતલ | | ............ | ............ |
| | વાર | | ............ | ............ |

(અ) અજમેર મેવાડના આંકડા એમાં આવી જાય છે. (ક) આના આંકડા યુનાઇટેડ પ્રોવીન્સીઝના આંકડાંમાં સમાયલા છે.
(ખ) દીલ્હીના આંકડા એમાં આવી જાય છે.
(ગ) પંજાબના આંકડામાં આના આંકડા સમાયલા છે

ધી બોમ્બે ટાઇલ્સ માર્ટ ૨૧ બેંક ઓફ ફોર્ટ મુંબઇ.

# IMPORT OF COTTON YARN

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા તેથી ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું

| જાત અને નંબર. | બંગાળા. | મુંબાઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | ટોટલ |
|---|---|---|---|---|---|---|
| ગ્રેમુલ ઍન્ડ વૉટર | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ | પાઉન્ડઝ. | પાઉન્ડઝ | પાઉન્ડઝ. |
| નં. ૩૧ થી ૪૦ | ૧,૯૩,૨૨૧ | ૧૬,૧૭૭ | ૩૨,૦૦૦ | ૪૯,૦૦૦ | ૨,૦૦૦ | ૪,૩૪,૩૯૮ |
| નં. ૪૧ થી ૫૦, | ૪૦,૧૪૮ | ૧,૩૭,૨૭૪ | ૨,૦૧૦ | ૫૦,૫૦૦ | .... | ૨,૨૯,૯૩૨ |
| નં. ૫૦ થી ઉપર | ૫૩,૮૫૬ | ૮૬,૦૮૬ | ૩,૦૦૦ | ૬૧,૬૧૫ | .... | ૨,૦૪,૫૫૭ |
| ઑરેન્જ, રેડ અને બીજા રંગીવાળું | | | | | | |
| નં. ૩૧ થી ૪૦. | ૧,૫૪,૭૧૪ | ૧,૫૪,૪૦૦ | ૧,૦૬,૧૮૩ | ૬,૩૨,૯૬૮ | ૮,૧૯૦ | ૧૦૫૬,૪૫૫ |
| નં. ૪૧ થી ૫૦ | ..... | ૨૬,૯૫૦ | ૫ | ૯,૨૦૦ | ૪,૮૮૦ | ૪૧,૦૩૫ |
| નં. ૫૦થી ઉપર | ૯,૩૮૯ | .. ... | ૧૭૦ | ૭૪,૦૫૦ | ૨,૩૪૦ | ૮૫,૯૪૯ |
| ટોટલ | ૪,૫૧,૩૨૮ | ૫,૭૨,૮૮૭ | ૧,૪૩,૩૫૮ | ૮,૭૭,૩૩૩ | ૧૭,૪૧૦ | ૨૦૬૨,૩૬ |

## SEA BORNE TRADE OF INDIA.

## હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

સને ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. Imports | આયાત. ૧૯૧૫ મા | ૧૯૧૬ મા |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| જીવતા જનાવરો ... ... ... | ૬૫૫,૪૬૦ | ૧૪,૨૫,૨૯૫ |
| દારૂગોળો હથીયાર વિગેરે. ... | ૧૦૮૯૬૨ | ૬૯૨,૯૪૯ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૨૧૮,૧૫૩ | ૨૮૯,૨૪૭ |
| બુટસ અને શુઝ ... ... ... | ૧૮૬૭૮૭ | ૩૪૯,૩૬૪ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૮૯૬,૬૮૩ | ૫૦૫,૦૦૩ |
| મીણબત્તી ... ... ... | ૨૮,-૬૮ | ૩૧,૩૭૨ |
| રેલ્વે ગાડી સિવાયની ગાડીઓ ... | ૮૯,૩૬૧ | ૭,૧૭૨ |
| રસાયણિક પદાર્થો ... ... .. | ૮૬,૭-૯ | ૧૪,૬૬,૬૩૭ |
| ઘડીયાળો .. . ... | ૮૮,૯૦૦ | ૧૪૩,૬૧૦ |
| કોલસા ... ... . | ૩૧૦,૭૯ | ૬૩,૬૭૦ |
| કોફી ... .. ... ... | ૧૯,૦૮૬ | ૩૧,૧૩૭ |
| કાથો (નીં દરો) ... ... ... | ૫,૯૦૯ | ૨,૬૬૩ |
| દોરડા . ... ... ... | ૧,૧૦,૪૧૬ | ૭૬,૫૫૮ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૭૦,૬૪૦ | ૭૪,૫૨૧ |
| સાઈકલો ... ... .. | ૮૬,૬૩૨ | ૨૦૩,૨૯૪ |
| કપુર ... .. ... | ૨૦૩,૦૬૯ | ૨૦૨,૫૧૮ |
| બીજી જાતની દવા મળી કુલ ... | ૯૬૩,૭૮૮ | ૧૦,૩૯,૮૧૦ |
| લુગડાં રંગવાની ચીજો ... ... | ૨૮૪,૦૪૯ | ૩,૫૧,૨૦૨ |
| ફટાકડા ... ... ... | ૩૫,૯૯૮ | ૯,૬૪૭ |
| ફર્નીચર ... ... ... | ૯૮,૬૮૨ | ૧,૦૩,૮૧૭ |
| [illegible]નો સામાન ... ... ... | ૫,૫૬,૫૦૦ | ૯,૨૬,૦૦૭ |
| ચોખા ... ... ... | ૧,૨૩,૮૯૮ | ૩,૧૧,૬૯૨ |
| ઘઉં ... ... ... | ૨૯,૪૭૮ | ......... |
| ઘઉંનો લોટ ... ... ... | ૩૭,૫૯૯ | ૩,૯૫૧ |
| હાર્ડવેર .. ... ... | ૧૩,૭૨,૩૪૪ | ૨૧,૪૧,૯૬૫ |
| હુપ ... ... ... | ...... | ..... |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૯૬,૦૬૬ | ૧,૧૮,૭૭૯ |
| ઈલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો. ... | ૬૪,૪૮૫ | ૧,૧૪,૦૯૯ |
| સંગીત વિગેરેને લગતા હથીઆરો કુલ. | ૬૯,૬૮૭ | ૯૪,૬૫૯ |
| હાથીદાંત ... ... ... | ૨૫૩,૧૩૭ | ૧,૬૫,૪૧૫ |
| ઝવેરાત ... ... ... | ૯૯,૭૧૪ | ૩૫,૦૮૨ |

* ઓગબે ટાઇલ માટે ૨૧ મેક આર્ટ સ્ટ્રીટ મુંબઈ.

| | ૧૯૧૫ |
|---|---|
| | રૂ. |
| | ૧,૮૪,૦૦૧ |
| કેળવાએલાં ચામડાં... ... ... | ૧૨,૬૭,૪૦૦ |
| દારૂ ... ... ... ... | ૩૮,૮૮,૯૨૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... ... | ૧૬,૦૪,૧૯૫ |
| દીવાસળી ... ... ... ... | ૪૨,૨૮૭ |
| પીત્તળ ... ... ... .. | ૯,૯૦,૫૨૧ |
| ત્રાંબું ... ... ... | ૪૯,૬૮૩ |
| જર્મન સોલ્વર ... .. ... | ૧,૯૨,૯૭૭ |
| લોઢું ... ... ... ... | ૪૦,૭૮,૯૭૦ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૩,૦૪,૯૬૯ |
| સ્ટીલ ... ... ... ... | ૨૩૯,૮૯૮ |
| સીસું ... ... .. ... | ૮,૦૫,૦૧૬ |
| મોટર ગાડીઓ અને સાઇકલો ... | ૩૪,૮૧,૦૮૪ |
| કેરોસીન તેલ ... ... ... | ૮૭,૮૫૯ |
| અળસીનું તેલ ... ... ... | ૪૧,૭૭,૧૧૩ |
| બીજી જાતનાં તેલો મળી કુલ .. | ૬,૩૬,૧૦૫ |
| રંગ રોગાન વિગેરે ... ... ... | ૮,૯૩,૧૭૧ |
| કાગળો ... ... ... ... | ૭૪,૯૧,૩૨૯ |
| રેલ્વે ગાડાંઓ તથા સામાન મળી કુલ ... | ૬,૩૪,૩૦૧ |
| મીઠું ... ... ... .. | ૭,૨૮,૨૩૦ |
| સાબુ ... ... ... ... | ૧૩,૮૨,૫૦૩ |
| સોપારી ... ... ... ... | ૧૭,૪૧,૦૭૭ |
| તેજાનો કુલ ... ... ... | ૨,૫૪,૯૭૬ |
| સ્ટેશનરી ... ... ... ... | ૧,૦૬,૦૭,૨૧૪ |
| ખાંડ .. ... ... ... | ૨૬,૨૩૯ |
| સુતર કાચું ... ... ... | ૧૮,૧૫,૪૮૧ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૯૪,૩૧,૪૦૧ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... ... | ૭૨,૩૨,૬૫૪ |
| ધોયેલાં પીસ ગુડઝ... ... ... | ૫૮,૮૮,૧૪૧ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ ... | ૧,૬૧,૮૯૯ |
| શીવવાના દોરા ... ... ... | ૨,૫૨,૯૩,૪૦૦ |
| સુતર એકંદર ... ... ... | ૧૧,૫૯,૨૭૯ |
| રેશમ કાચું ... ... ... | ૧૨,૯૦,૧૯૬ |
| રેશમના પીસ ગુડઝ... ... ... | ૧,૬૫,૫૦૨ |
| કાચું ઉન ... ... ... | ૩૯,૬૫૩ |
| હોઝીઅરી ... ... ... | ૨,૩૧,૨૬૪ |
| ઉનના પીસ ગુડઝ ... ... ... | ૫,૬૫,૩૮૫ |
| ઉન કુલ ... ... .. | ૭,૪૮,૬૧૦ |
| તંબાકુ ... ... .. | |

કેટલીક શીલીંગનાં સારી ડઝાઇન ગમશે ?

કૅન્સ્ટી, તથા ઝુમરો વીગેરેમાં અને છુટી

બાળવા માટે )



# સુર્ય છાપ



લાંબી | ધોળી



મોટી | લાલ

# મીણ—બતી

કાચનાં જાડા ગલાસો. નાની–મોટી (કાચના પોટા સાથે કૅન્સ્ટી.)

| મોટી કૅન્સ્ટી માટે | ગાડીના ફાનસોમાં બાળવાની | નાની કૅન્સ્ટી માટે. |
|---|---|---|
| ૧૦–૧૨–૧૬ ઔંસની | ( ૬ અને ૮ ) | લાલ–લીલી–પીળી. રંગીન. |
| ( લાલ સફેદ ) | લાલ સફેત. | ( રંગીન ૩૨ વાળો ) |
| મીણ—બતી. | મીણ—બતી | મીણ—બતી. |

તેમજ પીળુ–સફેદ વગેરે મીણ જથાબધ છુટક સસ્તા ભાવે મળશેજી.

## બાબુભાઇ આણંદજી મીણવાળા.

વડગાદી (માંડવી) મુંબઇ ૩.

( નવું મકાન બાંધે છે–તેની બાજુમાંજ નીચે )

| | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|
| લાકડાં ... ... ... | ૫,૪૩,૪૩૧ | ૬,૯૭,૭૩૫ |
| રમકડાં ... ... ... | ૯૦,૧૩૧ | ૨,૬૪,૯૮૮ |
| છત્રીઓ ... ... ... | ૯૩,૭૯૦ | ૧,૯૫,૭૭૪ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧,૪૫,૪૧૦ | ૩,૧૦,૪૨૭ |
| કુલે આયાત ... | ૮,૯૦,૯૪,૨૦૪ | ૧૧,૫૨,૭૯,૫૪૬ |

Exports.

| ચીજનું નામ. | ૧૯૧૫-રૂ. | નિકાશ. ૧૯૧૬-રૂ. |
|---|---|---|
| જીવતાં જનાવરો ... ... ... | ૧,૩૫,૮૪૩ | ૨,૦૫,૭૯૭ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૧,૧૩,૭૮૫ | ૧,૩૫,૧૦૮ |
| મીણબત્તી ... ... ... | ૧,૯૮,૮૭૯ | ૧,૦૩,૦૨૨ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૭,૮૧,૬૦૮ | ૮,૬૪,૫૨૮ |
| કોલસા ... ... ... ... | ૫,૪૫,૧૭૩ | ૭,૨૨,૫૫૫ |
| કૉફી ... ... ... ... | ૧૩,૬૯,૨૬૦ | ૨૨,૧૬,૯૧૨ |
| કાથો, (સીંદરી) ... ... ... | ૬,૨૭,૭૦૮ | ૫,૪૦,૭૮૯ |
| દોરડાં ... ... ... ... | ૯૪,૯૪૭ | ૬૩,૩૪૪ |
| દવાઓ ... ... ... ... | ૧,૫૦,૮૬૦ | ૧,૦૨,૯૩૦ |
| ગળી ... ... ... ... | ૧૭,૫૨,૪૧૯ | ૫૩,૮૭,૩૯૩ |
| હરડાં બેડાં ... ... ... | ૨,૮૮,૭૩૦ | ૪,૮૪,૭૨૯ |
| લુગડાં, ચામડાં રંગવાની ચીજો કુલ ... | ૨૨,૪૯,૬૧૬ | ૬૪,૧૬,૪૯૫ |
| ફળ ને શાક ... ... ... | ૬,૨૩,૫૯૧ | ૬,૪૩,૪૪૬ |
| ડાંગર ... ... ... ... | ૧,૩૦,૦૫૮ | ૧,૯૮,૮૭૮ |
| ચોખા ... ... ... ... | ૧,૭૯,૪૫,૪૨૬ | ૨,૦૮,૨૯,૨૨૭ |
| ઘઉંની સરકારી ચઢત ... ... ... | ......... | ૧,૩૦,૦૦૦ |
| કુલ ઘઉં ... ... ... ... | ......... | ૨,૫૦,૨૮૮ |
| ઘઉંનો લોટ ... ... ... | ૮,૩૮,૫૬૧ | ૭,૯૨,૯૩૪ |
| બીજી જાતનો દાણો ... ... | ૧૯,૩૦,૬૬૦ | ૧૦,૮૭,૪૯૭ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૮૨,૭૪,૨૪૫ | ૧,૩૭,૬૦,૫૨૭ |
| લાખ ... ... ... ... | ૧૮,૩૮,૮૨૨ | ૨૦,૬૦,૧૬૨ |
| કેળવાયલાં ચામડાં ... ... ... | ૬૧,૭૩,૦૨૮ | ૪૨,૯૧,૬૦૪ |
| દારૂ ... ... ... ... | ૧૭૩ | ૮ |
| રબર ... ... ... ... | ૫ | ......... |
| ખાતર ... ... ... ... | ૫,૮૨,૧૧૪ | ૨,૯૭,૫૯૪ |
| મેંગેનીઝ ... ... ... | ૩,૬૨,૨૩૨ | ૯,૫૯,૪૧૬ |
| લોઢું અને સ્ટીલ ... ... ... | ૩,૯૫,૦૩૨ | ૩,૨૬,૨૬૭ |
| ધાતુ કુલ ... ... ... | ૧૨,૩૩,૪૩૫ | ૧૯,૯૩,૬૦૪ |
| મીણ ... ... ... | ......... | ......... |
| અબરખ ... ... ... | ૧,૯૪,૩૯૪ | ૩,૩૩,૯૨૧ |
| દીવેલ ... ... ... | ૭૪,૯૬૫ | ૨,૦૪,૩૦૭ |
| કોપરેલ ... ... ... | ૪,૫૭,૦૮૨ | ૨,૧૮,૫૭૫ |

| | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | રૂ. | રૂ. |
| અળસીનું તેલ ... ... ... | ૫,૭૧૨ | ૮૧,૦૬૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... ... | ૧૦,૮૨,૪૬૧ | ૧૦,૫૨,૮૨૬ |
| ખોળ ... ... ... ... | ૧૦,૪૨,૬૯૯ | ૯,૨૮,૧૬૧ |
| અફીણ ... ... ... ... | ૧૮,૨૨,૫૫૦ | ૧૦,૫૮,૭૭૫ |
| ઘી ... ... ... ... | ૨,૮૪,૨૨૮ | ૩,૧૫,૦૩૦ |
| દીવેલી ... ... ... ... | ૩,૦૨,૬૫૭ | ૧૭,૦૭,૭૪૯ |
| ટોપરાં ... .. ... ... | ૧૩,૬૪,૮૩૭ | ૫,૮૦,૬૪૮ |
| કપાસીયા ... . ... ... | ૫,૦૫,૭૧૭ | ૧૮,૭૫,૫૨૮ |
| સોંયસીંગ ... ... ... | ૭,૨૨,૫૫૭ | ૩૦,૦૯,૪૮૭ |
| અળસી .. ... ... ... | ૧૮,૦૬,૨૭૮ | ૫૦,૧૪,૭૫૫ |
| ખસખસ ... ... ... ... | ૩૨,૧૪૮ | ૪,૫૮,૨૩૭ |
| સરસવ ... ... ... ... | ૧૨,૧૭,૫૪૦ | ૧૫,૭૭,૪૨૮ |
| તલ ... ... ... ... | ૪,૯૫,૨૫૪ | ૧૩,૭૦,૬૧૩ |
| તેજાનો ... ... ... ... | ૧૫,૨૫,૮૯૩ | ૫,૨૬,૮૨૪ |
| ખાદ ... ... ... ... | ૭૫,૬૨૦ | ૭૧,૪૨૫ |
| ચા ... ... ... ... | ૮૯,૫૬,૫૯૯ | ૧,૪૪,૦૨,૮૦૯ |
| કાચું રૂ ... ... .. ... | ૧,૮૪,૦૫,૨૩૫ | ૩,૬૦,૭૭,૫૭૫ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ૪૭,૬૨,૭૧૦ | ૫૫,૪૬,૪૪૬ |
| રૂમાલ અને શાલો ... ... ... | ૪૭,૭૨૮ | ૧,૬૬,૩૬૪ |
| પીસ ગુડઝ ... ... ... | ૧૫,૮૫,૨૫૦ | ૩૧,૩૨,૩૪૧ |
| શણ ... ... ... ... | ૧,૩૭૬ | ૩૩ |
| જ્યુટ કાચું ... ... ... | ૧,૮૭,૭૧,૨૩૪ | ૧,૫૯,૭૨,૮૪૦ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... ... | ......... | ૪૧,૯૩૫ |
| ગની બેગઝ ... ... ... | ૧,૦૪,૧૦,૭૬૯ | ૧,૯૮,૧૧,૦૧૮ |
| શુણુપાટ ... .. ... | ૧,૩૩,૨૮,૨૬૬ | ૧,૯૫,૭૯,૪૪૫ |
| રેશમ ( કાચું ). ... ... ... | ૨,૦૭,૩૩૧ | ૧,૮૭,૧૨૦ |
| રેશમ કુલ ... ... ... | ૨,૨૩,૪૦૩ | ૨,૧૧,૦૯૯ |
| ઉન કાચું .. ... ... | ૧૩,૪૧,૭૪૦ | ૬૭,૯૪,૭૫૮ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે ... | ૧,૬૩,૫૨૨ | ૨,૬૨,૪૦૬ |
| તમાકુ, બીડી વિગેરે ... ... | ૪,૧૮,૦૮૦ | ૨,૧૬,૫૧૭ |
| લાકડાં, પાટીયાં વિગેરે ... ... | ૯,૮૯,૧૫૦ | ૪,૯૩,૧૭૨ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ સરકારી ઘઉંની નિકાશ સાથે | ૧૪,૭૬,૬૯,૨૨૭ | ૨૦,૮૮,૯૩,૨૯૫ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નિકાશ ઘઉં ની સરકારી નિકાશ સિવાય. | ........... | ૨૦,૮૭,૬૬,૨૯૫ |

—(*)—

મેટલીક શીલીંગની સારી ડીઝાઈન ગમશે કે ?

# IMPORTS OF SUGAR.

## પરદેશી ખાંડની આયાત.

ઇ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી માસમાં હિંદુસ્તાનમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| જે દેશોમાંથી આયાત થઇ હોય તેનું નામ. | ૧૯૧૫ | ૧૯૧૬ |
|---|---|---|
| | હંડ્રવેટ. | હંડ્રવેટ. |
| યુનાઇટેડ કીન્ગડમ ... ... ... | ૧૫૫ | ૩૬૦ |
| જર્મની ... ... ... | ...... | ૮ |
| હૉલાંડ ... ... ... | ..... | ... .. |
| બેલજીયમ ... ... ... | ...... | .. ... |
| ફ્રાન્સ ... ... ... | ... .. | ૮ |
| ઑસ્ટ્રીયા હંગરી ... ... ... | ૧૭ | .... |
| સ્ટ્રેટસ સેટલમેન્ટસ. ... ... ... | ૨૧૫૬ | ૫,૪૨૩ |
| જાવા ... ... ... | ૫,૩૨,૬૯૬ | ૩,૩૪,૯૯૯ |
| ચીન ... ... ... | ૪,૩૮૦ | ૩૨,૫૧૫ |
| જાપાન ... ... ... | ૫૦૭ | ૩૭,૨૮૪ |
| ઇજીપ્ત ... ... ... | ...... | ...... |
| મૉરીશિયસ ... ... ... | ૧,૩૬,૯૯૨ | ૨,૭૪,૪૩૦ |
| વેસ્ટ ઇન્ડીઝ ... ... ... | ...... | ...... |
| સાઉથ અમેરિકા ... ... ... | ...... | ...... |
| ઑસ્ટ્રેલીયા ... ... ... | ...... | . ... |
| બીજા દેશો ... ... ... | ૮૬૨ | ૯ |
| કુલ— | ૬,૭૭,૭૬૫ | ૬,૮૫,૦૩૬ |

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં નીચે પ્રમાણે ખાંડની આયાત થઇ હતી.

| પ્રાં. | બીટની ખાંડ. | | શેરડીની ખાંડ. | | ટોટલ. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. | ૧૯૧૫ હંડ્રવેટ. | ૧૯૧૬ હંડ્રવેટ. |
| [illegible]ગાળા | ૧૭ | ... | ૧,૩૩,૧૭૧ | ૧,૫૧,૦૬૨ | ૧,૩૩,૧૮૮ | ૬,૫૧,૦૬૨ |
| [illegible]બઇ | ૯ | ૮ | ૨,૧૬,૯૮૨ | ૪,૦૧,૭૯૮ | ૨,૧૬,૯૯૧ | ૪,૦૧,૮૦૦ |
| [illegible]ંધ | ... | ... | ૨,૫૬,૧૮૦ | ૬૭,૫૨૩ | ૨,૫૬,૧૮૦ | ૬૭,૫૨૩ |
| [illegible]સ | .. | ... | ૪૭,૮૭૪ | ૨૮,૪૯૯ | ૪૭,૮૭૪ | ૨૮,૪૯૯ |
| [illegible] | ... | ... | ૨૩,૫૩૨ | ૩૬,૧૪૬ | ૨૩,૫૩૨ | ૩૬,૧૪૬ |
| કુલ | ૨૬ | ૮ | ૬,૭૭,૭૩૯ | ૬,૮૫,૦૨૮ | ૬,૭૭,૭૬૫ | ૬,૮૫,૦૩૬ |

પી ઓગમે ટાઇલ માટે ૨૧ બેંઠ સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

# IMPORTS & EXPORTS OF GOLD & SILVER.
## સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા.

ઈ. સ. ૧૯૧૬ ના ફેબ્રુઆરી મહિનામાં થયેલી સોના રૂપાંની આયાત અને નિકાશના આંકડા નીચે આપ્યા છેઃ—

### IMPORTS OF GOLD સોનાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ... ... ... ... | ૫,૮૧,૨૫૩ | ૬,૩૭,૫૭૭ |
| મુંબઇ | ખાનગી ... ... ... | ૬૬,૭૦,૯૮૬ | ૮,૨૬,૪૧૮ |
| | સરકારી ... ... ... | ......... | ......... |
| સિન્ધ | ... ... ... ... | ......... | ......... |
| મદ્રાસ | ... ... ... ... | ......... | ......... |
| બર્મા | ... ... ... ... | ... ... | ૪૫,૦૦૦ |
| કુલ | ખાનગી ... ... ... | ૭૨,૫૨,૨૩૯ | ૧૫,૦૮,૯૯૫ |
| | સરકારી ... ... ... | ...... | ......... |

### EXPORTS OF GOLD. સોનાની નિકાશ.

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ... ... ... | ૧૦,૪૪૭ | ૬૪,૨૨૧ |
| મુંબઇ | ખાનગી ... ... | ૧,૫૫ ૭૨૫ | ૬૦,૦૩૦ |
| | સરકારી ... ... | .......... | ......... |
| સિંધ | ... ... ... ... | .......... | .......... |
| મદ્રાસ | ... ... ... ... | ૧,૦૫,૬૫૬ | ૭,૫૦૦ |
| બર્મા | ... ... ... ... | .......... | .......... |
| કુલ | ખાનગી ... ... ... | ૨,૭૧,૮૨૮ | ૧,૩૧,૭૫૧ |
| | સરકારી ... ... | .......... | .......... |

### IMPORTS OF SILVER. રૂપાની આયાત.

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી ... ... ... | ૧૫,૦૯,૬૯૪ | ૧૬,૮૮,૫૫૨ |
| | સરકારી ... ... ... | .......... | .......... |
| મુંબઇ | ખાનગી ... ... ... | ૭૮,૦૬,૨૪૯ | ૩૪,૭૪,૫૦૨ |
| | સરકારી ... ... ... | ૫૧,૬૭૩ | ૧,૩૯,૪૩૦ |
| સિંધ | ખાનગી ... ... ... | ૧,૮૫,૭૪૨ | ૨૨,૦૯૧ |
| | સરકારી ... ... ... | .......... | .......... |
| મદ્રાસ | ... ... ... ... | ૧,૧૨૮ | ૨,૦૫૧ |
| બર્મા | ... ... ... ... | .......... | .......... |
| કુલ | ખાનગી ... ... ... | ૯૫,૦૨,૮૧૩ | ૫૧,૯૭,૧૯૬ |
| | સરકારી ... ... ... | ૫૧,૬૭૩ | .......... |

### EXPORTS OF SILVER. રૂપાની નિકાશ

| દેશનું નામ. | | ૧૯૧૫ રૂ. | ૧૯૧૬ રૂ. |
|---|---|---|---|
| બંગાળા | ખાનગી ... ... ... | ૧૧,૦૫,૨૦૫ | ૧,૪૨,૧૨૧, |
| | સરકારી ... ... ... | .......... | .......... |
| મુંબઇ | ખાનગી ... ... ... | ૧૬,૭૫૨ | ૬,૬૫,૬૪૪ |
| | સરકારી ... ... ... | ૩,૧૬,૭૦૦ | ૬,૦૪,૦૦૦ |
| સિંધ | ખાનગી ... ... ... | ૧,૫૭,૪૪૮ | .......... |
| | સરકારી ... ... ... | ૪,૦૨૫ | ૧૫,૦૦૦ |
| મદ્રાસ | ... ... ... ... | ૧૦,૦૦,૦૦૦ | .......... |
| બર્મા | ... ... ... ... | .......... | .......... |
| કુલ | ખાનગી ... ... ... | ૨૨,૭૯,૪૦૫ | ૮,૦૯,૭૬૫ |
| | સરકારી ... ... ... | ૩,૨૦,૭૨૫ | ૬,૧૯,૦૦૦ |

# NEW PATENTS.
## નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઑફીસમાં નવી શોધો માટે પેટંટો મેળવવા ગયા માર્ચ માસમાં નીચે મુજબ અરજીઓ કરવામાં આવી હતી.

| અરજી કરનારનું નામ. | શા માટે. |
|---|---|
| ઇ. જે. એન્ટનીસલ | કાથા અથવા એવી કોઈ ચીજની ચટાઈ બનાવવા માટેના મશીન તથા સાળમાં સુધારો. |
| કનણાર મૉટર્સ ઍન્ડ પુલી લીમીટેડ. | ઘરેડીમા સુધારો. |
| એચ જી. ગ્રીન. | વૉટર લીફટમાં સુધારો. |
| જે. ઍાક બંન્ક | ચશ્માના કાચ તથા બીજા કાચો ઘસવા તથા લીસા કરવા માટેની નવી રીત તથા નવાં સાજ. |
| આર. વાઇકલ. | ચામડા સાફ કરવા તથા જાળવી રાખવાની નવી રીત. |
| આર. એમ. સીમ્પસન. | કાગળોપર છાપવાના યંત્રમાં સુધારો. |
| એચ. ઈ. વીલસી | બરફ બનાવવાનાં યંત્ર |
| ટી. બી. ડીકશન | ટેલીગ્રાફી સંબધી સુધારો. |
| જી. એચ. વિલાન્સ અને ઇ. એમ ન્યુઆર્ક | લોકોમોટીવ બાઇલરોમાં પાણી તપાવવા તથા ફેરવવાના યંત્રમાં સુધારો. |
| ટી. કકલૅંડ અને ટી. જે. આર. કીરનાન. | તપેલી ચીજોની ગરમીપર અંકુશ મુકવાના સાધન. |
| આર એચ. ડાહાગન. | સુધારેલી ઇટ. |
| ગોરધનદાસ મગનલાલ અને નથુભાઇ મુળચંદ જરીવાલા. | સોના રૂપાના ચપટા તારો નકશી કરવા માટે સુધારેલા યંત્ર |
| પીનાઇ. યુ પકીર મોઇડીન. | લોખંડની મુસાફરીની પેટી. |
| જી. બી બાકલેસ. | રેલ્વે ઍંજનના તથા એવી જાતનાં બીજાં બારણાંઓ બધ કરવા માટેની રીતમાં સુધારો. |

| ખબર મોકલનારનું નામ | વેપાર કરવા ઇચ્છતી કંપનીનું નામ. | કઇ બાબતનો વેપાર કરવા માગે છે તે. |
|---|---|---|
| ,, એફ ૭ | હાઉરાહનો એક વેપારી. | લાકડાં, કોલસો (Chacroal) વિગેરે ખરીદનારા સાથે પત્ર વ્યવહાર માગે છે. |
| ,, એફ ૮ | મુંબઇની એક પેઢી. | સુપર ફોસ્ફેટ ખાતર તથા એમોનીયા-સલ્ફેઇટ ખરીદનારા સાથે પત્ર વ્યવહાર કરવા માંગે છે. |
| ,, એફ ૯ | કેઇપટાઉનની એક પેઢી | દક્ષીણ આફ્રિકાની બજારમાં ચાહ અને કોથળાઓ વેચવા માટે તેની ચહલ કરનારાઓના એજન્ટ તરીકે નીમવા માગે છે. |
| ,, એફ ૧૦ | આસામનો એક ખબર પત્રી. | આસામનાં ચાહના બીયાં ખરીદનારા સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે. |
| દેશી વેપારી ચેમ્બર | અમદાવાદની એક એન્જીનીયરીંગ કંપની. | પોતાની બનાવટના સુપ્રસીધ થયેલા નેળીઆ રેંટ (પંપ) ને માટે—મુંબઇમા સ્ટોકમાં રાખી વેચનાર એજંટ અથવા સોલ એજંટ મેળવવા માગે છે. |

જે ઠેકાણે ઇન્ડીયન ટ્રેડ જર્નલ લખ્યું નથી તે ઠેકાણાની સઘળી બાતમી આ માટે ચેમ્બરમાં જતે મળવું અથવા પુછાવી જોવું.

ઉપરની બાતમીઓમા જે ઠેકાણે 'ઇન્ડીયન ટ્રેડ જર્નલ' લખેલુ છે તેના સંબધમા સીધું ડાયરેક્ટર જનરલ ઑફ કૉમર્શિયલ ઇન્ટેલીજન્સ, કલકત્તાને પુછાવી જોવું. (આ ચેમ્બરનું નામ તે કાગળમા લખવું).

નોટ

"ધી ઇન્ડીયન ટ્રેડ જર્નલ"ના નંબરની બાતમીઓના સબંધમાં તે બાતમી માગનાર વેપારી યા પેઢીએ બેંક રેફરન્સ અથવા સારી ઓળખાણનું પત્ર મોકલવું પડશે તે શિવાય તેવી બાતમીઓના જવાબ આપવામા આવશે નહિ.

*Registered No. B. 810.*

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૮મું VOL. VIII. JUN. 1916. No. 12 જુન ૧૯૧૬. અંક ૧૨ મો.

## અનુક્રમણિકા.

| વિષય | પાનું. |
|---|---|
| ૧ અધિપતિની નોંધ .. ... ... | ૫૦૮ |
| ૨ વેપારી વિષયો . ... ... | ૫૧૦ |
| (અ) અર્થશાસ્ત્રના સિદ્ધાંતો ... .. | ૫૧૦ |
| (ક) મિણબત્તીની બનાવટ ... .. | ૫૧૪ |
| ૩. લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં ... .. ... | ૫૧૬ |
| ૪ ચેમ્બરનો વિભાગ .. ... ... | ૫૨૦ |
| (અ) આગલી મિટિંગની મીનિટમાંથી ઉતારા... | ૫૨૦ |
| (ક) આયાત થતા માલની લૅંડીંગ ડેઇટમાં ફેરફાર કરવા તથા આયાત મેળવવાની રૂઢી બંધ કરવાની સુચના—ચેમ્બરનો અભિપ્રાય | ૫૨૨ |
| (ખ) મરનાર માણસની મીલકતના વહીવટદારો અને ગવર્નમેન્ટ પ્રોમીસરી નોટ—ચેમ્બરનો અભિપ્રાય ... .. ... | ૫૨૪ |
| ૫ બીજી ચેમ્બરો ... ... | ૫૨૭ |
| ૬ વેપારી ખબરો ... | ૫૩૧ |
| ૭ આભાર સ્વીકાર .. . . | ૫૩૪ |
| ૮. વેપારી બાતમીઓ અને આંકડાઓ .. | ૫૩૭ |

## INDEX.

| Subjects. | Page. |
|---|---|
| 1. Editor's Study ... ... | 508 |
| 2. Commercial Subjects ... ... | 510 |
| (a) Elements of Political Economy ... ... ... | 510 |
| (b) Candle Manufacture ... | 514 |
| 3. War Notes and Notifications ... | 516 |
| 4. Chamber's Section ... ... | 520 |
| (a) Excerpts from the minutes of the Committee meeting in April ... ... ... | 520 |
| (b) Landing Dates and Import Tally—Chamber's opinion ... | 522 |
| (c) Executors and Administrators and Government Promissory Note—Chamber's opinion ... ... ... | 524 |
| 5. Other Chambers ... ... | 527 |
| 6. Commercial Notes .. ... | 531 |
| 7. Reviews ... .. . | 534 |
| 8. Commercial Intelligence and Statistics ... .. . | 537 |

ઇન્ડીયામાં ફુલોરીંગ ટાઇલનું જાણીતું ખાતું—ધી મોગલ ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

# EDITOR'S STUDY.

## અધિપતિની નોંધ.

નામદાર હિંદી સરકારના આંકડા ખાતાંમા મી. શીરાઝની નિમણુક થઇ ત્યારથી ઘણા સુધારા કરવામાં આવ્યા છે અને જે પુસ્તકો તે ખાતાં તરફથી બહાર પાડવામાં આવે છે તેની ગોઠવણી વિગેરેમાં પણ જાણવા લાયક તથા ફાયદાકારક ફેરફાર કરવાગાં આવેલો છે. તે ખાતાં તરફથી હિંદુસ્તાનની ખેતીના આંકડાઓનાં બે પુસ્તક દર વર્ષે બહાર પાડવામાં આવે છે પણ જે સાલ માટે તે આંકડાઓ હોય છે તે પુરી થયા પછી એટલા બધા વખતે તે પુસ્તકો બહાર પડે છે કે તેને માટે કોઇનો બહુ ઉત્સાહ રહેતો નથી મી. શીરાઝે તેથી હાલ એવી ગોઠવણ કરેલી છે કે મોટાં પુસ્તકો બહાર પડે ત્યાર પેહેલાં ટુંકમાં એક નાનાં ચોપાનિયાંમાં બધી હકીકત આપવી. એ પ્રમાણે ૧૯૧૪-૧૫ માટે ખેતીવાડીના આંકડા તેઓએ બહાર પાડેલા છે આ આકડા ઉપરથી માલુમ પડે છે કે આ દેશમાં ૧૯૦૫-૦૬ માં અનાજ વિગેરેના પાકોનો વિસ્તાર ૧૯,૩૦,૮૩,૦૦૦ હતો જે વધીને ૧૯૧૪-૧૫ મા ૨૧,૫૧,૬૮,૦૦૦ થયો હતો એટલે કે ૧૧ ટકાનો વધારો થયો હતો. અનાજ સિવાયના પાકો (તેલના બીયા, રૂ, શણ, વિગેરે) નો વિસ્તાર ૧૯૦૫-૦૬ મા ૩,૭૮,૭૮,૦૦૦ એકર હતો તે વધીને ૧૯૧૪-૧૫ માં ૪,૫૦,૦૭,૦૦૦ થયો હતો એટલે કે ૧૬ ટકાનો વધારો થયો હતો અનાજના તથા અનાજ સિવાયના મુખ્ય પાકોમા નીચે પ્રમાણે વધારો થયો હતો.

| | | ૧૯૦૫-૦૬ | ૧૯૧૪-૧૫ |
|---|---|---|---|
| ચોખા | ... | ૭૩,૪૦૦ | ૭૭,૬૬૯ |
| ઘઉ ... | ... | ૨૨,૪૦૨ | ૨૫,૪૫૧ |
| જુવાર | ... | ૨૦,૭૪૨ | ૨૧,૨૨૩ |
| બાજરી | ... | ૧૧,૫૩૧ | ૧૬,૦૪૨ |
| આળસી | ... | ૨,૨૩૨ | ૨,૫૨૬ |
| તલ... | .. | ૩,૯૧૫ | ૪,૪૭૮ |
| ભોંયશીંગ | ... | .. ... | ૨,૩૭૯ |
| રૂ ... | ... | ૧૩,૦૯૯ | ૧૫,૦૨૨ |
| સણ... | ... | ૩,૧૪૧ | ૩,૩૦૯ |
| ગુળી | ... | ૪૦૧ | ૧૪૬ |
| અફીણ | ... | ૬૫૪ | ૧૭૯ |
| તંબાકુ | ... | ૧,૦૧૮ | ૧,૦૫૬ |
| ઘાસ ચારો | .. | ૩,૯૩૪ | ૬,૩૬૩ |

---

ગ્રેટ બ્રિટન હમણા લડાઇમાં ગુંથાયલું છે અને સ્વાભાવિક રીતે લડાઇના હિંગામને લીધે વેપાર ઉદ્યોગ મંદ થયેલ છે ૧૯૧૪ માં ૬૨૧૪ જોઇન્ટ સ્ટૉક કંપનીઓ રજીસ્ટર થઇ હતી. જ્યારે ૧૯૧૫ મા ૪૦૬૦ કંપનીઓ રજીસ્ટર થઇ હતી આગલાં વર્ષમા કુલે થાપણ ૧૧,૩૨,૫૧,૫૮૩ પાઉંડની હતી જ્યારે બીજા વર્ષમાં ૫,૩૩,૫૪,૬૦૮ ની હતી આટલી થાપણ સાથે આટલી કંપનીઓ નીકળી તે પણ એક પૈસા બાબતનું જોર સુચવે છે

---

આજ સુધી અર્થશાસ્ત્રી પ્રમાણે જકાતની જે રાજ્યનીતિ હતી. એક પરદેશીની અને એક વેપારનાં છુટાપણાંની. પણ હવે ત્રીજી રાજ્ય-

નીતિ નીકળે એવાં ચિન્હો લાગે છે. હિંદુસ્તાનના સેક્રેટરી ઑફ સ્ટેટ મી. ચેમ્બરલેને થોડુંક ઉપર જણાવ્યું કે એકલી પસંદગીની રાજ્યનીતિ કે એકલી છુટાપણાંની રાજ્યનીતિ હિંદુસ્તાનને અનુકુળ નહિ આવે, પણ તે બેનું સંમેલન થવું જોઇએ આ સંમેલન એ કયા પ્રકારનું ઇચ્છવા યોગ્ય છે એમ ખુલ્લું જણાવ્યું નથી. કદાચ હવાં નિમાયલાં કમિશનના રીપોર્ટ બ્હાર પડયા પછી એ બાબત વધુ અજવાળું પડે. કમિશનના પ્રમુખ સર થૉમસ હૉલૅન્ડે મુંબઇ આવ્યા પછી જે ટાઇમ્સ ઑફ ઇન્ડિયાના પ્રતિનિધિને મુલાકાત આપી હતી તેમાં પણ લગભગ એજ પ્રમાણે મત આપ્યો હતો.

---

આ અંકમાં ગયા આખા વર્ષમાં થયેલી હિંદુસ્તાનની આયાત અને નિકાશના આંકડા તથા તે સાથે સરખામણી માટે આગલા બે વર્ષના આંકડા આપવામાં આવ્યા છે.

---



ધી ઓરમે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ

# COMMERCIAL SUBJECTS

# વેપારી વિષયો.

## ELEMENTS OF POLITICAL ECONOMY.

## અર્થશાસ્ત્રના સિદ્ધાંતો.

( માસિક માટે ખાસ લખનાર; મી. જેઠીસન લ. બારભાયા. )

( માર્ચના પાના ૪૭૪ થી ચાલુ. )

વળી મુડી પરદેશ તણાઇ જવાથી તેની છુટ વધે નહિં. જ્યારે અમુક ધંધામાં વધુ નફો મળવા માંડે છે ત્યારે હરિફાઇ અને સ્પર્ધાનો એટલો વધારો થાય છે કે નફો તેની મેળે ઠેકાણાસર આવી જાય છે. આ બાબતમાં સ્પર્ધા અથવા હરિફાઇ એ સુર્યના તાપ જેવી છે અને નફો એ તાપ માપક યંત્ર કિંવા થર્મોમીટર તરીકે છે.










ક. દેશમાં હરિફાઇનો સુર્ય પોણોસો ટકા હરિફાઇ બતાવે છે એટલે નફો ૨૫ ટકા છે. ખ. દેશમાં હરિફાઇનો સુર્ય ૨૫ ટકા બતાવે છે એટલે નફો ૭૫ ટકા છે.

આપણા દેશમાં આપણને જો ચાર ટકાનું વ્યાજ ઉપજતું હોય અને વિદેશમાં ૭ ટકાનું વ્યાજ મળતું હોય તોપણ ઘણી વેળાએ આપણે જોખમ ખેડવાને લલચાતા નથી, કારણ કે વિદેશમાં નાણું રોકવામાં અને ત્યાં જવા આવવાની તેમજ દેખરેખ રાખવાની એવી ઘણી અડચણો વચ્ચે આવે છે. પરંતુ જેમ વિદ્યા વધતી જાય છે અને વિદેશ જવા આવવાનું સુગમ થતું જાય છે તેમ આ અડચણો દુર થતી જાય છે અને એક દેશ આખરે બીજા દેશ જોડે પણ સ્પર્ધામાં ઉતરે છે. આપરૂી તરેહ અબાધ્ય રીતિએ વાણીજ્ય (Free Trade) કરવાનો વિસ્તાર ઘણા બહોળા પ્રમાણમાં વધતા જાય છે

અને તેને અંગે આ અડચણો મોટે ભાગે દુર થતી રહી છે. વળી દર અઠવાડીએ વિદેશથી મળતા સમાચારો અને દરેક પળે તારથી મળતી બજારોની રૂખને લીધે આખી દુનિયાનાં બજારો વચ્ચે ભિન્નતા જેવું રહેવા પામ્યું નથી. અમેરિકાથી ચાંદીનો અથવા લીવરપુલથી રૂનો ભાવ આવે કે તેની અસર આપણાં બજારો ઉપર તાબડતોબ થાય છે એ આપણે જાણીએ છીએ.

## પ્રકરણ ૧૧ મું.

### ધંધાદારીઓનાં મંડળો અથવા મહાજનો.

આપણા દેશમાં ઘણુંખરૂં દરેક કામદારોના પોતાનાં મહાજનો હોય છે, જેવું કે હજામોનું મહાજન, ધોબિઓનું મહાજન, અને તે મહાજનો ધંધામાં લાગેલાં માણસોએ શો મુસારો લેવો તે નક્કી કરે છે. વળી તેઓ પોતાના લાગાઓ અને તેના ધારાઓ ગોઠવે છે અને તેને ન પાળનાર ઉપર મહાજન આપખુદી ભરેલો અમલ ચલાવે છે. પાશ્ચાત્ય દેશોમાં કામદારોના મંડળો હોય છે. ઉભયમાં ઘણો ભેદ છે. આપણી તરફનાં મહાજનો જ્યારે એકાદ બે આગળ પડતા માણસોના ફાંટા અનુસાર, અને એ ન્યાય કરનારા નિયમો લઈ ધર્મશાસ્ત્ર અથવા ન્યાયશાસ્ત્રથી ઉલટાં હોય છતાં ફક્ત અંગે ચાલે છે, અને તેમાં મોટે ભાગે પોતાનીજ સવળતા તરફ જાય છે. ત્યારે પાશ્ચાત્ય મંડળો તેથી સદંતર ઉલટાંજ હોય છે. ત્યાનાં મંડળો ધંધામાં કામે લાગેલાં માણસોના સ્વાર્થ જાળવવા અને તેઓનું યથાયોગ્ય રક્ષણ કરવાના હેતુઓએ સ્થાપિત થયેલા હોય છે. અત્રેના મહાજન જ્યારે રાજી થાય ત્યારે પોતાના વખાણોનાં બણગાં ફુંકે અને ખીજે ત્યારે કોઈ વ્યક્તિ પાસેથી દંડ લઈ તેની ઉજાણી કરે. પાશ્ચાત્ય મંડળો દરેક માસે અથવા વર્ષે પોતાના સભાસદો પાસેથી ઠરાવેલું લઈ રાજી થાય ત્યારે ધર્માદા સંસ્થામાં નાણું આપે અથવા સભાસદના લાચાર કુટુંબોનો નિભાવ કરે, અને ખીજે ત્યારે નામનો દંડ સભાસદને કરે અને તે વાત પછી ભુલીજ જાય.

આપણા દેશમાં કારીગરો કે જેઓનો મોટો સમુહ છે તેઓનું શ્રેય થતું નથી તેનું કારણ આવાં મહાજનો, જ્ઞાતિઓ અને જાતિભેદ સિવાય કશુંએ દેખાતું નથી. સોનીનો છોકરો ગમે એટલો ભણે, નવીન શોધ કરે, વાઈસરૉય જોડે બેસીને ખાણું લેય પરંતુ તેને કેટલેક ઠેકાણેથી પતિતજ લેખવામાં આવે. 'ક' નામની વ્યક્તિ પોતાને શુદ્ધ બ્રાહ્મણ ગણાવે અને તે ગવર્નરની પાર્ટીમાં 'ખ' નામની વ્યક્તિ જોડે બેસીને ખાવાનું ખાય. 'ખ' વ્યક્તિના વડીલો અસલ મોચી હોય તો તેનો બાધ ગવર્નરની પાર્ટીમાં એક ટેબલ ઉપર બેસતાં લેખાય નહિં. પણ 'ક' ને ઘેર 'ખ' આવે તો 'ક' તેને રૂપાના વાસણમાં પાણી પાય, દુર બેસાડી જમાડે અને લોગજોગે કાચના પ્યાલાઓમાં અથવા વાસણોમાં 'ખ'એ ખાધું હોય તો તે બધાંએ દુર રાખે. આવી વસ્તુસ્થિતિ હોવાથી આપણા દેશમાં વિદ્યાની અને લાયક માણસોની જોઈએ એટલી કદર થતી નથી. પાશ્ચાત્ય દેશમા એમ નથી. જેના પ્રતાપે હાલમાં આપણે સુશોભિત કપડાં પહેરી શકીએ છીએ તે વણવાનો સંચો શોધનાર પ્રથમ પુરૂષ તે લંડનનો હજામ હતો. રીચર્ડ આર્કરાઇટ નામનો એક ગરીબ માણસ લન્ડનમાં હજામોની દુકાન રાખનાર એટલો તો લાચાર સ્થિતિમાં હતો કે તેનાથી ધોરી રસ્તામાં દુકાન રાખી શકાતી ન હોતી. તેથી તે નિચેનાં ભોંયરાંવાળા (Subterranean) ભાગમાં દુકાન રાખી ઉપર નિચે મૂજબ પાટીયું મારતો હતો.

ધી બાર્બર ટાઈટ માટ ૨૧ બેંક શીટ ફેર્ટ સુંગઝ.



## Here is the Subterranean Barber

*who Shaves*

**for a penny.**

"અહિં હજામ છે, જે નિચેના ભાગમાં એક આનામાં હજામત કરે છે." આ હજામને એક દિવસ અસ્તરો ઘસતાં ટપટપીઆં ઉપર રેસા પડતા જણાયા આ રેસાઓનાં સાથે થવાથી જેમ ટપટપીયું આખું બનેલું હતું તેમજ સુતરના તાતણાઓના એકિકરણે કપડું બને છે તે તે જાણતો હતો, પરંતુ એને જો બરોબર રીતે મેળવવામાં આવે તો સારાં કપડાં વણાય એવું તેના મગજમાં આવ્યું, અને તે ઉપર વિચાર કરતા તેણે વણવાનો સંચો બનાવ્યો. આ શોધથી તેની નામના થઇ અને સરકારે તેને 'સર નાઇટ'નો ખેતાબ બક્ષ્યો. આ ખેતાબ મેળવ્યા બાદ એક સાધારણ હજામ સારી પંક્તિના માણસમાં લેખાવા લાગ્યો અને ઉમરાવોના મંડળોમાં તે પોતાનો પગ મૂકી શક્યો. એટલુજ નહિં પણ તે ઉમરાવો સાથે પોતાનો સગપણનો સંબધ પણ જોડી શક્યો. એક માણસ પોતાની અકકલે પાશ્ચાત્ય દેશોમા ઉંચી પંક્તિએ આવી શકે છે, પરંતુ દૌર્ભાગ્ય છે તે દેશનું કે જ્યાં જ્ઞાતિ સંસ્થાઓનાં અશાસ્ત્રોક્ત બોજાને લીધે તેવું થઇ શકતું નથી અમેરિકે, યુરોપ, ઓસ્ટ્રેલીયે, એફ્રીકે, જેપેન વગેરે કોઇ પણ દેશમા જાતિભેદ છે નહિં, પણ હિંદુસ્થાનજ એક વિલોકિક દેશ છે કે જે આખી દુનિયા જ્યારે એક તરફ ચાલે છે ત્યારે તે બીજી દિશાએ વક્રગતિ ધારણ કરે છે

હડતાળ. કામ કરનારાઓ ઠરાવેલા ધારાઓએ કામ કરવાને અમુક સમય બાદ બધાએ બંધ કરીને કામ કરવાનું ત્યજે તેનું નામ હડતાળ દરેક માણસ પોતે સ્વતંત્ર છે તેને પોતાને પોતાનું શ્રેય ઇચ્છવાની જરૂર મરજીમાં આવે તો કામ કરવું કે ન કરવું તે પણ દરેક વ્યક્તિના પોતાના વિચારોને આધીનતાની વાત છે. પણ ભિન્ન ભિન્ન વ્યક્તિ રૂપે નહિં પણ બધાએ સાથે મળી કામ કરતું અટકવું એ જેટલું દેશની આબાદીને ધોકો પહોંચાડનારું છે તેટલુંજ તે સંપત્તિનો વધારો કરવાં અટકાવનારૂં છે. આવી હડતાળો જોવામાં પાશ્ચાત્ય દેશના મજુરો જેટલા ફતેહમંદ થાય છે તેટલા હિંદુસ્થાનના થઇ શકતા નથી. કારણ કે ત્યાં મજુરોનું રક્ષણ કરનારૂં મંડળ હોય છે, અને ત્યાં કામ કરનારના કાર્ય ઉપરથી તેની તુલના થાય છે. જ્યારે આપણે ત્યા જ્ઞાતિના બંધારણે તેમ નથી. એક ઉમરાવનો ભાઇ પાશ્ચાત્ય દેશમાં કારકુનનું કામ કરતો હશે તો તેને ઉમરાવોનાં મંડળોમાં પેસવાની જગ્યા નહિં મળે, પણ અહિં તો એક માણસ ભલે વૉશીંગ કંપની રાખી ધોબિનું કામ કરતો હોય, છતાં તે વૈષ્ય જાતિનો હશે તો તેજ રહેવાનો અને તેને શુદ્ર નહિં લેખવામાં આવે; ધોબિનું કામ કરનાર પોતાને વૈષ્ય, ક્ષત્રિ કે બ્રાહ્મણ કહેવડાવે, વૈષ્ણવ હોવાનુ માન ધરાવે અને તે ધોબિની સાથે બેસી જમવામાં દોષ ન લેખાય છતાં જો ભોગજોગે ખરેખર કોઇ ધોબિનો છોકરો હોય અને તે હુશિયાર બેરિસ્ટર હોય તો તેની જોડે બેસી ખવાય નહિં આમ હોવાથી આપણા દેશમાં ભંડોળવાળા ફટાબાજ હોય છે તેઓ પોતાના કારખાનાં અથવા સંસ્થાઓમાં મરજી પડે એવા કાયદા વિરૂદ્ધ–અમાનુષિક–ધારા રાખે છે, અને છતા કોઇથી ચુંચા કરી શકાતુ નથી. બી. એ. એમ એ સુધી ભણેલાઓને નોકરી .. ખોટા ધારાઓના બહાનાં નિચે રૂકસાવવામાં આવે છે. શનીના બે વાગા સુધી કરાવી માંદા પાડવામાં આવે છે. અને કરતાં માંદા પડયા તો પછવાડેથી પગાર કાપવામાં આવે છે, છતા અહિંનો કામદાર

ઉંચું માથું કરી શકતો નથી. કારણ કે જ્યાં નિચ સ્થિતિમાં જતાં સંસર્ગ ત્યજવાની ધાસ્તી હોતી નથી ત્યાં એકને સ્થાને બીજા બે જણા તે જગ્યાએ રહેવા આવે છે. આથી કરીને આપણી તરફ સંપ હોતો નથી અને કર્મકારોની સ્થિતિ દયાજનક હોય છે.

આપણે ત્યાં કામદાર વર્ગોની સ્થિતિ શોકજનક કેમ છે અને તેને મુસારો ઓછો કેમ મળે છે, અને પાશ્ચાત્ય દેશોની સરખામણીમાં તે કેવી સ્થિતિમા રહે છે તે દર્શાવવા મુસારાને અંગે આ પ્રકરણની તુલના થાય છે.



## પ્રકરણ ૧૨ મું.

### કર.

પ્રજાને અંગે સરકાર રાજ્ય કરે છે, અને તેથી સરકારની ખરી ફરજ તે પ્રજાનું સંરક્ષણ તેમજ પ્રજાની માલ મીલકતનું રક્ષણ કરવા અર્થે હોવાથી સરકારને માથે એક એવી ફરજ રહે છે કે પ્રજાનું સરખી રીતે કાર્ય ચાલે અને દરેક પોતાની મિલકત સ્વતંત્રતાથી રાખી શકે એવો બંદોબસ્ત કરવો. આ માટેનો જે ખર્ચ લાગે તેને પુગી વળવા માટે કર નાંખવો પડે છે. જ્યાં સુધી સરકાર કર નાંખે નહિ ત્યાં સુધી સરકાર ઉપલા ખર્ચને પુગી વળવા માટે નાણાંની જોગવાઇ કરી શકે નહિં. દરેક માણસ એમ કબુલ કરશે કે પોલીસ, લશ્કર, નૌકાખાતું ન્યાયસનો વગેરે જે જે ઇન્સાફના અથવા દેશને રક્ષણ કરવાનાં સાધનો છે તે તેના પોતાનાજ લાભ માટેના છે, તો તે સાધનો ચલાવવામાં દરેકે ફાળો આપવો એ પણ વાસ્તવિક છે. એટલા માટે કોઇ પણ વર્ગ તે કર આપવામાંથી બાતલ થવો ન જોઇએ અને તેથી અમુક કર અમુક વ્યક્તિઓને પસંદ નથી માટે તેમાંથી તેઓને મૂકત કરવા જોઇએ એવું પણ થઇ શકે નહિં. કર નાંખવા વિશે જાણીતો અર્થશાસ્ત્રી એડમ-સ્મીથ નિચે મૂજબના ચાર નિયમો દર્શાવે છે:—

૧. દરેક વ્યક્તિ પોતે જે રાજ્યના રક્ષણ નિચે આવક કરી શક્તિ હોય તે પોતાની આવકના પ્રમાણમાં રાજ્યને રક્ષણાર્થે ભાગ આપવા બંધાયલી છે.

એટલે કે એક માણસ જો માસિક હજાર રૂપીઆની આવક કરતો હોય તો તેને જ્યારે દશ રૂપીઆ આપવા તો સો રૂપીઆની આવક કરનારે રૂપીઓ ભરવો.

૨. કર અમુક પ્રકારના નક્કી કરેલા જ હોવા જોઇએ. તેમજ કર આપવાનો સમય, તેની શકિત અને પ્રકારનો ભેદ પણ કર ભરનારાઓએ જાણવો જોઇએ.

આ નિયમ ઉત્તમ છે. અમુક વ્યાપારી જો એમ ન જાણતો હોય કે તેને કર કેટલો આપવાનો છે તો તે પોતાનો માલ વેચવાના ભાવમા અનિશ્ચિત થઇ જાય અને તેના કામો અનિયમીત પ્રકારે ચાલે. બધા જ્યારે આમ કરવા માંડે ત્યારે સટ્ટાનું પ્રમાણ વધે, અને માણસો કલ્પના, ડહાપણ અને અક્કલ ઉપરનો કયાસ કરવાને બદલે નસીબ ઉપર આધાર રાખીને બેસે અને તેથી વ્યાપાર એ જુગાર જેવો જ થઇ જાય.

૩. દરેક પ્રકારનો કર એવે સમયે ઉઘરાવવો કે દરેક વ્યક્તિ આપવાને તૈયાર હોય

ભરનારને બીનકારણે અગવડ પડે એવે સમયે કર ઉઘરાવવા એ સામા ધણીને નુકસાન કરનારૂં છે. ખેડુત જ્યારે ચોમાસું ગયા પછી પાક ઉતારે ત્યારેજ કર આપવાની શકિત ધરાવે, હવે તેને બદલે આડે વખતે કર ઉઘરાવવામાં આવે તો દરેક ખેડુત તે ભરી શકે નહિં.

. ધી એરએ ટાઇપ માર્ટ ૨૧ એંઠ ઓટ મુંબઇ.

૪. દરેક કર એવી યુકિતથી નાંખવો કે સરકારી તીજોરીમાં જેટલું આવે તે કરતાં લોકોના ગુંજામાંથી બહુ થોડુંજ વધારે નિકળવા પામે.

જો ચીજો ઉપર કર લેવામાં આવતો હોય અને તે ચીજો વિદેશથી આવતી હોય તો આવતાંને વાર તેનાં ઉપર કર નાંખવામાં આવે તો આપનારને વધુ ખમવું પડે. માટે ગોદીઓમાં માલનું રક્ષણ કરવામાં આવે છે, જ્યાં ચીજો રાખવામાં આવે છે, અને જેમ જેમ જરૂર પડતી જાય તેમ તેમ વ્યાપારીઓ જકાત અને ભાડું ભરી માલ ઉપાડતા જાય છે. આવી રીતની ગોઠવણથી વ્યાપારીના ખીસાં ઉપર અને માલના ભાવ ઉપર શી અસર થાય છે તે આપણે મીસીસ ફ્રૅાસેટના નિયમાનુસાર તપાસીએ

---

## CANDLE MANUFACTURE.

## મીણબત્તીનો ઉદ્યોગ.

**ઉદ્યોગની શરૂઆત**

શેવરૂલ નામના એક રસાયણશાસ્ત્રિની રસાયણીક શોધને આ ઉદ્યોગ આભારી છે. જેઓએ સને ૧૮૨૩માં પોતાની શોધ પ્રસિધ્ધ કરી જણાવ્યું હતું કે તેલો અને ચરબીઓ, જેમ તેને તે વખત સુધી ધારવામાં આવતા હતા તેમ, સાદા પદાર્થો નથી પણ ચરબીવાળાં ઍસીડ અને ગ્લીસરાઇનના મિશ્રણો છે. અને તેલો અને ચરબીઓમાંથી ગ્લીસરાઇન જો કાઢી લેવામાં આવે તો ઍસીડને સારી રીતે દબાવી શકાય કે જે મીણબત્તીઓ બનાવવા માટે ઘણાં ઉપયોગી નીવડે.

ગાઇ લુસાક નામના રસાયણશાસ્ત્રિ સાથે મળી તેઓએ આ ઉદ્યોગની શરૂઆત કરવાની કોશેશ કરી પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. અને સને ૧૮૫૩માં એમ. ડી. મીલી નામના ગૃહસ્થે સ્ટીરીનથી બનતી મીણબતીના ઉદ્યોગનો પાયો નાખ્યો. અને તે વખતથી મીણબત્તીના ઉદ્યોગની ચાલુ પ્રગતિ થતી આવી છે છેલ્લા ૧૫ વર્ષ થયાં મીણબત્તીની પરદેશોથી હિંદમાં વાર્ષિક રૂ. ૮ થી ૧૩ લાખની કિંમત સુધીની થતી આવી છે. મુખ્ય આયાત યુનાટેડ કીન્ગડમ તથા બેલજીયમમાંથી થાય છે. મીણબત્તીની ખપત કરવામાં મદ્રાસ ઇલાકો પહેલે નંબરે પછી મુંબઇ, બંગાળા અને બર્મા એમ અનુક્રમે છે.

સ્ટીરીન અને મીણબત્તી બન્નેની બનાવટનું એકઠું કારખાનું કાઢવા કે જેમાં દૈનીક આશરે ૨ ટન સ્ટીરીન બનાવવામાં આવે અને તેની મીણબત્તી કરવામાં આવે તેનો અંદાજ ખર્ચ મદ્રાસ ... માટે નીચે મુજબનો આંકવામાં આવ્યો હતો.

**ધાપણ ખર્ચ.**

| | રૂા. |
|---|---|
| સ્ટીરીન બનાવવા માટેની મશીનરી ... ... ... | ૧૩૦,૦૦૦ |
| મીણબત્તી બનાવવા માટેની મશીનરી ... ... | ૪૦,૦૦૦ |
| મકાન ... ... ... ... ... ... | ૫૦,૦૦૦ |
| કુલ રૂા. | ૨૨૦,૦૦૦ |

---

## બનાવટ માટે દૈનિક ખર્ચ.

| | રૂા |
|---|---|
| ૨½ ટન ભોંયસીંગનું તેલ દર ટને રૂા ૪૦૦ લેખે | ૧,૦૦૦ |
| તથા જરૂરીયાત બીજાં તેલો | ૪૫૦ |
| મીણબત્તી માટેનું મીણ .. | ૧,૦૦૦ |
| ,, જરૂરીયાત બીજા પદાર્થો | ૪૦૦ |
| રસાયણો | ૨૫ |
| બળતણ | ૨૫ |
| પગાર તથા મજુરીના રોજ | ૧૦૦ |
| મુડીપર ૧૨ ટકા લેખે વ્યાજ | ૧૦૦ |
| આકસ્માતિક ખર્ચો | ૪૦ |
| કુલ રૂા | ૩,૧૪૦ |

## તૈયાર માલનાં વેચાણની દૈનિક આવક

| | રૂા |
|---|---|
| મીણબત્તીની ૩૮૦ પેટીઓ દર પેટીના રૂા. ૭ લેખે | ૨,૬૬૦ |
| સીટ્રીક ઍસીડ ½ ટનના | ૩૦૦ |
| ગ્લીસરાઈન ½ ટન | ૨૫૦ |
| | ૩,૨૧૦ |

ધી આરમે ટાઈપ આર્ટ ૨૧ ઍંડ સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ

# WAR NOTES AND NOTIFICATIONS.

# લડાઈ અને વેપાર સંબંધી વધુ સરકારી જાહેરનામાં.

**પોર્ચુગીઝ બંદરોમાં પડેલાં જરમન વ્હાણો પરનો મિત્ર રાજ્યો તથા તટસ્થ રાજ્યમાંનો માલ.**

પોર્ચુગીઝ બંદરોમા પડેલાં જરમન વ્હાણો પરના મિત્ર રાજ્યો તથા તટસ્થ રાજ્યોમાંનો માલ છુટો કરવા સંબંધી નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી નામદાર સરકારને મળેલા તારની નકલ નીચે મુજબની હમને મોકલવામાં આવી છે.

"નીચેની ખબર તા. ૨૫ મી એપ્રીલના 'લન્ડન ગેઝીટ'માં પ્રસિદ્ધ કરવામા આવી છે. લીસબન ખાતેના બ્રિટીશ મીનીસ્ટર ખબર આપે છે કે પોર્ચુગીઝ સરકાર તરફથી તા ૨૧ મી એપ્રીલ ને રોજ એવો હુકમ બહાર પાડવામાં આવ્યો છે કે જરમન વ્હાણો પરનો મિત્ર રાજ્યોમાંનો માલ જુદા જુદા જીલ્લાના પ્રોકયુરેટર તરફથી આપી દેવામાં આવશે. જેઓને એ માટે ૩૦ દિવસની અંદર અરજી મોકલવી. કેટલાક દાખલાઓમાં આ મુદતમાં વધારો કરવામાં આવશે માલની ચઢતને લગતા દસ્તાવેજો બરાબર નહિ હશે તો તે બદલ જામીનગીરી આપવી પડશે અને કેટલોક માલ તેની નુકશાની ભરી આપીને પોર્ચુગીઝ રાજ્યમાં વપરાશ માટે લેવાનો હક તે રાજ્ય રાખે છે માલોના સંબંધમા કોઇ સવાલ ઉભા થાય તો તે સંબંધે પોર્ચુગીઝ ઇનામી અદાલત તરફથી તેનો ચુકાદો આપવામાં આવશે."

---

**હિંદથી હૉલેંડ ખાતે માલની ચઢગત.**

નામદાર સરકાર તરફથી જણાવવામાં આવ્યું છે કે હિંદમાંથી હૉલેંડ ખાતે માલ નીકાશ કરવા માટેની અરજી હૉલેંડ ખાતેના તેની આયાત કરનારાઓએ પ્રથમ ઇન્ડીયા ઓફીસપર મોકલવી પડશે.

હૉલેંડ ખાતે ચોખા ચઢાવવા માટેની અરજી હાલ મંજુર કરવામાં આવશે નહિં.

---

એવી ખબર આપવામાં આવી છે કે ઝુઠોકી પીગી, ચાલકીસ ઇનામી વ્હાણો માટે માલ્ટાની વ્હેપારી અદાલતમાં, થેમીસ્ટોકલીસ નામના ઇનામી વ્હાણપરના અમુક માલના સંબંધમાં એજ અદાલતમાં, "ઑરેટર" અને "ચુલેર્ટ્રાસ" નામના વ્હાણ પરના અમુક માલના સંબંધમાં નામદાર શહેનશાહની ખાંગીખાંરની અદાલતમાં, તથા એડના નામના વ્હાણના સંબંધમાં ફૉકલેંડ ટાપુઓની વડી અદાલતમાં કામ ચાલવામાં આવનાર છે. જેઓને એ વ્હાણોના માલ સાથે સંબંધ હોય તેણે તે બાબત પગલાં લેવાં.

---

નૉરવે, સ્વીડન, ડેનમાર્ક, નેધરલૅંડસ, ઇટલી, ફ્રાન્સ, (અને આલજીરીયા), ફ્રેન્ચ સંસ્થાનો, રસીયા, રૂમાનીયા, સ્પેઈન અને ઇજીપ્ટ દેશોમાંથી નિકાશ માટે મનાઇ થયેલા માલોની છેલ્લી સુધારેલી યાદી હમને તા-૧૫ મી મે ૧૯૧૫ ને દિને મળી છે.

---

નામદાર સરકાર તરફથી તા. ૨૯ મી એપ્રીલને રોજ એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું હતું તેમાં જણાવવામાં આવ્યું હતું કે બ્રિટીશ હિંદમાથી સુરોખાર બહાર લઇ જવાની મનાઇ કરવામાં આવે છે. સિવાય કે એ બાબતની રજા ચીઠ્ઠી, ચીફ કસ્ટમ્સ ઑફીસરની સહી સાથેની, નિકાશી બંદર પરના કસ્ટમ્સ કલેક્ટરને આપવામાં આવે અને તે રજા ચીઠ્ઠીમાં આપવામાં આવેલી શરતો મુજબ તેની ચકાસણી કરવામાં આવે.

---

એવું પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે કે દુશ્મન દેશમાં વહેપાર કરનારી યા સ્થપાયલી પેઢીઓ પરના હિંદી પેઢીઓનાં નીકળતાં લહેણાં, હિંદી પેઢીઓની દુશ્મન દેશોમાંની મીલકત (જામીનગીરીઓ સાથે,) દુશ્મન દેશમાં રોકાઇ પડેલો સામાન, તથા દુશ્મન રાજ્યો સામેના દાવાઓ વિગેરેની નોંધ મુંબઇ, મદ્રાસ તથા બંગાળામાં નીમાયલા દુશ્મની મીલકતના કસ્ટોડીયન તરફથી રાખવામાં આવશે જેઓને પોતાના હકો નોંધાવવા હોય તેમણે એ અધિકારીને યા સ્થાનિક સરકારને અરજ કરવી. અરજના ફારમ તથા વિગત તેઓ પાસેથી મળી શકશે.

---

તા ૬ ઠી મે ૧૯૧૬ને રોજ સીમલાથી નીચે મુજબની વર્તમાન પત્ર જોગી ખબર બહાર પડી છે કે ઘઉંના લોટની નિકાશ લાઇસન્સથી ચાલુ થઇ શકશે અને તેને લગતાં લાઇસન્સ ઘઉંને લગતા કમીશનર તરફથી મળી શકશે.

---

**બ્લૅકટીન યાને જસતના ગઠ્ઠા ઇરાની અખાત ખાતે નિકાશ કરવા બાબત અંકુશ.**

નામદાર સરકાર તરફથી તા. ૨૯ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજ એવી એક છાપાજોગી ખબર બહાર પાડવામાં આવી છે કે બ્રિટીશ હિંદમાંથી ઇરાની અખાત ખાતે જસતના ગઠ્ઠાની નિકાશ કરવાની મનાઇ કરવામાં આવી છે, સિવાય કે અમુક કન્સાઇન્મેન્ટની ત્યાંના પોલીટીકલ રેસીડન્ટ યા એવા કોઇ જુમ્મેદાર સરકારી અધિકારી તરફથી ત્યાં આયાત કરવા માટે રજા આપવામાં આવી છે એવું સર્ટીફીકેટ મેળવવામા આવે આ મનાઇ હુકમ બસરા તથા, પુર્વમાંના દેશો ખાતે નિકાશ કરવા માટે પણ લાગુ પડશે બ્લૅક ટીનનાં કેટલાંક કન્સાઇન્મેન્ટ બસરા મોકલવા માટે ચઢાવવામાં આવ્યા હતા તે બાબતના જરૂરીયાત સરટીફીકેટ સાથે નહિં હોવાથી ત્યાંના રાજ્યદ્વારી અધિકારીઓ તરફથી ઉતારવા દેવામા આવ્યાં હતાં નહિં. આથી જરૂરીયાત સરટીફીકેટ મેળવ્યા વિના એની નિકાશ કરવા વિરૂદ્ધ અત્રે ચેતવણી આપવામાં આવે છે.

---

રશીયા તરફથી કૉન્ટ્રૅબૅન્ડ જાહેર થયેલા માલોની યાદીમાં કરવામાં આવેલા સુધારા વધારાને લગતી યાદી હમને મોકલવામાં આવી છે. જેઓને એ જોવી હોય તેમને ચેમ્બરની ઓફીસમાં આવેથી જોવા મળશે.

---

કાચાં ચામડાં તથા ચામડીઓ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકામાંની પેઢીઓ પર મોકલી શકાય એવી પેઢીઓનાં વધુ નામો હમને મળ્યાં છે (તા. ૩ ૭ તથા ૯ મી મે. ૧૯૧૬.)

---

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

**યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા ખાતે કાચા જ્યુટની નિકાશ કરવાની મનાઈ.**

નામદાર સરકાર તરફથી તા. ૧૩ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજ એક જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે તેમાં જણાવવામાં આવ્યું છે કે અત્રેથી યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરીકા ખાતે કાચા જ્યુટની નિકાશ કરવાની મનાઈ કરવામાં આવે છે.

---

**ઘઉં તથા ઘઉંના લોટની નિકાશની મનાઈ.**

તા. ૨૭ મી માર્ચ ૧૯૧૬ ને રોજ નામદાર હિંદી સરકાર તરફથી એવું જાહેરનામું બહાર પાડવામાં આવ્યું છે કે તા. ૧ લી મે ૧૯૧૬ ને રોજથી ઘઉં તથા ઘઉંનો લોટ બ્રિટીશ હિંદમાંથી બહાર મોકલવાની મનાઈ કરવામાં આવે છે સિવાય કે એ બાબત ચીફ કસ્ટમ્સ ઓફીસર તરફથી મેળવેલી રજા ચીઠ્ઠી જે બંદરેથી નિકાશ કરવી હોય તે બંદરના કસ્ટમ્સ કલેક્ટરને દેખાડવામાં આવે અને તે રજા ચીઠ્ઠીમાં લખેલી શરત મુજબ તે નિકાશ કરવામાં આવે.

નીચેની બાબતોમાં આ જાહેરનામું લાગુ પડશે નહિં.

૧) સરકાર તરફથી યા સરકાર અર્થે રવાના કરવામાં આવે તે.

૨) મુસાફરી દરમ્યાન વપરાસ માટે ચઢાવવામાં આવે તે.

૩) બ્રિટીશ હિંદમાંના બીજાં બંદરોએ મોકલવામાં આવે તે

---

પ્રીવીપ ટગરયુ હૉઈમન નામના એક ગૃહસ્થ સાથે વ્હેપારી સંબંધ જોડવાની મનાઈનો જે હુકમ નામદાર સરકાર તરફથી તા. ૨૨ મી માર્ચ ૧૯૧૬ ને રોજ કાઢવામાં આવ્યો જેની વિગત ગયા માસમાં આ ચેમ્બરના ખાનગી સરક્યુલરથી સભાસદોને આપવામાં આવી હતી તે મનાઈ હુકમ હવે રદ કરવામાં આવ્યો છે એમ નામદાર સરકાર તરફથી ૧ લી મે ૧૯૧૬ ને રોજ હમને જણાવ્યું છે.

---

યુનાઈટેડ કીન્ગડમમાં તા. ૧૨ મી મે થી આયાત માટે નીચે મુજબના કેટલાક માલો બંધ કરવામાં આવ્યા છે એ વિગતના નામદાર સેક્રેટરી ઑફ સ્ટેટ તરફથી મળેલા તારની નકલ હમને મળી છે.

**આયાત માટે મનાઈ થયેલા માલો.**

બ્લૅડર, માંસ પૅક કરવા માટે વપરાસમાં આવતી ચામડીઓ, ઝાડુ તથા બ્રશ, ઝાડના મુળીયાં, છોડવા, ઝાડો તથા, બાટલીમાં યા ડબ્બામાં પેક કરેલા સુકા શાક અને અથાણાં, શીગારો, બરી, બરફ, હાથીદાંત, જાનવરો, વનસ્પતી, લીલ, મોટરગાડી તથા મૉટરસાઈકલ માટે રબર ટાયર તથા ટયુબ, મીઠું, ખોળ, ડેક્સ ટાઈન, ફેરીના અને બટાટાનો લોટ.

નામદાર હિંદ સરકાર તરફથી તા. ૨૯ મી એપ્રીલ ૧૯૧૬ ને રોજ નં. ૨૨૭૪ ડબલ્યુનું જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તેમાં એવી રીતની છુટ આપવામાં આવી છે કે ઈરાનમાં રહેનારા તથા ધંધો ચલાવનારા દુશ્મન પ્રજાના કેટલાક માણસો જેઓ બ્રિટીશ સરકાર સાથે સુલેહની લાગણી રાખે છે તેઓ સાથે બ્રિટીશ હિંદમાંની બ્રિટીશ પ્રજા વ્હેપાર કરી શકશે એ માણસોના નામની યાદી પણ એ જાહેરનામામાં આપવામાં આવી જેઓને એ યાદી જોવી હોય તેમને ચેમ્બરની ઓફીસમાંથી મળી શકશે.

---

ચેટેલીક શીશીઓની સારી કીમત ઉપજશે કે ?

યુનાઇટેડ કીન્ગડમ, નૉરવે, સ્વીડન, ડેન્માર્ક, નેધરલૅંડસ, ઈટલી, ફ્રાન્સ અને ઑસ્ટ્રીયા, ફ્રેન્ચ સંસ્થાનો, રસીયા, રૂમૅનીયા, સ્પેઇન, તથા ઇજીપ્ટમાંથી નિકાશ માટે મનાઇ થયેલાં માલોની સુધારેલી છેલ્લી યાદી હમને મળી છે.

---

નામદાર હિંદ સરકાર તરફથી પ્રસિદ્ધ થયલા નં. ૨૪૧૧ ઉપાડ્યુના તા. ૨૯ મી એપ્રીલ ૧૯૧૬ ના જાહેરનામામાં કોલસા (વિદેશ કોલસો સિવાય) તથા બાળેલા કોયલા બ્રિટીશ હિંદમાંથી યુનાઇટેડ કીન્ગડમ, બ્રિટીશ સંસ્થાનો અને આશરા હેઠળનાં રાજ્યો સિવાય કોઈ પણ સ્થળે મોકલવાની મનાઈ થઇ છે. આ જાહેરનામું નીચેના દાખલાઓમાં લાગુ પડી શકશે નહિં.

(૧) સરકાર અર્થે તથા સરકાર તરફથી માલ ચઢાવવામાં આવે તે.

(૨) હિંદનાં કોઈ બંદરે મોકલવા માટે ચઢાવવામાં આવ્યો હોય તે.

(૩) (અ) હિંદમાંના ફ્રેન્ચ યા પોર્ચુગીઝ સંસ્થાનોમાં તથા

(ક) હિંદમાંના દેશીરાજ્યોમા વાપરવા માટે જરૂરીયાત માલ મોકલવામાં આવે તે.

(૪) મુસાફરી દરમ્યાન વાપરવા માટે ચઢાવવામા આવે તે.

# CHAMBER'S SECTION.

# ચેમ્બરનો વિભાગ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમિટીની એક સભા શનિવારને તા. ૧ લી એપ્રીલ ૧૯૧૬ ને રોજ સાંઝના ૨-૩૦ કલાકે ( મું ટા. ) મળી હતી જે વખતે નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

ઓન. શેઠ દીનશાહ એદલજી વાચ્છા (પ્રમુખ)

ઓન. સર ફાઝલભાઇ કરીમભાઇ
શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ
શેઠ સોરાબજી એદલજી વૉર્ડન
શેઠ એસ. બી. બીલ્લીમોરીયા
શેઠ પી. જે. બીલ્લીમોરીયા
શેઠ રેવાશંકર જગજીવન
શેઠ ગોપાળજી વાલજી સુંદરજી
શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી
શેઠ એમ પી માડન
શેઠ લક્ષ્મીચંદ માણેકચંદ ખોખાણી
શેઠ જગન્નાથજી.

૧ ) ગયા વખતની મીટીંગની મીનીટ જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨ ) પોષ્ટ ખાતાને લગતી, મારવાડી ચેમ્બર તરફથી આવેલી બે સુચનાઓ ઉપર વિચાર કરતાં તે બાબત વધુ તપાસ માટે મુલ્તવી રાખવામાં આવી હતી.

૩ ) ઇન્ડીયન પોર્ટસ એક્ટને લગતા નિયમોના ખરડામાં કેટલાક વધારે નિયમો નામદાર મુંબાઇ સરકાર તરફથી કરવામાં આવનાર છે તેનો ખરડો કમિટી ઉપર મોકલવામાં આવ્યો હતો જે બાબત એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે તે બાબત કમિટીને કંઇ સુચના કરવી નથી.

૪ ) મીણના સવાલ ઉપર વધુ વિચાર ચલાવતાં નામદાર સરકારને તે બાબત એમ લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે ચોખ્ખું મીણ ઘણું ખરૂં મળી શકતું નથી પણ કે જો મીણના મોટા વ્હેપારીઓને જંગલો પટે આપવાની કંઇ ગોઠવણ થાય તો એવું સારૂં મીણ મળી શકે ખરૂં.

૫ ) આ ચેમ્બરના ચાલુ વર્ષના આવક જાવકના આકડા જે કમિટીના સર્વે સભાસદોમાં ફેરવવામાં આવ્યા હતા તે ઉપર વિચાર મુલ્તવી રાખવામાં આવ્યો હતો તથા ચેમ્બરના ચાલુ ખર્ચ માટે ચેમ્બરના ડીબેન્ચરમાંથી એક ડીબેન્ચર ચાલુ ભાવે, વેચી નાખવાનો ઠરાવ થયો હતો.

૬ ) ઑન. સર વિલીયમ મેયરની મુલાકાત બાબે વિચાર ચલાવવામાં આવતા એમ ઠેરવવામાં આવ્યું હતું કે હાલ તુરત એમને મળવા માટે કમિટીની પાસે કંઇ ખાસ કામ નથી.

૭ ) ઑન. સર ઇબ્રાહીમ રહીમતુલ્લા તથા સર શાપુરજી ભરૂચા કમિટીની સભામાં છ મહિના સુધી હાજરી આપી શક્યા ન હોતા

નવા પ્લાનોના બીલ્ડીંગમાં ટાઇલ્સ કોણ પુરી પાડે છે?

## પંદર દીવસમાં આબેહુબ મોટી છબી.

# ધી એન્લાર્જો ફોટ કુંપની.

તમારી નાની છબી પરથી તૈયાર કરી આપે છે કામ મનમોહક, દીલપસંદ અને ભાવ મધ્યમ મનપસંદ કામ નહિ થાય તો લીધેલા પૈસા પાછા આપવા એ અમારી ગેરંટી છે છબી ઘેરબેઠા તમને પહોંચતી કરવામા આવે છે એકવાર ટ્રાયલ લેવા અમારા કદરદાન ગ્રાહકોને અરજ કરીએ છીએ

વધુ વિગત માટે,
ઠેકાણુ, એમ્પાયર બીલ્ડીંગ.
બોરીબંદર પાસે, કોટ, મુંબઇ

## દેશને માટે ભોગ!

પોતાના દેશને માટે તન, મન, ધન, અને પ્રાણુનો પણ ભોગ (!) આપનારા યુરોપના મહાન વીરલાના સમાચારો વાચી તમોને તમારા દેશને માટે કાંઇ પણ લાગણી થાય છે કે? હા' તો પછી તમારા દેશના ઉદ્યોગોને મારી નાખનારી પરદેશી હરીફાઇ સામે તમો કાંઇ કરી શકશો કે? જુઓને! આજ કાલ અત્રે બની શકે તેવી હજારો ચીજો, જાપાન, અમેરીકા વીગેરે દેશોથી આવવા લાગી છે તેવી ચીજો તમો તમારા પોતાના માટે અને તમારા પોતાના કુટંબીઓ કે તમારા દેશબંધુઓને માટે અત્રે કાં નથી નીપજાવતા? જો તમારી ઇચ્છા થોડી મુડી રોકી તેવી ચીજો બનાવાની હોય તો માત્ર એકજ વખત નીચેને સરનામે મળો અથવા પુછો

વ્યવસ્થાપક:-હુન્નરોદ્યોગ મંડળ
ઘોઘારી મહોલા નાકા સામે બનીયન રોડ.
મુંબઇ નં ૯

તેથી નિયમ નં. ૧૬ પ્રમાણે તેઓનાં નામ કમિટીમાંથી નીકળી ગયાં હતાં પણ તેઓની કમિટીના સભાસદો તરીકે ફરીથી નીમણુક કરવામાં આવી હતી.

૮) મેશર્સ માણેકલાલની કું. ઑડીટરો તરફથી નવા નાંખેલ આવક ઉપરના કર બાબે એક સુચના મોકલવામા આવી હતી જેની નોંધ લેવામાં આવી હતી

૯) શેઠ મથુરાંદાસ ગોકળદાસ તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવા માટે અરજી આવી હતી જે હમેશના નિયમો પ્રમાણે સભાસદોમા ફેરવવાનું ઠેરવવામાં આવ્યું હતું તથા બૅલટના દિવસો તા. ૧૨ મી એપ્રીલ ૧૯૧૬ થી તા. ૧૯ મી એપ્રીલ ૧૯૧૬ સુધી ગણવામાં આવ્યા હતા તથા મી. બ્રાઉનને સ્કુટીનીઅર તરીકે નીમવામા આવ્યા હતા.

૧૦) ઑન. શેઠ મનમોહનદાસ રામજી દેશી વ્હેપારી કોમ તરફથી કાઉન્સીલમાં સભાસદ તરીકે ચુંટાયા તે બાબતનો પત્ર નામદાર સરકાર તરફથી આવ્યો જેની નોધ લેવામાં આવી હતી

૧૧) કોલસાને અત્રે આવ્યા પછી ફરી લખવા માટે બી. બી. સી. આઇ રેલ્વે પાસે સઘવડ નથી તે બાબે શેઠ ચુનીલાલ ત્રિભુખણદાસ મહેતા તરફથી જે ફરિયાદ આવી હતી તે બાબતમાં તેઓને વધુ વિગત માટે પુછાવવામાં આવ્યુ હતું. આ સંબંધમાં તેઓએ લખી જણાવ્યું હતું કે જી આઈ. પી. રેલ્વેએ પણ પહેલાની સઘવડ કાઢી નાંખેલી હોવાથી તેઓ હાલ એ બાબતમાં વધુ આગળ વધવા માંગતા નથી.

આ કાગળની નોંધ લેવામાં આવી હતી.

૧૨) આ ચેમ્બરે મોતીની જગાતની બાબતમાં જે લઢત ચલાવી હતી તે બાબતમાં મોતીના વ્હેપારીઓની એસોસિએશન તરફથી ઉપકારનો પત્ર આવ્યો હતો જેની નોધ લેવામાં આવી હતી.

૧૩) કાસિમ બજારના મહારાજા તરફથી નામદાર લૉર્ડ હાર્ડીંગને આખા હિંદુસ્તાન તરફથી માનપત્ર આપવાની જે હીલચાલ ઉભી કરવામાં આવી હતી તે બાબે ઓન સર ફાઝલભાઇ કરીમભાઇનો પત્ર આવ્યો હતો કે તેમાં જોડાનાર દરેક મંડળને કંઇક ફાળો આપવો પડશે તે પત્રની નોંધ લેવામાં આવી હતી

૧૪) કમિશન એજન્ટસ એસોસિએશનનો પત્ર આવ્યો હતો કે ચેમ્બરના નવા નિયમ પ્રમાણે એસોસિએશન તરફથી જે વધુ ફી લેવામા આવનાર છે તે તેઓની આપવાની શકતી ન હોવાથી તેમને તે નિયમમાંથી મુક્ત કરવા તે બાબતમાં તેઓને લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે ચેમ્બરના નિયમોમાં એવી રીતે અપવાદ કરવો એ કમિટીની સત્તામાં નથી.

૧૫) બૉમ્બે ડાયમંડ મર્ચન્ટસ એસોસિએશન તરફથી પત્ર આવ્યો હતો કે હીરાની આયાત ઉપર મુકવામાં આવેલી ૭|| ટકાની જકાત, અહીંયાંથી જે હીરાઓ વિલાયત મોકલવામાં આવે છે તથા ત્યાંથી નહિ વેચાઇને અત્રે પાછા રવાના કરવામાં આવે છે તેવા પારસલો ઉપર ન લેવી તથા પરદેશથી જે હીરા અત્રે આવે છે અને ન વેચાયલા પારસલો પાછાં મોકલવામાં આવે છે તેવા ઉપર તે જકાતનું રીફંડ આપવું. આ બાબત આ કમિટી તરફથી ઉપાડી લેવામાં આવે એમ વિનંતી કરવામાં આવી હતી. કારણ કે હિંદી સરકારના ખજાનચી ખાતાના સેક્રેટરી તથા મુંબઇના કસટમ્સના કલેકટરને આ બાબત લખી જોતા કસ્ટમ્સ કલેકટરે તેવી જકાતનું રીફંડ આપવાની ના પાડી હતી, એમ

જણાવીને કે હીરાઓ એવી ચીજ નથી કે જે તરત ઓળખી શકાય. આ સંબંધમાં ચેમ્બરની કમિટીને અરજી કરવામાં આવી હતી કે તેઓએ આ બાબત ઉપાડી લેવી અને નામદાર સરકારને લખવું, તેના જવાબમાં એમ લખવાનો ઠરાવ થયો હતો કે ડાયમંડ ઍસોસીએશને સવાલની બાબત તેઓની જે દલીલો હોય સાથે એક અરજી મોકલાવો આપવી જે આ કમિટી નામદાર સરકાર ઉપર રવાના કરશે.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

## LANDING DATES AND IMPORT TALLY.

### Chamber's opinion.

## આયાત થતા માલની લૅંડીંગ ડેઇટમાં ફેરફાર કરવા તથા આયાતી મેળ લેવાની રૂઢી બંધ કરવાની સુચના.

### ચેમ્બરનો અભિપ્રાય

પોર્ટટ્રસ્ટના ડાકસ મેનેજર તરફથી એવી સુચના કરવામાં આવી છે કે બંદરોમાં આયાત થતા માલ સ્ટીમર પરથી બંદર પર કયે દિવસે ઉતરવામાં આવ્યા છે તેની તારીખ હાલ જે રૂઢી મુજબ નક્કી કરવામાં આવે છે તે રૂઢીમાં ફેરફાર કરવો.

માલ ઉતાર્યા પછી તેને ઉપાડવામાં ઢીલ થાય તો વાર્ફેજના જે વધુ દર આપવામાં આવે છે તે વધુ દરમાથી અમુક દિવસ મુકત કરવામા આવે છે. આ સંબંધમાં, એ તારીખ કયે ધોરણે નક્કી કરવામાં આવે છે તે અત્યંત અગત્યનું છે. ડૉકસ મેનેજરના પત્રમાં મુંબઇની હાલની પ્રચલિત રૂઢી તથા કલકત્તા કરાંચી અને રંગુનમાં ચાલતી રૂઢી વર્ણવામાં આવી છે. ડૉકસ મેનેજર જણાવે છે કે મુંબઇનાં બંદરોમા આયાત થતા માલોની ઉતરવાની તારીખ (લૅંડીંગ ડે) નક્કી કરવાની રૂઢીના સવાલ પર હાલ ધ્યાન ખેંચાયું છે. ચલુ રૂઢીથી થોડોક વખત થયા કંઇક અસંતોષ લાગ્યો છે અને આ આખી બાબતપર વિચાર ચલાવવામાં આવ્યો છે. તથા હિંદમાની બીજી ટ્રસ્ટોને એ બાબત પુછપરછ કરવામાં આવી છે.

### મુંબઇમાં ચાલુ રૂઢી

દરેક આયાત થતો માલ ઉતરતી વખતે મેળવવામા આવે છે અને જે દિવસથી તે માલની તાળો મેળવવામાં આવી છે એમ તાળી પત્રકમાં જણાવવામાં આવે ત્યારથી ફ્રી ડેઝ ગણવામાં આવે છે. જકાતી માલ પર સાત દિવસ તથા બિનજકાતી માલપર પાંચ દિવસ છુટ આપવામાં આવે છે. વ્હાણમાંથી માલ ખાલી થતો હોય તેના પહેલા પાંચ દિવસ સુધી તાળી પત્રકમાં જોયા વિના માલની ડીલીવરી આપવામાં આવે છે છઠ્ઠા દિવસ પછી એન્ટ્રી બીલપર લૅંડીંગ ડેટ લખાવવાની જરૂર પડે છે. જે ટ્રાન્ઝીટ શેડમાંથી દરરોજ તાળી પત્રકો મોકલવામાં આવે છે તેમાં લાઇન ડૉકસ કૅશ ઑફીસમાંના કારકુનો તરફથી લખવામાં આવે છે. દરેક આયાત કરનારના પ્રતિનિધિને આ માટે કૅશ ઑફીસમાં જવું પડે છે, અને એન્ડર, કલૅન વિગેરે કેટલીક લાઇનોપરના માલના લગભગ ૨૫૦ થી ૩૫૦ તાળી પત્રકો થાય છે એમ જણાયું છે ત્યારે એ પત્રકોમાં વખતો વખત માલ શોધવા માટે કેટલા બધા વખતનો વ્યય થાય છે તેનો ખ્યાલ આવે છે તથા માલ ઉતર્યાની તારીખ ખોટી છે યા ખરી છે એ બાબત ઘણો બિનજરૂરીયાત પત્રવ્યવહાર ચાલે છે.

ઘણી વખત એવું બને છે કે માલ કામના બહુ દબાણની વખતે રાત્રના ઉતારવામાં આવે છે. આવા દાખલાઓમાં સ્ટીમર પરથી જ્યારે

માલ ખાલી થયો હોય ત્યારે "passing out of docks date" યાને બંદરમાંથી બહાર લઈ જવામાં આવે તેની તારીખ લખવામાં આવે છે.

જો અમુક કન્સાઇન્મેન્ટ ઉતર્યું નહિં હોય તો ફરીથી પાછો ફેરો ખાવો પડે છે. જ્યારે સ્ટીમરપરથી માલ પુરે પુરો ઉતરી રહે ત્યારે ઉતરેલો અમુક માલ ટેલી પત્રકમાં લખેલો નહિ જડતો હોય તો બીલ ઑફ એન્ટ્રી પર માલ ઉતાર્યાની છેલ્લી તારીખ લખવામાં આવે છે.

પીપ, મારબલ, નળીઆં વિગેરેના પર તથા ચોખા, ખાંડ વિગેરે ગુણીમાં ભરેલા માલો માટે આ રૂઢીમાં ફેરફાર કરવાની જરૂર છે.

આ રૂઢીથી જે મુશ્કેલી, ઢીલ તથા ખર્ચ થાય છે તે દેખીતું છે. એકજ બીલ ઑફ એન્ટ્રીમાં ઘણા માલો દાખલ કરવામાં આવ્યા હોય તો તે દરેક માલની ઉતર્યાની તથા બહાર ગયાની તારીખ જુદી જુદી તેમાં નોંધવામાં આવે છે જેથી વૉર્ફેજ વિગેરેની ગણતરી કરવાની ઘણી ગુંચવણ પડે છે, જેથી એ આખી રૂઢીમાં કુલ સુધારો કરવાની જરૂર છે.

## બીજાં બંદરો પરની રૂઢી.

કલકત્તામાં મુંબઇના જેવીજ રૂઢી છે. ત્યાં પણ એ રૂઢીથી અસંતોષ જણાયો છે અને આખી રૂઢી ફેરવવા બાબત વિચાર ચલાવવામાં આવે છે.

## કરાંચી.

લૅંડીંગ ડેટ–તરીકે લગભગ ૯૦ ટકા માલ ઉતરી રહે ત્યારની તારીખને લૅંડીંગ ડેઈટ તરીકે ગણવામાં આવે છે. જે તારીખ એકસપોર્ટ ઇમપોર્ટ સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી નક્કી કરવામાં આવે છે ત્યાર પછી પાંચ દિવસ છુટ આપવામાં આવે છે. લૅંડીંગ ડેઇટ જાહેર થયા પછી અમુક માલ ઉતર્યો હોય તેના સંબંધમાં સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી છુટની મુદ્દતમાં વધારો આપવામાં આવે છે.

દારૂઓના સંબંધમાં પણ વધુ છુટ આપવામાં આવે છે. છેલ્લો ડબ્બો ઉતરે તેની તારીખ લૅંડીંગ ડેટ તરીકે ગણવામાં આવે છે.

ઉતરેલો માલ ફ્રી ડેઝ પહેલાં જડતો નહિં હોય કે જેમાં આયાત કરનારાઓની ભુલ નહિં હોય તો તે બાબત પણ વધુ છુટ આપવામા આવે છે. પણ સિવાય કે આવી જે છુટ વધારવામાં આવે છે તે કેટલો માલ બંદરમાંથી કઢીગર થવાની તૈયારીમાં છે તેને આધારે આપવામાં આવે છે.

કરાંચીની રૂઢી અત્રે દાખલ કરવામાં હરકત એજ છે કે એક લૅંડીંગ ડેટ મુકરર કરવામાં આયાતી માલના મોટા ભાગ માટે સામાન્ય નિયમમાં અપવાદો કરવાની જરૂર પડે છે તે છે. જુદા જુદા માલો માટે ૯ જુદી જુદી લૅંડીંગ ડેટ આપવાની સવલડ કરવામાં આવી છે. અને બૉર્ડના હુકમથી સુપ્રીન્ટેન્ડન્ટને જુદા જુદા કારણો માટે જુદી જુદી છુટમાં વધારો કરી આપવાની સત્તા આપવામાં આવી છે.

કરાંચીમાં માલ વ્હાણમાંથી સેહરે ગાડાઓમાં સીધો ઉતારવામાં આવે છે અને તેમાંથી ઇમ્પોર્ટ યાર્ડમાં ખુલ્લામાં ઉતારવામાં આવે છે જ્યાં પુષ્કળ જગ્યા છે ત્યાંની સ્થિતિ અને મુંબઇના સંજોગમાં ફેર છે. જેથી કરાંચીની રૂઢી અત્રે અખત્યાર થઇ શકે એમ નથી.

## રંગુન.

તાબી મેળવવામાં આવતી નથી વ્હાણોમાંથી માલ પુરેપુરો ઉતરી રહે ત્યારથી ફ્રી ટાઇમ ગણવામાં આવે છે. ત્યાર પછી રવીવાર તથા તહેવારો બાદ કરી ત્રણ દિવસ અને ડૅમેજ થયલા માલ. માટે વધુ ૨ દિવસ આપવામાં આવે છે.

બૅગ, આયર્ન કેસ તથા પરચુરણ માલો દરેક માટે એક સામાન્ય રૂઢી રાખવામાં આવી છે.

જે મુખ્ય મુદ્દાઓ ઉભા થયા છે તે સંબંધમાં તેઓ તરફથી અભિપ્રાય અર્થે નીચે મુજબની સુચના મુકવામાં આવી છે.

૧) આયાતી માલની ઇમ્પોર્ટ ટૅલી યાને આયાતી માલનો પોર્ટ ટ્રસ્ટ તરફથી જે મેળ મેળવવામાં આવે છે તે બંધ કરવો.

હાલની રૂઢી અનુસાર, મરનાર માણસની મીલકતના સંબંધમાં જેઓને એકઝીકયુટર તથા ઍડમીનીસ્ટ્રેટર નીમવામાં આવ્યા હોય તે મરનાર માણસના પ્રતિનિધિ છે એવું પબ્લીક ડેટ ઑફીસ તરફથી સ્વીકારવામાં આવે છે અને એકઝીકયુટર તરીકે તેઓના નામ પર ગવનમેન્ટ પ્રોમીસરી નોટ ફેરવી આપવામાં આવે છે જે નોટોના એકઝીકયુટર તરીકે તેઓ કબાલો પણ કરી શકે છે.

નામદાર સરકારને એવું જણાયું છે કે આ રૂઢી ઇન્ડીયન સીકયુરીટીઝ ઍકટની ૪ થી કલમ તથા પ્રોબેટ ઍન્ડ ઍડમીનીસ્ટ્રેશન ઍકટની ૯૨ મી કલમમાંની શરતોથી વિરૂદ્ધ છે.

નામદાર સરકારની સુચના એવી છે કે યોગ્ય રૂઢી એ હોવી જોઇએ કે વહીવટદાર તરીકે નીમાયલા ગૃહસ્થના નામ પર વહિવટદાર તરીકે નહિ પણ ખાનગી ગૃહસ્થ તરીકે નોટ ચઢાવવી તથા તે નોટો સંબંધી લેવડ દેવડ તથા કબાલા ખાનગી ગૃહસ્થો તરીકે તેઓ તરફથી કરવામાં આવે.

વળી એવું પણ જણાવવામાં આવ્યું છે કે પ્રોબેટ ઍન્ડ ઍડમીનીસ્ટ્રેશન ઍકટની ૯૨ મી કલમમાં એવી શર્ત કરવામાં આવી છે કે એકથી વધારે એકઝીકયુટર્સ નીમવામાં આવ્યા હોય તો જો વીલમાં ખાસ વિરૂદ્ધ લખવામાં નહિં આવ્યું હોય તે બધામાંના એક જેના તરફથી તે વીલ પુરવાર કરી આપવામાં આવ્યું હોય યા તો વહીવટનો અખત્યાર મેળવવામાં આવ્યો હોય તેવા એક ગૃહસ્થ બધાંની સત્તા વાપરી શકે.

આ ઉપરથી, મજકુર રૂઢીથી જે જે મુશકેલીઓ ઉભી થવા પામે તેનું દષ્ટાંત મળે છે. કારણ કે પ્રતિનિધિત્વ મંજુર કરવામાં આવે તેનો અર્થ ટ્રસ્ટ મંજુર કરવામાં આવ્યું એવો કાયદાનો અર્થ થતો હોય તો જે ગૃહસ્થ તરફથી પ્રૉમીસરી નોટ રીન્યુ કરવા માટે અરજી કરવામાં આવે તે એકલો એકઝીકયુટર છે કે નહિ તેની ખાતરી કરવા માટે વીલ તપાસવાની ફરજમાંથી સરકાર મુકત થઇ શકતી નથી. અને જો તે એકલો એકઝીકયુટર નહિં હોય તો તેને સ્વતંત્ર રીતે કામ કરવાની સત્તા આપવામાં આવી છે કે કેમ તે પણ તપાસ કરવાની ફરજ રહે છે કે જે તપાસ કર્યાથી ઇન્ડીયન સીકયુરિટીઝ ઍકટની શરતોનો લોપ થાય છે. આવા દાખલામાં સરકારના પોતાના પગલાંથી મજકુર બે કાયદાનો પરસ્પર વિરોધ થાય એવી અવ્યવસ્થિત સ્થિતિમાં સરકાર આવી પડે છે.

બીજી બાજુપર સરકારને એવું જણાવવામાં આવ્યું છે કે પબ્લીક ડેટ ઑફીસની આ બાબતમાં જે રૂઢી છે તેનો ફેરફાર કરવામાં આવે, એવા મુદ્દાથી કે એકઝીકયુટર્સ તથા ઍડમીનીસ્ટ્રેટર્સનું પ્રતિનિધિત્વ સ્વીકારી શકાય એમ નથી તો ગવર્નમેન્ટ પેપરની લોકપ્રિયતામા નુકસાન પહોંચે એમ છે.

નીચેના મુખ્ય મુદ્દાઓ વિચાર કરવા યોગ્ય છે.

(અ) ચાલુ રૂઢી ચોક્કસ સઘવડ ભરેલી છે કારણ એકઝીકયુટર્સના નામપર એકઝીકયુટર્સ તરીકેની જે નોટ હોય તે અને તેની ખાનગી નોટ આ રૂઢીથી જુદી પાડી શકાય છે.

(ક) હાલના કાયદા પ્રમાણે જો વર્તન કરવામાં આવે તો એકઝીકયુટર મરી જાય તો તે પછી તેનો જે લીગલ રેપ્રેઝેન્ટેટીવ હોય તેણે representation 'beneficiaries રેપ્રેઝેન્ટેશન બેનીફીસીયરીઝ લેવાં પડે અને તેમાં જો તેઓ ઢીલ કરે તો Beneficiaries ને ઘણી અગવડ પડે. વળી એવું પણ બનવા લાગે કે એકઝીકયુટરના વારસો તે નોટો પોતાના નામપર કરી લે.

(ખ) આવા વહીવટદારને એકઝીકયુટર યા ઍડમીનીસ્ટ્રેટરનું જે નામ આપવામાં આવ્યું છે તેનો અથ એવો છે કે જાહેર પ્રજાને એવી ખબર રહે કે તેના હકોની તે નોટો ફકત વહીવટદાર તરીકે તેઓના નામપર છે અને તેથી તે ખરીદનાર તે એકઝીકયુટર અથવા ઍડમીનીસ્ટ્રેટરની તે

# OTHER CHAMBERS.

# બીજી ચેમ્બરો.

## THE NEED FOR AN IMPERIAL TRADE POLICY.

### સામ્રાજય માટે વ્યાપારી રાજ્યનીતિની આવશ્યકતા.

સામ્રાજય માટે વેપારી રાજ્યનીતિની આવશ્યકતા સંબંધી વિવેચન કરતાં લન્ડન ચેમ્બરનું જરનલ કહે છે કે આજ હાલની જરૂરીઆત માત્ર એકજ છે અને તે એ કે લડાઇનો, જેમ બને તેમ જલદી, વિજયવંત અંત આણુવો. શસ્ત્રોની લડાઇ પછી વેપારની લડાઇ શરૂ થશે અને આપણા શત્રુઓએ શસ્ત્રોની લડાઇમાં દેખાડેલી ચીવટતા, તે વેપારી લડાઇમાં પણ વાપરશે, એમાં બીલકુલ શક નથી. માટે હાલના ભયાનક વિગ્રહના સમયમાં પણ લડાઇને અંતે શરૂ થનાર બીજા વિગ્રહ માટે યોજના ઘડવા તરફ લક્ષ આપવા માટે આપણા સત્તાધિકારીઓએ પોતાનો થોડોક અમૂલ્ય વખત રોકવો જોઇએ. તે ઉપરાંત આપણે જે કાંઇ આર્થિક શસ્ત્રો તૈયાર કરવાનાં હોય તે અત્યારથીજ કરવાં જોઇએ. જાહેર પ્રજામત પણ આ દીશામાં પાકો થયો છે અને તેને માત્ર એક અગ્રેસરની જરૂર છે. પ્રજા કહે છે કે ભવિષ્યમાં આપણા ઉદ્યોગોનાં કોઇ પણ ખાતામાં જર્મનીને ફાવવા દેવું નહિ અને આપણા મિત્ર રાજ્યોના માલની આયાત સગવડ જર્મન તથા ઑસ્ટ્રો હંગેરીઅન માલને મળવા દેવી નહિ. એ તો સિદ્ધ થઇ ગયું છે કે લડાઇને પરિણામે બાધિત અને અબાધિત આયાત પદ્ધતિ વચ્ચેનો ભેદ નાબુદ થયો છે. માંચેસ્ટર જેવું અબાધિત પદ્ધતિનો ગઢ પણ હવે એ રૂઢી ના કબુલ કરશે. હવે તો આપણે અબાધિત પદ્ધતિવાળા પણ નથી તેમ જકાતમાં સુધારો કરવાની હિમાયત કરનાર પણ નથી પરંતુ એક મહાન સામ્રાજયના શહેરી છીએ અને આપણા હૃદયમાં આપણાં મિત્રરાજ્યો માટે સ્થાન છે. તેથીજ પ્રજામત નીચેનાં હિત પ્રમાણેના સુધારા માટે આતુર છેઃ—

૧ સામ્રાજયનાં જુદાં જુદાં અંગો વચ્ચે માલની અદલા બદલી માટે ચોક્કસ સવળતા.

૨ મિત્ર રાજ્યો સાથે તેથી જુદા પ્રકારની સવળતા.

૩ તટસ્થ રાજ્યો માટે લાભકારક કોલકરારો અને

૪ શત્રુ રાજ્યો જોડેના વેપારપર કાબુ.

પરંતુ આટલો જકાત પદ્ધતિનો સુધારો કરીયે એટલે આપણી વેપારી પદ્ધતિની યોજના પુરી થઇ એમ કાંઇ નથી, પણ હવે આપણે આપણા ઘરમાંજ વેપાર અને ઉદ્યોગની સુવ્યવસ્થા ગખવાની છે, એટલે હવે તો જાગૃત થઇને નવી યોજના ઘડવા માંડવાની છે. આપણા વાણિજ્ય જીવનને નવું ચેતન. નવી શકિત આવવી જોઇએ અને તેને ખરે માર્ગે દોરવા માટે એક વેપારી પ્રધાન મંડળની આવશ્યકતા છે આનો અર્થ એમ નથી કે ચાલુ પ્રધાન મંડળનું માત્ર નામજ બદલવું પરંતુ વેપારી લાભોનું સંરક્ષણ કરનારું

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક ઓંટ ફોર્ટ મુંબઇ.

